# આપણા દેશનો ઇતિહાસ

## બ્રિટિશ યુગ

( પૂર્વાર્ધ )


લેખક

ન્હાનુભાઈ કું. દેસાઈ, એમ. એ., બી. ટી.

હેડમાસ્તર, ધી કડોદ હાઈસ્કૂલ, કડોદ.

( 'છેલ્લી ત્રણ સદીનો ઇંગ્લંડનો ઇતિહાસ' ઈ૦ ના કર્તા )






લૉંગમૅન્સ, ગ્રીન ઍન્ડ કંપનિ, લિમિટેડ

# આપણા દેશનો ઇતિહાસ

## બ્રિટિશ યુગ

[ પૂર્વાર્ધ : ઇ. સ. ૧૮૫૮ સુધી ]

લેખક

નાનુભાઇ કુંવરજી દેસાઇ, એમ. એ., બી. ટી.

હેડમાસ્તર, ધી કડોદ હાઇસ્કૂલ, કડોદ.

( " છેલ્લી ત્રણ સદીનો ઇંગ્લંડનો ઇતિહાસ " ઇ૦ ના કર્તા )

પ્રકાશક

લૉંગમૅન્સ, ગ્રીન ઍન્ડ કંપનિ, લિમિટેડ

વલ્કન હાઉસ, નિકલ રોડ, મુંબઇ

કલકત્તા : મદ્રાસ : લંડન : ન્યૂયૉર્ક

૧૯૩૯

ગૂજરાતી કોપીરાઈટ-સંગ્રહ

ગૂજરાતી સાહિત્યમાં અનોખો સંદર્ભ ગ્રંથ (Reference Book)

# સાર્થ ગૂજરાતી કહેવત કોષ


સંપાદક :

**ન્હાનુભાઈ કુંવરજી દેસાઈ, એમ. એ., બી. ટી.**

હેડમાસ્તર, ધી કડોદ હાઈસ્કૂલ, કડોદ.

( "છેલ્લી ત્રણ સદીનો ઈંગ્લંડનો ઇતિહાસ" ઈ૦ ના કર્તા )

સહાય :

**ન્હાનુભાઈ ઉત્તમરામ ભટ્ટ**

ગુજરાતી શિક્ષક, ધી કડોદ હાઈસ્કૂલ, કડોદ.


" સંદર્ભગ્રંથો ( Reference Books ) ની બાબતમાં ગૂજરાતી સાહિત્ય ઘણું દરિદ્ર છે. ગૂજરાતી સાહિત્યની એ ગંભીર ઊણપ અમુક અંશે અને અમુક દિશામાં ટાળવાના હેતુથી " સાર્થ ગૂજરાતી કહેવત કોષ " તૈયાર કરવામાં આવ્યો છે. આ પુસ્તકમાં સેંકડો પ્રચલિત કહેવતો કક્કાવાર અનુક્રમે શબ્દકોષ ( Dictionary ) ની ઢબે પદ્ધતિસર રજૂ કરવામાં આવી છે અને કહેવતોની સરળ સમજુતી પણ આપવામાં આવી છે. શબ્દકોષના સ્વરૂપમાં સેંકડો પ્રચલિત ગૂજરાતી કહેવતોની સરળ સમજુતી આપી તેમને વ્યવસ્થિત કક્કાવાર અનુક્રમે રજૂ કરતું આ માત્ર એક જ અને અનોખું પુસ્તક છે. સાહિત્યમાં રસ લેતા સજ્જનો, શિક્ષકો અને વિદ્યાર્થીઓ માટે આ મધ્યમ કદનો કોષ આવશ્યક સંદર્ભગ્રંથનું સ્થાન લેશે."


**લૉંગમૅન્સ, ગ્રીન ઍન્ડ કંપનિ, લિમિટેડ**

મુંબઈ : કલકત્તા : મદ્રાસ : લંડન : ન્યૂયૉર્ક : ટૉરન્ટો

---

Printed by M. N. Kulkarni, at the Karnatak Printing Press, Chira Bazar, Bombay 2, and published by A. W. Barker, Manager, Longmans, Green & Co., Ltd., Vulcan House, Nicol Road, Ballard Estate, Bombay.

# પ્રસ્તાવના

"ઇતિહાસ, જીવનચરિત્ર, વિજ્ઞાન વગેરે સંબંધીના ગૂજરાતી ભાષાના ગ્રંથોનું પ્રમાણ ઘણું થોડું જોવામાં આવે છે.........સાહિત્યના કેટલાક વિભાગો માટે અથાગ મહેનત અને અનહદ ખંતવાળા અભ્યાસીઓની જરૂર છે." લેડી વિદ્યાબ્હેન રમણભાઈ નીલકંઠના આ શબ્દો, ઈ. સ. ૧૯૩૧ માં પ્રગટ થયેલા "ગ્રંથ અને ગ્રંથકાર" ના પુસ્તકમાં આલેખાયલા છે. આપણું ઇતિહાસવિષયક સાહિત્ય દરિદ્ર છે એ વાત તો સ્પષ્ટ જ છે. એ ખરૂં છે કે આપણી પાસે આપણા દેશના ઇતિહાસના જુદા જુદા યુગોનું જીવતું શબ્દચિત્ર રજૂ કરવા માટે પૂરતાં સાધનો નથી, અને તેથી છૂટાં છવાયાં સાધનો અને સામગ્રીની મદદથી આપણે ઇતિહાસ ઊભો કરવો પડે છે. આપણી ઐતિહાસિક ભાવના ( Historical Sense ) પણ મંદ જ છે એ વાતનો પણ સ્વીકાર કરવો જ રહ્યો. એ મંદ ભાવનાને સતેજ કરવી એ ગાંધીયુગના પ્રત્યેક ગૂજરાતીની ફરજ છે.

આપણી વિદ્યાપીઠોએ ઇતિહાસ પરત્વેનું દુર્લક્ષ મટાળવા શુભ પ્રયાસો આદર્યા છે પરંતુ એ પ્રયાસો હજી પરિપક્વ થયા નથી. આપણા દેશના ઇતિહાસના પૃથક્ પૃથક્ યુગોનો સવિશેષ અભ્યાસ કે વાચન ખાસ અગત્યનું છે પરંતુ એ દિશા તરફ ગૂજરાતી વિદ્યાર્થીઓ અને સામાન્ય વાચકોનું પૂરતું ધ્યાન નથી એમ કહેવું અયોગ્ય ન ગણાશે. એ વર્ષ ઉપર મુંબઈની વિદ્યાપીઠે મૅટ્રિક્યુલેશન પરીક્ષા માટેના ઇતિહાસના અભ્યાસક્રમમાં મહત્ત્વનો સુધારો કર્યો, અને એ પરીક્ષા માટેના ઉમેદવારોને હિંદના ઇતિહાસના જુદા જુદા યુગોના વિશિષ્ટ અભ્યાસ કરવા તરફ દોર્યા. એ પરીક્ષા માટેના ગૂજરાતી ઉમેદવારો કંઈક મુઝવણમાં પડ્યા, કારણ કે હિંદના ઇતિહાસના જુદા જુદા યુગો વિષે યુગવાર લખાયલાં સ્વતંત્ર પુસ્તકોની ગૂજરાતી ભાષામાં મોટી ખોટ હતી. મૅટ્રિક વર્ગના મારા વિદ્યાર્થીઓની મુઝવણ ટાળવાના હેતુથી, હિંદના ઇતિહાસના ચાર યુગો વિષે

ચાર જુદાં પુસ્તકો લખવા હું પ્રેરાયો. પહેલું પુસ્તક ( મુસલમાન યુગ વિષેનું ) મેં શ્રી. નાયકના સહકારથી લખ્યું જે ઈ. સ. ૧૯૩૮ ના એપ્રિલ માસમાં પ્રગટ થયું. બીજું પુસ્તક ( બ્રિટિશ યુગ વિષેનું ) આજે વાચકવર્ગ સમક્ષ રજૂ કરૂં છું. બાકીના બે પુસ્તકો આવતા વર્ષ દરમિયાન પ્રગટ કરાવી શકાશે એવી આશા રાખું છું.

આ પુસ્તક મૅટ્રિક વર્ગના વિદ્યાર્થીઓ માટે મૂળ લખાયલું હોવા છતાં અન્ય વાચકો માટે એ બીનઉપયોગી તો નથી જ. ઇતિહાસને સિદ્ધાંતની દૃષ્ટિએ “ પાંચમો વેદ ” કહેવા છતાં આપણામાંના ઘણાને એ “ વેદ ” ની સાચી મહત્તાનો હજી ખ્યાલ નથી. કોઈપણ દેશના રાજ્યકર્તાઓ અને કારભારીઓના જીવનના થોડા પ્રસંગોની લુખી સૂકી હકીકતોમાં કે માત્ર રાજકીય બનાવોની હકીકતોમાં જ તે દેશનો ઇતિહાસ આવી જતો નથી. આ કારણથી માત્ર રાજકીય બનાવોની હકીકતો આપવા ઉપરાંત તે તે સમયની સામાજીક સ્થિતિનો આછો ચિતાર આપવાનો મેં યથાશક્તિ પ્રયાસ કર્યો છે જેથી વિદ્યાર્થીઓ સિવાયના અન્ય વાચકોને પણ આ પુસ્તક વાંચવા ગમશે એવી ઉમેદ રાખું તો અસ્થાને ન ગણાશે.

ઇતિહાસના પુસ્તકોનું પુનર્લેખન વખતોવખત થવું જરૂરી છે. વિખ્યાત અંગ્રેજ ઇતિહાસલેખક વિન્સન્ટ સ્મીથના ઇતિહાસો વર્ષો સુધી આધારભૂત ગ્રંથો તરીકે ગણાયા છે, છતાં વિન્સન્ટ સ્મીથના હિંદના ઇતિહાસમાં આપેલી કેટલીક હકીકતો, છેલ્લાં થોડાં વર્ષો દરમિયાન થયેલાં ઐતિહાસિક અન્વેષણોની દૃષ્ટિએ, સત્યથી વેગળી પૂરવાર થઈ છે. હિંદના ઇતિહાસના ઘણા લેખકોએ સામાન્ય વાચકો અને વિદ્યાર્થીઓ સમક્ષ આપણા દેશનો વિકૃત ઇતિહાસ રજૂ કર્યો છે. આજસુધીનાં ઘણાં પાઠ્ય પુસ્તકોમાં અપાયલી અમુક વિકૃત હકીકતોનું સાચું સ્વરૂપ રજૂ કરવા મેં મારો નમ્ર પ્રયાસ કર્યો છે. આ પુસ્તક મેં સંકુચિત નહિ પણ ઉદાર એવાં રાષ્ટ્રીય દૃષ્ટિબિંદુથી લખ્યું છે અને ઇતિહાસલેખકના નિષ્પક્ષપાતી અને તટસ્થ ધોરણને વળગી રહેવાનો શક્ય પ્રયાસ કર્યો છે. આ પુસ્તક તૈયાર કરવામાં મેં કેટલાક હિંદી અને અંગ્રેજ ઇતિહાસ લેખકોની કૃતિઓનો આધાર લીધો છે અને તેમાંથી કેટલાંક ટૂકાં અવતરણો આપ્યાં છે જે બદલ હું એ

ઇતિહાસ લેખકોનો અને તેમની કૃતિઓના પ્રકાશકોનો આ સ્થળે આભાર માનું છું.

અભ્યાસક્રમની દષ્ટિએ આ પુસ્તક મૅટ્રિક્યુલેશન પરીક્ષા માટેના ગૂજરાતી ઉમેદવારોને ખાસ ઉપયોગી નિવડશે એ વિષે મને શંકા નથી. ટ્રેઈનીંગ કૉલેજોમાં અભ્યાસ કરતા પ્રાથમિક શાળાના ગૂજરાતી શિક્ષકોને પણ હિંદના ઇતિહાસનો સવિશેષ અભ્યાસ કરવાનો હોય છે એટલે તેમને પણ આ પુસ્તક અમુક અંશે ઉપયોગી નીવડશે એમ ધારૂં છું. પુસ્તકની યોજના અને આલેખન મોટે ભાગે શિક્ષણશાસ્ત્રના આધુનિક સિદ્ધાંતો અનુસારનાં છે. પ્રકરણોની વહેંચણી કરવામાં જુદા જુદા ગવર્નરો અને ગવર્નર–જનરલોના અમલકાળ પ્રમાણે અઢી સદીઓના કૃત્રિમ ભાગલા પાડવાનું મને ઠીક લાગ્યું નથી તેથી દરેક ગવર્નર–જનરલ દીઠ એકેક પ્રકરણ જુદું પાડ્યું નથી. પ્રકરણોનાં મથાળાં મોટે ભાગે વિષયસૂચક રાખવામાં આવ્યાં છે કારણ કે વિષયો (Topics) ઉપર વધારે ભાર મૂકવાની યોજના અનુકૂળ તેમ જ ઇચ્છિવાયોગ્ય છે.

ઇતિહાસના વિષયમાં રસ લેનાર સજ્જનો, શિક્ષકબંધુઓ અને વિદ્યાર્થીઓ આ પુસ્તકને યોગ્ય રીતે આવકારશે એવી આશા સાથે આ પ્રસ્તાવના પૂરી કરૂં છું.

ધી કડોદ હાઈસ્કૂલ<br>કડોદ (વિઠ્ઠલનગર)<br>તા. ૨૫–૬–૩૯

**જ્હાનુભાઈ કુંવરજી દેસાઈ**

# આપણા દેશનો ઇતિહાસ

## મુસલમાન યુગ

રૂ. આ. પૈ

પૃષ્ઠસંખ્યા : ૩૧૫+૨૫ ] [ કિંમત : ૧–૬–૦

લેખકો

**ન્હાનુભાઈ કું. દેસાઈ**, એમ. એ., બી. ટી.
હેડમાસ્તર, ધી કડોદ હાઇસ્કૂલ, કડોદ.

અને

**મગનલાલ ઝી. નાયક**, બી. એ., બી. ટી.
મદદનીશ શિક્ષક, ઝવેરી જૈન હાઇસ્કૂલ, સુરત.

" મુંબઈ યુનિવર્સિટિની મૅટ્રિક્યુલેશન પરીક્ષા માટેના હિંદના ઇતિહાસના નવા અભ્યાસક્રમ અનુસાર લખાયેલું આ પહેલું જ ગૂજરાતી પુસ્તક છે. ઇતિહાસના અનુભવી શિક્ષકોને હાથે યોજાયલું આ નવીન પુસ્તક તદ્દન આધુનિક ઢબથી અને શિક્ષણશાસ્ત્રના સિદ્ધાંતો અનુસાર લખાયું છે. ચિત્રો, નકશાઓ, સમયરેખાઓ, ચિંતનાત્મક પ્રશ્નો, પ્રકરણસાર વગેરે વિશિષ્ટતાઓ આ અનન્ય પાઠ્યપુસ્તકમાં નજરે પડે છે. માત્ર રાજકીય બનાવોની જ હકીકત આપવા ઉપરાંત લેખકોએ તે તે સમયની સામાજીક સ્થિતિનો પણ યોગ્ય ચિતાર આપ્યો છે. હિંદના ઇતિહાસ વિષેના ગૂજરાતી સાહિત્યમાં આ પુસ્તકને એક વિશિષ્ટ ઉમેરા તરીકે આવકાર મળ્યો છે."

### તૈયાર થાય છે.

( ૧ ) **આપણા દેશનો ઇતિહાસ : પ્રાચીન યુગ**
લેખક : **ન્હાનુભાઇ કું. દેસાઇ**, એમ. એ., બી. ટી.

( ૨ ) **આપણા દેશનો ઇતિહાસ : મરાઠા યુગ**
લેખક : **ન્હાનુભાઈ કું. દેસાઈ**, એમ. એ., બી. ટી.

**લૉંગમૅન્સ, ગ્રીન ઍન્ડ કંપનિ, લિમિટેડ**

# અનુક્રમણિકા

## પૂર્વાર્ધ

### ખંડ પહેલો : હિંદમાં યૂરોપી પ્રજાની સત્તાના મંડાણ


| | | | | પૃષ્ઠ |
|---|---|---|---|---|
| પ્રકરણ | ૧ | લું | હિંદ અને યૂરોપ | ૩—૧૦ |
| ,, | ૨ | જું | ફિરંગી સત્તાનો ઉદય અને વિકાસ | ૧૧—૨૦ |
| ,, | ૩ | જું | ફિરંગી સત્તાની પડતી અને વલંદાઓની ચડતી | ૨૧—૨૯ |
| ,, | ૪ | થું | અંગ્રેજ અને ફ્રેન્ચ વેપારી મંડળીઓ (સત્તરમી સદી) | ૩૦—૪૭ |
| ,, | ૫ | મું | અંગ્રેજ અને ફ્રેન્ચ વેપારી મંડળીઓ (અઢારમી સદીનો પૂર્વાર્ધ) | ૪૮—૬૫ |


### ખંડ બીજો : બ્રિટિશ સત્તાનો ઉદય


| | | | | |
|---|---|---|---|---|
| પ્રકરણ | ૧ | લું | કર્ણાટકમાં બ્રિટિશ સત્તાનો ઉદય | ૬૭—૮૧ |
| ,, | ૨ | જું | બંગાળામાં બ્રિટિશ હકુમતની સ્થાપના | ૮૨–૧૦૪ |
| ,, | ૩ | જું | કલાઇવ પછી | ૧૦૫–૧૧૮ |
| ,, | ૪ | થું | વૉરન્ હેસ્ટિંગ્સ અને બ્રિટિશ સત્તાનો વિસ્તાર | ૧૧૯–૧૪૨ |


### ખંડ ત્રીજો : બ્રિટિશ સત્તાનો મહાન્ વિકાસ


| | | | | |
|---|---|---|---|---|
| પ્રકરણ | ૧ | લું | હિંદમાં બ્રિટિશ કંપનિની સ્વતંત્ર સત્તા | ૧૫૧–૧૬૭ |
| ,, | ૨ | જું | કંપનિના રાજ્યનો મોટો વિસ્તાર | ૧૬૮–૧૮૯ |
| ,, | ૩ | જું | મરાઠી સામ્રાજ્યનો અંત અને સીખ સત્તાનો ઉદય | ૧૯૬–૨૨૦ |
| ,, | ૪ | થું | કંપનિ સરકારની સાર્વભૌમ સત્તાની જમાવટ | ૨૨૧–૨૪૨ |


### ખંડ ચોથો : સામ્રાજ્યવાદી ગવર્નર–જનરલો


| | | | | |
|---|---|---|---|---|
| પ્રકરણ | ૧ | લું | પંજાબ અને સિંધમાં બ્રિટિશ સત્તાનો વિસ્તાર | ૨૪૭–૨૬૧ |
| ,, | ૨ | જું | કંપનિનો અંતિમ રાજ્યવિકાસ | ૨૬૨–૨૭૯ |

| | | | | |
|---|---|---|---|---|
| પ્રકરણ | ૩ | જું | કંપનિ સરકારની એક સદી | ૨૮૦–૨૯૪ |
| ,, | ૪ | થું | સત્તાવનનો સંગ્રામ | ૨૯૫–૩૧૨ |


## ખંડ પાંચમો : બ્રિટિશ હિંદનું રાજ્યબંધારણ


| | | | | |
|---|---|---|---|---|
| પ્રકરણ | ૧ | લું | હોમ ગવર્નમેન્ટ | ૩૨૧–૩૨૫ |
| ,, | ૨ | જું | હિંદની મધ્યવર્તિ સરકાર | ૩૨૬–૩૩૨ |
| ,, | ૩ | જું | પ્રાંતિક સરકાર અને વહીવટી ખાતાંઓ | ૩૩૩–૩૪૪ |


## પરિશિષ્ટો


| | | | |
|---|---|---|---|
| નં. | ૧ | અંગ્રેજ કંપનિ અને બંગાળાની નવાબી | ૧૪૩–૧૪૫ |
| નં. | ૨ | હેસ્ટિંગ્સનો મુકર્દમો | ૧૪૬–૧૪૭ |
| નં. | ૩ | ટીપુ સુલતાન અને અંગ્રેજો | ૧૯૧–૧૯૨ |
| નં. | ૪ | કંપનિના હિંદમાંના વહીવટી તંત્ર વિષે માર્કિવસ વેલેસ્લિના વિચારો | ૧૯૩–૧૯૫ |


## નકશાઓ અને આકૃતિઓ

અનુક્રમ નં.


| | | |
|---|---|---|
| (૧) | હિંદી મહાસાગરમાંનુ ફિરંગીઓનું વેપારી સામ્રાજ્ય | ૧૭ |
| (૨) | સત્તરમી સદીની શરૂઆતનું હિંદ | ૩૭ |
| (૩) | હિંદમાંના યૂરોપી મથકો ( ઈ. સ. ૧૭૦૦ ) | ૪૩ |
| (૪) | કલાઇવિના સમયનાં બંગાળા, બિહાર અને આરિધ | ૭૫ |
| (૫) | કર્ણાટક વિગ્રહોના સમયના દક્ષિણ હિંદનો ભાગ | ૮૯ |
| (૬) | મ્હૈસૂર વિગ્રહના સમયના દક્ષિણ હિંદનો ભાગ | ૧૩૦ |
| (૭) | બ્રિટિશ સત્તાનો હિંદમાં ઉદય ( ઈ. સ. ૧૭૪૫–૮૫ ) | ૧૩૯ |
| (૮) | બ્રિટિશ સત્તાનો હિંદમાં વિસ્તાર ( ઈ. સ. ૧૭૮૫–૧૮૦૫ ) | ૧૮૪ |
| (૯) | બ્રિટિશ હિંદ, ( ઈ. સ. ૧૮૨૩ ) | ૨૨૩ |
| (૧૦) | બ્રિટિશ સામ્રાજ્ય., ( ઈ. સ. ૧૮૩૦ ) | ૨૩૯ |
| (૧૧) | આસામ અને બ્રહ્મદેશમાં બ્રિટિશ સત્તાનો વિસ્તાર | ૨૬૭ |
| (૧૨) | બ્રિટિશ હિંદ., ( ઈ. સ. ૧૮૪૮–૫૬ ) | ૨૭૦ |
| (૧૩) | સત્તાવનના સંગ્રામ સમયનું ઉત્તર હિંદ | ૩૦૧ |


———:૦:———

# પૂર્વાર્ધ

હિંદમાં

# બ્રિટિશ સત્તાની સ્થાપના અને વિકાસ

[ ઈ. સ. ૧૬૦૭–૧૮૫૭ ]

# પ્રકરણ ૧ લું
## હિંદ અને યૂરોપ.

આપણા દેશથી હજારો માઇલ દૂર આવેલા યૂરોપ ખંડના લોકો આપણા દેશને સદીઓ થયાં સુવર્ણભૂમિ તરીકે ઓળખતા હતા. પ્રાચીન સમયમાં હિંદ અને યૂરોપ વચ્ચેનો સંબંધ ખાસ કરીને જમીન માર્ગે રહેતો હતો. મહાન સિકંદરે હિંદ ઉપર ચઢાઈ કરી ત્યારબાદ હિંદ અને યૂરોપના દેશો વચ્ચે વેપારનો સંબંધ સારા પાયા ઉપર મૂકાયો હતો. યૂરોપના દેશોને ઉપયોગી એવી કરોડો રૂપિઆની કીંમતની ઘણી વસ્તુઓ દર વર્ષે આપણા દેશમાંથી યૂરોપ ખંડના જુદા જુદા દેશોમાં જતી* તે કાળમાં આપણો દેશ ઘણી આબાદ સ્થિતિમાં હતો અને હુન્નર ઉદ્યોગો ધીખતા ચાલતા હતા. હિંદી માલ ભરીને હિંદી વહાણો ઇરાની અખાત અને રાતા સમુદ્રનાં બંદરોએ પહોંચતાં અને ત્યાંથી અલેક્ઝાંડ્રીઆ, કૉન્સ્ટાંટિનોપલ વિગેરે મથકો મારફત વેનીસ અને જીનો-આના વેપારીઓ હિંદી માલ યૂરોપી દેશોનાં બજારોમાં વેચતા. પંદરમી સદી સુધી આ રીતે હિંદ અને યૂરોપ વચ્ચેનો વેપાર ઓછેવત્તે અંશે ચાલુ તો રહ્યો પણ તે પછીથી એ વેપારી સંબંધ ચાલુ રાખવા માટે નવો માર્ગ શોધવાની જરૂરિયાત ઉભી થઈ. ખ્રિસ્તી અને મુસલમાની ધર્મોની સ્થાપના થયા બાદ એ ધર્મોના લોકો વચ્ચે સૈકાઓ સુધી લડાઈઓ ચાલ્યા કરી જેને પરિણામે હિંદ અને યૂરોપ વચ્ચેનો વેપારી સંબંધ વખતોવખત ખોરવાઈ જતો હતો. હિંદથી જમીનમાર્ગે તેમજ દરિયા માર્ગે યૂરોપ જતો

**પૂર્વ વૃત્તાંત**

---

* રોમના પ્રાચીન ઇતિહાસકાર પ્લિનીએ તેનાં એક લખાણમાં સખેદ જણાવ્યું છે કે રેશમી કાપડ, જવાહીર વગેરે હિંદી માલ ખરીદવામાં રોમની દર વર્ષે ભગભગ ત્રણ કરોડ રૂપિઆ જેટલી રકમ હિંદમાં જતી. આ તો ફક્ત રોમની વાત હતી તો એ હિસાબે આખો યૂરોપ ખંડ અને પશ્ચિમના બીજા દેશો સાથેના વેપારમાં હિંદના વેપારનું પાસું હિંદની તરફેણમાં કેટલું મોટું અને સદ્ધર હશે!

માલ અફઘાનિસ્તાન, ઇરાન, એશિઆ માઇનૉર, સીરીઆ, મીસર (ઇજીપ્ત) વગેરે દેશોમાંથી પસાર થતો. પંદરમાં સૈકાના અંત ભાગમાં કૉંસ્ટાંટીનોપલ તુર્કીના હાથમાં ગયું અને મુસલમાનોએ એશિઆ માઇનૉર, સીરીઆ, મીસર વગેરે દેશો જીતી લીધા એટલે હિંદ અને યૂરોપ વચ્ચેના વેપારને ઘણી અડચણો પહોંચી. રાતા સમુદ્ર તથા ઇરાની અખાતનો વેપાર આરબોના હાથમાં ગયો અને પરિણામે હિંદી માલનો ધીખતો વેપાર ચલાવતાં ઇટલીનાં વેનીસ અને જીનોઆનાં સમૃદ્ધ બંદરો તૂટ્યાં. યૂરોપી વેપારીઓને હિંદ સાથેનો વેપાર જતો કરવાનું પાલવે એમ હતું નહિ તેથી તેઓ વિમાસણમાં પડ્યા. હિંદ અને યૂરોપ વચ્ચેનો સંબંધ ચાલુ રાખવા માટે નવો જળમાર્ગ શોધવાની હવે ખાસ જરૂર પડી. જરૂરિયાત ઘણીય વાર શોધખોળો નિપજાવે છે તે અનુસાર આ સમયમાં પશ્ચિમ યૂરોપની ખાસ કરીને બે પ્રજાઓએ વહાણવટાંના હુન્નરને ખીલવવા માંડ્યો હતો. આજ અરસામાં હોકાયંત્રની પણ શોધ થઈ અને સાહસિક તેમજ કુશળ યૂરોપી નાવિકોએ દરિયામાર્ગે હિંદુસ્તાન જવાનો માર્ગ શોધવા કમર કસી.

એકબીજાથી હજારો માઇલિ દૂર આવેલાં હિંદુસ્તાન અને યૂરોપ વચ્ચે સળંગ જળમાર્ગ શોધી કાઢવાનું કામ અત્યંત કઠિન અને જોખમભરેલું હતું.

**ફિરંગી નાવિકો**

પશ્ચિમ યૂરોપના નાના સરખા પોર્ટુગલ દેશના હિંમતવાન અને કુશળ વહાણવટીઓએ એ મહાભારત કાર્ય પાર પાડવાનું બીડું ઝડપ્યું. તે સમયે આપણી પૃથ્વીના આકાર વિષે પણ એકમત બંધાયો ન હતો અને એશિઆ, યૂરોપ તેમજ આફ્રિકાની પ્રજાઓને હાલના અમેરિકા ખંડ વિષે કશી માહિતી પણ ન હતી. યંત્રબળની મદદથી ચાલતી આજની વિશાળ આગબોટોને બદલે તે જમાનામાં તો પવન અને સઢોની મદદથી ચાલતાં વહાણો હતાં. આ ઉપરથી આપણને સહજ ખ્યાલ આવી શકે કે તે જમાનાના પોર્ટુગીઝ (ફિરંગી) નાવિકો માટે હિંદ આવવાનો જળમાર્ગ શોધવાનું સાહસ કેટલું મહાન હતું. પોર્ટુગાલના "ખલાસી શાહજાદા" તરીકે પ્રસિદ્ધ થયેલા પ્રીન્સ હેન્રીના પ્રયાસોને લઇને પોર્ટુગાલના વહાણવટાના હુન્નરમાં ક્રાંતિકારી સુધારાઓ થવા પામ્યા હતા. પ્રીન્સ હેન્રી ઈ. સ. ૧૪૬૩ માં મરણ પામ્યો તે પહેલાં તો આફ્રિકાના પશ્ચિમ કિનારા ઉપર ફિરંગી કોઠીઓ સ્થપાઈ ચુકી

હતી. નવા દરિયાઈ માર્ગો શોધી કાઢવાનાં ફિરંગી નાવિકોના સાહસોને પોર્ટુગાલના રાજ્યકર્તાઓ તરફથી સક્રિય મદદ મળતી. ફિરંગી લોકો પોતાના ખ્રિસ્તી ધર્મનાં રક્ષણ માટે મુસલમાનો સાથે ઘણીય વાર લડ્યા હતા. પંદરમા સૈકામાં મુસલમાનોની સત્તા પૂર્વ યૂરોપમાં સજીવન થયેલી જોઈ ફિરંગીઓનો લડાયક જુસ્સો ઉછળી આવ્યો હતો. હિંદુસ્તાન જવાનો દરિયાઈ માર્ગ શોધવામાં ફિરંગીઓની નેમ મુસલમાની સત્તા રાજકીય અને વેપારી ક્ષેત્રોમાંથી કમી કરવાની પણ હતી. આફ્રિકા ખંડનો દક્ષિણનો છેડો શોધવામાં આવે તોજ હિંદુસ્તાન જવાનો જળમાર્ગ જડે એમ હતું. તેથી ફિરંગી નાવિકોએ આફ્રિકાના પશ્ચિમ અને દક્ષિણ કિનારાઓ તરફ પહેલું ધ્યાન દોડાવ્યું હતું. ઇ. સ. ૧૪૮૬ માં બાર્થોલોમ્યુ ડાયાઝ નામના સાહસિક ફિરંગી નાવિકે આફ્રિકાના દક્ષિણ છેડે આવેલી ભૂશિર શોધી કાઢી. પોતાના દેશના હિંમતવાન અને ચતુર વહાણવટીઓ હિંદ જવાનો દરિયાઇ માર્ગ શોધી કાઢશેજ એવી શુભ આશા રાખતા પોર્ટુગાલના તે સમયના રાજાએ એ ભૂશિરને "સારી આશાની ભૂશિર" ("કેપ ઑફ્ ગુડ હોપ") એવું નામ આપ્યું. ઇ. સ. ૧૪૮૫ માં રાજા મૅનોલ પોર્ટુગાલની ગાદી ઉપર આવ્યો એટલે હિંદ બાબતની ફિરંગીઓની પ્રવૃત્તિને ઘણોજ વેગ મળ્યો.

**હિંદુસ્તાનની જળમાર્ગે શોધ.**

યૂરોપથી હિંદ આવવાનો પરબારો દરિયાઈ માર્ગ શોધવામાં ફિરંગીઓએ પહેલ કરી. ઇ. સ. ૧૪૯૨ માં કોલંબસ નામનો એક વિચક્ષણ અને બહાદુર નાવિક જળમાર્ગે હિંદ આવવા નીકળ્યો પરંતુ ભૂલથી તે અમેરિકાની નવી દુનિયામાં પહોંચી ગયો. આમ હિંદ આવવાનો દરિયાઈ માર્ગ શોધવા જતાં કોલંબસે અમેરિકા ખંડની નવી દુનિયા શોધી કાઢી. પોર્ટુગાલના રાજા મૅનોલે ઇ. સ. ૧૪૯૭ માં વાસ્કો-દ-ગામાની સરદારી હેઠળ ચાર વહાણોનો એક કાફલો જળમાર્ગે હિંદુસ્તાન પહોંચવા રવાના કર્યો. વાસ્કો-દ-ગામા એક અસાધારણ શક્તિ અને હિંમત ધરાવનાર નાવિક સરદાર હતો. તેનો સ્વભાવ ઘણો જ ક્રોધી હતો પરંતુ તેનામાં નેતા થવાની કુદરતી શક્તિ હતી. આફ્રિકા ખંડના કિનારા વટાવી વાસ્કો-દ-ગામા ઈ. સ. ૧૪૯૮ ના મે માસમાં દક્ષિણ હિંદના પશ્ચિમ કિનારે આવી પહોંચ્યો અને કાલીકટની ઉત્તરે આઠ માઇલ દૂર આવેલાં સ્થળ પાસેના કિનારે ફિરંગી વાવટો ફરકાવતાં

વહાણો લંગારાયાં. યૂરોપ અને હિંદ વચ્ચેનો પરબારો જળમાર્ગ, અનેક



વાસ્કો-દ-ગામા

વર્ષોની મહામહેનત પછી આખરે જડ્યો. વાસ્કો-દ-ગામાનું આ સાહસ અજોડ હતું. કાલીકટના રાજા ઝામોરીન સમુદ્રરાયે વાસ્કો-દ-ગામાને આશ્રય આપ્યો અને વેપાર માટે સગવડ મળે તે હેતુથી કાલીકટમાં એક વખાર બાંધવાની રજા આપી. દક્ષિણ હિંદનો દરિયાઈ વેપાર મોપલા મુસલમાનોના હાથમાં હતો તેથી પોર્ટુગાલ લઈ જવા માટે મસાલાની ચીજોનો જથો ખરીદવામાં વાસ્કો-દ-ગામાને મુશ્કેલીઓ નડી. વાસ્કો-દ-ગામા ઈ. સ. ૧૪૯૯ ના ઑગસ્ટ માસમાં પાછો પોર્ટુગાલના લિસ્બન બંદરે પહોંચ્યો અને પોર્ટુગાલના રાજા

સમક્ષ હિંદની મુસાફરીનો તેમજ હિંદના પશ્ચિમ કિનારા પર આવેલાં નાનાં રાજ્યો વિષેનો અહેવાલ રજુ કર્યો. ઝામોરીને વાસ્કો-દ-ગામાની સાથે પોર્ટુગાલના રાજા પર એક પત્ર પણ લખી મોકલ્યો હતો. રાજકીય તેમજ વેપારી ક્ષેત્રોમાં મુસલમાનોની સત્તા તોડવી એ તો ફિરંગીઓનું ખાસ ધ્યેય હતું. અરબી સમુદ્ર, રાતો સમુદ્ર અને ઈરાનના અખાત મારફત ચાલતો વેપાર મુસલમાનોના હાથમાં હતો એ બીના ફિરંગીઓની આંખમાં ખટકતી હતી.

**હિંદમાં ફિરંગી સત્તાની સ્થાપના**

હિંદુસ્તાનની જળમાર્ગે શોધ થઈ ચૂકી હોવાથી મુસલમાનો સામેની ફિરંગીઓની દુશ્મનાવટ વધારે સતેજ થઈ. વાસ્કો-દ-ગામાની હિંદની સફર વેપારની દૃષ્ટિએ સફળ નીવડી ન હતી. ધાર્મિક ઝનૂનવાળા રાજા મૅનોલે મુસલમાની સત્તાને ફટકો લગાવવાનો નિશ્ચય કર્યો. એ કાર્ય કરવા માટે દક્ષિણ હિંદના પશ્ચિમ કિનારાને ફિરંગીઓનું કેન્દ્રસ્થાન બનાવવાની યોજના ઘડાઈ. ઇ. સ. ૧૫૦૦ માં રાજા મૅનોલે હિંદ તરફ એક મોટો કાફલો કેબ્રાલની સરદારી હેઠળ રવાના કર્યો. એ કાફલામાં તેર મોટાં વહાણો હતાં અને ૧૨૦૦ શસ્ત્રસજ્જ ખલાસીઓ હતા. આ કાફલો આસરે છ માસમાં પોર્ટુગાલથી કાલીકટ આવી પહોંચ્યો. ફિરંગી પ્રજા જે મુસલમાનોને દુશ્મનો ગણતી હતી તે ફરી પાછી મલબાર કિનારે ઉતરી તેથી મલબાર કિનારે રહેતા મોપલા મુસલમાનો ઘણા ચીડાયા. તેમણે કાલીકટના હિંદુ ઝામોરીનને સલાહ આપી કે ફિરંગીઓ શાહ સોદાગરો નહિ પરંતુ લૂટારાઓ હતા તેથી તેમની સાથે કશો સંબંધ બાંધવો નહિ. ફિરંગી કાફલાના સરદાર કેબ્રાલે એથી ઉલટી રીતે મોપલા મુસલમાનો વિરૂદ્ધ ઝામોરીનના કાન ભંભેરવા પ્રયાસ કર્યો. કેબ્રાલને માહિતી મળી હતી કે મલબાર કિનારે કાલીકટ સિવાય કોચીન વગેરે બીજાં નાનાં રાજ્યો પણ હતાં અને કાલીકટ તથા કોચીનના રાજ્યકર્તાઓ વચ્ચે અણબનાવ ચાલ્યા કરતો હતો. સોળમી સદીની શરૂઆતમાં દક્ષિણ હિંદમાં કોઇ પણ એવું એક મોટું અને બળવાન રાજ્ય ન હતું જે ફિરંગીઓને બળજબરીથી હિંદને કિનારેથી હાંકી મૂકી શકે. મલબાર કિનારે આવેલાં નાનાં નાનાં રાજ્યો વચ્ચે કુસંપ અને હરિફાઈ ચાલ્યાં કરતાં, પરિણામે સ્થિતિ એવી હતી કે ફિરંગીઓ જો કાલીકટના ઝામોરીનની સામા થાય તો પડોશનાં કોચીનના

રાજ્યકર્તા ફિરંગીઓ સાથે મૈત્રિ બાંધે. મલબારની આવી ખેદજનક પરિસ્થિતિ ફિરંગીઓને અણધારી રીતે લાભકારક નીવડી. હિંદી મહાસાગરમાં ફરતાં હિંદી કે મુસલમાની વહાણો કરતાં ફિરંગી વહાણો વધારે મજબૂત અને સંગીન હતાં, ફિરંગીઓ પાસે તોપો હતી અને એ ઉપરાંત ફિરંગીઓની યુદ્ધકળા હિંદી યુદ્ધકળા કરતાં વધારે અસરકારક અને ચઢિઆતી હતી. આ બધા સંજોગો પીછાણી લઈ ફિરંગી સરદાર કેબ્રાલે કાલીકટના ઝામોરીન સાથે મોપલા મુસલમાનોના સંબંધમાં તકરાર કરી અને પોતાનાં વહાણો લઈ કોચીન બંદરે જઈ પહોંચ્યો. કોચીનના રાજ્યકર્તાએ ફિરંગીઓને આવકાર આપ્યો કારણકે હવે બન્ને કાલીકટના ઝામોરીનના દુશ્મનો બન્યા. કોચીનનું બારૂં મોટું અને સુંદર હતું એટલે ફિરંગીઓએ હવે કોચીનને યૂરોપ સાથેના દરિયાઇ વેપારનું વડું મથક બનાવવાનો નિર્ણય કર્યો. કોચીનમાં રહ્યાં રહ્યાં યૂરોપ મોકલવાની મરી, મસાલા વગેરે ચીજો ખરીદવાની પણ સુગમતા હતી. મરી, મસાલા વગેરે બીજી ઉપયોગી વસ્તુઓ ખરીદ કરી પાંચ વહાણો ભરીને પોર્ટુગાલ રવાના કરવામાં આવ્યાં. કેબ્રાલની સરદારી હેઠળ મોકલેલા મોટા કાફલાનો બધો ખર્ચ આટલા વેપારમાંથી વસુલ થઈ ગયો. ફિરંગી વહાણો હવે હિંદી મહાસાગરમાં ઘૂમવા લાગ્યાં અને કોચીનના રાજ્યકર્તાની છત્રછાયા હેઠળ મલબાર કિનાર ઉપર ફિરંગી સત્તાની સ્થાપના થઈ.

**ફિરંગી કોઠીઓ**

તે જમાનાનાં હિંદની સ્થિતિનો લાભ લઈ, હિંદને આથમણે ઓવારે ઉતરેલા એ ટોપીવાળા ફિરંગીઓએ વેપારની સગવડ માટે વખારો અને કોઠીઓ બાંધવા માંડી. કેબ્રાલ અને તેની ફિરંગી ફોજે કોચીનના રાજ્યકર્તાની મૈત્રિ સાધી અને કોચીનમાં તેમજ કાનનૂરમાં ફિરંગી કોઠીઓ સ્થપાઇ. દુનિયાના મહાસાગરો ખૂંદતા પોતાના સાહસિક અને શૂરવીર પ્રજાજનોને અપૂર્વ ફતેહ મળી તેની યાદગીરીમાં પોર્ટુગાલના રાજાએ "હિંદ, ઈરાન, અરબસ્તાન અને ઈથીઓપીઆના વેપારના, વિજયના અને નૌકાનયનના અધિપતિ" નો ઇલ્કાબ ધારણ કર્યો.

## પ્રકરણ સાર

**(૧) પંદરમી સદી સુધીનો હિંદ અને યૂરોપ વચ્ચેનો સંબંધઃ—**

સુવર્ણભૂમિ તરીકેની હિંદની પરદેશમાં ખ્યાતિ, હિંદ અને યૂરોપ વચ્ચે સદીઓ થયાં ચાલતો વેપાર—અલેકઝાંડ્રીઆ, કૉન્સ્ટાંટિનોપલ વગેરે મથકો મારફત વેનીસ અને જીનોઆના વેપારીઓ દર વર્ષે કરોડો રૂપિઆનો હિંદી માલ યૂરોપનાં બજારોમાં પહોંચાડતા; બહોળા વેપાર માટે નિર્ભય વ્યાપારી માર્ગોની જરૂરિયાત, પંદરમી સદીના અંત ભાગમાં એશિઆ માઈનૉર, સીરીઆ, ઇજીપ્ત વગેરે દેશો મુસલમાનોએ જીતી લીધા એટલે હિંદ અને યૂરોપ વચ્ચેના વેપારને માટે મુશ્કેલીઓ ઉભી થઈ, એ વેપાર ચાલુ રાખવા માટે હિંદ અને યૂરોપ વચ્ચેનો પરબારો જળમાર્ગ શોધવાના પ્રયાસો થવા લાગ્યા.

**(૨) ફિરંગીઓ અને હિંદનો વેપારઃ—**

(અ) પંદરમી સદીના પોર્ટુગાલની પ્રગતિ—વહાણવટામાં ક્રાંતિકારી સુધારાઓ, "ખલાસી શાહજાદા" પ્રીન્સ હેન્રીની દોરવણી હેઠળ દરિયાપાર સંસ્થાનો સ્થાપવાની ફિરંગીઓએ કરેલી શરૂઆત, રાજકીય તેમજ વેપારી ક્ષેત્રોમાંથી મુસલમાની સત્તા કમી કરવાની ફિરંગીઓની નેમ, હિંદ અને યૂરોપ વચ્ચેનો પરબારો જળમાર્ગ શોધવા ફિરંગીઓએ બીડું ઝડપ્યું.

(બ) રાજા મૅનોલના અમલકાળમાં હિંદ બાબતની ફિરંગીઓની પ્રવૃત્તિને મળેલો વેગ, મૅનોલે ઈ. સ. ૧૪૯૭ માં વાસ્કો-દ-ગામાની સરદારી હેઠળ જળમાર્ગે હિંદની શોધ કરવા એક કાફલો મોકલ્યો. વાસ્કો-દ-ગામાનું અજોડ સાહસ સફળ થયું—કાલીકટમાં ફિરંગી વેપારીઓની વખાર નંખાઈ.

(ક) ઈ. સ. ૧૫૦૦ માં કેબ્રાલની સરદારી હેઠળ મોટો કાફલો હિંદ આવ્યો. કેબ્રાલે કાલીકટના ઝામોરીન સાથે તકરાર

કરી અને કોચીન બંદરે જઈ પહોંચ્યો. કોચીનના રાજાની છત્રછાયા હેઠળ મલબાર કિનારા ઉપર ફિરંગી સત્તાની સ્થાપના થઈ. ફિરંગીઓએ હિંદી મહાસાગર ખેડી હિંદ અને યૂરોપ વચ્ચેનો દરિયાઇ વેપાર હસ્તગત કર્યો.

---

## પ્રશ્નો

(૧) યૂરોપી પ્રજાને હિંદ આવવાનો પરબારો જળમાર્ગ કેમ શોધવો પડ્યો? અનેક સાહસો કરી એ જળમાર્ગ શોધવાની તેમને શી જરૂર હતી?

(૨) મલબારમાં ફિરંગીઓનો પગપેસારો કયા સંજોગોમાં થયો તે સમજાવો.

---

# પ્રકરણ ૨ જું

## ફિરંગી સત્તાનો ઉદય અને વિકાસ

**રાજા મૅનોલની નીતિ**

પોર્ટુગાલનો રાજા મૅનોલ સાહસિક અને મહત્ત્વાકાંક્ષી હતો. તેની અસાધારણ ધાર્મિક ઝનૂને તેને મુસલમાનોનો કટ્ટો દુશ્મન બનાવ્યો હતો. રાજા મૅનોલે ધાર્યું હતું કે વિસ્તાર પામતી મુસલમાની સત્તાને પડકાર આપવા માટે દુનિયાના સાગરો ઉપર સ્વામિત્વ મેળવવું એ ખાસ જરૂરી હતું. નવા જળમાર્ગો શોધી દરિયા ઉપર ફિરંગીઓની સર્વોપરિ સત્તા સ્થાપવા તેણે યોજનાઓ ઘડી, ઘડાવી અને અમલમાં પણ મૂકાવી. દરિયા ઉપર ફિરંગીઓ સ્વામિત્વ મેળવે તો દરિયા માર્ગે ચાલતા વેપારનો મોટો ભાગ પણ તેમનાજ હાથમાં આવે અને સાથે સાથે હિંદી મહાસાગરમાં વેપારનો ઇજારો લઈ બેઠેલા મુસલમાનો પણ હેઠા પડે. હિંદુસ્તાનના મલબાર કિનારે કાફલાઓ મોકલી આપવામાં રાજા મૅનોલનો હેતુ ફક્ત વેપારનોજ નહિ પરંતુ રાજકીય પણ હતો તે બીના થોડાજ સમયમાં સ્પષ્ટ થઈ.

**વાસ્કો-દ-ગામાની સવારી**

અજોડ સાહસો ખેડનાર વાસ્કો-દ-ગામાની હિંદની પહેલી સફર વેપારની દૃષ્ટિએ સફળ નીવડી ન હતી છતાં રાજા મૅનોલે તેને ઇ. સ. ૧૫૦૨ માં બીજી વાર કાફલા સાથે હિંદ મોકલ્યો. કાફલામાં વીસ વહાણો હતાં. મૅનોલની યોજના એવી હતી કે હિંદ અને યુરોપ વચ્ચે જળમાર્ગોનો નિયમિત વેપાર સ્થાપવા માટે હિંદી મહાસાગરમાં કે હિંદી કિનારે સ્થાયી નૌકાસૈન્યની જરૂર હતી. આ યોજના અનુસાર કાફલામાંના વીસ વહાણોમાંથી પાંચ વહાણોને કાયમ માટે મલબાર કિનારે રાખવાનો મૅનોલે હુકમ કર્યો હતો. પોર્ટુગાલથી હિંદ આવતાં દરિયામાં જે મુસલમાની વહાણો મળ્યાં તેમની સાથે લડાઈ કરતો કરતો વાસ્કો-દ-ગામા કાલીકટ આવી પહોંચ્યો. કાલીકટના ઝામોરીનને કહેવડાવ્યું કે તમામ મોપલા મુસલમાનો સાથેનો સંબંધ બંધ કરી તેમને હાંકી કાઢો. ઝામોરીને એમ કરવાની ના પાડતાં વેંતજ વાસ્કો-દ-

ગામાએ કાલીકટ ઉપર તોપગોળાનો મારો ચલાવ્યો, કાલીકટનાં બારામાં પડેલાં હિંદી વ્હાણો જપ્ત કર્યાં અને કેદ પકડાયલા માણસોને ફાંસી દેવડાવી. કાલીકટનો ઝામોરીન હવે ફિરંગીઓનો મોટો દુશ્મન બન્યો હોવાથી ફિરંગીઓની કોચીનની કોઠી ઉપર તે હલ્લો લાવે એ સ્વાભાવિક હતું તેથી પોર્ટુગાલના રાજાએ વધારાંનાં વહાણો મદદ માટે કોચીન મોકલી આપ્યાં. ઝામોરીને કોચીન ઉપર બે વાર હલ્લો કરાવ્યો પણ તે નિષ્ફળ ગયો. આ સંજોગોમાં કોચીનના રાજાએ ફિરંગીઓને તેમની કોઠીની સાથે કિલ્લો બાંધવાની પણ રજા આપી દીધી. માત્ર સાત વર્ષ ઉપર કાંઠે આવીને પડેલા ફિરંગી મહેમાનોએ આમ કોઠીઓ બાંધી અને કોઠીમાંથી કિલ્લા કર્યા !

**ફ્રાન્સિસ્કો આલ્મીડા**

વાસ્કો-દ-ગામા મલબાર કાંઠાના કેટલાક રાજાઓ સાથે સારો સંબંધ બાંધી પોર્ટુગાલ પાછો ફર્યો. મોપલા વેપારીઓની સત્તા અને લાગવગ તોડી પાડવા માટે મલબાર કિનારે એક મોટો કાયમી કાફલો રાખવાની જરૂરિયાત પોર્ટુગાલના રાજા અને તેના પ્રધાનોને પણ જણાઈ. એ ઉપરાંત મલબાર કિનારે સ્થપાયેલી ફિરંગી કોઠીઓના વહીવટ માટે તેમજ હિંદી મહાસાગરમાંના ફિરંગીઓનાં હિતોનાં રક્ષણ માટે એક ફિરંગી વડો અમલદાર હિંદ ખાતે નીમવાની સૂચનાનો પણ સ્વીકાર થયો. ફ્રાન્સિસ્કો-દ-આલ્મીડાની હિંદ ખાતેની ફિરંગી કોઠીઓના પહેલા 'વાઇસિરોય' (રાજાના પ્રતિનિધિ) તરીકે નિમણૂક થઈ. આલ્મીડા ઈ. સ. ૧૫૦૫ માં, એક મોટા કાફલો અને પંદરસો સૈનિકો સાથે, કોચીન આવી પહોંચ્યો. તેણે કોચીનનો ફિરંગી કિલ્લો ફરીથી બંધાવ્યો અને કાનનૂરમાં એક નવો કિલ્લો બંધાવ્યો તેણે કોચીનને ફિરંગીઓનું વડું મથક બનાવ્યું. આલ્મીડાનું ધ્યેય ફિરંગી સત્તાને ફક્ત મલબાર કાંઠા પર સર્વોપરિ બનાવવી એટલુંજ હતું. રાતા સમુદ્ર તરફ કે મલાક્કાની સામુદ્રધુની તરફ ફિરંગીઓની સત્તા વિસ્તારવાની તેની ઇચ્છા ન હતી. મીસરના સુલતાને મોકલેલાં નૌકાસૈન્યે ફિરંગીઓને ચૌલ આગળ હરાવ્યા પરંતુ દિવ નજીક થયેલાં નૌકાયુદ્ધમાં આલ્મીડાએ મુસલમાનોને સજ્જડ હાર આપી, ફેબ્રુઆરી, ૧૫૦૯.

પોર્ટુગાલથી હિંદ આવેલા 'વાઇસરૉય' ના હોદ્દાની મુદત ત્રણજ વર્ષની

ઠરાવવામાં આવેલી હતી એટલે આલ્મીડાને પોર્ટુગાલ પાછા જવાનો સમય થઈ ગયો હતો. પોર્ટુગાલના રાજાએ આલ્મીડા પછીના વાઈસરૉય તરીકે આલ્બુકર્ક નામના એક વિચક્ષણ અને બહાદુર પુરૂષની નિમણૂક કરી દીધી હતી અને રાતા સમુદ્રમાં મુસલમાની વહાણોપર હલ્લો કરવાની સૂચના આપી તેને પોર્ટુગાલથી રવાના કર્યો હતો. આલ્બુકર્ક અરબી સમુદ્રમાં તેના કાફલા સાથે આવી પહોંચ્યો અને સાકોટ્રા કબજે કરી ત્યાં કિલ્લો બાંધ્યો. સૉકોટ્રા ફિરંગીઓના કબજામાં ગયું એટલે રાતા સમુદ્રમાં ફરતાં મુસલમાની વહાણો ભયમાં આવી પડ્યાં. આલ્બુકર્કે ઇરાની અખાતના દ્વાર સમું ઑરમઝનું મથક પણ કબજે કર્યું. આલ્બુકર્કની આવી આક્રમણકારી નીતિએ ફિરંગીઓની દરિયાઈ સત્તાનો એકદમ વિસ્તાર કરી દીધો એ સમાચાર જાણી આલ્મીડા વિચારમાં પડી ગયો. આલ્બુકર્કની આ નીતિમાં મોટું જોખમ સમાયલું હતું એમ માનનાર આલ્મીડાએ તેને વાઇસરૉયનું પદ સુપ્રત ન કર્યું પણ તેને ઉલટો કેદમાં પૂરાવ્યો. પોર્ટુગાલના રાજા તરફથી ખૂલાસાવાર પત્ર આવ્યો એટલે આલ્મીડાએ પોતાનો હોદ્દો છોડી દીધો અને બીજેજ દીવસે પોર્ટુગાલ જવા ઉપડી ગયો. આલ્બુકર્ક કેદી મટી વાઈસરૉય પદ ઉપર આવ્યો અને તેની આક્રમણકારી નીતિ હવે આગળ ધપાવવા લાગ્યો; નવેંબર, ૧૫૦૯.

**આલ્ફોન્ઝો આલ્બુકર્ક**

આલ્ફોન્ઝો આલ્બુકર્ક માત્ર પાંચ વર્ષ વાઈસરૉયપદ ઉપર રહ્યો પરંતુ એટલા ટૂંકા સમયમાં આલ્બુકર્કે હિંદમાં ફિરંગી રાજ્યતંત્રની સ્થાપના કરી અને કેપ ઑવ્ ગુડ્ હોપની ભૂશિરથી ચીન સુધીના મહાસાગર ઉપર ફિરંગીઓની સત્તા ઘણીજ સબળ બનાવી. પૂર્વના મૂલકોમાં ફિરંગી રાજ્ય સ્થાપવાની તેની મહત્વાકાંક્ષા સફળ બનાવવા તેણે મુલકો જીતવાનો, કિનારે આવેલાં બંદરો તાબે કરવાનો અને હિંદી મહાસાગરમાં ફરતાં તમામ વેપારી વહાણો ઉપર અંકુશ રાખવાનો જંગી કાર્યક્રમ શરૂ કર્યો. આલ્મીડાની નીતિ માત્ર મલબાર કિનારા ઉપરજ ફિરંગીઓની સત્તા સર્વોપરિ બનાવવાની હતી જયારે આલ્બુકર્કની ગણત્રી એવી હતી કે ફક્ત મલબાર કિનારા ઉપરની સર્વોપરિ સત્તા ફિરંગીઓની સત્તાને પૂર્વના મૂલકોમાં સ્થાયી અને વિશાળ બનાવી ન શકે. કોચીન ફિરંગીઓનું વડું મથક બન્યુ હતું પરંતુ ત્યાં ફિરંગીઓ

**આલ્બુકર્કની કાર્યસિદ્ધિ**

કોચીનના રાજાનાં આશ્રય અને સત્તા હેઠળ રહેતા હતા. વેપારનો વિસ્તાર અને વેપારમાંની આવક વધારવા માટે વેપારના પ્રદેશમાં રાજ્ય સ્થાપવાની ખાસ જરૂરિયાત હોય છે એવી આલ્બુકર્કની માન્યતા હતી. આલ્બુકર્કે ઇ. સ. ૧૫૧૦ માં ગોવાનો મુલક બિજાપૂરના સુલતાન પાસેથી જીતી લીધો અને ગોવાને હિંદમાંનાં ફિરંગી સંસ્થાનોનું પાટનગર બનાવ્યું. હિંદ આવતાં આલ્બુકર્ક સૉકોટ્રા અને ઑરમઝનાં મથકો જીતી ત્યાં કિલ્લાઓ બાંધી આવ્યો હતો એ વિષે આપણે આગળ વાંચી ગયા છે. આલ્બુકર્કની ઝંખના તો ફિરંગી સત્તાને સમસ્ત હિંદી મહાસાગરમાં સર્વોપરિ બનાવવાની હતી તેથી તેણે હિંદી મહાસાગરના પૂર્વ ભાગ તરફ હવે ધ્યાન ફેરવ્યું. ઇ. સ. ૧૫૧૧ માં આલ્બુકર્ક મલાક્કા ઉપર ચઢાઈ લઈ ગયો અને સુલતાનને હરાવી મલાક્કા કબજે કર્યું. મલાક્કા ફિરંગીઓએ સર કર્યું એટલે મસાલાના ટાપુઓ સાથેનો વેપાર તેમજ ચીન અને જાપાન સાથેનો દરિયાઈ વેપાર ફિરંગીઓના અંકુશમાં આવ્યો. પૂર્વના મુલકોમાં ફિરંગી રાજ્ય સ્થાપવાની મહત્વાકાંક્ષા પોર્ટુગાલનો રાજા મૅનોલ પણ સેવતો હતો તેથી તેણે આલ્બુકર્કની આક્રમણકારી નીતિને ટેકો આપ્યો હતો. ઈ. સ. ૧૫૧૫ માં આલ્બુકર્ક ઑરમઝ ટાપુ ઉપર સવારી લઇ ગયો અને ઑરમઝમાંની ફિરંગી સત્તા સામે બંડ ઉઠાવનાર મુસલમાની કાફલાઓને કચડી નાંખ્યા. આ વિચક્ષણ અને મહાન ફિરંગી સરદાર એજ વર્ષમાં ગોવામાં મરણ પામ્યો. બહાદુર, ઉદાર અને ન્યાયપ્રિય આલબુકર્ક હિંદમાંનાં ફિરંગી રાજ્યનો સ્થાપક હતો, એણે રચેલા પાયા ઉપર ફિરંગી રાજ્યની વિશાળ ઇમારત એના મરણ પછી ઊભી થઇ. આલ્બુકર્ક ઘણોજ સાહસિક અને શૂરવીર સરદાર હોવા ઉપરાંત રાજકીય બાબતોમાં પણ તે સૂક્ષ્મબુદ્ધિ ધરાવતો હતો. દક્ષિણ હિંદના નાનાં મોટાં રાજ્યો સાથે તેણે સંધિઓ કરી તેમને ફિરંગીઓનાં મિત્રરાજ્યો બનાવ્યાં* તેના પ્રયાસોને પરિણામે વિજયનગરના હિંદુ સામ્રાજ્યમાં પણ ફિરંગીઓને સારો આવકાર મળ્યો અને ઈ. સ. ૧૫૧૦ માં ભટકલ મુકામે ફિરંગીઓને કિલ્લો બાંધવાની પરવાનગી મળી. વિજયનગર સાથેના સંબંધના પરિણામે ગોવાનો

* "એકલાં નૌકાસૈન્યની ઉપર મદાર બાંધીને બેસી રહેવાથી રાજકીય સત્તા ઝાઝો સમય ટકી શકે નહિ એમ તેના જમાનાના માણસોમાં માત્ર આલ્બુકર્ક જ સમજી શક્યો હતો." (ડૉડવેલ)

વેપાર ધમધોકાર ચાલવા લાગ્યો. તેની વ્યવસ્થા શક્તિ અદ્ભુત હતી. મુસલમાનો સામે શત્રુવટ રાખી, હિંદુઓને તેણે મિત્રો બનાવ્યા, ગોવાના મુલકમાં તેણે હિંદુઓ માટે શાળાઓ ખોલાવી હતી અને હિંદુઓમાં ચાલતો સતીનો રિવાજ બંધ કરાવ્યો હતો. હિંદી–ફિરંગી મિશ્ર લગ્નોની પ્રથા પણ તેણેજ સ્થાપી હતી. યૂરોપી ઢબે હિંદીઓને તાલીમ આપી હિંદીઓની લશ્કરી પલટણો પણ પહેલવહેલી તેણે જ ઉભી કરી હતી. આ બધી બાબતો તેની અસાધારણ કાર્યશક્તિ પૂરવાર કરે છે.

આલ્બુકર્કના પાંચ વર્ષના અમલકાળમાં હિંદુસ્તાનનાં ઘણાં શહેરોમાં ફિરંગી કોઠીઓ બાંધવામાં આવી હતી. આલ્બુકર્કના મરણ બાદ, પૂર્વના પ્રદેશોમાં ફિરંગી સત્તાનો વિસ્તાર કરવાનો આક્રમણકારી

**આલ્બુકર્ક પછી**

કાર્યક્રમ ઘણાં વર્ષો સુધી ચાલુ રાખવામાં આવ્યો જેને પરિણામે હિંદી મહાસાગરમાંના દરિયાઈ વેપારનો તમામ હક્ક તેમજ ઈજારો ફિરંગીઓએ લગભગ આખી સોળમી સદી પર્યંત પોતાના હાથમાં રાખ્યો. આલ્બુકર્ક પછીના ફિરંગી વાઈસરોયો કે ગવર્નરોમાં નુનો-દ-કુન્હા અને ડૉમ-દ-કૅસ્ટ્રોનાં નામો જાણીતાં છે. નુનો-દ-કુન્હાના અમલકાળમાં તુર્કી મુસલમાનો અને ગુજરાતના સુલતાન સાથે ફિરંગીઓને દરિયાઈ યુદ્ધોમાં ઉતરવું પડ્યું. આલ્બુકર્કે ઈ. સ. ૧૫૦૭ માં સૉકોટ્રાનું મથક કબજે કર્યું હતું ત્યારથી રાતા સમુદ્રમાંના તુર્કીનાં બંદરોના વેપારને તેમજ મુસલમાન વેપારીઓના વેપારને ધોક્કો પહોંચ્યો હતો. તુર્કો ઉપરાંત ગુજરાતનો સુલતાન પણ ફિરંગીઓનો કટ્ટર વિરોધી હતો કારણ કે તેનાં રાજ્યનાં સુરત, વસઈ વગેરે બંદરોનો રાતા સમુદ્ર સાથે ચાલતો વેપાર પણ ફિરંગીઓની ડખલગીરીને લઇને ઘણો ઓછો થઈ ગયો હતો. દ-કુન્હાના અમલમાં ફિરંગીઓએ ગુજરાતના સુલતાન સાથેનાં દરિયાઈ યુદ્ધોમાં વસઈ, ટ્રૉમ્બે અને મુંબઇ મેળવ્યાં અને ગુજરાતના સુલતાન બહાદુરશાહ પાસે કબુલ કરાવ્યું કે અરબી સમુદ્રમાં ગુજરાતનાં વહાણો ફિરંગીઓની "પાસ" સિવાય અને ફિરંગીઓને જકાત આપ્યા સિવાય ફરી શકે નહિ. દિવમાં કિલ્લો બાંધવાની પરવાનગી ઇ. સ. ૧૫૩૫ માં દ-કુન્હાએ બહાદુરશાહ પાસેથી મેળવી અને બહાદુરશાહને મોગલો વિરૂદ્ધ સહાય કરવાની દ-કુન્હાએ કબુલાત આપી. આમ ઉત્તર હિંદમાં સ્થપાતી નવી મોગલ સલ્તનતે ફિરંગી-

ઓને હિંદને કિનારે અને હિંદી મહાસાગરમાં પોતાની સત્તા અને લાગવગ વધારવાની ઉત્તમ તક આપી. ઇ. સ. ૧૫૩૮ માં ફિરંગીઓને દિવમાંથી હાંકી કાઢવા તુર્કી અને ગુજરાતી નૌકાસૈન્યે મોટો પ્રયાસ કર્યો પણ ફિરંગીઓએ ઘણીજ બહાદુરીથી સામનો કર્યો અને દિવના મથકમાંથી સહેજ પણ ખસ્યા નહિ. તુર્કો તરફનો ભય હવે ફિરંગીઓને રહ્યો નહિ અને હિંદી મહાસાગરમાં સર્વોપરિ સત્તા ફિરંગીઓની સાબીત થઈ. ઈ. સ. ૧૫૪૩ માં સાલસેટ ટાપુ પણ ફિરંગીઓના કબજામાં આવ્યો. ઇ. સ. ૧૫૪૬ માં ડૉમ-દ-કૅસ્ટ્રોના અમલમાં રૂમીખાનની સરદારી હેઠળ ગુજરાતી સૈન્યે દીવના ફિરંગીઓ ઉપર હલ્લો કર્યો પણ ફિરંગીઓએ મચક આપી નહિ. ઇ. સ. ૧૫૫૯ માં ફિરંગીઓએ દમણનો મુલક પણ કબજે કર્યો જેની સરહદ ઉત્તરમાં વલસાડ સુધીની હતી. ઈ. સ. ૧૫૭૧ માં બીજાપુર અને અહમદ-નગર રાજ્યોનાં લશ્કરે ગોવા પર ચઢાઈ કરી પણ તે નિષ્ફળ ગઈ. અકબરના સમયમાં મોગલોએ દમણ અને વસઈના ફિરંગી મુલકોને ઘેરો ઘાલ્યો પરંતુ મોગલો પાસે પદ્ધતિસરનું નૌકાસૈન્ય ન હોવાથી ફિરંગીઓ મોગલોને વશ ન થયા.

સોળમી સદીના લગભગ અંતકાળ પર્યંત ફિરંગીઓની સત્તાનો આમ ઉત્તરોત્તર વિકાસ થતો ગયો. સોળમી સદીના અંત સુધીમાં ફિરંગીઓએ બાર હજાર માઇલ કરતાં વધારે લાંબા કિનારા ઉપર પોતાની હકુમત સ્થાપી હતી અને અગત્યનાં ત્રીશેક મથકોએ કોઠીઓ અને કિલ્લાઓ બાંધ્યા હતાં. હિંદી મહાસાગરના પૂર્વ વિભાગમાં ફિરંગીઓએ મલાક્કા અને મોલુક્કાના મસાલાના ટાપુઓ કબજે કર્યા હતા. ચીન અને જાપાન સાથેનો વેપાર અને વેપારી માર્ગો પણ ફિરંગીઓના અંકુશ હેઠળ આવ્યાં હતાં. મકાઉમાં ફિરંગી મથક સ્થાપ્યા બાદ ફિરંગીઓએ ચીન અને જાપાન સાથેના વેપારમાં હિસ્સો પડાવવા માંડ્યો હતો. * ફિરંગીઓએ લંકા ( સિલોન ) ટાપુ ઉપર કોલાંબોમાં

**ફિરંગી સત્તાનો મહાન્ વિસ્તાર**

* ફિરંગીઓ ઇ. સ. ૧૫૪૩ માં વેપાર અર્થે જાપાનમાં પણ પહોંચી ગયા હતા. ઇ. સ. ૧૬૨૪ માં ત્યાંની સરકારે કાયદો કરી પરદેશીઓને જાપાનમાં આવવાની મના કરી અને જાપાનમાં રહેતા ફિરંગીઓને હાંકી મૂકયા (ઇ. સ. ૧૬૩૮). આપણા દેશમાં પરદેશીઓ છૂટથી વેપાર કરી શકયા એટલું નહિ પણ દેશના માલીક બની શકયા !



હિંદી મહાસાગરમાંનું ફિરંગીઓનું વેપારી સામ્રાજ્ય

ઇ. સ. ૧૫૧૮ માં એક કિલ્લો બાંધ્યો હતો. ત્યાર પછીથી તેઓએ ધીમે ધીમે સિલોનનો આખો કિનારો પોતાના કબજામાં લીધો. ઇ. સ. ૧૫૯૫ માં લંકા બેટ ફિરંગીઓના કબજામાં આવ્યો. હિંદુસ્તાનનો પૂર્વ કિનારો ફિરંગીઓ માટે પશ્ચિમ કિનારા જેટલો મહત્ત્વનો હતો નહિ છતાં ફિરંગીઓએ નેગાપટ્ટમ, સેંટ થોમી, ચીતાગોંગ, હુગલી વગેરે મથકો સર કર્યાં હતાં.

ફિરંગીઓનું વેપારી અથવા દરિયાઈ સામ્રાજ્ય આખા હિંદી મહાસાગરમાં પથરાયું હતું. આફ્રિકા ખંડના પૂર્વ કિનારા ઉપર ફિરંગીઓનું વડું મથક મોઝાંબીક હતું અને હિંદી મહાસાગરના પૂર્વ વિભાગમાં તેઓનું વડું મથક મલાક્કા હતું. વાસ્કો-દ-ગામાએ હિંદ આવવાનો નવો જળમાર્ગ શોધી કાઢ્યો ત્યારપછીની એક સદીમાં ફિરંગીઓ હિંદી મહાસાગરમાં અને હિંદના કિનારા ઉપર સર્વોપરિ સત્તા જમાવી શકયા તેનું મુખ્ય કારણ એ હતું કે હિંદના તે જમાનાના હિંદુ તેમ જ મુસલમાન રાજ્યકર્તાઓ વચ્ચે દુશ્મનાવટ ચાલતી હતી એટલું જ નહિ પરંતુ ખુદ હિંદુ રાજ્યકર્તાઓમાં કે મુસલમાન રાજ્યકર્તાઓમાં પણ આપસઆપસમાં ઘણું વેરઝેર પ્રસરેલું હતું. હિંદમાં આવેલા મોગલો મધ્યવર્તી સરકારની સ્થાપના કરી શકયા તે અગાઉ તો ફિરંગીઓની વ્યાપક સત્તાની જમાવટ થઈ ચૂકી હતી. સોળમી સદીની શરૂઆતમાં તુર્કીના સુલતાને દક્ષિણ હિંદના મુસલમાની રાજ્યોને દરિયાઇ કાફલાની મદદ આપી હોત તો ફિરંગીઓ હિંદી મહાસાગરમાં સર્વોપરિ સત્તા જમાવી શકયા ન હોત. ફિરંગી સત્તાનો આ મહાન વિસ્તાર મુખ્યત્વે કરીને દરિયા ઉપર જ હતો. જમીન ઉપર મોટા મુલકો મેળવી રાજ્ય સ્થાપવાની તેમની ખાસ નેમ ન હતી. વેપારના દરિયાઇ માર્ગો ઉપર તેમનો અસરકારક અંકુશ રહી શકે એટલા માટે કિનારાઓ ઉપર આવેલાં અગત્યનાં મથકો અને તેમની આજુબાજુનો થોડો પ્રદેશ મેળવવા જ તેઓ ઉત્સુક રહેતા. હિંદી મહાસાગરમાં ફિરંગીઓએ મોટે ભાગે એકહથ્થુ વેપાર જમાવ્યો એટલું જ નહિં પરંતુ પોતે મહાસાગરના માલીક હોવાનો દાવો કરી, બીજી પ્રજાઓનાં વહાણો, તેમને જકાતના પૈસા આપી તેમની “પાસ” ખરીદે તો જ તેઓ સહીસલામત પસાર થવા દેતા.

---

## પ્રકરણ સાર

### (૧) વાસ્કો-દ-ગામાની બીજી સવારી :—

દરિયા ઉપર સર્વોપરિ ફિરંગી સત્તા સ્થાપવાની રાજા મૅનોલની મહત્ત્વાકાંક્ષા; ઈ. સ. ૧૫૦૨ માં વાસ્કો-દ-ગામાને મોટા કાફલા સાથે હિંદ મોકલ્યો. ફિરંગીઓની મુસલમાનો સામેની દુશ્મનાવટ. ગામા કાલીકટના ઝામોરીન સાથે લડાઈ કરી કોચીનના રાજ્યમાં ગયો. ઝામોરીનની કોચીનમાંની ફિરંગી કોઠી ઉપર નિષ્ફળ ચઢાઈ; કોચીનમાં ફિરંગીઓની કોઠી સાથે કિલ્લો બંધાયો અને કોચીન તેઓનું મુખ્ય મથક બન્યું.

### (૨) આલ્મીડા અને આલ્બુકર્ક :—

મલબાર કિનારેનાં ફિરંગી મથકો માટે પોર્ટુગાલના રાજા તરફથી ગવર્નરની નિમણુક; પહેલો ગવર્નર આલ્મીડા ઈ. સ. ૧૫૦૫ માં હિંદ આવ્યો. આલ્મીડાએ ફિરંગી સત્તાને મલબાર કાંઠા ઉપર સબળ બનાવી અને દિવ નજીક થયેલાં નૌકાયુદ્ધમાં મુસલમાનોને સજ્જડ હાર આપી; તેની પછી આલ્બુકર્ક ગવર્નર કે વાઈસરોય તરીકે પાંચ વર્ષ રહ્યો. તેણે હિંદમાં ફિરંગીઓને રાજ્યકર્તા બનાવ્યા. તેની આક્રમણકારી નીતિને લઈને સૉકોટ્રા, ઑરમઝ, ગોવા, અને મલાક્કા ફિરંગીઓનાં મથકો બન્યાં અને હિંદી મહાસાગર ઉપર ફિરંગીઓની સબળ સત્તા જામી; હિંદી રાજાઓ સાથે સારો સંબંધ બાંધ્યો અને ગોવાના ફિરંગી મુલકમાં સારા સુધારાઓ દાખલ કર્યા.

### (૩) ફિરંગી સત્તાનો મહાન વિસ્તાર :—

આલ્બુકર્કે રચેલા પાયા ઉપર ફિરંગીઓનું થોડાં વર્ષમાં દરિયાઈ સામ્રાજ્ય જામ્યું. દ-કુન્હા અને ડૉમ-દ-કૅસ્ટ્રોના અમલમાં ફિરંગી સત્તાનો હિંદી મહાસાગરમાં અને હિંદના કિનારા ઉપર મોટો વિકાસ થયો. ફિરંગીઓની તુર્કો અને ગુજરાતી મુસલમાનો સાથેની લડાઈઓ; દીવ, દમણ અને વસઈ, મોઝાંબીક, કોલંબો, નેગા-

પટ્ટમ, હુગલી, મલાક્કા, મકાઉ વગેરે મથકો ફિરંગીઓના કબજામાં આવ્યાં. હિંદી મહાસાગરમાંનો લગભગ તમામ વેપાર તેમણે સર કર્યો અને વેપારી માર્ગો પર અંકુશ રાખ્યો. ચીન અને જાપાન સાથેનો વેપાર પણ તેમના હાથમાં આવ્યો. સોળમી સદીના અંત સુધીમાં ફિરંગીઓની દરિયાઈ સત્તા પરાકાષ્ઠાએ પહોંચી.

---

## પ્રશ્નો

(૧) મલબાર કાંઠા ઉપર ફિરંગી સત્તાનો વિસ્તાર કોણે કર્યો અને કેવી રીતે?

(૨) આલ્બુકર્કને હિંદમાંના ફિરંગી રાજ્યનો સ્થાપક શા માટે ગણવામાં આવે છે? તેની કાર્યશક્તિ અને કાર્યસિદ્ધિ વિષે ટુંક વિવેચન કરો.

(૩) સોળમી સદીમાં ફિરંગીઓ હિંદના કિનારાઓ ઉપર સબળ સત્તા જમાવી શક્યા તે માટે તમે કયાં કયાં કારણો આપી શકો?

# પ્રકરણ ૩ જું

## ફિરંગી સત્તાની પડતી અને વલંદાઓની ચડતી

સોળમી સદીના ઉત્તરાર્ધમાં ફિરંગીઓની સત્તા પૂર્ણ જાહોજલાલીમાં હતી. હિંદી મહાસાગરમાંનું તેમનું દરિયાઈ કે વેપારી સામ્રાજ્ય પરાકાષ્ટાએ પહોંચ્યું હતું. હિંદી મહાસાગરમાં વેપાર ખેડતા ફિરંગીઓને અઢળક દ્રવ્ય કમાતા જોઇ બીજી યૂરોપી પ્રજાઓ ચકિત થઇ ગઇ. બીજી યૂરોપી પ્રજાઓમાંથી હોલેંડ દેશના ડચ લોકો અથવા વલંદાઓ હવે આગળ આવવા લાગ્યા હતા. સત્તરમી સદીની શરૂઆતથી આ વલંદાઓ ફિરંગીઓ સાથે હરિફાઈ કરવા લાગ્યા અને પરિણામે હિંદી મહાસાગરમાંનો ફિરંગીઓનો એકહથ્થુ વેપાર તૂટ્યો તેમ જ દરિયા ઉપરની તેમની સર્વોપરિ સત્તા ઓસરી ગઈ વલંદાઓએ મસાલાના ટાપુઓ સર કર્યા અને લંકાના કિનારા ઉપર તેમ જ કોરોમંડલ કિનારા ઉપર કોઠીઓ સ્થાપી. આમ સત્તરમી સદીમાં એશિઆ અને યૂરોપ વચ્ચેનો જળમાર્ગનો વેપાર ધીમે ધીમે ફિરંગીઓના હાથમાંથી વલંદાઓના હાથમાં ચાલ્યો ગયો. સોળમી સદીમાં ફિરંગી સત્તાનો ઉદય અને વિકાસ ઝડપભેર થયો હતો. પરંતુ એ સત્તા ઉન્નતિના શિખર ઉપર લાંબો સમય ટકી શકી નહિ. આવું પરિણામ શા માટે આવ્યું એ સમજવા માટે ફિરંગીનું વહીવટી તંત્ર કેવું હતું એ જાણવું જરૂરી છે. આપણે આગળ વાંચી ગયા છીએ કે સોળમી સદીના ઉત્તરાર્ધમાં ફિરંગીઓએ હિંદી મહાસાગરના બાર હજાર માઈલ કરતાં વધારે લાંબા કિનારા ઉપર સબળ સત્તા જમાવી હતી અને હિંદુસ્તાનના પશ્ચિમ કિનારા ઉપરના કેટલાક મુલકો ઉપર તેઓ રાજ્ય ચલાવતા હતા. ફિરંગીઓનું હિંદમાંનું પાટનગર ગોવા મધ્યસ્થ જગ્યાએ આવેલું હતું. પૂર્વમાં મલાક્કા અને સિલોન, પશ્ચિમમાં મોઝાંબિક અને ઉત્તરમાં ઑરમઝ ફિરંગીઓનાં અગત્યનાં મથકો હતાં. આ બધાં મથકોના વહીવટ ઉપર ગોવામાં રહેનાર ગવર્નર કે વાઈસરોય દેખરેખ રાખતો. વાઈસરોયની નિમણુક પોર્ટુગાલનો રાજા પોતે કરતો અને પૂર્વના મુલકોમાં તે રાજાનો પ્રતિનિધિ હોવાથી વાઇસરોયને પણ રાજાના જેટલું માન મળતું.

**ફિરંગીઓનો વહીવટ**

તેના હોદ્દાની મુદત માત્ર ત્રણ જ વર્ષની રહેતી* એટલે ફિરંગી મથકો અને સંસ્થાનોના વહીવટ ઉપર તે યોગ્ય અંકુશ રાખી શકતો નહિ. ફિરંગી હકુમત હેઠળના મુલકોમાં ફિરંગીઓના પોતાના સિક્કાઓ ચાલતા. સિક્કાઓ પાડવા



હિંદમાંની ફિરંગી સરકારનો સિક્કો

માટે ગોવામાં ટંકશાળ સ્થાપવામાં આવી હતી. ગોવાની હકુમત હેઠળનાં જુદાં જુદાં મથકોનો વડો અમલદાર 'કેપ્ટન' કહેવાતો અને વાઇસરોયની માફક તેની સત્તા પણ દીવાની તેમ જ લશ્કરી હતી. ફિરંગી મથકોના ઘણા અમલદારોનો વહીવટ અપ્રમાણિક અને ગેરવ્યાજબી હતો કારણ કે ગોવામાં રહેતો વાઇસરોય કે હજારો માઇલ દૂર લિસ્બનમાં રહેતો રાજા અને તેનું મંત્રિમંડળ મથકોના અમલદારો ઉપર અસરકારક અંકુશ રાખી શકતાં નહિ.

હિંદી મહાસાગરમાંની ફિરંગીઓની સર્વોપરિ સત્તા લગભગ એક સૈકા સુધી ટકી પરંતુ ત્યાર બાદ તેનું પતન પણ ઝડપભેર થવા લાગ્યું. હોલેંડ

**ફિરંગીઓની પડતીનાં કારણો**

દેશના વલંદાઓ નિપુણ વહાણવટીઓ હતા અને નૌકાશાસ્ત્રમાં તેઓએ ફિરંગીઓ કરતાં પણ વધારે સારા સુધારા વધારા કર્યા જેને પરિણામે સત્તરમી સદીની શરૂઆતથી જ તેઓ ફિરંગીઓના કટ્ટર હરિફો બન્યા. ઈ. સ. ૧૫૬૬ માં વલંદાઓએ સ્પેન સામે બળવો ઉઠાવી હોલેંડ દેશને

* ત્રણ વર્ષ માટે હિંદમાં વાઇસરોય તરીકે આવતા ફિરંગી રાજપુરૂષો માટે એવું કહેવાતું કે તેઓ હિંદમાં આવી પહેલા વર્ષમાં પોતાની ફરજોથી વાકેફ થતા, બીજા વર્ષમાં પોતાની નાણાં કોથળી ભરતા અને ત્રીજા વર્ષમાં જુદાં જુદાં ફિરંગી મથકોની મુલાકાતે જઈ મથકોના વડા અમલદારો પાસેથી નજરાણાં ઉઘરાવતા.

સ્વતંત્ર બનાવ્યો હતો જ્યારે પોર્ટુગાલ જે સ્વતંત્ર દેશ હતો તે ઇ. સ. ૧૫૮૦માં સ્પેનના રાજાના તાબામાં ગયો. સ્પેનનું રાજ્ય અને દરિયાપારના સંસ્થાનો એટલાં વિશાળ હતાં કે સ્પેનના રાજાથી પોર્ટુગાલના દરિયાપારનાં સંસ્થાનો પર લક્ષ આપી શકાયું નહિ. ફિરંગીઓની મહાન્ જલસત્તા સત્તરમા સૈકામાં તોડી તેમનો એકહથ્થુ વેપાર અને સારાં સારાં મથકો વલંદાઓ સર કરી શકયા તેનાં બીજાં કારણો નીચે પ્રમાણે હતાં:—

(અ) **વહીવટી તંત્રની ખામીઓ**—પોર્ટુગાલની સરકાર દરિયાપારના ફિરંગી મુલકોના વહીવટ ઊપર અસરકારક અંકુશ રાખી શકતી નહિ તેથી પોર્ટુગાલથી દૂર દૂરના મૂલકોમાં અમલ ચલાવતા ફિરંગી અમલદારો નિરંકુશપણે વહીવટ ચલાવતા. હિંદુસ્તાનમાં એકંદરે સત્તાવીશ પોર્ટુગીઝ ગવર્નરો કે વાઈસરોયો આવ્યા તેમાનાં ઘણા ખરા, રાજકીય કુનેહ, બુદ્ધિ અને આવડતની દૃષ્ટિએ, ગવર્નરપદ માટે નાલાયક હતા. મોટા ભાગના અમલદારો લાંચીઆ, એશઆરામી અને નકામા હતા અને તેઓ અયોગ્ય રીતે તેમ જ બેદરકારીથી વહીવટ ચલાવતા. તેમની રાજકીય ભૂલોએ ફિરંગી સત્તાનું પતન ઝડપી બનાવ્યું. (બ) **પોર્ટુગીઝોનું અવ્યવહારૂ સાહસ**—સાહસિક પોર્ટુગીઝોએ દુનિયાના મહાસાગરો ખેડી હિંદી મહાસાગરમાં અને દક્ષિણ અમેરિકામાં (બ્રાઝીલમાં) વિશાળ રાજ્ય જમાવ્યું હતું; પરંતુ પોર્ટુગાલ ઘણો નાનો દેશ હોવાથી અને તેની વસતિ ઘણી થોડી હોવાથી દરિયાપાર મેળવેલા વિશાળ મુલકો પોતાના કબજામાં રાખવા માટે યોગ્ય માણસો પોર્ટુગાલમાંથી પૂરતી સંખ્યામાં મોકલી શકાતાં ન હતાં. દરિયાપારનાં સંસ્થાનો માટે જોઇતા સૈનિકો, નોકરો વગેરેની સંખ્યા પૂરી કરવા માટે પોર્ટુગાલના કેદખાનાંઓમાં સડતા કેદીઓને પણ કેટલીય વાર છૂટા કરી સંસ્થાનોમાં નોકરી ઉપર મોકલવામાં આવતા! (ક) **જળસત્તા અને સ્થળસત્તા વચ્ચેની અસમાનતા**—પોર્ટુગીઝોની સત્તા મુખ્યત્વે કરીને જળસત્તા હતી જેને પરિણામે વેપારના દરિયાઇ માર્ગો ઉપર તેઓ સ્વામિત્વ ધરાવતા હતા. હિંદુસ્તાનમાં ફિરંગીઓનો મુલક ફક્ત દરિયા કિનારે હતો અને દેશના અંદરના ભાગમાં તેઓએ મુલકો મેળવ્યા ન હતા. જમીન ઉપર તેઓ વિશાળ મુલકો ધરાવતા ન હોવાથી જ્યારે કોઈ બળવાન શત્રુ જમીન ઉપરના તેમના નાના મુલકો ઉપર ચઢાઈ કરતો ત્યારે તેઓની સ્થિતિ કઢંગી

બનતી અને તેમને દરિયા ઉપર નાસી જવાની ફરજ પડતી. સર્વોપરિ જળ-સત્તા ધરાવતા ફિરંગીઓની સ્થળસત્તા એટલે જમીન ઉપરની સત્તા ઓછી હોવાથી જ્યારે તેમને જમીન ઉપરની લડાઇઓમાં સંડોવાવું પડતું ત્યારે તેમની નિર્બળતા જણાઈ આવતી. આમ ફિરંગીઓની સ્થળસત્તા તો ઓછી જ હતી. તેમાં વળી વલંદાઓએ તેમની દરિયાઇ સત્તા પણ તોડી એટલે ફિરંગીઓની રાજ્યસત્તા હિંદમાંથી લગભગ નાબૂદ થઈ ગઈ. (ક) **ધર્મ પ્રચારની નીતિ**—ફિરંગીઓએ શરૂઆતથી જ ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવા તરફ વિશેષ લક્ષ્ય આપવા માંડ્યું હતું. હિંદમાં આવેલા ખ્રિસ્તી પાદ-રીઓમાં ખાસ કરીને જેસુઈટ પાદરીઓએ ખ્રિસ્તી ધર્મના પ્રચાર માટે ગોવાને કેન્દ્રસ્થાન બનાવ્યું.* ધર્મનો ફેલાવો કરવા માટે ફિરંગી અમલદારોએ ધર્માંધ પાદરીઓને સાથ આપ્યો અને પરિણામે ફિરંગી મુલકોમાં રહેતા હિંદીઓ ઉપર ધર્મની બાબતમાં ઘણા જુલમો ગુજર્યા. બળજબરીથી ખ્રિસ્તી ધર્મ ફેલાવવાની તેમની અવળી નીતિને લઇને ફિરંગીઓએ હિંદી પ્રજાનો પ્રેમ ગુમાવ્યો અને ઉલટો વિરોધ થયો.

**વલંદાઓની વેપારી મંડળીઓ**

ઇ. સ. ૧૫૬૬ માં હોલેંડ સ્પેનથી સ્વતંત્ર થયું ત્યારથી હોલેંડ દેશની ડચ પ્રજાની સાહસિક પ્રવૃત્તિઓને વેગ મળ્યો. પૂર્વના પ્રદેશોમાંથી ફિરંગી વેપારીઓએ આણેલો માલ લિસ્બનમાં ભેગો થતો. વલંદા (ડચ) વેપારીઓ એ માલ લિસ્બનથી યૂરોપ-ખંડના ઉત્તરના અને પશ્ચિમના દેશોમાં પહોંચાડતા. સ્પેન અને હોલેંડ વચ્ચે દુશ્મનાવટ હતી તેથી જ્યારે ઇ. સ. ૧૫૮૦ માં પોર્ટુગાલ સ્પેનના તાબામાં ગયો ત્યારે વલંદા (ડચ)

---

* ગોવામાં રહેતા ખ્રિસ્તી પાદરીઓ અને તેમની સંસ્થાઓનો ખર્ચ નિભાવવામાં હિંદમાંના ફિરંગી રાજ્યની મહેસુલનો મોટો ભાગ વેડફાઇ જતો. સત્તરમી સદીની શરૂઆતમાં ગોવા શહેરની વસતિનો લગભગ ૨/૩ ભાગ પાદરીઓ જ હતા! પાદરીઓની લાગવગ ઘણી રહેતી અને તેઓએ ધર્મપ્રચારની અવળી નીતિ અમલમાં મૂકાવી હતી. ઇ. સ. ૧૫૬૭ માં પાદરીઓની ધર્મસભાના ઠરાવ અનુસાર એવો હુકમ કાઢવામાં આવ્યો હતો કે ખ્રિસ્તી લોકોએ પરધર્મી નોકરો રાખવા નહિ અને હિંદુઓ તેમ જ મુસલમાનોએ તેમની ધાર્મિક વિધિઓ જાહેરમાં કરવી નહિ.

વેપારીઓનો લિસ્બન સાથેનો વ્યવહાર અટકી પડ્યો. હિંદી મહાસાગરમાં એકહથ્થુ વેપાર ચલાવતા ફિરંગીઓની સમૃદ્ધિ જોઈ યૂરોપની બીજી પ્રજાઓ ચકિત થઈ ગઈ હતી. વલંદાઓ કુશળ અને સાહસિક નાવિકો હતા અને યૂરોપખંડનો દરિયાઈ વેપાર તેઓએ પોતાના હાથમાં લીધો હતો. વલંદાઓ હવે ફિરંગીઓનો પૂર્વના મુલકોમાંનો વેપારી ઇજારો તોડવાના વિચાર પર આવ્યા. ઉત્તરનો આર્કટિક મહાસાગર ભેદી હિંદુસ્તાન જવાનો નવો જળ-માર્ગ શોધવાનો પ્રયાસ પણ વલંદાઓએ કરી જોયો પણ તેમાં સફળતા મળે એમ ન હોવાથી, યૂરોપથી હિંદ જવાનો જે જળમાર્ગ ફિરંગીઓએ શોધી કાઢેલો હતો તે જ જળમાર્ગનો ઉપયોગ કરવાનો વલંદાઓએ નિશ્ચય કર્યો. હિંદ અને દૂર પૂર્વના બીજા મુલકો સાથે વેપાર કરવા માટે ઇ. સ. ૧૫૯૪ માં એન્ખુસન અને આમસ્ટર્ડામમાં બે વેપારી મંડળીઓ (કંપનિઓ) ની સ્થાપના કરવામાં આવી. હિંદી મહાસાગરના પૂર્વ ભાગમાં આવેલા મસાલાના ટાપુઓ સાથેનો વેપાર હસ્તગત કરવો એ ડચ વેપારી મંડળીઓનું મુખ્ય ધ્યેય હતું કારણ કે મલાયા દ્વિપકલ્પ અને મસાલાના ટાપુઓ તરફ ફિરંગીઓનું જોર ઓછું હતું. હોલેંડ અને મસાલાના ટાપુઓ વચ્ચેનો પરબારો વેપાર ઈ. સ. ૧૫૯૬ થી શરૂ થયો અને એ વેપારમાં હિસ્સો મેળવવા બીજી ડચ કંપનિઓની પણ સ્થાપના થઈ.

**દરિયાઈ સત્તા માટેની હરિફાઈ**

ડચ વેપારી મંડળીઓ અલગ અલગ હોવાથી વલંદાઓ એકત્રિત થઈ ફિરંગીઓ સાથે તીવ્ર હરિફાઈમાં ઉતરી શક્યા નહિ. ઓલ્ડનબાર્નેવેલ્ટ નામના ડચ મુત્સદ્દીની રાહબરી હેઠળ અલગ વેપારી મંડળીઓને એકત્રિત કરવામાં આવી અને ત્યારથી વલંદાઓ પૂર્વના મુલકોમાં "યુનાઇટેડ ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ" ના નામથી ધમધોકાર વેપાર ચલાવવા લાગ્યા, ઈ. સ. ૧૬૦૨. વલંદાઓ કાબેલ વહાણવટીઓ હતા અને નૌકા-શાસ્ત્રમાં તેઓએ ફિરંગીઓ કરતાં વધારે સુધારાઓ કર્યા હતા. ફિરંગીઓની હિંદી મહાસાગરમાંની સર્વોપરિ દરિયાઈ સત્તા તોડનાર પ્રજા પૂર્વના મુલકોનો ધીખતો દરિયાઈ વેપાર હાથ કરી શકે એમ હતું. ફિરંગીઓની સત્તા હિંદના પશ્ચિમ કિનારા ઉપર ઘણી સબળ હતી તેથી વલંદાઓએ હિંદી મહાસાગરના પૂર્વ ભાગમાં આવેલા મોલુક્કા વગેરે મસાલાના ટાપુઓ તરફ તેમની નજર

દોડાવી. વલંદાઓએ ઈ. સ. ૧૬૦૫ માં એમ્બોયના સર કર્યું અને બંદા ટાપૂઓ ઉપર સત્તા જમાવી. ફિરંગીઓને હવે યૂરોપથી હિંદી મહાસાગરમાં આવેલી આ નવી પ્રજા સાથે લડાઈઓમાં ઉતરવું પડ્યું.

ઇસ્ટ ઇંડીઝ ટાપુઓમાં ફિરંગીઓની સત્તા મૂળથી જ બહુ બળવાન ન હતી છતાં શરૂઆતમાં તો વલંદાઓ તેઓનાં મથકો સહેલાઇથી કબજે કરી શક્યા નહિ. વલંદાઓએ તો મોલુક્કા, જાવા વગેરે ઇસ્ટ ઇંડીઝ ટાપુઓને વેપારનું કેન્દ્રસ્થાન બનાવ્યું અને પછીથી હિંદુસ્તાનના કિનારાઓ ઉપર પોતાની કોઠીઓ સ્થાપવા પ્રયાસ શરૂ કર્યા. વલંદાઓએ ઇ. સ. ૧૬૦૯ માં કોરોમંડલ કીનારા ઉપર પુલીકટ મુકામે પહેલી કોઠી સ્થાપી. ત્યાર પછી બંગાળામાં ચિન્સુરા મુકામે અને ગુજરાતમાં સુરત મુકામે વલંદાઓની કોઠીઓ સ્થપાઈ. કિનારે આવેલા અગત્યનાં મથકો કબજે કરી ફિરંગીઓની માફક સંતોષ ન માનતાં વલંદાઓએ તો વેપારના બજાર સમા મુલકો મેળવવા તરફ ખાસ ધ્યાન આપવા માંડ્યું હતું. વર્ષોના પ્રયાસો બાદ વલંદાઓએ લંકા ટાપુ સર કર્યો અને ત્યાંથી ફિરંગીઓને હાંકી કાઢ્યા, ઇ. સ. ૧૬૫૮. કોરોમંડલ કિનારા ઉપર આવેલું ફિરંગી મથક નેગાપટ્ટમ પણ એજ વર્ષમાં વલંદાઓના હાથમાં ગયું અને એ કિનારા ઉપરથી ફિરંગી સત્તાનો અસ્ત થઇ ગયો. ઇ. સ. ૧૬૬૧ માં વલંદાઓએ મલબાર કિનારા ઉપરનાં ફિરંગી મથકો ઉપર હુમલાઓ કર્યા અને કોચીન તેમજ કાનનૂર સર કર્યાં. ગોવા અને તેની ઉત્તરમાં આવેલાં બીજાં ફિરંગી મથકો વલંદાઓની દૃષ્ટિમાં નકામાં હતાં તેથી તે મથકો સર કરવા વલંદાઓએ પ્રયાસ કર્યો નહિ. સત્તરમી સદીના ઉત્તરાર્ધમાં વલંદાઓની સત્તાનો મહાન્ વિકાસ થયો અને પરિણામે ફિરંગીઓનું પૂર્વમાંનું રાજ્ય હાલહવાલ થઈ ગયું. યૂરોપ અને એશિયા વચ્ચેનો દરિયાઇ વેપાર હવે વલંદાઓના હાથમાં આવી ગયો. ફિરંગીઓએ હિંદને કેન્દ્રસ્થાન બનાવ્યું હતું જ્યારે ડચ ઇસ્ટ ઇન્ડિઆ કંપનિએ મસાલાના ટાપુઓમાં પોતાનું કેન્દ્રસ્થાન રાખ્યું હતું અને બટેવિઆને પૂર્વમાંના ડચ રાજ્યનું પાટનગર બનાવ્યું હતું. લંકા, મલાક્કા, જાવા અને સુમાત્રા ટાપુઓના વિશાળ મુલકોમાં વલંદાઓએ વેપારી તેમ જ રાજકીય સત્તાની જમાવટ કરી અને, એક સદી પહેલાં ફિરંગીઓએ કર્યું હતું તેમ, પૂર્વના મુલકોનો એકહથ્થુ વેપાર કબજે કરી હિંદી મહાસાગરમાં તેઓ સર્વોપરિ થઈ પડ્યા.

**વલંદાઓની સત્તાનો વિકાસ**

ડચ ઈસ્ટ ઇન્ડિઆ કંપનિના અમલદારો ઈસ્ટ ઇન્ડિઝમાં જે રાજ્ય જમાવી શક્યા તેનો વહીવટ કેવી રીતે કરવામાં આવતો હતો તે આપણે હવે જોઇએ.

**વલંદાઓનો વહીવટ**

વહીવટની સર્વોપરિ સત્તા ગવર્નર-જનરલ અને તેની કાઉન્સિલના હાથમાં રહેતી. ગવર્નર-જનરલની નિમણુક કંપનિના ડાયરેક્ટરો કરતા અને તે સૌથી વડો અમલદાર બટેવિઆમાં રહેતો. બટેવિઆની આ વડી સરકાર લંકા ટાપુ, કોરોમંડલ અને મલબાર કિનારાઓ ઉપરનાં ડચ મથકો વગેરેના વહીવટ ઉપર અંકુશ રાખતી. હોલેંડમાં રહેતા કંપનિના ડાયરેક્ટરો પૂર્વમાંનાં આ બધાં ડચ સંસ્થાનોના વહીવટ ઉપર અસરકારક અંકુશ રાખી શક્તા નહિ અને પરિણામે સંસ્થાનોમાં અમલદારો સ્વતંત્રપણે વહીવટ ચલાવતા. હોલેંડની ડચ સરકાર પણ આ સંસ્થાનોની બાબતોમાં ખાસ માથું મારતી નહિ કારણ કે એ સંસ્થાનોની સ્થાપના સરકારી મંડળે નહિ પરંતુ ખાનગી વેપારી મંડળીએ કરાવી હતી. ઈસ્ટ ઇન્ડિઝના ડચ સંસ્થાનોના વહીવટમાં ઘણી ગેરરીતિઓ ચાલતી તેથી તેઓની સત્તા ઘણા લાંબા સમય સુધી ટકી શકી નહિ. ડચ સંસ્થાનોના અમલદારો અને નોકરોને ખાનગી વેપાર કરવાની મનાઈ હતી છતાં તેઓ છૂટથી ખાનગી વેપાર કરતા અને દોલત ભેગી કરતા. ઘણા અમલદારો લાંચરૂશ્વત અને બક્ષિસો લેતા તેમ જ આશ્રિત રાજાઓ કે સરદારોને વ્યાજે પૈસા ધીરતા. પૂર્વના સંસ્થાનોમાં ડચ કંપનિએ રાખેલી લશ્કરી ટુકડીઓમાં વ્યવસ્થા અને શિસ્તનો અભાવ હતો. અઢારમી સદીમાં વલંદાઓને હિંદી મહાસાગર-માંજ બીજી યૂરોપી પ્રજાઓ સાથે હરિફાઇમાં ઉતરવું પડ્યું અને વલંદાઓ એ કસોટીમાંથી સાંગોપાંગ પાર ઉતરી શકયા નહિ.

---

## પ્રકરણ સાર

### ( ૧ ) હિંદમાં ફિરંગી સત્તાનો વિકાસ અને અસ્ત :—

( અ ) **ફિરંગીઓનો વહીવટ** :—સોળમી સદીના ઉત્તરાર્ધમાં હિંદી મહાસાગરમાં ફિરંગી સત્તા પૂર્ણ જાહોજલાલીમાં; ગોવામાં રહેતો વાઇસરૉય ત્રણ જ વર્ષ હોદ્દા ઉપર રહી શકતો;

ગોવાની હકુમત હેઠળનાં જુદા જુદા મથકોના વહીવ
ઉપર તે યોગ્ય અંકુશ રાખી શકતો નહિ; ફિરંગી મથકોન
ઘણા અમલદારોમાં પ્રમાણિકતા અને લાયકાતનો અભાવ

( આ ) **ફિરંગીઓની પડતીનાં કારણો** :—હિંદમાંના ફિરંગ મથકો ઉપર પોર્ટુગાલની સરકાર અસરકારક અંકુશ રાખી શકતી નહિ; અમલદારો અને સૈનિકો તરીકે પોર્ટુગાલમાંથી યોગ્ય માણસો પૂરતી સંખ્યામાં મળી શકત નહિ; ફિરંગીઓની જળસત્તા ઘણી જ પ્રબળ હતી પરંતુ હિંદમાં તેમની સત્તા જમીન ઉપર એટલી પ્રબળ ન હતી ખ્રિસ્તી ધર્મનો હિંદમાં બળજબરીથી પ્રચાર કરવાની ફિરંગીઓની અવળી નીતિ.

**( ૨ ) હિંદમાં ડચ સત્તાનો ઉદય અને વિકાસ :—**

( ક ) **ડચ સત્તાનો હિંદમાં ઉદય** :—હિંદી મહાસાગરમ ફિરંગીઓનો વેપારી ઈજારો તોડવા હોલૅંડમાં વેપારી કંપનિઓની સ્થાપના; ઈ. સ. ૧૬૦૨ માં બધી કંપનિઓ એકત્રિત થઈ; મસાલાના ટાપુઓમાં પ્રબળ સત્તા જમાવ્ય પછી હિંદના કોરોમંડલ કિનારા ઉપર પુલીકટમાં ડચ કોઠીની સ્થાપના; ઇ. સ. ૧૬૦૯.

( ખ ) **ડચ સત્તાનો હિંદમાં વિકાસ** :—બંગાળામાં ચિન્સુર અને ગુજરાતમાં સુરત મુકામે ડચ કોઠીઓની સ્થાપના નેગાપટ્ટમ, કોચીન, કાનનૂર વગેરે ફિરંગી મથકો વલંદાઓએ જીતી લીધાં; સત્તરમી સદીના ઉત્તરાર્ધમાં વલંદાએ હિંદી મહાસાગરમાં સર્વોપરિ બન્યા; લંકાટાપુ પણ વલંદાઓએ ફિરંગિઓ પાસેથી જીતી લીધો, ઇ. સ. ૧૬૫૮; ડચ ઈસ્ટ ઇન્ડિઆ કંપનિનું કેન્દ્રસ્થાન હિંદમાં નહિ પરંતુ મસાલાના ટાપુઓમાં હતું તેથી ડચ સત્તાનો હિન્દમાં મોટે વિકાસ સાધવા તરફ ડચ કંપનિનું ખાસ લક્ષ ન હતું.

---

## પ્રશ્નો

(૧) દરિયાઈ સત્તા માટેની ફિરંગીઓ સાથેની હરિફાઇમાં વલંદાઓ કેમ ફાવી ગયા? વલંદાઓની વેપારી મંડળીઓ ક્યારે એકત્રિત થઈ અને શા માટે?

(૨) ફિરંગીઓના હિંદી વહીવટમાં શી શી ખામીઓ હતી? ફિરંગી સત્તાની હિંદમાં પડતી થવાનાં કયાં કારણો હતાં?

(૩) વલંદાઓની સત્તાનો હિંદમાં ક્યારે અને કેવી રીતે વિકાસ થયો તે જણાવો.

---

# પ્રકરણ ૪ થું

## અંગ્રેજ અને ફ્રેન્ચ વેપારી મંડળીઓ

## ( સત્તરમી સદી )

**યૂરોપી પ્રજા-ઓની હરિફાઇ**

યૂરોપ અને હિંદ વચ્ચેનો પરબારો દરિયાઇ માર્ગ શોધી કાઢવાનું મહાન્ સાહસ કરનાર ફિરંગીઓ હિંદમાં વેપાર નિમિત્તે આવ્યા હતા અને તેઓએ હિંદમાં રાજસત્તા જમાવી હિંદી મહાસાગરમાં વિશાળ વેપારી સામ્રાજ્ય સ્થાપ્યું. તેઓની સમૃદ્ધિ જોઈ યૂરોપ-ખંડની બીજી પ્રજાઓને પણ સાહસ ખેડી દેશાવરમાં વેપાર કરવાનું મન થયું. ફિરંગીઓએ પૂર્વના મુલકો સાથે એકહથ્થુ વેપાર ચલાવવા માંડ્યો એ અરસામાં યૂરોપમાં ધર્મક્રાંતિ ( Reformation ) થઈ અને યૂરોપની પ્રજાઓના, ધર્મને નામે, રોમન કેથોલીક અને પ્રૉટેસ્ટંટ એમ બે વિભાગો પડ્યા. ફિરંગીઓ રોમન કેથોલીકો હતા તેથી રોમના પોપે ફિરંગીઓનો પૂર્વના વેપારનો ઇજારો મંજુર રાખ્યો હતો. હોલેંડ અને ઇંગ્લંડની પ્રજાનો મોટો ભાગ પ્રૉટેસ્ટંટો હતા અને તેઓ એમ માનતા હતા કે ફિરંગીઓએ હિંદ જવાનો નવો જળમાર્ગ શોધી કાઢ્યો હતો તેથી પૂર્વના મુલકો સાથે વેપાર કરવાનો ઇજારો ફિરંગીઓનોજ હંમેશ માટે રહે એ યોગ્ય ન હતું. ‘ વિદ્યાનો પુનરૂદ્ધાર ’ ( Renaissance ) અને ‘ ધર્મક્રાંતિ ’ ની ચળવળોએ યૂરોપની પ્રજાઓમાં અજબ ચેતન આણ્યું હતું અને પરિણામે દુનિયાના સાગરો ખુંદી અજાણ્યા પ્રદેશો શોધી નવી નવી દિશાઓમાં પ્રવૃત્તિ અને પ્રગતિ કરવા યૂરોપની આગેવાન પ્રજાઓ ઉત્સુક બની હતી. ફિરંગીઓની દાનત પૂર્વના મુલકોનો ધીખતો વેપાર એકલા પોતાનાજ હાથમાં રાખવાની હતી તેથી હોલેંડ અને પછીથી ઈંગ્લંડ દેશની પ્રજાઓને તેમની ઈર્ષા થઈ. જેને લઇને શરૂઆતમાં ફિરંગીઓ અને વલંદાઓ વચ્ચે હિંદી મહાસાગરમાં તીવ્ર હરિફાઈ ચાલી.

નવા જળમાર્ગો શોધી દરિયાપારના દેશો સાથે વેપારનો સંબંધ બાંધી

પછીથી ત્યાં રાજસત્તા જમાવવાની પહેલ ફિરંગીઓએ કરી. હિંદી મહાસાગરમાં અને અમેરિકામાં ફિરંગીઓએ વિશાળ સંસ્થાનો સ્થાપ્યાં તેથી યૂરોપની બીજી પ્રજાઓ પણ એ દિશામાં સાહસ કરવા પ્રેરાઇ. હોલેંડ દેશના વલંદાઓએ ઈ. સ. ૧૫૯૬ માં સુમાત્રામાં કોઠીઓ સ્થાપી અને ધીમે ધીમે તેઓએ જાવા, સુમાત્રા, બોર્નિયો વગેરે મસાલાના વિશાળ ટાપુઓમાં રાજસત્તા જમાવી. એ અગાઉ સ્પેનિઆર્ડોએ અમેરિકા ખંડમાં મેક્સિકો, પેરૂ અને ચિલી દેશો સર કર્યા હતા. ઈંગ્લંડ દેશના કેબોટ જેવા સાહસિક નાવિકોએ પણ સોળમી સદીની શરૂઆતથી અજાણ્યા દરિયાઓ ખેડવા માંડ્યાં હતા અને ન્યુ ફાઉન્ડલેંડ શોધી કાઢ્યો હતો. ઇલિઝાબેથના અમલમાં હોકીન્સ, ડ્રેક, ફ્રૉબીશર અને રેલે જેવા નિપુણ, સાહસિક વીરોએ નવાં દરિયાઈ સાહસો ખેડ્યાં અને પરિણામે દરિયાપાર સંસ્થાનો સ્થાપવાની પ્રવૃત્તિ તરફ પ્રજાનું લક્ષ દોરાયું.

**દરિયાપારનાં સંસ્થાનો અને વેપાર**

રાણી ઇલિઝાબેથના યશસ્વી અમલકાળમાં અંગ્રેજ પ્રજાએ ઘણીય દિશામાં પ્રગતિ કરવા માંડી હતી. બર્ધલે અને વાલસીંગહામ જેવા પ્રધાનો દેશાવર સાથેનો દરિયાઇ વેપાર વિકસાવવા તરફ ખાસ ધ્યાન આપતા હતા. હિંદુસ્તાન સાથે એક હથ્થુ વેપાર ચલાવતા ફિરંગીઓની સમૃદ્ધિ જોઈ અંગ્રેજોને પણ તેમની ઈર્ષા થવા લાગી હતી અને હિંદ તેમ જ પૂર્વના બીજા દેશો સાથેના વેપારમાં હિસ્સો પડાવવા તેઓ ઇંતેજાર હતા. ઇ. સ. ૧૫૮૩ માં ફીશ, ન્યુબેરી અને બીજા બે અંગ્રેજ વેપારીઓ જમીનમાર્ગે મુસાફરી કરી દિલ્હી આવ્યા હતા. આ અંગ્રેજ વેપારીઓએ ઈંગ્લંડ જઈ હિંદનો વેપાર વગેરે બાબતો વિષે એવો ઉત્તેજક અહેવાલ રજુ કર્યો કે ઘણા અંગ્રેજોના હૃદયમાં ફિરંગીઓની માફક હિંદમાં વેપાર કરવા જવાની તમન્ના જાગી. બે ચાર અંગ્રેજ વેપારીઓનાં વહાણો અને ખલાસીઓ હિંદી મહાસાગરમાં સ્થાપિત થયેલી ફિરંગીઓની સત્તાને તોડી શકે એ અશક્ય હતું તેથી સો અંગ્રેજ વેપારીઓ લંડનમાં ઇ. સ. ૧૫૯૯ ના સપ્ટેંબર માસમાં ભેગા મળ્યા અને એક મંડળી (કંપનિ) રચી. હિંદ અને પૂર્વના મુલકો સાથે વેપાર કરવા માટે તેમણે ૩૦,૦૦૦ પૌંડની મુડીથી કંપનિનું કામ ચાલુ કરવાનો નિર્ધાર

**હિંદમાં અંગ્રેજ વેપારી મંડળી**

કર્યો. આ કંપનિના ભાગીદાર વેપારીઓએ સાહસ કરવામાં પહેલ કરી તેથી તેઓના હિતનું રક્ષણ કરવા માટે રાણી ઇલિઝાબેથે તેમને ઇ. સ. ૧૬૦૦ ના ડીસેંબરની છેલ્લી તારીખે શાહી સનદ ( Royal Charter ) આપી. આ સનદની રૂએ રાણીએ એ અંગ્રેજ કંપનિને હિંદ અને પૂર્વના મુલકો સાથે વેપાર કરવાનો ઇજારો પંદર વર્ષ માટે આપ્યો. ભવિષ્યમાં હિંદમાં વિશાળ બ્રિટિશ સામ્રાજ્ય સ્થાપનાર ઇંગ્લીશ ઈસ્ટ ઇન્ડિઆ કંપનિની આમ શરૂઆત થઈ. વલંદાઓની માફક આ અંગ્રેજ મંડળીએ પણ પહેલું ધ્યાન તો જાવા, સુમાત્રા વગેરે મસાલાના ટાપુઓ તરફજ દોડાવ્યું કારણ કે મસાલા અને તેજાનાઓનો વેપાર ઘણોજ નફાકારક હતો. વલંદાઓ અને અંગ્રેજો જાવા, સુમાત્રા વગેરે ટાપુઓમાંથી મસાલા અને તેજાનાની ચીજો ખરીદતા અને યૂરોપથી આણેલી વસ્તુઓ તે ટાપુઓમાં વેચતા. પરંતુ એ ટાપુઓમાં યૂરોપી વસ્તુઓની ખાસ માંગ ન હતી. હિંદમાંથી સુતરાઉ કાપડ, અફીણ વગેરે ચીજો ખરીદી લાવી તે ચીજોને જાવા, સુમાત્રા વગેરે ટાપુઓમાં વેચવાથી ઘણો નફો મળે એમ હતું તેથી અંગ્રેજ કંપનિએ એ દિશા તરફ ધ્યાન પહોંચાડ્યું અને ઇ. સ. ૧૬૦૮ માં હિંદને પશ્ચિમ કિનારે સુરત બંદરે અંગ્રેજોના વહાણો આવ્યાં. ફિરંગીઓનો વેપારી ઇજારો તોડવા વલંદાઓ તો હિંદી મહાસાગરમાં ઘૂમતાજ હતા તેમાં વળી આ અંગ્રેજો આવ્યા. એટલે ફીરંગીઓ ચીડાયા અને તેઓ અંગ્રેજોના માર્ગમાં અનેક મુશ્કેલીઓ ઉભી કરવા લાગ્યા. અંગ્રેજો સુરત મુકામે ઈ. સ. ૧૬૧૩ માં કોઠી સ્થાપી શકયા એ પહેલાં હિંદને પૂર્વ કિનારે મછલીપટ્ટણ આગળ અંગ્રેજ કોઠી સ્થપાઈ ચૂકી હતી કારણ કે તે કિનારા ઉપર ફિરંગીઓનું જોર મુકાબલે ઓછું હતું.

**અંગ્રેજો અને ફિરંગીઓ**

સત્તરમી સદીમાં સુરત બંદર પૂર્ણ જાહોજલાલીમાં હતું અને ત્યાં દેશ દેશનાં વેપારીઓ આવતા અને વસતા. સુરત અને ગુજરાત મોગલ સામ્રાજ્યની સરહદમાં હતાં એટલે સુરતમાં કોઠી નાંખવા મોગલ શહેનશાહની પરવાનગીની જરૂર હતી. અંગ્રેજ કંપનિનાં વહાણો ઈ. સ. ૧૬૦૮ માં સુરત બંદરે આવ્યાં તો ખરાં પણ ત્યાં અંગ્રેજોની વખાર કે કોઠી ન હોવાથી અંગ્રેજ વેપારીઓને ઘણી મુસીબત નડી. અંગ્રેજ કંપનિ તરફથી ઈ. સ. ૧૬૦૯ માં વિલિયમ હોકિન્સને મોગલ શહેનશાહ જહાંગીર પાસેથી સુરતમાં

કોઠી નાંખવાની પરવાનગી મેળવવા આગ્રે મોકલવામાં આવ્યો. અંગ્રેજોને આ પરવાનગી ન મળે એ હેતુથી ફિરંગીઓએ પોતાની લાગવગનો પૂરો ઉપયોગ કર્યો. ફિરંગીઓએ સુરતના વેપારીઓને પણ ધમકી આપી કે જો અંગ્રેજોને સુરતમાં સ્થાન આપ્યું કે અપાવ્યું તો ફિરંગીઓ સુરતના તમામ વેપારીઓ સામે શત્રુવટ લેશે. હોકિન્સને જહાંગીર પાદશાહે સારૂં સન્માન આપ્યું અને હોકિન્સ મોગલ દરબારમાં લગભગ બે વર્ષ રહ્યો પરંતુ જહાંગીર તરફથી એને જોઇતો પરવાનો ન મળી શકવાથી તે ઈ. સ. ૧૬૧૧ માં સુરત પાછો આવ્યો. સુરતના બારામાં પડેલાં અંગ્રેજ વહાણોને હંકારી જવાનો સુરતના સુબેદાર તરફથી હુકુમ મળ્યો. એ વહાણો હંકારી જવામાં આવ્યાં પરંતુ સુરત અને સુરતી વેપારીઓ સામે વેર લેવા માટે અંગ્રેજ વહાણોના સરદાર મીડલટને બાબલમાંડબની સામુદ્રધુની આગળ સુરતનાં વહાણોને રોકયાં અને તે વહાણોમાંના વેપારીઓ પાસેથી દંડ તરીકે મોટી રકમનો માલ પડાવી લીધો. સુરતના વેપારીઓ સમજ્યા કે ફિરંગીઓને લઇને અંગ્રેજ વેપારીઓને તેમણે શત્રુ બનાવ્યા છે તેથી ઈ. સ. ૧૬૧૨ માં થોમસ બેસ્ટની સરદારી હેઠળ જે અંગ્રેજ વહાણો સુરત આવ્યાં તેમને સુરતનાં બારામાં દાખલ થવા દેવામાં આવ્યાં. ફિરંગીઓએ આ વહાણો સામે પોતાના વહાણો મોકલી લડાઇ કરાવી પણ થોમસ બેસ્ટે ફિરંગી વહાણોને પાછાં હઠાવ્યાં. ઈ. સ. ૧૬૧૩ માં જહાંગીર પાદશાહ તરફથી અંગ્રેજોને સુરતમાં કાયમની કોઠી નાંખવાની પરવાનગી મળી એટલે ફિરંગીઓ વધુ ઉશ્કેરાયા. ફિરંગીઓ હવે મોગલ સત્તાની વિરૂદ્ધ પડ્યા અને અરબી સમુદ્રમાંથી સુરત આવતાં વહાણો લુંટવા લાગ્યા. ફિરંગીઓને સજા કરવા માટે મોગલ સુબેદારે દમણને ઘેરો ઘાલ્યો. સુરતમાં પેઠેલા અંગ્રેજ વેપારીઓ જ મોગલ સુબેદારને ફિરંગીઓ સામે ઉશ્કેરે છે એમ માની અંગ્રેજોને સુરતમાંથી હાંકી કાઢવા માટે ફિરંગીઓનો ગવર્નર-જનરલ ગોવાથી નૌકાસૈન્ય લઇ જાતે સુરત નજદીક આવી પહોંચ્યો. સુરત નજીક આવેલાં મોરા-સુંવાલીના બારામાં અંગ્રેજો અને ફિરંગીઓ વચ્ચે નૌકાયુદ્ધ થયું જેમાં ફિરંગીઓ હારી ગયા, ઈ. સ. ૧૬૧૪. આ પછીથી ફિરંગીઓએ મોગલ શહેનશાહ સાથે સુલેહ કરી અને અંગ્રેજોએ સુરતને પોતાનું વડું મથક બનાવ્યું. ઉત્તરમાં ભરૂચ, વડોદરા, અમદાવાદ અને આગ્રા મુકામે પણ અંગ્રેજ કોઠીઓ સ્થાપવામાં આવી જેના વહીવટ ઉપર

સુરતની અંગ્રેજ કોઠીના અમલદારો દેખરેખ રાખવા લાગ્યા. ઈ. સ. ૧૬૩૫ માં હિંદમાં રહેતા ફિરંગીઓ અને અંગ્રેજો વચ્ચે મિત્રાચારીના કરારો થયા અને એ બે યૂરોપી પ્રજાઓ વચ્ચેની હિંદમાંની હરિફાઇનો અંત આવ્યો.

**અંગ્રેજો અને વલંદાઓ**

પૂર્વના મુલકો સાથેનો ફિરંગીઓનો એકહથ્થુ વેપારનો ઇજારો તોડવામાં વલંદાઓએ પહેલ કરી હતી. ફિરંગીઓ સાથે દરિયાઈ યુદ્ધો ખેલી તેમની જળસત્તા તોડી તેઓએ ફિરંગીઓને જાવા સુમાત્રા વગેરે તેજાનાના ટાપુઓમાંથી હાંકી કાઢ્યા હતા. અનેક સાહસો અને જોખમો ખેડી તેજાનાના ટાપુઓમાં પોતાની સત્તા જમાવનાર વલંદાઓ અંગ્રેજોને તેજાનાના વેપારમાં હિસ્સો પડાવવા દે એમ ન હતું. અંગ્રેજ કંપનિએ શરૂઆતમાં જાવા અને સુમાત્રામાં પોતાની વખારો નાંખી પરંતુ વલંદા વેપારીઓ તેમને ફાવવા દેતા ન હતા. મસાલાના ટાપુઓમાં વલંદા કંપનિની સત્તા ઘણી સબળ હતી જ્યારે ફિરંગીઓની સત્તા હિંદના કિનારા ઉપર સબળ હતી. પોતાનો વેપાર જમાવવા અને સત્તા વધારવા અંગ્રેજ કંપનિને ફિરંગીઓ કે વલંદાઓ સાથે હરિફાઇમાં ઉતર્યા સિવાય છૂટકો ન હતો. વલંદાઓમાં યુવાન પ્રજાનું જોમ હતું જ્યારે ફિરંગી પ્રજા નબળી પડી ગઈ હતી તેથી અંગ્રેજોએ જોયું કે ફિરંગી હકુમત હેઠળના વિસ્તારમાં પગપેસારો કરવો એ ઓછું જોખમકારક હતું. ઈ. સ. ૧૬૨૩ માં આંબોયનાના વલંદા અમલદારે અંગ્રેજ વેપારીઓની કતલ કરાવી એટલે મસાલાના ટાપુઓમાં વલંદાઓ સાથે હરિફાઈમાં ઉતરવાની વાત અંગ્રેજ કંપનિએ માંડી વાળી અને પરિણામે અંગ્રેજો હિંદના કિનારાઓ ઉપર વધારે કોઠીઓ સ્થાપવા પ્રેરાયા. વલંદાઓએ હિંદના કિનારા ઉપર પુલિકટ, સુરત, કોચીન, મછલીપટ્ટણ, હુગલી વગેરે મથકોએ કોઠીઓ સ્થાપી હતી પરંતુ હિંદુસ્તાનમાં વિશેષ સત્તા જમાવવા તરફ વલંદાઓનું ખાસ લક્ષ ન હતું. બીજી બાજુ ઉપર ફિરંગીઓની સત્તા હિંદના કિનારાઓ ઉપર પણ દુર્બળ થવા લાગી હતી એટલે અંગ્રેજ કંપનિના અમલદારો હિંદ અને યૂરોપ વચ્ચેના દરિયાઈ વેપાર ઉપરજ સૌથી વિશેષ લક્ષ આપવા લાગ્યા. હિંદના કિનારાઓ ઉપર જયાં જયાં વલંદાઓની કોઠીઓ હતી ત્યાં ત્યાં અથવા તો તે કોઠીઓની નજદીકના સ્થળોએ

અંગ્રેજોએ પણ કોઠીઓ સ્થાપવા માંડી. ઈ. સ. ૧૬૩૯ માં ચંદ્રગિરિના રાજા પાસેથી, હાલ જયાં મદ્રાસ શહેર વસેલું છે તે જગ્યા અંગ્રેજ કંપનિએ ભાડે રાખી અને ત્યાં કોઠી તથા કિલ્લો બાંધ્યાં જે "ફોર્ટ સેંટ જૉર્જ" ના નામથી ઓળખાયાં. વલંદાઓની બંગાળામાં બે મથકોએ કોઠીઓ હતી અને તેથી અંગ્રેજોએ પણ તે પ્રાંતમાં પોતાની કોઠીઓ સ્થાપવા માંડી. બંગાળામાં વેપાર કરવાનો હક મોગલ પાદશાહ પાસેથી મેળવી તેઓએ હુગલી, પટણા, કાસીમબઝાર, બાલાસોર વગેરે મથકોએ કોઠીઓ નાખી. ક્રૉમ્વેલના યશસ્વી અમલ દરમિયાન યૂરોપમાં ઈંગ્લંડ અને હોલેંડ વચ્ચે દરિયાઇ યુદ્ધો થયાં તેમાં વલંદાઓનો પરાજય થયો હતો અને ઈંગ્લંડની પ્રતિષ્ઠા વધી હતી. વલંદાઓ અંગ્રેજોને મસાલાના ટાપુઓમાંથી હાંકી શકયા પરંતુ તેઓ હિંદના કિનારા ઉપરથી અંગ્રેજ કોઠીઓ કઢાવી નાખી શકયા નહિ. અઢારમી સદીમાં અંગ્રેજો વલંદાઓની જ સત્તા હિંદમાંથી કેવી રીતે કમી કરી શકયા તે આપણે બીજાં પ્રકરણમાં જોઇશું.

**ફ્રેન્ચ ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ**

હિંદ સાથેના વેપારનું મહત્ત્વ યૂરોપી પ્રજાઓ હવે બરાબર સમજી ગઈ હતી. હિંદ અને પૂર્વના મુલકો સાથે વેપાર કરવાને વલંદાઓની તેમજ અંગ્રેજોની મંડળીઓ સ્થપાઈ ત્યાર બાદ કેટલેક વર્ષે યૂરોપખંડના ડેન્માર્ક જેવા નાનકડા દેશની પ્રજા પણ હિંદમાં વેપાર કરવા આવી પહોંચી. યૂરોપી સોદાગરો માટે હિંદની ભૂમિ દુનિયાનાં બજાર સમાન હતી. ડેન લોકોએ પણ હિંદના પૂર્વ કિનારા ઉપર થોડી કોઠીઓ સ્થાપી હતી પણ અંગ્રેજો તેમને ફાવવા દેતા ન હતા. ડેન લોકો હિંદમાં રાજયકર્તા થઈ શકયા નહિ કારણ કે અંગ્રેજોની તીવ્ર હરિફાઇએ તેમને હિંદ છોડવાની ફરજ પાડી. પરિણામે આજે હિંદમાં ડેનિશ સંસ્થાનોનું નામનિશાન પણ રહ્યું નથી. ડેન લોકોની પછી હિંદમાં ફ્રેન્ચ લોકો પણ વેપાર કરવા આવ્યા. પૂર્વના મુલકો સાથે વેપાર કરવાને ઇ. સ. ૧૬૧૬ માં તેઓએ એક વેપારી મંડળી સ્થાપી હતી અને હિંદી મહાસાગરમાં માડાગાસ્કાર અને બુર્બો ટાપુઓ સર કર્યા હતા. એ ફ્રેન્ચ મંડળીની ઇ. સ. ૧૬૬૪ માં પુનર્રચના કરવામાં આવી કારણ કે તે સમયના ફ્રાન્સના રાજા લૂઈ ચૌદમાને એશિઆ ખંડમાં ફ્રેન્ચ રાજય સ્થાપવાની

મહત્વાકાંક્ષા હતી.* આ પુનર્રચના કરવામાં આગેવાની લેનાર કોલ્બેર (Colbert) રાજા લૂઇનો એક ઘણો બાહોશ પ્રધાન હતો. કોલ્બેરની તો દૃઢ માન્યતા જ હતી કે વેપારમાં સર્વોપરિ થવા ઇચ્છતી પ્રજાએ દરિયા ઉપર પ્રબળ સત્તા જમાવવી જોઈએ અને એ સત્તા ટકાવી રાખવા માટે દરિયાપાર સંસ્થાનો સ્થાપવાં જોઇએ. વલંદાઓ અને અંગ્રેજોની વેપારી મંડળીઓ ખાસ કરીને ખાનગી વેપારીઓના સાહસને પરિણામે સ્થપાઈ હતી જ્યારે આ ફ્રેન્ચ ઇસ્ટ ઇન્ડિઆ કંપનિના સાહસમાં ખુદ રાજાએ સારો જેવો હિસ્સો આપ્યો હતો. આ કંપનિએ હિંદમાં કોચીન તથા સુરત મુકામે પહેલી કોઠીઓ નાંખી અને પછી ગોવળકોંડાના રાજ્યકર્તા પાસેથી વેપાર કરવાનો પરવાનો મેળવી મછલીપટ્ટણમાં પણ કોઠી સ્થાપી. ફ્રેન્ચ કંપનિના વહીવટમાં રાજા અને તેના પ્રધાનો અંગત હિત ધરાવતા હતા તેથી ફ્રેન્ચ કંપનિના હિંદમાંના અમલદારોએ અંગ્રેજો અને વલંદાઓની નીતિ કરતાં ફિરંગીઓની નીતિ અનુસરવા માંડી. એ અમલદારોને ફ્રાન્સના રાજા તરફથી લશ્કર અને નૌકાઓના કાફલાની મદદ પણ જરૂર પડે મળતી હતી. ઈ. સ. ૧૬૭૪ માં હિંદમાંની ફ્રેન્ચ કોઠીઓના વહીવટ ઉપર દેખરેખ રાખવા માટે ફ્રાન્સિસ માર્ટિન નામના એક કાબેલ ફ્રેન્ચને ગવર્નર તરીકે નીમી હિંદ મોકલવામાં આવ્યો. આ બાહોશ ગવર્નરે આલ્બુકર્કની માફક હિંદના રાજાઓ સાથે સંબંધ બાંધવા માંડ્યો જેમાં તેને સારી સફળતા મળી. વિજાપુરના રાજા પાસેથી તેણે પોંદિશરી વગેરે કેટલાંક સ્થળો ખરીદ્યાં અને એક મજબુત કિલ્લો બાંધી પોંદિશરીને ફ્રેન્ચોનું હિંદમાંનું પાટનગર બનાવ્યું. માર્ટિને મરાઠાઓ પાસેથી કર્ણાટકમાં વેપાર કરવાની પરવાનગી પણ

---

* "એશિઆ ખંડમાં રાજ્ય મેળવવા માટેનાં પ્રથમ પગથિયાં તરીકે ઇજીપ્ત (મીસર) નો કબજો મેળવવાને, સુવિખ્યાત લિબની (Leibnitg) એ ફ્રાન્સના રાજા ચૌદમા લૂઇને સલાહ આપી હતી. ઇંગ્લંડમાં સર વિલિયમ ડેવનન્ટે પણ જાહેર કર્યું હતું કે '**જે દેશ પૂર્વના દેશો અને હિંદ સાથેનો વેપાર હાથ કરશે તે દેશનું વર્ચસ્વ સમસ્ત દુનિયાના વેપારમાં સ્થપાશે.**' ડેવનન્ટની ગણત્રી ખરેખર સાચી નીવડી છે."

(રોમેશચંદ્ર દત્ત)




સત્તરમી સદીની શરૂઆતનું હિંદ

મેળવી. માર્ટિનના લગભગ બત્રીસ વર્ષના કાબેલ વહીવટના પરિણામે ફ્રેન્ચોનો વેપાર હિંદમાં ઘણોજ વધી ગયો અને હિંદમાંના વલંદાઓ તથા અંગ્રેજો તેઓની ઇર્ષ્યા કરવા લાગ્યા.

હિંદમાં વેપાર કરતી યૂરોપી કંપનિઓ જે હક્કો ધરાવતી હતી તે હક્કો તેમને પોતપોતાના દેશના રાજ્યકર્તાઓ તરફથી તેમજ હિંદુસ્તાનના જુદા જુદા પ્રદેશોના રાજ્યકર્તાઓ તરફથી મળ્યા હતા.

**મોગલ શહેનશાહો અને યૂરોપી કંપનિઓ**

સત્તરમી સદીમાં હિંદના રાજ્યકર્તાઓમાં મોગલ શહેનશાહ સૌથી અગ્રસ્થાને હતો એટલે તેની હકુમત હિંદના મોટા ભાગ ઉપર ચાલતી હતી. હિંદમાં વેપાર કરવા આવેલી યૂરોપી પ્રજા સાથે પરિચયમાં આવનાર પહેલો મોગલ પાદશાહ અકબર હતો. ફિરંગીઓની દરિયાઈ સત્તાથી અકબર પણ અંજાઈ ગયો હતો. ફિરંગીઓએ હિંદના કિનારાઓ ઉપર સબળ સત્તા જમાવી હતી એ બીનાથી અકબર વાકેફ હતો. તે દીર્ઘદષ્ટિવાળો મુત્સદ્દી રાજ્યકર્તા હતો તેથી ફિરંગીઓની સત્તા દાબી દેવા માટે તે ઘણો ઇંતેજાર હતો. દખ્ખણનાં અહમદનગર, બીજાપુર અને ગોવળકોંડાનાં રાજ્યો હજી સ્વતંત્ર હતાં એટલે અકબર ફિરંગીઓનાં ગોવા અને દમણ જેવાં મથકો જીતી લઈ શક્યો નહિ. મોગલ પાદશાહો પાસે વ્યવસ્થિત અને પદ્ધતિસરનું નૌકાસૈન્ય ન હોવાથી તેઓ હિંદમાં આવેલી યૂરોપી પ્રજાઓ જેઓ દરિયા ઉપર ઘણી બળવાન હતી તેમની ઉપર અસરકારક અંકુશ રાખી શકતા નહિ. અંગ્રેજો હિંદમાં વેપાર કરવા આવ્યા ત્યારે મોગલ શહેનશાહ જહાંગીર રાજ્ય કરતો હતો. અંગ્રેજોને સુરતમાં કોઠી નાંખવાની પરવાનગી તેણેજ આપી હતી. સર ટોમસ રો નામનો ઇંગ્લંડના રાજાનો વકીલ અથવા એલચી તેના દરબારમાં આવ્યો હતો અને તેણે ગુજરાતના સુબેદાર શાહજાદા ખુરમ પાસેથી અંગ્રેજો માટે વેપારના અમુક હક્ક મેળવ્યા હતા. ફિરંગી પાદરીઓ પણ જહાંગીરના દરબારમાં આવતા અને જહાંગીરે ગોવાના ગવર્નર પાસે પોતાનો એક એલચી મોકલ્યો હતો. મોગલ પાદશાહની હકુમતની અવગણના કરનાર યૂરોપી પ્રજા સાથે મોગલ સુબેદારોને ઘણીવાર ચકમકો ઝરતી. બંગાળામાં વેપાર કરતા ફિરંગીઓએ પાદશાહની પરવાનગી સિવાય હુગલીમાં કિલ્લેબંધી કરી હતી અને તેઓ મોગલ સમ્રાટની હકુમત સ્વીકારવા ના

પાડતા હતા. પાદશાહ શાહજહાનના હુકમથી બંગાળાના સુબાએ ફિરંગીઓને સજા કરવા ઈ. સ. ૧૬૩૨ માં તેઓની હુગલીમાંની કોઠી અને કિલ્લા ઉપર ચઢાઇ કરી હતી. લડાઇમાં ફિરંગીઓ હારી જવાથી તેઓને મોગલ પાદશાહ સાથે સુલેહ કરવાની ફરજ પડી હતી અને હુગલીમાંથી પોતાનું થાણું ઉઠાવી લેવું પડ્યું હતું. કેદ પકડાયલા ફિરંગીઓને આગ્રા લઈ જઈ સખત શિક્ષા કરવામાં આવી હતી. યૂરોપી પ્રજા સાથેના વર્તનમાં શાહજહાન જહાંગીર જેટલો ઉદાર ન હતો પરંતુ ડૉકટર બાઉટન નામના હિંદમાં આવેલા એક અંગ્રેજ ડૉકટરે શાહજહાન ઉપર ઉપકાર કર્યો ત્યારે તેના બદલામાં બાઉટનને ઠીક લાગે તેવો બદલો આપવા શાહજહાને ખુશી બતાવી. પોતાના અંગત સ્વાર્થ કરતાં પોતાના દેશનું હિત વધારે અગત્યનું સમજી ડૉકટર બાઉટનને એવી માગણી કરી કે શાહજહાને અંગ્રેજ વેપારીઓને બંગાળામાં કેટલેક ઠેકાણે કોઠીઓ ઘાલવા દેવી અને તેઓને જકાત-મુક્ત વેપાર કરવા દેવો ! શાહજહાને એ માગણી કબુલ રાખી અને અંગ્રેજો હુગલીમાં પોતાની કોઠી સ્થાપી શકયા, ઈ. સ. ૧૬૫૦.

**ઔરંગઝેબ અને યૂરોપી વેપારીઓ**

મોગલ સામ્રાજ્યની હદમાં સુરત, હુગલી વગેરે ઘણા મથકોમાં ફિરંગીઓ, વલંદાઓ, અંગ્રેજો અને ફ્રેન્ચોની કોઠીઓ અને વખારો હતી. એ યૂરોપી વેપારીઓ તક જોઈ મોગલ હકુમતની અવગણના કરતા અને વેપાર અંગેની જકાત આપવાની ના કહેતા. તેઓમાંના કેટલાક ચાંચિયાગીરી પણ કરતા અને મક્કે જતા મુસલમાન યાત્રાળુઓનાં વહાણો લૂંટતા. ઔરંગઝેબના વખતમાં મોગલ સરકારે દરિયાઈ કાફલો રાખવા માંડ્યો હતો પરંતુ પદ્ધતિસરના નૌકા સૈન્યનો અભાવ તો ચાલુજ રહ્યો હતો. ઔરંગઝેબના બંગાળાના સુબેદાર શાઈસ્તખાને હુગલીના ફિરંગીઓને ઇ. સ. ૧૬૬૬ માં હરાવ્યા હતા. ત્યાર બાદ વીસ વર્ષે હુગલીના અંગ્રેજ વેપારીઓએ મોગલ અમલદારોને જકાત અને વેરા આપવાની ના કહી અને સામા થયા. સુરતમાંના અંગ્રેજો શિવાજી અને મરાઠાઓ સાથે ખાનગી વ્યવહાર રાખતા હતા. પોતાની સલામતી માટે હુગલીમાંની કોઠીની ફરતી કિલ્લેબંધી કરવા અંગ્રેજ કંપનિના અમલદારોએ પ્રયાસ કર્યો. હુગલી અને સુરતના મોગલ અમલદારોને અંગ્રેજો સામે લડાઈ જાહેર કરવાની ઔરંગઝેબે

આજ્ઞા કરી. હુગલીની અંગ્રેજ કોઠી ઉપર મોગલ લશ્કરે કરેલો હલ્લો અંગ્રેજો પાછો તો વાળી શકયા પણ તેમને તે મથક છોડી દેવું પડ્યું. ચિતાગોંગ પર હુમલો કરવાના ફરમાન સાથે, ઇંગ્લિશ ઇસ્ટ ઇન્ડિઆ કંપનિના સંચાલકોએ લંડનથી એક લશ્કરી કાફલો હિંદ મોકલી આપ્યો; ઇ. સ. ૧૬૮૮. એ કાફલો ચિતાગોંગ સર કરી શકયો નહિ. અંગ્રેજો અને મોગલ સુબેદારો વચ્ચે આમ ચારેક વર્ષ લડાઈ ચાલી પરંતુ હિંદમાંના જ મરાઠાઓનું નિકંદન કાઢવા મથતા ઔરંગઝેબથી મુઠ્ઠીભર પરદેશીઓને પોતાના સામ્રાજ્યની સરહદમાંથી હાંકી કાઢી શકાયા નહિ ! આખરે ઈ. સ. ૧૬૯૦ માં મુંબઇના અંગ્રેજ સંસ્થાનનાં પ્રેસીડન્ટ અને કાઉન્સિલે મોગલ સમ્રાટ સાથે સુલેહ કરી.* અંગ્રેજ કંપનિનું હિંદમાંનું વડું મથક સુરતને બદલે હવે મુંબઈ બન્યું હતું. આ સુલેહ થઈ એટલે અંગ્રેજો બંગાળામાં પાછો ધમધોકાર વેપાર ચલાવવા લાગ્યા. જૉબ ચાર્નોક નામના અંગ્રેજ એજન્ટે અંગ્રેજોના વેપારને બંગાળામાં સંગીન પાયા ઉપર મૂકયો અને અંગ્રેજો માટે કેટલાક અગત્યના સ્થાનીક હક્કો મેળવ્યા.

**સત્તરમી સદીનું હિંદ**

હિંદના ઇતિહાસમાં સત્તરમી સદીએ મોગલ શહેનશાહોની ભવ્ય સદી તરીકેની નામના મેળવી છે. બર્નિઅર, ટેવર્નિઅર, મેનુસી વગેરે ઘણાં યૂરોપી મુસાફરો આ સદીમાં હિંદમાં આવ્યા હતા અને તેમનાં લખાણોમાંથી આપણને સત્તરમી સદીના હિંદની આબાદીનો સાચો ખ્યાલ આવી શકે છે. ફ્રાયર મૅનરીક નામના યુરોપી મુસાફરે બંગાળામાં ઘણા સ્થળોની મુલાકાત લીધી હતી. નિકોલાસ ગ્રાફ નામના બીજા મુસાફરે પટણા, મોંઘીર વગેરે શહેરોની મુલાકાત લીધી હતી અને હિંદી શહેરોનો વેપાર

---

* ઇ. સ. ૧૬૬૦ પછીનાં ત્રીસ વર્ષોમાં અંગ્રેજ ઇસ્ટ ઇન્ડિઆ કંપનિએ હિંદ સાથેના વેપારમાં ઘણો જ મોટો લાભ મેળવ્યો. એ વર્ષોમાં કંપનિના ભાગીદારોને તેમની મુડીના રોકાણ બદલ સેંકડે સરેરાસ બાવીસ ટકાનો નફો વહેંચવામાં આવ્યો હતો ! હિંદમાંના વેપારનું ક્ષેત્ર વધારવા ઈ. સ. ૧૭૦૧ માં ઇંગ્લંડની સરકારે સર વીલીયમ નોરીસને મોગલ સમ્રાટ સાથે વ્યાપારી સંધિ કરવા હિંદ મોકલ્યો હતો પણ તેનું કશું નોંધલાયક પરિણામ આવ્યું ન હતું.

અને ભવ્યતા જોઈ તે અંજાઈ ગયો હતો. મૅન્ડેલ્સો નામના જર્મને ગુજરાતમાં મુસાફરી કરી હતી ત્યારે ગુજરાતના હુન્નરઉદ્યોગો અને કારીગરી જોઈ તે ચકિત થઈ ગયો હતો. તેના પ્રવાસના વર્ણનમાં તેણે લખ્યું છે કે અમદાવાદ શહેરનો ત્યારે સાત કોશનો ઘેરાવો હતો અને અમદાવાદમાં ત્યારે એવા મોટા વેપારીઓ હતા કે તેઓની હુંડીઓ એશિઆ અને યૂરોપ ખંડોના બધા દેશોમાં સ્વીકારાતી. બર્નિઅર નામનો ફ્રેન્ચ ઝવેરી ઔરંગઝેબના સમયમાં હિંદમાં આવ્યો હતો તેણે પણ હિંદના વેપાર અને ખેતીની આબાદીનું વર્ણન કર્યું છે. હિંદમાં થતા અઢળક કાચા માલમાંથી પાકી વસ્તુઓ હિંદમાંજ બનતી અને કરોડો રૂપિઆનો એ પાકો માલ હિંદમાંથી દર વર્ષે પરદેશ જતો. આપણા દેશમાં બનતો તરેહ તરેહનો રેશમી અને સુતરાઉ માલ વલંદા અને બીજા યૂરોપી વેપારીઓ જાપાન અને યૂરોપના દેશોમાં મોકલતા. ( આપણા દેશનો વેપાર આથી સાવ ઉલટી સ્થિતિમાં આજે ચાલી રહ્યો છે ! ) અમીર ઉમરાવો કારીગરોને ઉત્તેજન આપતા અને નાના મોટા બધાજ અમલદારો હિંદના જ વતનીઓ હોવાથી આપણા દેશનું દ્રવ્ય પરદેશ ઘસડાઇ જતું નહિ. સત્તરમી સદીમાં આપણા દેશમાં ઉત્તમ બનાવટના કાગળ પણ બનાવવામાં આવતા હતા. એકંદરે જોતાં, આજનાં વીસમી સદીના હિંદ કરતાં સત્તરમી સદીનું હિંદ વેપાર, ખેતી, હુન્નર ઉદ્યોગો વગેરે બાબતોમાં વધારે સમૃદ્ધ અને સુખી હતું.* મોગલ પાદશાહોએ બંધાવેલા રસ્તાઓ પાકા અને મજબૂત હતા. પાકા રસ્તાઓ બનાવવાની જે પદ્ધતિ ઇંગ્લંડમાં અઢારમાં સૈકામાં દાખલ થઈ હતી તે પદ્ધતિ હિંદમાં તો એ અગાઉ ઘણા લાંબા સમયથી ચાલુ હતી. શાહજહાનના સમયમાં હિંદમાં આવેલા ટેવર્નિઅર નામના યૂરોપી મુસાફરે લખ્યું છે કે હિંદુસ્તાનમાંની મુસાફરી જેટલી સહેલી અને સરળ

---

* "મોગલ પાદશાહોના અમલદારો કોઇકવાર જુલ્મી બનતા પરંતુ તેમના જુલ્મી કાર્યોની અસર શાંત ગામડાંઓમાં રહેતા પ્રજાજનો ઉપર ભાગ્યેજ થતી. સત્તરમી સદીના યૂરોપને મુકાબલે હિંદમાં વિગ્રહો કે લડાઇઓની સંખ્યા પણ થોડી હતી અને હિંદની પ્રજા માટે એ લડાઇઓ ઓછી ત્રાસદાયક હતી. હિંદના ખેડુતોની સ્થિતિ તે સમયના યૂરોપના ઘણા દેશોના ખેડુતો કરતાં વધારે સારી હતી." ( રોમેશચંદ્ર દત્ત )

મુસાફરી તેના સમયનાં ફ્રાન્સ કે ઇટાલિમાં થઈ શકતી ન હતી. આપણા દેશમાં ત્યારે અનાજની ઘણીજ સોંઘવારી હતી અને હિંદમાં રહેતા યૂરોપી વેપારીઓને અઢીથી પાંચ રૂપિઆના માસીક પગારથી સારા અને વિશ્વાસુ નોકરો મળતા. પ્રજા ઉપર કરનો બોજો અસહ્ય ન હતો અને લગભગ બધાને હથિયારો રાખવાની છૂટ હતી. ગામડાઓનો વહીવટ ગ્રામ્ય પંચાયતો મારફત ચાલતો હતો. સંગીતકળા, શિલ્પકળા, ચિત્રકળા, સાહિત્ય વગેરેની આ સદીમાં ભવ્ય ખીલવણી થઈ હતી. બંગાળી, તામીલ, ગુજરાતી વગેરે પ્રાંતિક ભાષાઓનો વિકાસ થવા લાગ્યો હતો અને ઉર્દુ તેમજ હિંદી ભાષામાં સુંદર સાહિત્ય લખાતું હતું. આમ સત્તરમી સદી હિંદના ઇતિહાસની એકંદરે ભવ્ય સદી હતી પરંતુ, રાજકીય દૃષ્ટિએ જોતાં, એ ભવ્યતામાં સંગીનતા કરતાં ભપકાનું તત્વ વિશેષ હતું. હિંદમાં નાનાં મોટાં અનેક રાજ્યો હતાં અને રાજ્યકર્તાઓમાં પરસ્પર કુસંપ અને ઝેરવેર ચાલ્યાં કરતાં. હિંદના રાજ્યકર્તાઓમાં સૌથી બળવાન એવા મોગલ પાદશાહો પણ જમીન ઉપરની લડાઈઓમાં મળતા વિજયો ઉપર મુસ્તાક રહેતા પરંતુ વ્યવસ્થિત નૌકાસૈન્ય રાખી હિંદના કિનારા નજીકના દરિયા ઉપર સત્તા જમાવવા તરફ તેઓનું લક્ષ ન હતું. પરિણામે, દરિયા ઉપર બળવાન એવા મુટ્ઠીભર યૂરોપી વેપારીઓ મોગલ સામ્રાજ્યની હદમાં કોઠીઓ સ્થાપી વેપાર કરતા અને મોગલ અમલદારોને તક મળે ડરાવતા પણ ખરા. કણ માટે આપસ આપસમાં લડી મરતા હિંદના રાજ્યકર્તાઓ પાસેથી સમય જતાં અંગ્રેજ વેપારીઓએ મણ મણ મેળવ્યું. સંપ અને રાષ્ટ્રીય ભાવનાના અભાવને લઇને આપણા દેશની પરિસ્થિતિ એવી કમનસીબ બની હતી કે કોઈ એક હિંદી રાજ્યકર્તા યૂરોપી વેપારીઓને પોતાની હદમાંથી બહાર કાઢવા પ્રયાસ કરે એટલે તે રાજ્યકર્તાનો વિરોધી કોઈ બીજો સુલતાન કે રાજા તેજ યૂરોપી વેપારીઓને મિત્રો તરીકે આવકાર આપતો, આશ્રય આપતો અને લશ્કરની મદદ પણ આપતો! આવી પરિસ્થિતિનો લાભ લઈ, હિંદમાં આવેલા યૂરોપી વેપારીઓ વેપારીઓના સ્વાંગમાં વહીવટકર્તા બન્યા અને સમય જતાં દેશના માલીક બન્યા.

ફ્રેન્ચ ઈસ્ટ ઇન્ડિઆ કંપનિમાં ફ્રાન્સના રાજા અને તેના પ્રધાનો મોટું




હિંદમાંનાં યૂરોપી મથકો ( ઇ. સ. ૧૭૦૦ )

હિત ધરાવતા હતા તેથી એ કંપનિ ફ્રેન્ચ સરકારનું એક અંગજ હતું એમ ગણી શકાય. એ કંપનિનું ધ્યેય વેપારને બહાને પગપેસારો કરી હિંદમાં મુલકો મેળવવાનું હતું તેથી કંપનિના હિંદમાંના અમલદારોએ એ ધ્યેય સફળ કરવા શરૂઆતથીજ જુસ્સાવાળી નીતિ અખત્યાર કરી હતી.

**અંગ્રેજ અને ફ્રેન્ચ કંપનિઓની હરિફાઈ**

સત્તરમી સદીના અંત ભાગમાં વલંદાઓની સત્તા એશિઆ ખંડમાં બીજી કોઈપણ યૂરોપી પ્રજા કરતાં વધારે હતી પરંતુ હિંદમાંના વેપાર તરફ તેઓનું ખાસ લક્ષ ન હતું તેથી ફ્રેન્ચોને અનુકૂળતા મળી. સત્તરમી સદીના ઉત્તરાર્ધમાં મુંબઈ અને મદ્રાસનાં અંગ્રેજ સંસ્થાનોએ સારી પ્રગતિ કરી. પોંદિશરીના ફ્રેન્ચ ગવર્નર માર્ટિને ફ્રેન્ચ કોઠીના રક્ષણને બહાને લશ્કર રાખવાની શરૂઆત કરી દીધી હતી અને હિંદી સિપાઈઓને યૂરોપી ઢબની લશ્કરી તાલીમ આપવા માંડી હતી. મરાઠાઓને પુષ્કળ દ્રવ્ય આપી માર્ટિને સમજાવી લીધા હતા તેથી દક્ષિણ હિંદમાં ફ્રેન્ચોનો વેપાર અને લાગવગ વધી શક્યાં. ફ્રેન્ચોની અગાઉ હિંદમાં આવેલા અંગ્રેજોને ફ્રેન્ચોનો ખીલતો વેપાર અને વધતી લાગવગ જોઈ ઈર્ષ્યા થવા માંડી હતી. મદ્રાસની પાસે આવેલું સેંટ થોમે નામનું જુનું ફિરંગી મથક ફ્રેન્ચોએ મેળવ્યું હતું તેમજ બંગાળામાં ચંદ્રનગર ઔરંગઝેબ પાસેથી માર્ટિને મેળવ્યું હતું. આમ જે જે સ્થળોએ અંગ્રેજ કોઠીઓ હતી તે તે સ્થળોએ અથવા તેની નજીકમાં ફ્રેન્ચોએ પણ કોઠીઓ નાંખવા માંડી અને વેપારમાં અંગ્રેજો સાથે રસાકસી શરૂ થઈ. હિંદમાંના અંગ્રેજ કંપનિના અમલદારો પણ પોતાની લાગવગનો વિસ્તાર વધારવા ઉત્સુક બન્યા. જૉબ ચાર્નોક નામના અંગ્રેજ એજન્ટે ઘણી મુશ્કેલીઓ સહન કરી બંગાળામાં ફૉર્ટ વિલિયમ નામનો કિલ્લો બંધાવ્યો અને ભવિષ્યમાં બ્રિટિશ હિંદનું પાટનગર થનાર કલકત્તાની સ્થાપના કરી. ઈ. સ. ૧૬૯૮ માં સુતવત્તી, કાલીઘાટ અને ગોવીંદપુર નામનાં ત્રણ ગામોની 'જમીનદારી' બંગાળાના મોગલ સુબેદારે અંગ્રેજ કંપનિને આપી. ઈ. સ. ૧૭૦૦ માં ફૉર્ટ વિલિયમ બંગાળામાંના અંગ્રેજોનું મુખ્ય મથક બન્યું અને બંગાળામાંની અંગ્રેજ કોઠીઓ ઉપર દેખરેખ રાખવા પ્રેસિડન્ટ અને કાઉન્સિલની સ્થાપના કરવામાં આવી. અંગ્રેજ વેપારીઓ હવે બંગાળામાં

'જમીનદાર' ની સત્તા ભોગવવા લાગ્યા અને મહેસુલી તેમજ દીવાની વહીવટ ત્રણ ગામોમાં કરવા લાગ્યા.

---

## પ્રકરણ સાર

### (૧) અંગ્રેજ કંપનિની સ્થાપના અને ફિરંગીઓ તથા વલંદાઓ સાથેની હરિફાઈ

(અ) દરિયાપાર સંસ્થાનો સ્થાપવાની પ્રવૃત્તિ: યૂરોપી પ્રજાઓમાં ફિરંગીઓની પહેલ; સોળમી સદીમાં તેમણે હિંદી મહાસાગરમાં જમાવેલું વિશાળ વેપારી સામ્રાજ્ય; પૂર્વના મુલકો સાથનો ફિરંગીઓનો વેપારી ઇજારો તોડવા હોલેંડની અને ઈંગ્લંડની પ્રજાની ઈંતેજારી; ઈ. સ. ૧૬૦૦ માં લંડનમાં ઇસ્ટ ઇન્ડિઆ કંપનિની સ્થાપના.

(આ) **અંગ્રેજો અને ફિરંગીઓ:**—અંગ્રેજ કંપનિએ મછલીપટ્ટણ અને સુરત મુકામે કોઠીઓ નાંખી હિંદ સાથેના વેપારની શરૂઆત કરી; અંગ્રેજ વેપારીઓને હિંદમાં કોઠીઓ નાંખવાની પરવાનગી ન મળે એ હેતુથી ફિરંગીઓએ તેમની સામે બળ અને કળનો ઉપયોગ કર્યો; સુરત નજીક મોરાસુંવાલીના બારામાં અંગ્રેજો અને ફિરંગીઓનું નૌકાયુદ્ધ—ફિરંગીઓની હાર, ઇ. સ. ૧૬૧૪; વીસ વર્ષ બાદ બન્ને પ્રજા વચ્ચે થયેલી મિત્રાચારીએ હરિફાઇનો અંત આણ્યો.

(ઈ) **અંગ્રેજો અને વલંદાઓ:**—ફિરંગીઓ સાથે લડી વલંદાઓએ સર કરેલા જાવા, સુમાત્રા વગેરે તેજાનાના ટાપુઓ; અંગ્રેજ કંપનિનો એ ટાપુઓમાં વેપાર જમાવવાનો નિષ્ફળ પ્રયાસ; આંબોયનામાં અંગ્રેજોની કતલ, ઈ. સ. ૧૬૨૩; હિંદમાં આવીને વેપાર તથા સત્તા વધારવા તરફ વલંદાઓનું ખાસ લક્ષ ન હતું તેથી અંગ્રેજ કંપનિએ એ દિશામાં

પ્રયાસો કરવા માંડ્યા; હિંદના કિનારાઓ ઉપરની વલંદાઓની કોઠીઓની નજદીકમાં અંગ્રેજ કોઠીઓ સ્થપાવા લાગી, "ફૉર્ટ સેંટ જ્યાર્જ," હુગલી, પટણા, કાસીમબઝાર, બાલાસોર, ભરૂચ વગેરે મથકોમાં અંગ્રેજ કોઠીઓ.

## (૨) ફ્રેન્ચ કંપનિની સ્થાપના અને અંગ્રેજ–ફ્રેન્ચ હરિફાઈ:—

(ક) પૂર્વના મુલકો સાથે વેપાર જમાવવા ઈ. સ. ૧૬૧૬ માં ફ્રેન્ચ ઈસ્ટ ઇન્ડિઆ કંપનિની સ્થાપના—ઈ. સ. ૧૬૬૪ માં કોલ્બેરની રાહબરી હેઠળ તેની પુનરચના; કંપનિના વેપાર અને વહીવટમાં રાજાનું અંગત હિત અને રાજ્યતૃષ્ણા; કોચીન, સુરત, મછલીપટ્ટણ વગેરે મથકોમાં કોઠીઓની સ્થાપના; ઇ. સ. ૧૬૭૪ માં માર્ટિન ગવર્નર તરીકે હિંદ આવ્યો; તેના બત્રીશ વર્ષના અમલમાં ફ્રેન્ચોનો વેપાર અને લાગવગ હિંદમાં વધ્યાં.

(ખ) માર્ટિને હિન્દી રાજ્યકર્તાઓ સાથે સંબંધ બાંધવા માંડ્યો એટલે અંગ્રેજ અને ડચ વેપારીઓ ફ્રેન્ચોની ઈર્ષ્યા કરવા લાગ્યા, હિંદમાં મુલકો મેળવવાના ધ્યેયથી ફ્રેન્ચ કંપનિએ શરૂઆતથી જ જુસ્સાવાળી નીતિ અખત્યાર કરી; વેપારમાં અંગ્રેજો સાથે રસાકસી શરૂ થઈ અને ફ્રેન્ચોએ હિંદી સિપાઇઓનું લશ્કર પણ રાખવા માંડ્યું; ફ્રેન્ચોની કોઠીઓ બંગાળામાં પણ નંખાઈ; દક્ષિણ હિન્દ અંગ્રેજ-ફ્રેન્ચ હરિફાઇનું મુખ્ય ક્ષેત્ર બનવા લાગ્યું.

## (૩) હિંદી રાજ્યકર્તાઓ અને યૂરોપી વેપારીઓ:—

(અ) **સત્તરમી સદીનું હિંદ:**—આબાદી, સમૃદ્ધિ અને સુખ–મોગલ પાદશાહોની ભવ્ય સદી; ખેતી, વેપાર, હુન્નરઉદ્યોગો, કળા અને સાહિત્યના વિવિધ ક્ષેત્રોમાં જાહોજલાલી; રાજકીય ક્ષેત્રમાં સંગીનતાનો અભાવ; નાના મોટા અનેક રાજ્યકર્તાઓમાં કુસંપ અને ઝેરવેર.

( ખ ) **મોગલ પાદશાહો**:—હિંદી રાજ્યકર્તાઓમાં સૌથી બળવાન છતાં જળસત્તામાં નિર્બળ–વ્યવસ્થિત નૌકાસૈન્યનો અભાવ; યૂરોપી વેપારીઓને પરવાનાઓ અને હક્કો આપ્યા; મોગલ સત્તાની અવગણના કરનાર યૂરોપી વેપારીઓ સાથે કેટલીક વખત ચકમક ઝરતી.

( ક ) **અન્ય રાજ્યકર્તાઓ**:—કોઈપણ મધ્યસ્થ સત્તાના અંકુશ વગરના હિંદી રાજ્યકર્તાઓ; સંપ અને રાષ્ટ્રીય ભાવનાનો અભાવ; યૂરોપી વેપારીઓ સાથેના સંબંધમાં દીર્ઘદૃષ્ટિની ન્યૂનતા; જળસત્તા જમાવવા તરફ દુર્લક્ષ.

---

## પ્રશ્નો

( ૧ ) ઇસ્ટ ઇન્ડિઆ કંપનિની સ્થાપના લંડનમાં કયારે અને કેવા સંજોગોમાં થઈ? એ કંપનિએ પૂર્વના મુલકોમાં પહેલી કોઠીઓ કયાં નાંખી અને તેમાં કંપનિને કેટલી સફળતા મળી?

( ૨ ) હિંદમાં ફિરંગીઓ અને અંગ્રેજો વચ્ચે ચકમક ઝરવાનાં શાં કારણો હતાં? અંગ્રેજ વેપારીઓને વલંદાઓ સાથે પણ શરૂઆતથી જ હરિફાઈમાં કેમ ઉતરવું પડ્યું?

( ૩ ) હિંદમાં પગભર થવા માટે યૂરોપી વેપારીઓને સત્તરમી સદીમાં શા શા અનુકૂળ સંજોગો સાંપડ્યા હતા?

# પ્રકરણ ૫ મું

## અંગ્રેજ અને ફ્રેન્ચ વેપારી મંડળીઓ
## ( અઢારમી સદીનો પૂર્વાર્ધ )

ઈંગ્લંડની રાણી ઇલિઝાબેથે હિંદ અને પૂર્વના મુલકો સાથે વેપાર કરવાને જે અંગ્રેજ કંપનિને સનદ આપી હતી તે કંપનિ " ધી લંડન ઈસ્ટ ઇન્ડિઆ કંપનિ " તરીકે ઓળખાતી હતી. એ કંપનિને હિંદ અને પૂર્વના બીજા મુલકો સાથે વેપાર કરવાને ઇજારો આપવામાં આવ્યો હતો એટલે ઇંગ્લંડના બીજા કોઈ વેપારીઓ કે તેમનું મંડળ હિંદ અથવા પૂર્વના બીજા કોઈ દેશો સાથે વેપાર કરી શકતું નહિ. ખાસ કરીને ઈ. સ. ૧૬૬૦ પછીના વર્ષોમાં ધી લંડન ઈસ્ટ ઇન્ડિઆ કંપનિએ હિંદ સાથેના વેપારમાં બહોળો નફો મેળવવા માંડ્યો અને કંપનિની સ્થિતિમાં સદ્ધરતા અને આબાદી દેખાવા લાગી. પરિણામે જે અંગ્રેજ વેપારીઓ એ કંપનિના ભાગીદારો ( શેર હોલ્ડર્સ ) ન હતા તેમને લંડન કંપનિની આબાદી જોઈ ઈર્ષ્યા થવા લાગી. કેટલાક સાહસિક અંગ્રેજ વેપારીઓએ લંડન કંપનિને શાહી સનદ દ્વારા મળેલા ઇજારાની અવગણના કરી અને હિંદુસ્તાનમાં આવી વગર પરવાને વેપાર કરવા લાગ્યા. ઈંગ્લંડના રાજ્યકર્તા તરફથી લંડન કંપનિને મળેલા હકો ઉપર આથી ત્રાપ પડી અને એ હકોના સંરક્ષણ માટે લંડન કંપનિના સંચાલકો ( ડાયરેકટર્સ ) તરફથી જે પ્રયાસો થયા તેને બહુ સફળતા ન મળી કારણ કે ઈ. સ. ૧૬૮૮ ની રાજ્યક્રાંતિ પછીથી ઈંગ્લંડમાં તાજની સત્તા મર્યાદિત બનવા લાગી હતી. ઈ. સ. ૧૬૯૮ માં ઈંગ્લંડની પાર્લમેંટે એક કાયદો પસાર કર્યો જેની રૂએ હિંદ અને પૂર્વના મુલકો સાથે વેપાર ચલાવવા માટે એક નવી વેપારી મંડળીની સ્થાપના કરવામાં આવી. એ મંડળીને " જનરલ સોસાયટી " એવું નામ આપવામાં આવ્યું અને જુની લંડન કંપનિ એ જનરલ સોસાયટીની સભ્ય બની. પરંતુ આ અખતરો લાંબો સમય ચાલી શકે તે પહેલાં તો " ધી ઈંગ્લિશ ઈસ્ટ ઇન્ડિયા કંપનિ " નામની એક નવી જ

**યુનાઇટેડ ઈસ્ટ ઇંડિઆ કંપનિ**

વેપારી મંડળી સ્થપાઈ જેની નેમ જુની લંડન કંપનિ સાથે હરિફાઈમાં ઉતરવાની હતી. મોગલ શહેનશાહ ઔરંગઝેબ પાસેથી વેપાર માટેના અમુક હક્કો મેળવવા માટે ધી ઈંગ્લિશ કંપનિએ સર હેન્રી નોરીસને કંપનિના વકીલ તરીકે મોગલ દરબારમાં મોકલી આપ્યો. હિન્દના વેપારી મથકોમાં હવે જુની લંડન કંપનિના આડતીઆઓ અને નવી ઈંગ્લિશ કંપનિના આડતીઆઓ સાથે ફરવા લાગ્યા એટલે ઘણી ગુંચવણો ઉભી થઈ જેને પરિણામે એક જ દેશની બન્ને હરિફ કંપનિઓને સહન કરવું પડ્યું. બીજી બાજુએ, હિંદમાં વેપાર કરતા અંગ્રેજોને ફ્રેન્ચો અને વલંદાઓ સાથે પણ હરિફાઈ ચાલ્યા જ કરતી હતી. આ સંજોગોમાં ઈંગ્લંડનાં પ્રધાનમંડળે કાંઈક દરમિયાનગીરી કરી જેને પરિણામે આ બન્ને હરિફ કંપનિઓને એકત્રિત કરવામાં આવી અને એ એકત્રિત વેપારી મંડળીને 'ધી યુનાઇટેડ ઈસ્ટ ઇન્ડિઆ કંપનિ' એવું નામ આપવામાં આવ્યું (ઈ. સ. ૧૭૦૨). પાર્લમેંટના ઠરાવ અનુસાર આ એકત્રિત



ઇસ્ટ ઇન્ડિઆ કંપનિની લંડનની ઑફિસ

વેપારી મંડળને પણ હિંદ અને પૂર્વના મુલકો સાથે વેપાર ચલાવવાનો એક હથ્થુ હક અથવા ઇજારો આપવામાં આવ્યો જે ઇ. સ. ૧૭૯૩ સુધી અખંડ રહ્યો. અંગ્રેજ વેપારીઓની આ એકત્રિત અથવા સંયુક્ત વેપારી

મંડળીએ અઢારમી સદીના પૂર્વાર્ધમાં જે સુંદર પ્રગતિ સાધી તે આપણે હવે પછી જોઇશું.

હિંદ અને પૂર્વના પ્રદેશો સાથે વેપાર ચલાવવાના હેતુથી સ્થપાયેલી ધી લંડન ઈસ્ટ ઇન્ડિઆ કંપનિનું બંધારણ આધુનિક ઢબની જોઇન્ટ સ્ટૉક કંપનિના બંધારણ જેવું ન હતું. લંડન કંપનિની મુડી શરૂઆતમાં સ્થાયી ન હતી કારણ કે કંપનિના ભાગીદારોને નફાની વહેંચણી ઉપરાંત તેમણે રોકેલી મુડીનો અમુક ભાગ પણ વખતો વખત પાછો આપવો પડતો.

**અંગ્રેજ કંપનિનું વહીવટી તંત્ર**

ઇ. સ. ૧૬૬૦ ના અરસામાં નવી પદ્ધતિ દાખલ કરવામાં આવી જેને પરિણામે કંપનિની મુડી સ્થાયી બની અને ભાગીદારોને (શેર હોલ્ડર્સોને) માત્ર નફો જ વહેંચી આપવો એવું ઠર્યું. અંગ્રેજ કંપનિનું મૂળ ધ્યેય તો વેપાર કરી નફો કમાવાનું જ હતું એટલે લગભગ એક સદી સુધી તો અંગ્રેજ કંપનિનું તંત્ર વેપારી ઢબે જ ચાલ્યું.* એ વહીવટી તંત્ર કેવી ઢબનું હતું તે આપણે હવે તપાસીએ. (અ) **ઇંગ્લંડમાં**–કંપનિનો વહીવટ ચલાવનાર ઈંગ્લંડમાં બે મંડળો હતાં–**માલીક મંડળ** (કૉર્ટ ઑફ્ પ્રોપ્રાયટર્સ) અને **સંચાલક મંડળ** (કૉર્ટ ઑફ્ ડાયરેક્ટર્સ). ઓછામાં ઓછા પાંચસો પૌંડના શેરોની માલીકી ધરાવનાર માલીક મંડળનો સભ્ય ગણાતો. માલીક મંડળની સભા વર્ષમાં ઓછામાં ઓછી ચાર વખત મળતી. સંચાલક મંડળમાં ચોવીસ સભ્યો રહેતા, તેઓ ડાયરેક્ટરો કહેવાતા અને તેઓની ચૂંટણી માલીક મંડળ તરફથી થતી. સંચાલક મંડળની સભા વખતો વખત મળતી કારણ કે

---

*કંપનિના વકીલ તરીકે હિંદ આવેલા સર ટૉમસ રોએ પણ એવો અભિપ્રાય દર્શાવ્યો હતો કે વેપાર ઉપરાંત રાજકીય સત્તા મેળવવાની લાલસા કંપનિ માટે હાનિકારક નીવડે એમ હતી. આ રહ્યા તેના શબ્દો: "આટલી વાતનો એક નિયમ તરીકે સ્વીકાર કરવો ઘટે કે જો તમારે નફો મેળવવો હોય તો તે શાંત રીતે વેપાર ચલાવી મેળવો; હિંદમાં લશ્કરી પલટણો રાખવી અને જમીન ઉપરનાં યુદ્ધો ખેલવાં એ આપણે માટે નિઃસંશય ભૂલભર્યું છે." સર ટૉમસ રોની સલાહ માન્ય રાખી કંપનિના સંચાલકોએ ઘણા વર્ષો સુધી માત્ર વેપાર તરફજ લક્ષ રાખ્યું.

કંપનિના વહીવટની ખરી જોખમદારી તેમના શિર ઉપર જ હતી. કંપનિની વડી કચેરી લંડન શહેરમાં હતી. (બ) **હિંદુસ્થાનમાં**–કંપનિના હિંદમાં રહેતા અમલદારો અને આડતિઆઓ સઘળી વ્યવસ્થા સંચાલક મંડળ લંડનથી જે સૂચનાઓ મોકલતું તે પ્રમાણે ચલાવતા. હિંદમાં અંગ્રેજ કંપનિની કોઠીઓ મછલીપટ્ટણ, સુરત, ભરૂચ, હુગલી અને મદ્રાસ વગેરે મથકોએ ખોલવામાં આવી હતી. ઈ. સ. ૧૬૧૮ થી હિંદમાંની અંગ્રેજ કોઠીઓની બંધારણ-પૂર્વકની વ્યવસ્થા ચાલુ થઈ હતી. ઈ. સ. ૧૬૮૭ સુધી સુરત હિંદમાંનું અંગ્રેજ કંપનિનું વડું મથક રહ્યું હતું. ત્યાર બાદ કંપનિનું વડું મથક મુંબઈ બન્યું. અઢારમી સદીની શરૂઆતમાં અંગ્રેજ કંપનિનાં હિંદમાંના મથકો, કોઠીઓ અને તેના અંગે મળેલી અથવા રાખેલી જમીનો મુંબઈ, મદ્રાસ અને બંગાળા એમ ત્રણ વિભાગમાં વહેંચવામાં આવ્યાં હતાં અને દરેક વિભાગને ઈલાકાનું નામ આપવામાં આવ્યું હતું. ઈલાકાનો વહીવટ ચલાવવા માટે પ્રેસીડન્ટ અને કાઉન્સિલ નીમવામાં આવતાં.

**અંગ્રેજ કંપનિની પ્રગતિ**

અઢારમી સદીના પુર્વાર્ધમાં અંગ્રેજ કંપનિએ હિંદમાં ધીમી પણ સંગીન પ્રગતિ કરી. અઢારમી સદીની શરૂઆતથીજ કંપનિની નીતિમાં પલટો થવા લાગ્યો હતો. શાંતિમય રીતે વેપાર ચલાવી સંતોષ માનવાની જુની નીતિ કોરણે મૂકી મુલકો મેળવી હિંદમાં સ્વતંત્ર રાજ્ય જમાવવાની શકયતા તરફ સાહસિક અંગ્રેજોનાં હૈયાં આકર્ષાતાં હતાં. ઈ. સ. ૧૭૦૨ માં ઈંગ્લંડની રાણી એને યુનાઈટેડ ઈસ્ટ ઈન્ડિયા કંપનિને વેપારી મથકોના



ઈસ્ટ ઇન્ડિઆ કંપનિનો સિક્કો

રક્ષણ માટે સૈન્ય રાખવાનો અધિકાર આપ્યો હતો. મુંબઈ બેટ તો અંગ્રેજોનું સંસ્થાનજ બન્યું હતું અને મુંબઈનો પ્રેસીડન્ટ અથવા ગવર્નર અને તેની કાઉન્સિલ ઈંગ્લંડના રાજાના પ્રતિનિધિ તરીકે મુંબઈ બેટ ઉપર હકુમત ચલાવતાં. મુંબઈ બેટની સરહદમાં તો આ અંગ્રેજ વેપારી મંડળી શરૂઆતથીજ રાજ્યકર્તાનો ભાગ ભજવતી હતી એમ કહી શકાય. ચલણી સિક્કાઓ પણ કંપનિ તરફથી જ પાડવામાં આવતા અને કોઠીના રક્ષણ માટે કિલ્લાની અને લશ્કરની વ્યવસ્થા પણ લગભગ શરૂઆતથી જ કરવામાં આવી હતી. જૉબ ચાર્નોક નામના એક સાહસિક અંગ્રેજે કંપનિના વેપારને બંગાળામાં સંગીન પાયા ઉપર મૂક્યો અને હાલનું કલકત્તા જે સ્થળ ઉપર વસ્યું છે તે સ્થળ નજદીક ફોર્ટ વિલિયમની સ્થાપના કરી. એ અરસામાં કંપનિને બંગાળામાં ત્રણ ગામોની 'જમીનદારી' મળી એટલે વેપાર કરવા આવેલા અંગ્રેજ સોદાગરો હવે બંગાળામાં પણ વહીવટકર્તા બન્યા જ્યારે



ફૉર્ટ વિલિઅમ; કલકત્તા.

મુંબઇ સંસ્થાનમાં તો કંપનિનો ગવર્નર અને તેની કાઉન્સિલ રાજ્યકર્તાની સત્તા ભોગવતાંજ હતાં. ઈ. સ. ૧૭૭૩ સુધી મુંબઈ અંગ્રેજ કંપનિનું હિંદમાંનું વડું

મથક રહ્યું. કંપનિના મુંબઈ ખાતેના પ્રેસીડન્ટ અને તેની કાઉન્સિલની કચેરી મુંબઈના કિલ્લા ( ફૉર્ટ બૉમ્બે ) માં બેસતી. અઢારમી સદીની શરૂઆતથીજ મોગલ સત્તાનો સૂર્ય આથમતો દેખાવા લાગ્યો હતો અને હિંદમાં એક બળવાન મધ્યસ્થ સામ્રાજયના અભાવે અંધાધુંધી ચાલવા લાગી જેને પરિણામે વેપાર



ફૉર્ટ બૉમ્બે

ધંધાની સલામતી જોખમમાં મૂકાઈ. પરંતુ અંગ્રેજ વેપારીઓ માટે તો જેટલા પ્રમાણમાં મોટું જોખમ હતું તેટલાજ પ્રમાણમાં વેપારનો નફો પણ મોટો હતો. મુંબઈ, મદ્રાસ અને કલકત્તાની વસતિ અને દોલત વધતી જતી હતી અને ઘણા હિંદી વેપારીઓએ સલામતી ખાતર પોતાનાં કુટુંબો સાથે એ શહેરોમાં વસવાટ કર્યો હતો. ઈ. સ. ૧૬૭૯ પછીથી કંપનિના નોકરોને પણ અમુક શરતોએ હિંદમાં ખાનગી વેપાર કરવાની છૂટ આપવામાં આવી હતી એટલે કંપનિના

નોકરો પણ વેપારમાંથી બહોળો નફો મેળવતા હતા. અંગ્રેજ વેપારીઓએ હવે વલંદા વેપારીઓને વેપારમાં અને લાગવગમાં પાછા પાડ્યા પરંતુ ફ્રેન્ચોની હરિફાઈ તો ઓછી થવાને બદલે ઉલટી વધારે અને વધારે ઉગ્ર બનતી જતી હતી. અંગ્રેજ વહાણો અને વેપારના રક્ષણ માટે મુંબઈના બારામાં કંપનિ તરફથી નૌકાસૈન્યનો એક કાયમી કાફલો રાખવામાં આવતો. આ કાફલાને પહેલાં આરબ ચાંચીઆઓ સાથે અને પછીથી મરાઠી ચાંચીઆઓ સાથે ઘણીય વાર ઝપાઝપીમાં ઊતરવું પડતું. મુંબઈ, મદ્રાસ અને કલકત્તામાં કંપનિની અદાલતો પણ સ્થાપવામાં આવી હતી. ઇ. સ. ૧૭૨૬ માં ઈંગ્લંડના રાજા તરફથી મળેલી નવી સનદની રૂએ કંપનિની અદાલતોમાં દીવાની તેમજ ફોજદારી મુકર્દમાઓ ચલાવી શકાતા.

**હિંદની રાજકીય પરિસ્થિતિ**

અંગ્રેજો હિંદમાં આવી લાંબા વખત સુધી ફક્ત વેપારીઓ તરીકેજ રહ્યા હતા. અઢારમી સદીમાં એ અંગ્રેજ સોદાગરો હિંદમાં સ્વતંત્ર રાજ્ય કેવી રીતે જમાવી શક્યા તે સમજવા માટે આપણે તે જમાનાની રાજકીય પરિસ્થિતિ તપાસીએ. ઔરંગઝેબના મરણ બાદ મહાન્ મોગલ સલ્તનત જમીનદોસ્ત થવા લાગી એટલે તેનાં ખંડેરો ઉપર નવું રાજ્ય ઉભું કરવા મરાઠાઓ, રજપૂતો અને શીખો મેદાને પડ્યા. એક બળવાન્ મધ્યસ્થ સત્તાના અભાવે હિંદના નાના મોટા અનેક રાજ્યકર્તાઓ પરસ્પર વિરોધી વ્યૂહોમાં વહેંચાઈ ગયા. આ અરસામાં રજપૂતો કરતાં મરાઠાઓનું જોર વધવા માંડ્યું હતું અને શીખોનું બળ પણ ઘણું વધ્યું હતું. મોગલ સત્તા નબળી પડી ગઈ હતી એ તો ઉઘાડુંજ હતું અને પ્રાંતિક મોગલ સુબેદારો પોતાની મરજીમાં આવે તેમ સ્વતંત્રપણે વર્તતા હતા. દખ્ખણનાં સુબેદાર અસફજાહ ઉર્ફે ચિકીલીજખાને મોગલ પાદશાહની તાબેદારી ફગાવી દઈ ઈ. સ. ૧૭૨૩ માં હૈદરાબાદનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. એજ પ્રમાણે અયોધ્યાના નવાબ સાદતખાને અયોધ્યામાં અને બંગાળાના સુબા અલિવર્દીખાને બંગાળામાં સ્વતંત્ર રાજ્યો સ્થાપ્યાં. પહેલા બે પેશ્વાઓના અમલમાં પ્રબળ બનેલા મરાઠાઓ તાંજોર, ત્રિચિનોપોલી, તથા મ્હૈસુર સુદ્ધાં દખ્ખણના તમામ મુલકોમાંથી ચોથ ઉઘરાવતા અને રાજસત્તા ભોગવતા. બીજો પેશ્વા બાજીરાવ ઘણો મહત્વાકાંક્ષી હતો અને નાશ પામતા મોગલ સામ્રાજ્યનો તદ્દન અંત

આણી સમસ્ત હિંદમાં મરાઠી સામ્રાજ્યની સ્થાપના કરવાની તેને ઉમેદ હતી.* એટલામાં નિર્માલ્ય બનેલી મોગલ સત્તા ઉપર અણધારી દિશામાંથી જબ્બર ફટકો પડ્યો. ઈરાનના નાદિરશાહે ઈ. સ. ૧૭૩૯ માં ઉત્તર હિંદ પર ચઢાઇ કરી અને માત્ર નામધારી મોગલ પાદશાહ મહંમદશાહના લશ્કરને પાણિપત આગળ આવેલાં કરનાળ પાસે સખત હાર આપી. નાદિરશાહે બે માસ સુધી દિલ્હી શહેર લૂંટાવ્યું અને લૂંટનું અઢળક દ્રવ્ય લઈ ઇરાન પાછો ફર્યો. નાદિરશાહની ચઢાઇથી મોગલ રાજ્ય સાવ ડગમગી રહ્યું હતું એ સ્થિતિનો લાભ લઈ અફઘાનિસ્તાનના અહમદશાહ અબ્દલીએ ઉત્તર હિંદ ઉપર ચઢાઇઓ કરવા માંડી. હિંદમાં સર્વોપરિ સત્તા જમાવવા માટે હવે જબરી રસાકસી ચાલવા લાગી. મહાન્ શિવાજીની ઉમેદ અનુસાર મરાઠી ઘોડાઓને સિંધુ અને હુગલી નદીનાં પાણી પાઈ આવેલા સાહસિક મરાઠાઓ આવી અનુકૂળ પરિસ્થિતિમાં હિંદમાં સર્વોપરિ મરાઠી સામ્રાજ્ય જમાવી શકયા હોત. પરંતુ અઢારમી સદીના મધ્ય ભાગમાં મરાઠી સરદારોએ એક મધ્યસ્થ સામ્રાજ્ય સ્થાપવાને બદલે જુદાં જુદાં પાંચ સ્વતંત્ર મરાઠી રાજ્યો ઉભાં કર્યાં એટલે મરાઠી સરદારોએ હિંદભરમાં મેળવેલા વિજયોથી કશો કાયમનો લાભ થયો નહિ. અફઘાનોને હિંદમાંથી હાંકી કાઢવા મથતા મરાઠાઓએ હિંદને કિનારે કિનારે કોઠીઓ અને કિલ્લાઓ બાંધીને રહેલા યૂરોપી વેપારીઓ તરફ ગંભીર અને દીર્ઘદષ્ટિ ભર્યું લક્ષ ન આપ્યું એ ખરેખર એક કમનસીબ ઘટના હતી. સૌથી મોટી કમનસીબી તો એ હતી કે મરાઠી સરદારો અને મુત્સદ્દીઓ રજપૂતોને તેમજ શીખોને પોતાના પક્ષમાં ન લઈ શકયા !

---

* શિવાજીના પૌત્ર રાજા શાહુને બાજીરાવે એક વખત કહ્યું હતું કે " હિંદુઓની ભૂમિમાંથી પરદેશીઓને હાંકી કાઢવાનો અને અનંત કીર્તિ મેળવવાનો પ્રસંગ આપણને આવી મળ્યો છે. ઉત્તર હિંદ તરફ આપણું લક્ષ રાખવાથી કૃષ્ણા નદીથી અટક સુધી મરાઠી વાવટો ફરકશે. " જર્જરિત બનેલી મોગલ સલ્તનતને ઉદ્દેશીને તેણે ઉમેર્યું: " આપણે સુકાઈ જતાં થડ ઉપર પ્રહાર કરીશું એટલે ડાળીઓ આપોઆપ તૂટી પડશે. " ( એચ. સી. કૃત હિંદના ઇતિહાસમાંથી ).

આમ અઢારમી સદીના મધ્ય ભાગમાં આપણા દેશની રાજકીય સ્થિતિ સાવ અવ્યવસ્થિત હતી. દેશમાં કોઈ એક બળવાન મધ્યવર્તી સત્તા રહી ન હતી અને નાના મોટા અનેક રાજ્યકર્તાઓમાં ધર્મભેદ, દ્વેષ કે ઈર્ષ્યાના પરિણામે એકતંત ન હતો. આવી પરિસ્થિતિમાં કોઈપણ બળવાન પરદેશી પ્રજા માટે હિંદમાં સ્વતંત્ર રાજ્ય જમાવવાની અનુકૂળતા હતી. આપણે આગળ જોઈ ગયા છીએ કે દક્ષિણ હિંદમાં અંગ્રેજ તથા ફ્રેન્ચ વેપારીઓ પોતાનો વેપાર અને લાગવગ વધારવા ઘણાજ ઉત્સુક હતા અને તેમની વચ્ચે વેપારની બાબતમાં તો કેટલાંક વર્ષોથી સખત હરિફાઈ ચાલ્યાજ કરતી હતી. અનુકૂળ પરિસ્થિતિ જોઈ હિંદમાં રહેલી એ બન્ને યુરોપી પ્રજામાં રાજ્યલોભ સ્વાભાવિક રીતેજ પેદા થયો. હિંદી રાજ્યકર્તાઓનાં લશ્કરોમાં વ્યવસ્થા અને તાલીમનો અભાવ હતો જ્યારે યૂરોપી પ્રજાની યુદ્ધકળા અને શસ્ત્રસરંજામ ચઢિઆતાં હતાં. હિંદી રાજ્યકર્તાઓની માંહોમાહેની તકરારોનો લાભ લઈ હિંદમાં સ્વતંત્ર રાજકીય સત્તા જમાવવા માટે ફ્રેન્ચ કંપની તેમજ અંગ્રેજ કંપનિ બન્ને તત્પર બન્યાં. અંગ્રેજ કંપનિએ પણ ઈ. સ. ૧૬૯૮ થી શાંતિમય રીતે વેપાર ચલાવી સંતોષ માનવાની નીતિનો ત્યાગ કર્યો હતો એમ કહી શકાય કારણ કે એ વર્ષમાં કંપનિના ઈંગ્લંડમાંના સંચાલકોએ હિંદમાં સ્વતંત્ર સંસ્થાની રાજ્ય સ્થાપવા તક મળેથી મુલકો જીતવાની હિમાયત કરી હતી. ઈ. સ. ૧૭૦૨ માં કંપનિએ હિંદમાંનાં પોતાનાં મથકો અને કોઠીઓનાં રક્ષણ માટે રીતસરનું લશ્કર રાખવાની શરૂઆત કરી હતી. અઢારમી સદીની શરૂઆતમાં હિંદમાં વલંદાઓની સત્તા ઓસરવા લાગી હતી એટલે અંગ્રેજ વેપારીઓના કટ્ટર હરિફો તરીકે માત્ર ફ્રેન્ચોજ રહ્યા હતા. ફ્રેન્ચોની શક્તિ અને સાધનસામગ્રી એવી હતી કે તેઓ અંગ્રેજ વેપારીઓ સામે ટક્કર ઝીલી શકે એટલુંજ નહિ પણ યોગ્ય તક મળતાં અંગ્રેજોને ચઢી પણ જાય. એ બન્ને યૂરોપી પ્રજાઓ વચ્ચે સૈકાજુનું વેર ચાલ્યું આવતું હતું અને હિંદમાં પણ એ બન્ને પ્રજાએ એકમેકની પડોશમાંજ પોતપોતાની કોઠીઓ અને કિલ્લાઓ બાંધ્યા હતા તેથી એ બે પ્રજાઓ વચ્ચે હિંદમાં પણ ઘર્ષણ થાય એ સ્વાભાવિક હતું. માર્ટિન પછી લૅનોર અને ડુમા નામના બે શક્તિશાળી ફ્રેન્ચો પોંડિશરીના ગવર્નર તરીકે હિંદમાં આવ્યા હતા અને તેમના અમલ-

**દક્ષિણ હિંદમાં અંગ્રેજ-ફ્રેન્ચ હરિફાઈ**

કાળમાં ફ્રેન્ચ કંપનિની આર્થિક સ્થિતિ અને રાજકીય લાગવગ સદ્ધર બન્યાં હતાં. ડુમાએ કર્ણાટકના નવાબ દોસ્ત અલીખાન સાથે દોસ્તી બાંધી ફ્રેન્ચ કંપનિ માટે કર્ણાટકમાં ઘણા લાભો મેળવ્યા હતા. ફ્રેન્ચોએ મલબાર કિનારા ઉપર માહીમાં કોઠી નાંખી હતી એ ઉપરાંત ડુમાએ કાલીકટનું બંદર પણ કર્ણાટકના નવાબ પાસેથી મેળવ્યું હતું. મરાઠાઓએ ઈ. સ. ૧૭૪૦ માં કર્ણાટક પર ચઢાઈ કરી નવાબ દોસ્ત અલીખાનને હરાવ્યો ત્યારે ડુમાએ નવાબના કુટુંબને આશ્રય આપી ફ્રેન્ચોની લાગવગ દક્ષિણ હિંદમાં ઘણી વધારી. આમ દક્ષિણ હિંદુસ્તાન અંગ્રેજો અને ફ્રેન્ચોની હરિફાઈનું મુખ્ય ક્ષેત્ર બન્યું કારણકે બન્ને પ્રજાએ પોતાનો વેપાર અને રાજકીય સત્તા જમાવવા એજ ક્ષેત્રને ખાસ પસંદ કર્યું હતું.

**હરિફાઈમાંથી વિગ્રહ**

દક્ષિણ હિંદમાં ફ્રેન્ચોની સબળ રાજકીય લાગવગ જમાવી ડુમા ફ્રાન્સ પાછો ફર્યો ત્યારે તેની જગ્યાએ પોંડિશરીના ગવર્નર તરીકે એટલે કે હિંદમાંની તમામ ફ્રેન્ચ કોઠીઓના ગવર્નર તરીકે જોસેફ ફ્રાન્સિસ ડુપ્લે નામના એક વિચક્ષણ મુત્સદ્દીને નીમવામાં આવ્યો; ઈ. સ. ૧૭૪૨. ડુપ્લે પહેલવહેલો ઈ. સ. ૧૭૩૦ માં હિંદ આવ્યો હતો અને તેણે બંગાળામાં ચંદ્રનગરની ફ્રેન્ચ કોઠીના અધિકારી તરીકે ઘણી બાહોશીથી કામ કર્યું હતું. ડુપ્લે એક બાહોશ અને મહત્ત્વાકાંક્ષી મુત્સદ્દી હતો. મરાઠાઓ આખા કર્ણાટક ઉપર ફરી વળ્યા હતા અને ત્રિચિનોપલીના નવાબ ચંદાસાહેબને કેદી તરીકે સતારા લઈ ગયા હતા ત્યારથી કર્ણાટકમાં એવી અંધાધુંધી અને અશાંતિ વ્યાપી રહી હતી કે દખ્ખણના સૂબેદાર નિઝામને કર્ણાટકમાં શાંતિ સ્થાપવા માટે ખાસ આવવું પડ્યું હતું; ઈ. સ. ૧૭૪૩. આર્કટના નવાબ દોસ્ત અલીખાનનો પુત્ર સફદરઅલી જે કર્ણાટકનો નવાબ બન્યો હતો તેનું ખૂન કરવામાં આવ્યું હતું તેથી નિઝામે અન્વરૂદ્દીન નામના માણસને આર્કટની ગાદી ઉપર બેસાડ્યો અને ત્રિચિનોપલીમાંથી મરાઠી લશ્કરને હાંકી મૂક્યું. અન્વરૂદ્દીનને ગાદી મળવાથી આગલા નવાબ દોસ્ત અલીખાનના કુટુંબીઓને ઘણો અસંતોષ થયો. દક્ષિણ હિંદમાં આવી પરિસ્થિતિ ચાલતી હતી તેનો લાભ લઈ હિંદમાં ફ્રેન્ચોનું રાજ્ય સ્થાપવાની ડુપ્લેને ઉમેદ થઈ અને એ ઉમેદ પાર પાડવાને માટે તે અનુકૂળ તકની રાહ

જોવા લાગ્યો. પોતાનાં ખાનગી નાણાં વાપરીને તેણે પોંડિશરીનું બંદર સુધરાવ્યું અને આલ્બુકર્કની માફક હિંદી સિપાઇઓને યૂરોપી લશ્કરી ઢબે તાલીમ આપવા માંડી. ઈ. સ. ૧૭૪૪ માં યૂરોપમાં ઑસ્ટ્રિઆની ગાદી અંગે ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે વિગ્રહ સળગી ઉઠ્યો એટલે હિંદમાંના



ડુપ્લે

અંગ્રેજોએ પણ ફ્રેન્ચો સાથે લડવાની તૈયારી કરવા માંડી. અંગ્રેજ કંપનિના સંચાલકો ( ડાયરેકટરો ) ની વિનંતીને માન આપી ઇંગ્લંડની સરકારે હિંદમાંના અંગ્રેજોનું રક્ષણ કરવા માટે એક લશ્કરી કાફલો મોકલી આપ્યો. આ મદદ આવવાથી દક્ષિણ હિંદમાંના અંગ્રેજો ફ્રેન્ચો સાથે લડવા તત્પર થઈ ગયા. ડુપ્લે પણ લડાઇ માટે કંઇ ઓછો ઉત્સુક ન હતો પરંતુ જ્યાં સુધી માડાગારકરનાં ફ્રેન્ચ સંસ્થાનમાંથી લશ્કરની મદદ આવે નહિં ત્યાં સુધી તે રાહ જોવા માંગતો હતો. ફ્રેન્ચ વહાણો પર હલ્લો કરી અંગ્રેજ નૌકાપતિ બાર્નેટે ફ્રેન્ચો સાથેના હિંદમાંના વિગ્રહની શરૂઆત કરી.

માડાગાસ્કરથી લાબોર્ડોનોની સરદારી હેઠળ ફ્રેન્ચ કાફલો પોંડિશરી આવી પહોંચ્યો એટલે ડુપ્લેને અંગ્રેજોનાં હિંદી મથકો ઉપર હુમલો કરવાની જોઇતી તક મળી. ફ્રેન્ચ કાફલાએ મદ્રાસ ઉપર હલ્લો કર્યો અને તે સર કર્યું. મદ્રાસ કર્ણાટકની સરહદમાં હતું તેથી કર્ણાટકના નવાબ અન્વરૂદ્દીનને અંગ્રેજ–ફ્રેન્ચ વિગ્રહમાં દરમિયાનગીરી કરવાની જરૂર પડી. નવાબે ફ્રેન્ચોની સામે એક મોટું લશ્કર મોકલ્યું પણ ડુપ્લેએ મદ્રાસ નજીક તે લશ્કરને હરાવ્યું. આ હારથી એટલું સાબીત થયું કે તાલીમબદ્ધ અને શસ્ત્રસજ્જ યૂરોપી લશ્કર આગળ હિંદી ઘોડેસ્વારોનું મોટું લશ્કર પણ નિર્બળ લાગતું. અંગ્રેજોએ પોંડિશરી પર હુમલો કર્યો પરંતુ યુક્તિબાજ અને કાર્યકુશળ ડુપ્લેએ અંગ્રેજ કાફલાને પાછો હઠાવ્યો. ડુપ્લેના યુદ્ધકૌશલ્યની વાતો દક્ષિણ હિંદમાં ઘણી પ્રસરી અને તેની લાગવગ તેમજ કીર્તિ એકદમ વધી ગઈ. ડુપ્લે હવે અંગ્રેજોને કર્ણાટકમાંથી હાંકી કાઢવા સમર્થ હતો એવી શકયતાઓ ઉભી થઇ એટલામાં યુરોપમાં એલાશાપેલની સંધિ થઈ તેથી અંગ્રેજ–ફ્રેન્ચ વિગ્રહ બંધ થયો; ઈ. સ. ૧૭૪૮.

કર્ણાટકના કિસ્સામાંથી અંગ્રેજોનું કિસ્મત કેવી રીતે જાગ્યું તે આપણે બીજા ખંડમાં જોઈશું. કર્ણાટકનો કિસ્સો ઉપસ્થિત કરનાર તો વિચક્ષણ ડુપ્લે હતો. કર્ણાટકના નવાબ અન્વરૂદ્દીને ફ્રેન્ચોની વધતી જતી સત્તા અને લાગવગ ઉપર અંકુશ મૂકવાનો પ્રયાસ કર્યો હતો તેથી ડુપ્લેએ તેની સામે શત્રુવટ બાંધી હતી. હિંદમાં ફ્રેન્ચ સામ્રાજ્યની સ્થાપના કરવાની અભિલાષા સેવતા ડુપ્લેને દક્ષિણ હિંદની ચાલુ પરિસ્થિતિ એ માટે ઘણી અનુકૂળ લાગતી હતી. પોતાની પસંદગીના માણસને આર્કટની ગાદી ઉપર બેસાડી દક્ષિણ હિંદમાં અને ખાસ કરીને કર્ણાટકમાં ફ્રેન્ચોની સત્તા સર્વોપરિ બનાવવા માટે ડુપ્લેના ફળદ્રુપ ભેજામાં એક અવનવી યોજના રમી રહી હતી. ઈ. સ. ૧૭૪૮ માં દખ્ખણનો સુબેદાર નિઝામ-ઉલ-મુલ્ક મરણ પામ્યો. આર્કટના નવાબને નીમવાની સત્તા આજ સુધી નિઝામ ધરાવતો હતો તે સત્તા હવે ડુપ્લે હસ્તગત કરવા માંગતો હતો. ત્રિચિનોપલીના નવાબ ચંદાસાહેબને મરાઠાઓ ઈ. સ. ૧૭૪૧ માં કેદી તરીકે સતારા લઈ ગયા હતા તેનો હજી છૂટકારો થયો ન હતો. મરાઠાઓ પાસેથી ચંદાસાહેબને છોડાવી તેને ત્રિચિનોપલીનાજ

**કર્ણાટકનો કિસ્સો**

નહિ પરંતુ આખા કર્ણાટકના નવાબ તરીકે આર્કટની ગાદી ઉપર બેસાડવાની યોજના ડુપ્લેએ ઘડી કાઢી. એ યોજના તેણે કેવી રીતે અમલમાં મૂકી અને તેનાં શાં પરિણામો આવ્યાં તે આપણે હવે પછી જોઈશું.

---

## પ્રકરણ સાર

### (૧) અંગ્રેજ કંપનિનો વહીવટ અને પ્રગતિ

(અ) **યુનાઇટેડ ઈસ્ટ ઈન્ડિઆ કંપનિ:**—ધી લંડન ઇસ્ટ ઇન્ડિઆ કંપનિનો હિંદ સાથેના વેપારનો ઇજારો તોડવાના અંગ્રેજ વેપારીઓના પ્રયાસો; "જનરલ સોસાયટી" અને ધી ઇંગ્લિશ ઇસ્ટ ઇન્ડિઆ કંપનિની સ્થાપના; ઈ. સ. ૧૭૦૨ માં અંગ્રેજ કંપનિઓ એકત્રિત થઈ.

(આ) **વહીવટી તંત્ર:**—વેપારી ઢબનું તંત્ર-કંપનિની વડી કચેરી લંડનમાં; વહીવટ અંગે કંપનિના શેરહોલ્ડરોનાં બે મંડળો-માલીક મંડળ (કોર્ટ ઓવ્ પ્રોપ્રાયટર્સ) અને સંચાલક મંડળ (કોર્ટ ઓવ્ ડાયરેકટર્સ).

(ઈ) **અંગ્રેજ કંપનિની પ્રગતિ:**—અઢારમી સદીના પૂર્વાર્ધમાં સંગીન પ્રગતિ; મુંબઈ, મદ્રાસ અને કલકત્તાનાં અંગ્રેજ મથકોની ખીલવણી; વેપાર કરવા ઉપરાંત મુલક મેળવવાની ઇંતેજારી; અંગ્રેજ કોઠીઓનાં રક્ષણ માટે લશ્કર રાખવાની શરૂઆત.

### (૨) અઢારમી સદીના મધ્ય ભાગમાં હિંદની પરિસ્થિતિ

(ક) **ઉત્તર હિંદ:**—ઔરંગઝેબના મરણ બાદ ડગમગી ઉઠેલી મોગલ સલ્તનત; રજપુતો અને સીખોનું જોર વધ્યું; ઈ. સ. ૧૭૩૯ માં નાદિરશાહની ચઢાઇથી પારાવાર નુકસાન, અવ્યવસ્થા અને અશાંતિ; કોઈપણ મધ્યવર્તી સત્તાનો અભાવ.

( બ ) **દક્ષિણ હિંદ**—મોગલાઈ તૂટ્યા પછી મરાઠાઓની દક્ષિણ હિંદમાં સર્વોપરિ સત્તા; દખ્ખણનો સુબેદાર નિઝામ સ્વતંત્ર થયો; કર્ણાટક પર મરાઠાઓની સવારી અને લુંટ; કર્ણાટકમાં ફ્રેન્ચોની વધી પડેલી લાગવગ.

## ( ૩ ) અંગ્રેજ-ફ્રેન્ચ હરિફાઈ અને પહેલો કર્ણાટક વિગ્રહ

( અ ) **દક્ષિણ હિંદનું ક્ષેત્ર**—અંગ્રેજ તથા ફ્રેન્ચ વેપારીઓનાં નજીક નજીકમાં આવેલાં મથકો; વેપાર અને લાગવગ વધારવા બન્ને વચ્ચે ચાલતી તીવ્ર હરિફાઈ; નાના મોટા હિંદી રાજ્યકર્તાઓમાં કુસંપ અને ઇર્ષ્યા—પરિસ્થિતિનો લાભ લઈ સ્વતંત્ર રાજ્ય સ્થાપવા માટેનું અનુકૂળ ક્ષેત્ર.

( બ ) **પહેલો કર્ણાટક વિગ્રહ**—અન્વરૂદ્દીનને નિઝામે કર્ણાટકનો નવાબ બનાવ્યો; કર્ણાટકમાં ફ્રેન્ચ સત્તાની જમાવટ કરવાની ડુપ્લેની ઉમેદ; ઈ. સ. ૧૭૪૬ માં યૂરોપમાં ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે શરૂ થયેલો વિગ્રહ—હિંદમાં પણ બન્ને પ્રજાઓ વચ્ચે લડાઈ સળગી ઉઠી; ફ્રેન્ચોએ મદ્રાસ સર કર્યું—ઈ. સ. ૧૭૪૮ માં વિગ્રહ બંધ થયો.

---

## પ્રશ્નો

( ૧ ) અઢારમી સદીના પૂર્વાર્ધમાં અંગ્રેજ કંપનિએ હિંદમાં શી પ્રગતિ સાધી હતી? અંગ્રેજ કંપનિનું વહીવટી તંત્ર કેવી રીતનું હતું તે ટુંકમાં સમજાવો.

( ૨ ) નાદિરશાહની ચઢાઈ પછી ઉત્તર હિંદ અને દક્ષિણ હિંદની રાજકીય પરિસ્થિતિ કેવી બની હતી તેનો ખ્યાલ આપો.

( ૩ ) કર્ણાટકમાં અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે પહેલો વિગ્રહ ક્યારે અને શા માટે થયો? કર્ણાટક અંગે ડુપ્લેની શી યોજના હતી?

## સમયરેખા નં. ૧

### હિંદમાં ફિરંગી સત્તાનો ઉદય અને અસ્ત

ઇ. સ.

૧૪૯૦ +

.

વાસ્કોડિ ગામા કાલીકટ બંદરે ઉતર્યો ( ૧૪૯૮ ).

૧૫૦૦ +

કોચીન અને કેનેનોરમાં ફિરંગીઓએ કિલ્લો બાંધ્યો (૧૫૦૩–૪).

. [ ( ૧૫૦૬ ).

આરબ વેપારીઓની હાર અને ફિરંગી સત્તાની હિંદમાં સ્થાપના

૧૦ + ફિરંગીઓએ ગોવા કબજે કર્યું;

( ફિરંગીઓ હિંદમાં રાજ્યકર્તા બન્યા ).

.

ફિરંગીઓએ કોલંબો કબજે કર્યું ( ૧૫૧૮ ).

૨૦ +

ચૌલમાં ફિરંગીઓએ કિલ્લો બાંધ્યો ( ૧૫૨૧ ).

.

૩૦ +

વસઈ, ટ્રોમ્બે, અને મુંબઈ ફિરંગીઓને મળ્યાં ( ૧૫૩૪).

.

ફિરંગીઓએ દીવમાં કિલ્લો બાંધ્યો.

૪૦ +

ફિરંગીઓને સાલસેટ ટાપુ મળ્યો ( ૧૫૪૩ ).

.

૫૦ +

ઇ. સ.

૧૫૫૦

•

ફિરંગીઓએ દમણનો મુલક કબજે કર્યો ( ૧૫૫૯ ).

૬૦ +

•

૭૦ +

•

૮૦ +

•

૯૦ + લંકા બેટ ફિરંગીઓના કબજામાં આવ્યો. ( ૧૫૯૧ ).
પોર્ટુગાલનો રાજા લંકાનો રાજા બન્યો.

•

૧૬૦૦ +

•

૧૦ +

•

ઇ. સ.

૧૬૨૦ +

ત્રિંકોમાલીમાં ફિરંગીઓએ કિલ્લો બાંધ્યો (૧૬૨૩).

•

૩૦ +

•

૪૦ +

વલંદાઓએ ત્રિંકોમાલી ફિરંગીઓ પાસેથી જીતી લીધું.

•

૫૦ +

•

વલંદાઓએ કોલંબો ફિરંગીઓ પાસેથી જીતી લીધું (૧૬૫૬).

વલંદાઓએ લંકા અને નેગાપટ્ટમ કબજે કર્યાં (૧૬૫૮).

૬૦ +

વલંદાઓએ કોચીન અને કેનેનોર કબજે કર્યાં (૧૬૬૩)

•

૭૦ +

•

૮૦ +

ઈ. સ.
૧૬૮૦

•

૯૦ +

•

૧૭૦૦ +

•

૧૦ +

•

૨૦ +

•

૩૦ +

•

વસઈનો મુલક ફિરંગીઓ પાસેથી મરાઠાઓએ જીતી લીધો. (૧૭૩૯).
૧૭૪૦+ ચૌલ ફિરંગીઓ પાસેથી મરાઠાઓએ જીતી લીધું.

(હિંદમાં માત્ર દીવ, દમણ અને ગોવાનો મુલક ફિરંગીઓના તાબામાં રહ્યો.)

# પ્રકરણ ૧ લું

## કર્ણાટકમાં બ્રિટિશ સત્તાનો ઉદય ( ઇ. સ. ૧૭૫૦-૬૩ )

હિંદુસ્તાનમાં ફ્રેન્ચ મહારાજ્ય સ્થાપવાની મહાન્ અભિલાષા ધરાવતા હિંદમાંના ફ્રેન્ચ ગવર્નર ડુપ્લેની આંખો આર્કટ અથવા કર્ણાટકના વિસ્તૃત રાજ્ય ઉપર ઠરી હતી એ વિષે આપણે આગલા ખંડમાં વાંચી ગયા છીએ. ડુપ્લે એક બાહોશ અને સાહસિક રાજનીતિજ્ઞ પુરૂષ હતો. યુક્તિપ્રયુક્તિ અને છળકપટમાં તે એકકો હતો અને રાજકીય શેતરંજનો કુનેહબાજ ખેલાડી હતો. અંગ્રેજોને દક્ષિણ હિંદમાંથી હાંકી કાઢી કર્ણાટકની નવાબી પોતાના હાથમાં લેવા માટે તેણે ત્રિચિનોપલીના નવાબ ચંદાસાહેબને પોતાનું હથિયાર બનાવવાની યોજના અમલમાં મૂકવા હવે નિશ્ચય કર્યો. ચંદાસાહેબ સતારામાં ઈ. સ. ૧૭૪૧ થી મરાઠાઓનો કેદી હતો. તેના છૂટકારા માટે મરાઠાઓ ઘણી મોટી રકમની માંગણી કરતા હોવાથી ચંદાસાહેબ હજી કેદમુક્ત થયો ન હતો. ચંદાસાહેબનું કુટુંબ પોંડિશરીના ફ્રેન્ચ સંસ્થાનમાં ફ્રેન્ચોના આશરા હેઠળ રહેતું હતું. ડુપ્લેએ પોતાની અંગત જામીનગીરી આપી ચંદાસાહેબને સતારામાંથી છોડાવ્યો. કર્ણાટકના નવાબ અન્વરૂદ્દીન પર ડુપ્લેની લાલ આંખ થઇ હતી તેથી ફ્રેન્ચ લશ્કરની મદદથી ચંદાસાહેબ આખા કર્ણાટકનો નવાબ બને અને ફ્રેન્ચ સત્તાને આધીન રહી નવાબી ભોગવે એ ધ્યેયથી વિચક્ષણ ડુપ્લેએ રાજકીય શેતરંજ બીછાવી દીધી. ચંદાસાહેબ પણ રાજ્યલોભી હતો એટલે ડુપ્લેની મદદથી તે ઘણો રાજી થઈ ગયો. ફ્રેન્ચ લશ્કરની મદદથી ચંદાસાહેબે કર્ણાટકની ગાદીના હક્કદાર તરીકે અન્વરૂદ્દીન સામે લડાઇ જાહેર કરી કારણ કે ચંદાસાહેબ કર્ણાટકના આગલા નવાબ દોસ્ત અલીખાનનો જમાઈ થતો હતો. અન્વરૂદ્દીન અમ્બુરની લડાઇમાં માર્યો ગયો અને ફ્રેન્ચ લશ્કર સાથે ચંદાસાહેબે રાજધાની આર્કટમાં પ્રવેશ કર્યો. અન્વરૂદ્દીનનો પુત્ર મહંમદઅલી ત્રિચિનોપલી નાસી ગયો અને ચંદાસાહેબ ફ્રેન્ચોની છત્રછાયા હેઠળ આર્કટનો એટલે કે કર્ણાટકનો નવાબ બન્યો; ઈ. સ. ૧૭૪૯. ફ્રેન્ચોની મદદથી

**કર્ણાટકની નવાબી અને ડુપ્લેની યોજના**

ચંદાસાહેબે લગભગ આખો કર્ણાટક સર કર્યો અને ડુપ્લેએ કરેલી સહાયની યાદગીરીમાં ડુપ્લે ફત્તેહાબાદ નામનું એક નવું શહેર બંધાવવા માંડ્યું.

**ફ્રેન્ચો અને અંગ્રેજો વચ્ચે બીજો વિગ્રહ ઇ.સ. ૧૭૫૧–૫૫**

કર્ણાટકમાં પોતાની પસંદગીના માણસને નવાબી અપાવી ડુપ્લેનું મન તૃપ્ત થાય એમ ન હતું. ફ્રેન્ચ સત્તા આખા દક્ષિણ હિંદમાં સર્વોપરિ બનાવવા માટે ડુપ્લેએ હવે કર્ણાટકમાં પાથરેલી રાજકીય શેતરંજ આગળ વિસ્તારી અને દખ્ખણના સૂબેદાર નિઝામની હૈદ્રાબાદની ગાદી ઉપર પોતાની પસંદગીના ઉમેદવારને બેસાડવાનું બીડું ઝડપ્યું. ઈ. સ. ૧૭૪૮ માં નિઝામ અસફઝાહ મરણ પામ્યો ત્યારથી તેની ગાદી માટે તેના પુત્ર નાસીરજંગ અને પૌત્ર મુઝફ્ફરજંગ વચ્ચે તકરાર ઉભી થઈ હતી. મુઝફ્ફરજંગ ચંદાસાહેબ સાથે સારો સંબંધ રાખતો હતો અને ચંદાસાહેબે અન્વરૂદ્દીન સામે લડાઈ કરી ત્યારે મુઝફ્ફરજંગે ચંદાસાહેબનો પક્ષ લીધો હતો. વિચક્ષણ ડુપ્લેએ ચંદાસાહેબને પોતાનું હથિયાર બનાવ્યો હતો તેવીજ રીતે મુઝફ્ફરજંગને પણ હથિયાર બનાવી ડુપ્લે હિંદમાં ફ્રેન્ચ સામ્રાજ્ય સ્થાપવાની પોતાની ઉમેદ પાર પાડવા માંગતો હતો. ચંદાસાહેબને કર્ણાટકની નવાબી મળી એટલે મુઝફ્ફરજંગનો પક્ષ સબળ બનશે એવી બીકથી નિઝામ નાસીરજંગે કર્ણાટક ઉપર ચઢાઇ કરી અને મુઝફ્ફરજંગને કેદ પકડ્યો. ડુપ્લેએ આ પરિસ્થિતિમાં બળ ન વાપરતાં કળનો આશ્રય લીધો અને નાસીરજંગના પઠાણ અમીરોને ફોડી તેમની મદદથી નાસીરજંગનું ખૂન કરાવ્યું. ડુપ્લેએ હવે મુઝફ્ફરજંગને દખ્ખણના નિઝામ તરીકે જાહેર કર્યો; ઈ. સ. ૧૭૫૦. આ ઉપકારના બદલામાં મુઝફ્ફરજંગે ફ્રેન્ચોને કૃષ્ણા નદીની દક્ષિણે આવેલો મુલક આપ્યો અને તે ઉપરાંત ઘણા હક્કો તેમજ બક્ષિસો અને ઈનામો પણ આપ્યાં. ડુપ્લેની આ અસાધારણ ફત્તેહથી ફ્રેન્ચોની સત્તા દક્ષિણ હિંદમાં ઘણીજ વધી પડી અને તેટલેજ અંશે અંગ્રેજોની સ્થિતિ ભયમાં આવી પડી.

**અંગ્રેજ વીર કલાઇવ**:—અંગ્રેજોને દક્ષિણ હિંદમાંથી હાંકી કાઢવા માટે ડુપ્લેએ જ્યારે કમર કસી ત્યારે અંગ્રેજો માટે કટોકટીની સ્થિતિ ઉભી થઈ. અંગ્રેજ કંપનિના હિંદમાંના અમલદારો ડુપ્લેની બાજુ ઉંધી વાળવા માટે

અને અંગ્રેજ કંપનિની સત્તા ટકાવી રાખવા માટે ઉપાયો શોધવા લાગ્યા. કર્ણાટકના આગલા નવાબ અન્વરૂદ્દીનનો પુત્ર મહંમદઅલી ત્રિચિનોપલીના કિલ્લામાં ભરાયો હતો તેને હાંકી મૂકવા માટે ચંદાસાહેબે ફ્રેન્ચ લશ્કરની મદદથી



ત્રિચિનોપલ્લીનો કિલ્લો

ત્રિચિનોપલીને ઘેરો ઘાલ્યો. મહંમદઅલીએ મદ્રાસના અંગ્રેજોની મદદ માગી; ઇ. સ. ૧૭૫૧. મદ્રાસના ગવર્નર સૉંડર્સની નજર આ પરિસ્થિતિમાં રોબર્ટ ક્લાઇવ નામના કંપનિના એક યુવાન કારકુન ઉપર ઠરી કારણ કે એ વિચક્ષણ કારકુને ગવર્નરને એવી સૂચના કરી કે ત્રિચિનોપલીમાં ઘેરાયલા મહંમદઅલીને ખરી મદદ કરવી હોય તો અંગ્રેજ લશ્કરે ત્રિચિનોપલી ન જતાં ચંદાસાહેબની

રાજધાની આર્કટને ઘેરો ઘાલવો. ગવર્નર અને તેની કાઉન્સિલને કલાઈવની સૂચના પસંદ પડી અને એ સૂચના અમલમાં મૂકવાનું કલાઇવિને જ સોંપવામાં



રોબર્ટ કલાઇવ

આવ્યું. આ અંગ્રેજ વીર ઇ. સ. ૧૭૪૪ માં કંપનિના કારકુન તરીકે મદ્રાસ આવ્યો હતો. તેની હિંમત અને લશ્કરી કુનેહ જોઈ તેને લશ્કરના અમલદારનો હોદ્દો આપવામાં આવ્યો હતો.*

* રોબર્ટ કલાઇવ બાળપણમાં આળસુ અને મસ્તીખોર હતો અને તેથી નિશાળમાં તેણે પૂરતું શિક્ષણ લીધું ન હતું. ઓગણીસ વર્ષની ઉમરે મદ્રાસ આવી માલની ગાંસડીઓ નોંધનાર કારકુન તરીકે તેણે તેની કારકીર્દિ શરૂ કરી, કારકુની કામથી કંટાળી જઈ તેણે પિસ્તોલ વડે પોતાનો પ્રાણ લેવા કેટલીક વાર પ્રયાસો કર્યા હતા પણ દર વખત તેની પિસ્તાલ નિશાન ચૂકી જતી.

**આર્કટનો ઘેરો**:—ફ્રેન્ચોનો બાહોશ સેનાપતિ બુસી મુઝફ્ફરજંગ સાથે હૈદ્રાબાદ જવા ઉત્તર તરફ ઉપડ્યો હતો જ્યારે ચંદાસાહેબ લશ્કર લઇ દક્ષિણમાં ત્રિચિનોપલી ગયો હતો એટલે કર્ણાટકની રાજધાની આર્કટના રક્ષણ માટે કશી જોગવાઇ કરવામાં આવી ન હતી. લશ્કરી વ્યૂહરચનાનું કુદરતી રીતેજ જ્ઞાન ધરાવનાર કલાઇવે આ વસ્તુસ્થિતિનો લાભ લીધો અને માત્ર પાંચસો સૈનિકોને લઈ આર્કટ પહોંચી ગયો અને તે સર કર્યું. કલાઈવનો વિચાર આર્કટનો કિલ્લો પોતાના કબજામાં રાખવાનો હતો તેથી તેણે કિલ્લાનું સમારકામ કરાવ્યું અને પોતાનાં નાનાં લશ્કર માટે ખોરાક પણ ભરી લીધો. ડુપ્લેએ આ સંજોગોમાં એવી સલાહ ચંદાસાહેબને આપી કે આર્કટની ચિંતા ન કરતાં ત્રિચિનોપલીનો ઘેરો ચાલુજ રાખવો પરંતુ ગભરાટમાં પડેલા ચંદાસાહેબે એ સલાહ ન માની અને પોતાના પુત્ર રાજાસાહેબને કેટલીક ફ્રેન્ચ ટુકડીઓ સહિત દશ હજાર માણસનાં એક મોટાં સૈન્ય સાથે આર્કટ મોકલી આવ્યો. મહંમદઅલી જેમ ત્રિચિનોપલીના કિલ્લામાં ઘેરાયો હતો તેમ કલાઇવ હવે આર્કટના કિલ્લામાં ઘેરાયો. રાજાસાહેબના લશ્કરે સાત અઠવાડિયાં સુધી આર્કટના કિલ્લાપર ઉપરા-ઉપરી હલ્લા કર્યા. દૃઢનિશ્ચયી અને હિંમતવાન કલાઇવે પાંચસો સિપાઇ-ઓનાં પોતાનાં નાનકડાં લશ્કરની મદદથી રાજાસાહેબના બધા હલ્લા પાછા હઠાવ્યા. પોતાના બસો જેટલા સિપાઇઓ મરણ પામ્યા ત્યાર પછી પણ એ બહાદુર યુવાન સરદાર કલાઇવે કિલ્લામાં રહ્યા રહ્યા સુંદર ટકાવ કર્યો. લશ્કર માટેની ખોરાકી ખૂટી ત્યારે તેના વફાદાર હિંદી સિપાઇઓએ ચોખાના પાણી પર દિવસો કાઢી અંગ્રેજ સિપાઇઓને બાકી રહેલું તમામ અનાજ અપાવ્યું. નિડર કલાઇવની બહાદુરી પર ખુશ થઈ, મુરારીરાવ નામનો એક મરાઠા સરદાર તેની મદદે આવી પહોંચ્યો અને એટલામાં ખબર મળી કે કલાઇવની મદદે મદ્રાસથી મોકલેલું અંગ્રેજ લશ્કર આર્કટની નજદીકમાં આવી ગયું છે. આ સંજોગોમાં ઘેરો ઉઠાવી લઈ રાજાસાહેબને પાછા હઠવાની ફરજ પડી; ઇ. સ. ૧૭૫૧.

---

કલાઈવ તેથી તેના મિત્રોને કહેતો કે મારે હાથે કોઈ મહાન્ કાર્ય થવાનું હશે નહિ તો આમ બને નહિ !

**બીજા અગત્યના બનાવો**:—સાહસિક કલાઇવ હવે ત્રિચિનોપલી તરફ જવા ઉપડેલા રાજાસાહેબના લશ્કરની પાછળ પડ્યો. મદ્રાસથી તેની મદદે મોકલવામાં આવેલું અંગ્રેજ લશ્કર પણ કલાઇવની સાથે સામેલ થયું. કલાઇવે રાજાસાહેબને આર્ની અને કાવેરી પાક આગળ હરાવ્યો. આ અરસામાં ઇંગ્લંડથી નવું લશ્કર પણ આવી પહોંચ્યું. કલાઇવ અને મેજર લૉરેન્સનાં સંયુક્ત લશ્કરે ત્રિચિનોપલી તરફ કૂચ કરી. ત્રિચિનોપલીને ઘેરો ઘાલી રહેલાં ચંદાસાહેબના લશ્કરને તોપો તથા સઘળા લશ્કરી અસબાબ સાથે શરણ થવાની ફરજ પડી. ચંદાસાહેબ શ્રીરંગમ્ બેટમાં નાસી ગયો અને પછીથી તાંજોર ગયો જ્યાં તેનો દગાથી વધ કરવામાં આવ્યો. ત્રિચિનોપલીના કિલ્લામાં ભરાઈ રહેલા મહંમદઅલીનો હવે છૂટકારો થયો અને તેને કર્ણાટકનો નવાબ બનાવવામાં આવ્યો. ચંદાસાહેબનો પરાજય થયો એથી દક્ષિણ હિંદમાંની ફ્રેન્ચ સત્તાને મોટો ફટકો પડ્યો.

**ડુપ્લેની નિષ્ફળ કરામત**:—અસાધારણ શક્તિ ધરાવનાર ડુપ્લેના ફળદ્રુપ ભેજામાં અંગ્રેજોને હંફાવવા માટેની કેટલીય યુક્તિઓ ઘોળાયા કરતી હતી. તેની હિંમત અને ધીરજ અખૂટ હતાં તેથી નિષ્ફળતા તેને નાસીપાસ કરી શકતી નહિ. ચંદાસાહેબ હાર પામી નાસી ગયો ત્યાર પછી પણ ડુપ્લેએ ત્રિચિનોપલીનો કબજો લેવા માટે નવી તદબીર અજમાવી. હૈદ્રાબાદના નિઝામ સલાબતજંગ* ઉપર ફ્રેન્ચ સરદાર બુસી હજી પુરી લાગવગ ધરાવતો હતો એટલે દક્ષિણ હિંદમાં ફ્રેન્ચ સત્તા હજી સબળ હતી. મૂર્તજાઅલી નામના એક સરદારને પોતાના પક્ષમાં લઈ ડુપ્લેએ તેને ત્રિચિનોપલી જીતવા નવા નવાબ મહંમદઅલી સામે મોકલ્યો. અંગ્રેજ કંપનિની છત્રછાયા હેઠળ કર્ણાટકની નવાબી ભોગવતા મહંમદઅલીની મદદે મેજર લૉરેન્સની સરદારી હેઠળનું અંગ્રેજ લશ્કર તો હતું જ એટલે મર્તજાઅલી મેજર લૉરેન્સને હાથે હાર્યો અને ડુપ્લેની કરામત વળી પાછી નિષ્ફળ નીવડી; ઈ. સ. ૧૭૫૩. અંગ્રેજોની સત્તાને ક્ષીણ થતી જોવાને

---

* ફ્રેન્ચ સરદાર બુસીને લઈ નવો નિઝામ મુઝફ્ફરજંગ કર્ણાટકથી હૈદ્રાબાદ જવા ઉપડ્યો હતો ત્યારે રસ્તામાં તેનું ખૂન થયું હતું. બાહોશ અને સમયસૂચક બુસીએ નિઝામ-ઉલ્-મુલ્કના ત્રીજા પુત્ર સલાબતજંગને નવા નિઝામ તરીકે જાહેર કરાવ્યો હતો.

બદલે ઉલટી વધતી જોઈ ડુપ્લેને ઘણું લાગ્યું અને હિંદમાં ફ્રેન્ચ સામ્રાજ્ય સ્થાપવાની પોતાની મહત્ત્વાકાંક્ષા તેને એળે જતી લગી. ડુપ્લેની ભવ્ય યોજનાઓથી આજ સુધી આકર્ષાઈ રહેલા ફ્રેન્ચ કંપનિના સંચાલકો હવે ડુપ્લેની નિષ્ફળ ગયેલી યોજનાઓ અંગે થયેલા ખર્ચના મોટા આંકડાઓ ગણવા લાગ્યા. ડુપ્લેએ તેમને મોટી મોટી આશાઓ આપી હતી પરંતુ કંપનિના સંચાલકોની વ્યવહારૂ ગણત્રી મુજબ એ આશાઓ નિરર્થક માલમ પડી. ડુપ્લે પોતાને કર્ણાટકના નવાબ તરીકે ઓળખાવતો હતો એ બીનાનો ઉપયોગ કરી અંગ્રેજ કંપનિના કલાઈવ જેવા અમલદારોએ ડુપ્લેની વિરૂદ્ધ ઘણી ખટપટો ઉભી કરી જેને પરિણામે ડુપ્લેને હિંદમાંથી ઇ. સ. ૧૭૫૪ માં ફ્રાન્સ બોલાવી લેવામાં આવ્યો. ફ્રાન્સને હવે ઇંગ્લંડ સાથે વિગ્રહ જોઇતો ન હતો અને હિંદના વિશાળ મુલકમાં ફ્રેન્ચો તેમજ અંગ્રેજો માટે વેપાર કરવાને પુષ્કળ અવકાશ હતો એટલે ફ્રેન્ચ કંપનિના સંચાલકો અથવા ફ્રેન્ચ સરકાર ડુપ્લેની કરામતની કદર ન કરી શકી અને તેથી ડુપ્લેની હિંદમાં ફ્રેન્ચ મહારાજ્ય સ્થાપવાની ભવ્ય યોજના ધૂળમાં મળી.

**વિગ્રહનાં પરિણામો :**—ડુપ્લેને સમયસર નાણાં અને લશ્કરની મદદ ન મોકલતાં તેના પરથી ઉલટો વિશ્વાસ ઉઠાવી લઇ ફ્રેન્ચ સરકારે ડુપ્લેને પાછો બોલાવી લીધો એટલે હિંદમાં અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચેનો વિગ્રહ બંધ પડ્યો. ઇ. સ ૧૭૫૫ માં પોંડિશરી મુકામે સંધિ થઇ તે અનુસાર જીતાયલાં મથકો અને મુલકો મૂળ માલકોને પાછાં સોંપી દેવામાં આવ્યાં. ડુપ્લેના ગયા બાદ ફ્રેન્ચ સત્તા દક્ષિણ હિંદમાંથી હવે ક્ષીણ થવા લાગી અને અંગ્રેજ કંપનિની સત્તાનો અસરકારક રીતે ઉદય થયો. પોંડિશરીની સુલેહથી એવું ઠર્યું હતું કે ફ્રેન્ચ કંપનિનો કર્ણાટક પર કશો હક્ક ન હતો. ફ્રેન્ચ કંપનિએ અંગ્રેજોના આશ્રિત મહંમદઅલીને કર્ણાટકના નવાબ તરીકે કબૂલ રાખ્યો. હિંદી રાજ્યકર્તાઓની ખટપટોમાં ભવિષ્યમાં માથું ન મારવું એમ પણ ફ્રેન્ચો તેમજ અંગ્રેજો બન્નેએ કબુલ કયુ. પોંડિશરીની સંધિથી ફ્રેન્ચ સરકારે પોતાનુંજ અહિત કર્યું.

અસાધારણ શક્તિ ધરાવનાર મહાન્ રાજ્યદ્વારી પુરૂષ ડુપ્લેની હિંદમાં ફ્રેન્ચ મહારાજ્ય સ્થાપવાની અપૂર્વ યોજના નિષ્ફળ ગઈ જ્યારે સામાન્ય

શક્તિ ધરાવનાર પણ સાહસિક અને બહાદુર અંગ્રેજ વીર ક્લાઇવે વિજય અને યશ મેળવ્યો. હિંદમાં આવેલા ફ્રેન્ચ ગવર્નરોમાં ડુપ્લે સૌથી મોટો મુત્સદ્દી હતો એમ કહી શકાય. તેને મળેલી નિષ્ફળતા તેની મહત્તાને કોઈપણ રીતે ઓછી કરતી નથી. હિંદમાં ફ્રેન્ચ સામ્રાજ્ય સ્થાપવું એ તો તેનું જીવન કાર્ય હતું અને એ કાર્ય પાર પાડવા માટે તેણે આલ્બુકર્કની માફક હિંદી સિપાઇઓને યૂરોપી ઢબે તાલીમ આપવા માંડી હતી.* મોગલ સલ્તનતની મધ્યવર્તી સત્તા અસ્ત થઈ એ સંજોગોમાં હિંદમાં કોઇ બળવાન યૂરોપી પ્રજા સર્વોપરિ સત્તા જમાવી શકે એ શક્યતા ડુપ્લેએ પહેલેથી જ અને બરાબર પિછાણી હતી. આ મહત્વાકાંક્ષી અને વિચક્ષણ રાજપુરૂષને તેની પત્નિ મેડમ ડુપ્લે તરફથી પણ કિંમતી મદદ અને સલાહ મળતી. મેડમ ડુપ્લે હિંદી પોર્ટુગીઝ હતી અને તેથી તે હિંદના રીતરિવાજો અને હિંદીઓના ગુણદોષોથી માહિતગાર હતી. ડુપ્લેની બુદ્ધિમત્તા અને વ્યવસ્થાશક્તિ અસામાન્ય હતાં અને તેનું વ્યક્તિત્વ પ્રતિભાશાળી હતું. પોતાના દેશની સત્તા અને કીર્તિ હિંદમાં વધારવા માટે ડુપ્લેએ તન, મન અને ધનથી પણ સેવા કરી પરંતુ ફ્રાન્સની સરકારે એ વિચક્ષણ વીર નરની કદર ન કરી પરંતુ તેને ઉલટો અનેક મુશ્કેલીઓમાં મૂક્યો. જીંદગીના છેલ્લા દીવસોમાં ગરીબ ડુપ્લેને ઘેર ઘેર મદદ માટે રખડવું પડ્યું ! ડુપ્લે સ્વભાવે શાંત હતો અને તેનું મનોબળ અપાર હતું. પરતુ એ સ્વદેશાભિમાની મહાન ફ્રેન્ચ ગવર્નરના નસીબમાં યશ ન હતો. કિસ્મત આગળ તેની કરામત નિષ્ફળ નીવડી. અંગ્રેજ કંપનિનો ભાગ્યશાળી અમલદાર ક્લાઇવ પણ ડુપ્લેના જેવો સાહસિક, નીડર અને ધૈર્યવાન હતો પરંતુ ડુપ્લેની ઉદારતા અને કુલીનતા ક્લાઇવના ચારિત્ર્યમાં ભાગ્યેજ જોવામાં આવતાં. ડુપ્લે બેકદર ફ્રેન્ચ સરકારને હાથે અપમાન પામી ફ્રાન્સ ગયો એટલે હિંદમાંના અંગ્રેજોને તેમનું રાજકીય ધ્યેય સફળ કરવાની સુંદર તક મળી.

**ક્લાઇવ અને ડુપ્લે**

* "ફ્રેન્ચોએ હિંદ જીતવાની બે અગત્યની ચાવીઓ શોધી કાઢી હતી. યૂરોપી લશ્કરની તાલીમ આગળ હિંદી લશ્કરની નબળાઈ અને હિંદી લશ્કરને એજ તાલીમ આપવાની સુગમતા" ( જેમ્સ મીલ ) ડુપ્લેને આ બન્ને ચાવીઓનો યોગ્ય અમલ કરવાનું માન ઘટે છે. પહેલા કર્ણાટક વિગ્રહ દરમિયાન તેના હિંદી સિપાઇઓએ ઘણું સારૂં કામ કરી બતાવ્યું હતું.




કલાઈવના સમયનાં બંગાળા, બિહાર અને આઉધ

ડુપ્લેને ફ્રેન્ચ સરકારે ઈ. સ. ૧૭૫૪ માં સ્વદેશ પાછો બોલાવી લીધો ત્યાર બાદ ત્રણ વર્ષે કાઉન્ટ લાલી હિંદમાંનાં ફ્રેન્ચ સંસ્થાનોનો ગવર્નર બન્યો હતો.

**ફ્રેંચો અને અંગ્રેજો વચ્ચે ત્રીજો વિગ્રહ (ઈ.સ.૧૭૫૮-૬૧)**

પોંડિશરીના કરારથી હિંદમાંની ફ્રેન્ચ સત્તાને જે ફટકો લાગ્યો હતો તે કાઉન્ટ લાલીને ઘણો સાલતો હતો. વળી અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે સૈકાઓ થયાં હાડવેર ચાલતું હતું એ પણ આપણે ભૂલવું ન જોઇએ. પોંડિશરીના કરાર થયાં પછી બીજે જ વર્ષે યૂરોપમાં ફ્રાન્સ અને ઈંગ્લંડ વચ્ચે "સાત વર્ષનો વિગ્રહ" (ઇ. સ. ૧૭૫૬–૬૩) શરૂ થયો. ઈ. સ. ૧૭૫૭ માં અંગ્રેજ સત્તા બંગાળામાં સર્વોપરિ બની ત્યારે ફ્રેન્ચોનું મથક ચંદ્રનગર કલાઇવે કબજે કરી લીધું. ફ્રેન્ચ સરકાર હિંદમાં ગુમાવેલી પ્રતિષ્ઠા અને લાગવગ પાછી મેળવવા ઘણી તત્પર બની અને હિંદમાંના અંગ્રેજો સાથે લડાઈ લડી લેવાના નિશ્ચય ઉપર આવી. ફ્રેન્ચ સરકારે કાઉન્ટ લાલીની સરદારી હેઠળ એક મોટું સૈન્ય હિંદ મોકલી આપ્યું જે ઈ. સ. ૧૭૫૮ માં પોંડિશરી આવી પહોંચ્યું. કાઉન્ટ લાલી બહાદુર અને સાહસિક હતો પરંતુ તેનામાં ડુપ્લેની કાર્યદક્ષતા કે બુદ્ધિમત્તા ન હતી. તે દુરાગ્રહી અને અધીરો હતો અને તેનામાં સારા સેનાપતિનો એકે ગુણ ન હતો. લાલીએ ફોર્ટ સેંટ ડેવીડના અંગ્રેજ મથક પર હલ્લો કરી તે કિલ્લાને જમીનદોસ્ત કર્યો. લાલી આ જીતથી ગર્વિષ્ઠ બન્યો અને અંગ્રેજ સત્તાને ઓચિંતો પણ કાતીલ ફટકો લગાવવા તેણે હિંદમાંનું બધું ફ્રેન્ચ લશ્કર ભેગું કરાવ્યું. લાલી ઉતાવળિઓ અને ટૂંકી બુદ્ધિનો હતો તેથી તેણે ઉત્તર સરકારમાંથી બાહોશ ફ્રેન્ચ સેનાપતિ બુસીને તેના લશ્કર સાથે દક્ષિણમાં બોલાવી લીધો. બુસી અને તેનાં લશ્કરે નિઝામનું રાજ્ય છોડ્યું એટલે અંગ્રેજો નિઝામ સલાબતજંગ જોડે ખટપટો કરી શક્યા જેને પરિણામે નિઝામના રાજ્યમાંથી ફ્રેન્ચ લાગવગ નાબૂદ થઈ ગઈ. કાઉન્ટ લાલીને હિંદમાંના બીજા ફ્રેન્ચ અમલદારો જોડે પણ બન્યું નહિ તેથી તેને હિંદમાંના ફ્રેન્ચોનો સંપૂર્ણ સહકાર મળ્યો નહિ. લાલીએ મદ્રાસને ઘેરો ઘાલ્યો પણ અંગ્રેજ સેનાપતિ મેજર લૉરેન્સે નવ અઠવાડિઆં સુધી તે શહેરનો બચાવ કર્યો. એ અરસામાં ઈંગ્લંડથી નૌકાસૈન્યની મદદ આવી પહોંચી એટલે લાલીને ઘેરો ઉઠાવવાની ફરજ

પડી; ઈ. સ. ૧૭૫૯. આ પછીથી કલાઇવે કર્નલ ફૉર્ડની સરદારી હેઠળ એક લશ્કર મછલીપટ્ટણને ઘેરો ઘાલવા માટે મોકલી આપ્યું. કર્નલ ફૉર્ડે મછલીપટ્ટણ સર કર્યું અને ઘણા ફ્રેન્ચો કેદ પકડાયા. લાલીએ વાંદિવાશના કિલ્લામાં પુષ્કળ યુદ્ધસામગ્રી એકઠી કરી હતી. ઈ. સ. ૧૭૬૦ માં કર્નલ કૂટની સરદારી હેઠળ અંગ્રેજ લશ્કરે વાંદિવાશની લડાઈમાં ફ્રેન્ચોને હરાવ્યા. નાસીપાસ થયલો લાલી પોંડિશરીમાં જઈ ભરાયો. અંગ્રેજ લશ્કરે નવ માસ સુધી પોંદિશરીને ઘેરો ઘાલી રાખ્યો. લાલીએ પોંડિશરીનો બહાદુરીથી બચાવ તો કર્યો પણ આખરે તે હાર્યો અને કેદ પકડાયો. ફ્રેન્ચ સરકારે ત્યાર પછી લાલીને ફ્રાન્સ બોલાવી લીધો અને તેના ઉપર દેશદ્રોહનો આરોપ મૂકવામાં આવ્યો અને તેને ફાંસીની સજા કરવામાં આવી ! ઇ. સ. ૧૭૬૩ માં પૅરિસની સંધિથી ઈંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચેનો 'સાત વર્ષનો વિગ્રહ' ખતમ થયો અને યૂરોપમાં, અમેરિકામાં તેમજ હિંદમાં ફ્રેન્ચો અને અંગ્રેજો એક બીજા સાથે લડતા બંધ થયા. સંધિની શરતો મુજબ ફ્રેન્ચોને પોંડિશરી અને ચંદ્રનગરનાં વેપારી મથકો પાછાં તો મળ્યાં પરંતુ હિંદમાંની ફ્રેન્ચ સત્તા અને લાગવગ નાબૂદ થયાં અને હિંદમાં ફ્રેન્ચ મહારાજ્ય સ્થાપવાના ડુપ્લે જેવા ફ્રેન્ચ વીરોના મનોરથો સાવ એળે ગયા. પોંડિશરી હિંદમાંના ફ્રેન્ચ મથક તરીકે ચાલુ તો રહ્યું પણ હવે ફ્રેન્ચોને પોંડિશરીમાં કિલ્લેબંધી કરવાનો પણ હક્ક ન રહ્યો. ત્રીજો કર્ણાટક વિગ્રહ હિંદમાંની ફ્રેંચ સત્તા માટે પ્રાણઘાતક નીવડ્યો જ્યારે ફ્રેન્ચોના વિજયી હરિફો અંગ્રેજોની સત્તાની ઉન્નતિ થવા લાગી.

ડુમા અને ડુપ્લેના સમયમાં ખાસ કરીને દક્ષિણ હિંદમાં સબળ રાજકીય સત્તા અને લાગવગ ધરાવતી ફ્રેન્ચ કંપનિની ટૂંક સમયમાં પડતી શા કારણોથી થઈ તે હવે આપણે તપાસીએ.

**ફ્રેન્ચ સત્તાની હિંદમાં પડતી**

ફ્રેન્ચ ઇસ્ટ ઇન્ડિઆ કંપનિનું બંધારણ ઈંગ્લિશ ઇસ્ટ ઇન્ડિયા કંપનિના બંધારણ કરતાં જુદું હતું. ફ્રેન્ચ કંપનિ ફ્રેન્ચ સરકારનું એક અંગ જ હતું એમ કહી શકાય. એમ હોવાથી યૂરોપમાંના વિગ્રહોમાં રોકાઈ રહેતી ફ્રેન્ચ સરકાર ફ્રાન્સનાં દરિયાપારનાં સંસ્થાનો તરફ પુરતું લક્ષ આપી શકતી નહિ. હિંદમાંનાં ફ્રેન્ચ અમલદારો કેટલીય વાર ફ્રાન્સના પ્રધાનમંડળની આંતરિક ખટપટોનો ભોગ બન્યા હતા. લૉબોર્ડોનો અને ડુપ્લે જેવા ફ્રેન્ચ કંપનિના એકનિષ્ઠ અમલદારો પ્રત્યે ફ્રેન્ચ સરકારે

જેવી ક્રૂર વર્તણુક બતાવી તે જોતાં ફ્રેન્ચ કંપનિના કાબેલ અમલદારો પ કશું સાહસ ખેડવાનું જોખમ પોતાને માથે લે એ સંભવિત ન રહ્યું. વ હિંદમાં જુદાં જુદાં મથકોમાં રહેતા ફ્રેન્ચ અમલદારોમાં માંહોમાંહેમાં કુસ અને ઈર્ષ્યા ચાલ્યા કરતાં. અંગ્રેજ કંપનિના ઇંગ્લંડમાંના સંચાલકો અને હિ માંના અમલદારો વચ્ચે અને હિંદમાંના અંગ્રેજોમાં માંહોમાંહેમાં સંપ અ સહકાર મોટે ભાગે માલમ પડતાં તેથી ફ્રેન્ચો સાથેની હરિફાઈમાં અંગ્રે છેવટે વિજયી નીવડ્યા. હિંદમાંના ફ્રેન્ચ અમલદારોની કોઈ યોજના નિષ્ફ જતી ત્યારે એ અમલદારોને પ્રોત્સાહન કે મદદ આપવાને બદલે ફ્રેંચ સરક એવા અમલદારોના માર્ગમાં ઉલટી મુશ્કેલીઓ ઉભી કરતી, તેમને કનડત તેમને અપયશ આપતી અને તેમને અવિચારીપણે સજાઓ પણ કરત ફ્રાન્સના એ સમયના રાજાઓ અને તેમના દરબારીઓ વૈભવ અને વિલ સમાં રચ્યાપચ્યા રહેતા તેથી હિંદમાં ફ્રેંચ રાજ્ય જમાવવા માટે મહ પ્રયાસો કરનાર મુઠ્ઠીભર સાહસિક વીરોને તેમના દેશની સરકાર તરફ જોઇતી મદદ અને દોરવણી ભાગ્યેજ મળતાં. ફ્રેન્ચ કંપનિના વહીવટમાં ફ્રે પ્રજાના મોટા ભાગને કશો રસ હતો નહિ જ્યારે હિંદમાંના અંગ્રેજોને આ ત્તિના સમયમાં ઇંગ્લંડ તરફથી સબળ ટેકાની ખાત્રી રહેતી કારણ કે અંગ્રે કંપનિના સાહસો પાછળ અંગ્રેજ સરકાર ઉપરાંત આમવર્ગનું પણ પીઠબ રહેતું. ફ્રેન્ચ કંપનિની નાણાંસ્થિતિ પણ સદ્ધર ન હતી અને કેટલીય વાર કંપનિ આર્થિક મુશ્કેલીઓમાં આવી પડી હતી. આ સ્થિતિમાં મુલકો જીત માટે ખર્ચાળ લડાઇઓ હિંદમાં લડવી પડતી ત્યારે ફ્રેન્ચોથી વિગ્રહમાં ઠેઠ સુ ટકી શકાતું નહિ અને નાણાંની તંગીને લઇને જીતની યોજનાઓ પડ મૂકાતી. અંગ્રેજ કંપનિની આર્થિક સ્થિતિ મુકાબલે ઘણી સારી રહેતી અ તે કોઇ વાર ઇંગ્લંડની સરકારને પણ નાણાંની મદદ કરી શકતી. હિંદ રાજ્ય સ્થાપવા માટે દરિયાઈ સત્તા ખાસ મહત્ત્વની હતી પણ ફ્રેન્ચ નૌકાબ કરતાં ઇંગ્લંડનું નૌકાબળ ઘણું ચઢિઆતું હતું એ પણ ફ્રેન્ચોના પરાજય એક મોટું કારણ હતું. આ બધાં કારણોને લઇને હિંદમાં ફ્રેન્ચ સત્તાની પડ થઈ અને આજે હિંદમાં માહી, પોંડિશરી, કારીકલ અને ચંદ્રનગર સિવ બીજાં કોઈ પણ મથકો કે મુલકો ફ્રેન્ચોના તાબામાં રહ્યાં નથી.

---

## પ્રકરણ સાર

### (૧) બીજો ફ્રેન્ચ-અંગ્રેજ વિગ્રહ (ઈ. સ. ૧૭૫૧-૫૫)

(ક) **નિઝામની ગાદી માટે તકરાર**:—ઈ. સ. ૧૭૪૮ માં નિઝામ અસફજાહનું મરણ; ગાદી માટે તેના પુત્ર નાસીરજંગ અને પૌત્ર મુઝફ્ફરજંગ વચ્ચે તકરાર; નાસીરજંગનું ખુન કરાવી મુઝફ્ફરજંગને ડુપ્લેએ નિઝામ તરીકે જાહેર કર્યો; ફ્રેન્ચ સેનાપતિ બુસી ફ્રેન્ચ લશ્કર સાથે નિઝામનાં રાજ્યમાં રહ્યો; કર્ણાટકનો નવો નવાબ ચંદાસાહેબ પણ ફ્રેન્ચોના રક્ષણ હેઠળ હતો તેથી દક્ષિણ હિંદમાં ફ્રેન્ચ સત્તા સર્વોપરિ બની હતી.

(ખ) **ત્રિચિનોપલી અને આર્કટના ઘેરા**:—અંગ્રેજોને હિંદમાંથી હાંકી કાઢવાની ડુપ્લેની મુરાદ; કર્ણાટકના આગલા નવાબનો પુત્ર મહંમદઅલી ત્રિચિનોપલીના કિલ્લામાં હતો; ચંદાસાહેબ અને ફ્રેન્ચ લશ્કરે ત્રિચિનોપલીને ઘેરો ઘાલ્યો, ઇ. સ. ૧૭૫૧; મહમદઅલી અંગ્રેજોનો મિત્ર હતો તેથી કલાઈવની સરદારી હેઠળ અંગ્રેજ લશ્કર તેની મદદે ગયું; કલાઇવે ચંદાસાહેબની રાજધાની આર્કટને ઘેરો ઘાલ્યો; કલાઇવે ચંદાસાહેબના પુત્ર રાજાસાહેબને હરાવ્યો—ચંદાસાહેબે ત્રિચિનોપલીનો ઘેરો ઉઠાવ્યો અને નાસી ગયો; અંગ્રેજોનો આશ્રિત મહંમદઅલી કર્ણાટકનો નવાબ બન્યો; ફ્રેન્ચોની સત્તા કર્ણાટકમાંથી નષ્ટ થઈ, પોંડિચેરીની સંધિથી અંગ્રેજ ફ્રેન્ચ-વિગ્રહ બંધ થયો, ઇ. સ. ૧૭૫૫.

### (૨) ત્રીજો ફ્રેન્ચ-અંગ્રેજ વિગ્રહ (ઇ. સ. ૧૭૫૮-૬૧)

(અ) **યૂરોપમાં સાત વર્ષનો વિગ્રહ**:—યૂરોપમાં ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે ઈ. સ. ૧૭૫૬ માં વિગ્રહ શરૂ થયો તેના છાંટા હિંદમાં પણ ઉડયા; ફ્રેંચ સરકારે કાઉન્ટ લાલીની

સરદારી હેઠળ એક મોટું સૈન્ય હિંદ મોકલી આપ્યું, ઈ. સ. ૧૭૫૮.

(આ) **કર્ણાટકમાં યુદ્ધો અને અંગ્રેજોની જીત**:—અંગ્રેજ મથકો પર હલ્લો કરવાની લાલીની યોજના; તેણે બુસીને નિઝામનાં રાજ્યમાંથી લશ્કર સાથે બોલાવી લીધો; ફ્રેન્ચ લશ્કરે મદ્રાસને ઘેરો ઘાલ્યો પણ તે ઉઠાવી લેવો પડયો; અંગ્રેજોએ ફ્રેન્ચોનું મછલીપટ્ટણ સર કર્યું; કર્નલ કૂટે વાંદિવાશની લડાઈમાં ફ્રેન્ચોનો સખત પરાજય કર્યો, ઈ. સ. ૧૭૬૦; અંગ્રેજોએ પોંડિશરીને ઘેરો ઘાલ્યો અને લાલીને કેદ પકડ્યો, ઇ. સ. ૧૭૬૩ માં પૅરિસની સંધિથી અંગ્રેજ-ફ્રેન્ચ વિગ્રહ બંધ થયો—હિંદમાંથી ફ્રેન્ચ સત્તા નાબુદ થઇ અને અંગ્રેજ સત્તા કર્ણાટકમાં સર્વોપરિ બની.

**(૩) ફ્રેન્ચ સત્તાની પડતીનાં કારણો**:—

ફ્રેન્ચોનું નૌકાબળ અંગ્રેજોના નૌકાબળ જેટલું બળવાન ન હતું; હિંદમાંના ફ્રેન્ચ અમલદારોમાં સંપ ન હતો; ફ્રેન્ચ કંપનિ ફ્રાન્સની સરકારનું એક અંગ હતું તેથી સામાન્ય ફ્રેન્ચ પ્રજાનો તેને ટેકો ન હતો; યૂરોપમાંની લડાઇઓમાં રોકાઈ રહેતી ફ્રાન્સની સરકાર હિંદમાંના ફ્રેન્ચ સંસ્થાનોને પૂરતી મદદ મોકલી શકતી ન હતી; નાણાંની તંગીને લઇને હિંદમાંના ફ્રેન્ચોને જીતની યોજનાઓ પડતી મૂકવાની ફરજ પડતી; ફ્રાન્સના મોજીલા રાજા અને દરબારીઓ હિંદ તરફ પૂરતું લક્ષ આપતા નહિ; પોતાની યોજનામાં નિષ્ફળ જતા ડુપ્લે જેવા અધિકારીઓને ફ્રાન્સની બેકદર સરકાર કડક શિક્ષા કરતી.

---

## પ્રશ્નો

(૧) કર્ણાટકમાં અંગ્રેજ સત્તાનો પ્રથમ ઉદય કેવા સંજોગોમાં થયો તે જણાવો. બીજા ફ્રેન્ચ-અંગ્રેજ વિગ્રહમાં કલાઇવે શો ભાગ ભજવ્યો ?

(૨) "હિંદમાં આવી ગયેલા ફ્રેન્ચ ગવર્નરોમાં ડુપ્લે સૌથી મોટો મુત્સદ્દી હતો." આ કથન વિષે ચર્ચા કરો. ડુપ્લેની શક્તિ અને સિદ્ધિ વિષે તમારો શો અભિપ્રાય છે ?

(૩) ત્રીજા ફ્રેન્ચ-અંગ્રેજ વિગ્રહમાં અંગ્રેજો શાથી વિજયી નીવડ્યા ? ફ્રેન્ચો હિંદમાં મોટું રાજ્ય સ્થાપી ન શક્યા એ માટે તમે કયાં કયાં કારણો આપી શકો ?



# પ્રકરણ ૨ જું

## બંગાળામાં બ્રિટિશ હકુમતની સ્થાપના

## ( ઈ. સ. ૧૭૫૭-૬૭ )

ઔરંગઝેબના મરણ બાદ મોગલ સલ્તનતનો અસ્ત થયો ત્યારે બંગાળા સ્વતંત્ર રાજ્ય બન્યું હતું. અલિવર્દીખાન નામનો એક બાહોશ સરદાર જે ઈ. સ. ૧૭૪૦ માં બંગાળાનો નવાબ બની શક્યો હતો તેણે બિહાર અને ઓરિસ્સામાં પણ પોતાની સત્તાનો વિસ્તાર કર્યો હતો. અલિવર્દીખાન પર દિલ્હીના મોગલ પાદશાહની હકુમત હવે ચાલતી ન હતી તેથી બંગાળામાં વેપાર કરતા અંગ્રેજોને જે હકો મોગલ પાદશાહ ફરૂખશિયાર પાસેથી મળ્યા હતા તે હકો બંગાળાના સ્વતંત્ર બનેલા સુબેદારો કે નવાબો માન્ય રાખતા ન હતા જેને પરિણામે અંગ્રેજ કંપનિના બંગાળામાંના અમલદારો અને બંગાળાના સુબેદારો વચ્ચે વખતો વખત ખાસ કરીને વેપારી જકાતની બાબતમાં ચકમક ઝરતી. બંગાળામાં ફોર્ટ વિલિયમ ( કલકત્તા ) અંગ્રેજ કંપનિનું મુખ્ય મથક હતું જ્યારે ચંદ્રાનગર ફ્રેન્ચ કંપનિનું મુખ્ય મથક હતું. અલિવર્દીખાન એક બાહોશ રાજ્યદ્વારી પુરૂષ હતો. હિંદમાં વેપાર કરવા આવેલા અંગ્રેજ અને ફ્રેન્ચ સોદાગરો રાજકીય સત્તા જમાવવા માટે દક્ષિણ હિંદમાં લડતા હતા એ અલિવર્દીખાનને ગમતું ન હતું. યૂરોપી કંપનિઓનું લશ્કરી બળ ઓછું કરાવવા તે ઘણો ઇંતેજાર હતો અને તેથી બંગાળામાંના યૂરોપી વેપારીઓનાં મથકોમાં તે નવી કિલ્લેબંધી ન કરવા દેતો. ઈ. સ. ૧૬૯૮ માં અંગ્રેજ કંપનિને ફોર્ટ વિલિયમની નજદીકમાંના ત્રણ ગામોની ' જમીનદારી ' મળી હતી ત્યારથી બંગાળામાંના અંગ્રેજો વેપારીઓ હોવા ઉપરાંત વહીવટકર્તા પણ બન્યા હતા. ઇ. સ. ૧૭૦૦ થી બંગાળા માટે અંગ્રેજ કંપનિ તરફથી જુદા પ્રેસિડન્ટ અને કાઉન્સિલની નિમણુક કરવામાં આવી હતી. ફોર્ટ વિલિયમમાં ન્યાય આપવા માટે મેયર કોર્ટની ઇ. સ. ૧૭૨૬ માં સ્થાપના કરવામાં આવી હતી. અઢારમી સદીની શરૂઆતથી

**બંગાળામાં અંગ્રેજ કંપનિની સ્થિતિ**

હિંદમાંના ફ્રેન્ચો અંગ્રેજોના કટ્ટર હરિફો બન્યા હતા પરંતુ એ બે પ્રજાઓ વચ્ચેના વિગ્રહનું મુખ્ય ક્ષેત્ર બંગાળાથી દૂર દક્ષિણ હિંદમાં હતું. દક્ષિણ હિંદમાં ઇ. સ. ૧૭૫૦ પછી અંગ્રેજોની સ્થિતિ ઉન્નત થવા માંડી હતી અને હિંદી રજવાડાંઓમાં તેમની લાગવગ પણ વધવા લાગી હતી. બંગાળામાં અંગ્રેજોની સ્થિતિ એટલી બધી સબળ ન હતી. ઈ. સ. ૧૭૫૫ માં પોંડિશરીની સંધિ થતાં બીજો કર્ણાટક વિગ્રહ ખતમ થયો હતો પરંતુ બીજે જ વર્ષે યૂરોપમાં ઇંગ્લંડ અને ફ્રાંસ વચ્ચે " સાત વર્ષનો વિગ્રહ " શરૂ થયો એટલે મોડા વહેલા હિંદમાં પણ ફ્રેન્ચો સાથે લડાઇમાં ઉતરવું પડશે એવી બંગાળામાંના અંગ્રેજોને બ્હીક હતી. ચંદ્રનગરનાં મથકમાં રહેતા ફ્રેન્ચો કદાચ ફોર્ટ વિલિયમ પર હુમલો લઈ આવે એવી ધાસ્તી લાગવાથી કલકત્તાનો અંગ્રેજ ગવર્નર ફોર્ટ વિલિયમની દુરસ્તી કરાવવા લાગ્યો અને વધારાની કિલ્લેબંધી પણ કરવા માંડી. નવાબ અલિવર્દીખાન ઈ. સ. ૧૭૫૬ માં મરણ પામ્યો ત્યારે તેનો પૌત્ર સિરાજ-ઉદ્દ-દૌલા બંગાળાનો નવાબ બન્યો હતો. સિરાજ-ઉદ્દ-દૌલાએ ફોર્ટ વિલિયમની કિલ્લેબંધીનું કામ બંધ કરાવવા કલકત્તાના અંગ્રેજ ગવર્નર રૉજર ડ્રેઈકને કહેણ મોકલાવ્યું. કહેણ લઈ જનાર નવાબના વકીલનું અંગ્રેજ અધિકારીઓએ અપમાન કર્યું, તેથી યુવાન નવાબનું લોહી સ્વાભાવિક રીતે ઉકળી આવ્યું. સિરાજ-ઉદ્દ-દૌલાએ ફોર્ટ વિલિયમ ઉપર ચડાઇ કરી તે કબજે કર્યું અને નવાબના માણસોએ કાસીમબઝારની અંગ્રેજ કોઠી પણ જપ્ત કરી તેમજ કોઠીમાંનાં અંગ્રેજોને કેદ પકડ્યા. આ કેદીઓ પ્રત્યે નવાબે ઉદારતા બતાવી અને બધાને જીવતદાન આપ્યું. આ સંજોગોમાં કલકત્તાની કાઉન્સિલના પ્રેસિડન્ટે એટલે કે ગવર્નરે નવાબ સાથે અમુક શરતોથી સુલેહ કરી દીધી; મે, ૧૭૫૬.

**સિરાજ-ઉદ્દ-દૌલા અને કલકત્તાનું કારાગૃહ**

આ સુલેહની શરતો અનુસાર અંગ્રેજ કંપનિના અમલદારો વર્ત્યા નહિ તેથી સિરાજ–ઉદ્દ–દૌલા કલકત્તા તરફ કૂચ કરી ગયો અને ફોર્ટ વિલિયમને ઘેરો ઘાલી તે કબજે કર્યો. ફોર્ટ વિલિયમનો કિલ્લો ખરાબ હાલતમાં હતો અને તેના રક્ષણ માટે પૂરતું લશ્કર પણ ન હતું તેથી ગવર્નર, કાઉન્સિલના સભાસદો અને ઘણા અંગ્રેજ સ્ત્રીપુરૂષો તથા છોકરાંઓ અને લશ્કરના કેટલાક સિપાઇઓ પણ કિલ્લાના પાછલા ભાગમાંથી છટકી જઈ હોડીમાં બેસી નાસી છૂટ્યાં હતાં. કિલ્લામાં આસરે દોઢસો

અંગ્રેજો રહી ગયાં હતા તેમણે મી. હોલ્વેલની આગેવાની હેઠળ કિલ્લાનો બચાવ કરવાનો નિષ્ફળ પ્રયાસ કર્યો. સિરાજ–ઉદ્–દૌલાએ કિલ્લો કબજો કર્યો ત્યારે ૧૪૬ અંગ્રેજ સ્ત્રીપુરૂષો કેદ પકડાયાં જેમને કિલ્લામાંજ પૂરી રાખવામાં આવ્યાં. નવાબે તેમને જીવતાં રહેવા દેવાનું અભયવચન આપ્યું હતું પરંતુ જયારે દારૂ પીને કેટલાક અંગ્રેજ સિપાઇઓએ તોફાન મચાવ્યું ત્યારે તેમના પેહેરેગીરોએ રાત પડતાં તેઓને બધાંને લશ્કરી બંદીખાનામાં પૂર્યાં. મી. હોલ્વેલના અહેવાલ પ્રમાણે તો બધાજ કેદીઓને માત્ર અરાઢ ફુટ લાંબી અને અરાઢ ફુટ પહોળી એવી એકજ કોટડીમાં પેહેરેગીરોએ પૂર્યાં હતાં અને તે કોટડીમાં પૂરાયલાં ૧૪૬ સ્ત્રીપુરૂષો માટે હવા આવવાને માત્ર એક જ નાનું જાળિયું હતું. મી. હોલ્વેલનાં કથન પ્રમાણે, બીજે દીવસે સવારે એ કોટડીનું બારણું ઊઘાડવામાં આવ્યું ત્યારે ૧૪૬ માણસોમાંથી ૧૨૩ ગુંગળાઇને મરણ પામેલાં માલમ પડ્યાં અને મી. હોલ્વેલ તથા બીજાં બાવીસ માણસો જીવતાં બહાર નીકળ્યાં. મી. હોલ્વેલનો અહેવાલ જો સત્યજ હોય તો ઇતિહાસમાં " બ્લૅક હૉલ ઑફ કલકત્તા " ( કલકત્તાના કારાગૃહ ) તરીકે પ્રસિદ્ધિ પામેલો આ બનાવ ખરેખર ક્રૂર અને શોચનીય ગણાય. પણ આ બનાવ અંગે ઐતિહાસિક શોધખોળ કરનાર કેટલાક વિદ્વાનોનું કહેવું એવું છે કે કલકત્તાના કારાગૃહની આ કથા મી. હોલ્વેલે ઉપજાવી કાઢેલી કલ્પિત વાતજ છે * આ બનાવ સંબંધી અંગ્રેજ કંપનિનાં દફતરોમાં કોઈ પણ જગ્યાએ ઈસારો સરખો પણ માલમ પડતો નથી. અક્ષયકુમાર મિત્ર નામના એક વિદ્વાને લખેલાં " સિરાજ–ઉદ્–દૌલા " નામનાં એક બંગાળી પુસ્તકમાં કલકત્તાના કારાગૃહના બનાવને અસત્ય તરીકે પૂરવાર કરતી ઘણી દલીલો આપવામાં

---

* 'કેમ્બ્રિજ હીસ્ટ્રી ઓફ ઇન્ડિઆ' ના અંગ્રેજ લેખકો પણ એટલું તો કબુલ કરેજ છે કે–" કલકત્તાના કારાગૃહવાળા કમનશીબ બનાવને લાંબા સમયથી ' કતલ ' તરીકે ઓળખાવવામાં આવે છે પરંતુ એ બનાવને ' કતલ ' તરીકે ઓળખાવવો એ યોગ્ય નથી. કારાગૃહમાં પૂરવામાં આવેલા અંગ્રેજોએ જે યાતનાઓ ભોગવી હતી એ માટે નવાબે આગળથી જાણીબુઝીનેજ ઘાટ ઘડી રાખ્યો હતો એવું સાબિત કરવા માટે કશો પુરાવો મળતો નથી."

આવી છે અને એ દલીલો ખોટી છે એમ હજી સુધી કોઈ લેખક સાબીત કરી શક્યો નથી. નવાબે જ્યારે આ પછીથી અંગ્રેજો સાથે સુલેહ કરી ત્યારનાં તહનામામાં પણ કલકત્તાના કારાગૃહની એ કહેવાતી કથાનો સહેજ પણ ઉલ્લેખ માલમ પડતો નથી. તે સમયના કોઈ પણ પ્રમાણિક ઇતિહાસમાં અથવા મદ્રાસ કાઉન્સિલમાં થયેલ ચર્ચાની નોંધોમાં પણ એનો ઉલ્લેખ નથી. કારાગૃહ વિષેની મી. હોલ્વેલની કથાને સત્ય માની એ બનાવને ક્રૂર હત્યાકાંડ તરીકે વર્ણવતા ઇતિહાસ લેખકોએ સિરાજ–ઉદ્દ–દૌલાને દુરાચારી, મૂર્ખ અને અત્યંત ઘાતકી પુરૂષ ગણ્યો છે. પરંતુ એમ કરવામાં તેમણે સિરાજ–ઉદ્દ–દૌલાને ગંભીર અન્યાય કર્યો છે. કલકત્તાના કારાગૃહની કથા ખરી હોય એમ ઘડીભર માની લઇએ તો પણ એ બનાવ માટે સિરાજનો દોષ કાઢવાનુ કશું કારણ મળી આવતું નથી.

સિરાજ-ઉદ્દ-દૌલાએ ફોર્ટ વિલિયમ કબજે કર્યાના સમાચાર મદ્રાસ પહોંચ્યા તેને આગલે દિવસે જ કલાઇવ રજા ભોગવી ઇંગ્લંડથી મદ્રાસના ગવર્નર તરીકે ફૉર્ટ સેંટ ડેવીડ આવ્યો હતો. કલકત્તાના કારાગૃહની કારમી કથા સાંભળી હિંદમાંના અંગ્રેજોની લાગણી ઉશ્કેરાઇ હતી અને તેઓ સિરાજ-ઉદ્દ-દૌલા પર વેર લેવા તત્પર બન્યા હતા. કલકત્તા પાછું મેળવવા માટે કલાઇવ અને નૌકા સેનાપતિ વૉટસનની સરદારી હેઠળ એક લશ્કર કલકત્તા પહોંચ્યું જેણે નવાબના લશ્કરને હાંકી કાઢ્યું અને હુગલી તથા કલકત્તા સર કર્યાં. કલાઇવ બંગાળામાં આવ્યો છે એ બીના જાણી સિરાજ પણ વિચારમાં પડી ગયો કારણ કે કલાઇવના આર્કટના પરાક્રમ વિષે તેણે ઘણી વાતો સાંભળી હતી. કલાઇવ એક બહાદુર અને સાહસિક સરદાર હોવા ઉપરાંત કુનેહબાજ અને યુક્તિપ્રયુક્તિમાં ઘણો પાવરધો હતો. સિરાજ નવાબ તરીકે લોકપ્રિય ન હતો અને તેના મુખ્ય અમલદારોમાંના ઘણા તેના વિરોધીઓ હતા એ હકીકત જાણી લઈ કલાઇવે તેનો લાભ ઉઠાવવાનો નિર્ધાર કર્યો. સિરાજ કલાઇવ અને તેનાં લશ્કરથી ડરી જાય એવો ન હતો પરંતુ એ અરસામાં ઉત્તર હિંદ પર અહમદશાહ અબ્દાલીની ચઢાઇના સમાચાર મળતાં સિરાજે સમયસૂચકતા વાપરી અને અંગ્રેજો સાથે સુલેહ કરી મિત્રાચારીના કરાર કર્યા. અંગ્રેજ કંપનિને પોતાનાં સઘળાં સંસ્થાનો પાછાં મળ્યાં અને ફોર્ટ વિલિયમની

**કલાઇવની કરામત**

કિલ્લેબંધી કરવાની પણ છૂટ મળી. કલાઇવ તેમજ સિરાજ બન્નેને લડી લેવાની ઇચ્છા હતી એટલે એ કરાર માત્ર કામચલાઉજ હતા. બન્ને આગામી લડાઈ માટે પોતપોતાની રીતે તૈયારીઓ કર્યે જતા હતા. કર્નલ સ્કૉટે બંગાળામાં ઘણાં વરસો રહી ખૂબ ઓળખાણ પિછાન કરી લીધી હતી અને અમીચંદની મદદથી ઘણા હિંદુ રાજાઓ અને વેપારીઓને પોતાના પક્ષમાં લીધા હતા. અંગ્રેજોનું લશ્કર મોટું ન હોવાથી કલાઇવ યુક્તિપ્રયુક્તિથી કામ લેવા ઇંતેજાર હતો. સિરાજના નિમકહરામ અને લાલચુ અમલદારોએ કલાઇવને સુંદર તક આપી. અમીચંદના ધનથી અને અંગ્રેજ અમલદારોના જુઠાં વચનોથી નવાબના અનેક દરબારીઓની વફાદારી ડગમગી ગઇ હતી. સિરાજના સેનાપતિ મીર જાફરને બંગાળાની નવાબી જોઇતી હતી તેથી તેણે અમીચંદ નામના એક તવંગર પણ કપટી વેપારી મારફત કલાઇવ સાથે વાટાઘાટ ચલાવી અને પરિણામે સિરાજને પદભ્રષ્ટ કરવાનું કાવત્રું રચવામાં આવ્યું. મીર જાફર અને કલાઇવ વચ્ચે જે ગુપ્ત કરાર થયા તેમાં પોતાને વીસ લાખ રૂપિઆ મળે એવી એક કલમ સામેલ કરાવવા અમીચંદે હઠ પકડી. અમીચંદ જેવા લોભીઆઓ જયાં વસતા હોય ત્યાં કલાઇવ જેવા ધૂર્ત લોકો ભૂખે મરતા જ નથી. કપટી અમીચંદને કપટથી જ ઠેકાણે આણવા કલાઇવે કરામત કરી અને ખરા કરાર જેવો એક બીજો ખોટો કરાર રાતા કાગળ પર લખાવ્યો અને તેમાં અમીચંદને જોઇતી કલમ દાખલ કરવામાં આવી. આ બનાવટી કરાર પર વૉટસને સહી કરવાની ના પાડી એટલે કલાઇવે પોતે વૉટસનની બનાવટી સહી કરી અને તે કરાર અમીચંદને બતાવી તેને શાંત પાડ્યો. કપટી અમીચંદ કલાઇવની કપટી કરામત ન કળી શક્યો.

કર્ણાટકમાં ફાવી ગયેલા અંગ્રેજોને બંગાળામાંથી હાંકી કાઢવાની સિરાજની ખાસ ઇચ્છા હતી પરંતુ આજુબાજુની પરિસ્થિતિ વિચારતાં તેના પગ પાછા પડતા હતા. સિરાજ અંગ્રેજ ઇતિહાસકારોએ ચિતર્યો છે એવો ઉદ્ધત કે મૂર્ખ ન હતો અને તેથી તેને મીર જાફર જેવા તેના મોટા અમલદારોની વફાદારી વિશે શંકા તો હતી જ. પોતાનો પક્ષ સબળ ન હોવાથી પારકાની મદદ લેવાનો તેણે વિચાર કર્યો અને ચંદ્રનગરમાંના ફ્રેન્ચો સાથે તેમજ ફ્રેન્ચ સેનાપતિ બુસી સાથે મદદ માટે પત્રવ્યવહાર શરૂ કર્યો. આ

**પ્લાસીનું યુદ્ધ ઇ. સ. ૧૭૫૭**

અરસામાં યૂરોપમાં ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે વિગ્રહ શરૂ થઈ ગયો હતો એટલે કલાઈવ પણ હિંદમાંના ફ્રેન્ચો સાથે લડાઇમાં ઉતરવાની તક જ શોધતો હતો. ચંદ્રનગરના ફ્રેન્ચો અંગ્રેજો વિરૂદ્ધ બંગાળાના નવાબને મદદ કરે છે એ બહાનાં હેઠળ કલાઈવ અને વૉટસને ચંદ્રનગર ( બંગાળામાંના ફ્રેન્ચોના વડાં મથક ) પર ચઢાઇ કરી તેનો કબજો લીધો. ફ્રેન્ચો હારી ગયા છે એમ જણાવી કલાઇવે સિરાજ-ઉદ્-દૌલા સમક્ષ એવી માગણી રજુ કરાવી કે બંગાળામાંના તમામ ફ્રેન્ચ મથકો પર હવેથી અંગ્રેજોની હકુમત ગણવી. કલાઇવની આવી વધુ પડતી માગણી પાછળનું રહસ્ય સિરાજ સમજી ગયો અને અંગ્રેજોને બંગાળામાંથી દૂર કરવા માટે એક આખરી યુદ્ધ લડી લેવાનો તેણે નિશ્ચય કર્યો. બીજી બાજુ પર કલાઇવે પોતાની કરામત અજમાવી મીર જાફર સાથે ગુપ્ત કરાર કરી લીધા હતા જે અનુસાર સિરાજ-ઉદ્-દૌલાને હરાવી મીર જાફરને જો બંગાળાની નવાબી અપાવવામાં આવે તો અંગ્રેજોને બંગાળામાં ઘણા મોટા હક્કો મળવાના હતા. આ સંજોગોમાં કલાઇવે પણ સિરાજની સામે બાથ ભીડવાનું બીડું ઝડપ્યું અને તેણે ચંદ્રનગરથી ૫૦૦ અંગ્રેજ સૈનિકો, ૨૧૦૦ હિંદી સૈનિકો અને ૧૦ તોપો લઇને સિરાજની રાજધાની મુર્શિદાબાદ તરફ કૂચ શરૂ કરી. સિરાજને આ બાબતની ખબર મળતાં વેંતજ તે એક મોટું લશ્કર લઇ સામો નીકળ્યો અને પ્લાસી નામનાં એક ગામડાં નજીક પડાવ નાંખી અંગ્રેજ લશ્કરનાં આવવાની રાહ જોવા લાગ્યો; જુન, ઈ. સ. ૧૭૫૭. કલાઇવ અને તેનું લશ્કર પ્લાસી નજીક આવી પહોંચ્યું અને સિરાજનું મોટું લશ્કર અને તોપખાનું જોઈ અંગ્રેજ સૈનિકો અને તેમના અમલદારોનાં દીલ ઢીલાં થયાં. કલાઇવે પોતાનાં લશ્કરી અમલદારોની સભા મેળવી તેમનો અભિપ્રાય માંગ્યો ત્યારે વીસ અમલદારોમાંથી ફક્ત સાતે સિરાજ સામે લડવાની સલાહ આપી. આર્કટના વીર તરીકે નામાંકિત બનનાર કલાઈવ ઊંડા વિચારમાં પડી ગયો પરંતુ બધા વિચારને અંતે એ સાહસિક અંગ્રેજ નરે યુદ્ધમાં ઝૂકાવવાનો જ નિર્ણય કર્યો કારણ કે મીર જાફર અને અમીચંદ જેવા બેવફા માણસોની મદદ એક તક જતાં બીજી વખત કદાચ ન પણ મળે એ સંભવિત હતું. જુન માસની ૨૭ મી તારીખે યુદ્ધ શરૂ થયું અને એકજ દીવસમાં તે પૂરૂં થયું. મીર જાફર અને તેના સાથીદારો યુદ્ધમાં બીલકુલ લડ્યા નહિ પરંતુ સિરાજને લડાઇની વ્યુહરચના અંગે અવળી સલાહો

આપતા રહ્યા. સિરાજનો શૂરવીર અને વફાદાર સેનાપતિ મીર મદન મન મૂકી લડ્યો પણ મરાયો એટલે સિરાજ નાસીપાસ થયો અને મીર જાફરની સલાહ માની રણમેદાનમાંથી નાસી ગયો. નવાબ નાસી જતાં લશ્કરમાં ભંગાણ પડ્યું અને નાસભાગ થઇ રહી. એક દીવસનું યુદ્ધ પૂરૂં થયું, સૂર્યાસ્ત થયો અને તે સાથે બંગાળાની સ્વતંત્રતાનો સૂર્ય પણ આથમી ગયો. સિરાજ નાસી ગયો અને ભાગ્યશાળી કલાઈવને વિજય આપતો ગયો.

**મીર જાફર અને કલાઈવ**

પ્લાસીના યુદ્ધની મહત્તા તેના પરિણામો પરથી જણાવા લાગી. આર્કટના વીર તરીકે ખ્યાતિ મેળવી ચુકેલા કલાઇવનો પાસો પ્લાસીમાં પણ સીધો પડ્યો અને તેથી તેણે બંગાળાના વિજેતાની ઢબે કામ લેવા માંડયું. પ્લાસીના યુદ્ધને બીજે જ દીવસે કલાઇવે મીર જાફર સાથેના ગુપ્ત કરાર પ્રમાણે મીર જાફરને બંગાળાના નવાબ તરીકે જાહેર કરાવ્યો અને તેના નામની આણ ફેરવી. પ્લાસીના રણમેદાનમાંથી નાસી છૂટેલો સિરાજ-ઉદ-દૌલા કોઈ દુશ્મનને હાથે પકડાયો અને તેને નવા નવાબ મીર જાફર સમક્ષ રજુ કરવામાં આવ્યો. મીર જાફરના પુત્ર મિરાને સિરાજને ઘાતકી રીતે મારી નાખ્યો અને એ રીતે નિમકહરામ અને દેશદ્રોહી મીર જાફરનો કલંકિત કારભાર શરૂ થયો. મીર જાફર કલાઇવની મદદથી બંગાળા, બિહાર અને ઓરિસ્સાના વિશાળ મુલકનો નવાબ તો બન્યો પરંતુ એ નવાબીમાંથી તેને કશો નક્કર લાભ થાય એમ દેખાતું ન હતું. કલાઇવ, વૉટસન, ડ્રેક વગેરે અંગ્રેજ કંપનિના અમલદારોને હાથ પર રાખવા માટે મીર જાફરે મોટી મોટી બક્ષીસોનાં વચનો આપ્યાં હતાં જયારે તેની તિજોરીમાં બક્ષીસો આપવા માટે જોઇતી કુલ રકમનો વીસમો ભાગ પણ ન હતો. એકલા કલાઇવનેજ ત્રીસ લાખ રૂપિઆ આપવા પડ્યા અને બીજા અમલદારોને પણ મોટી બક્ષીસો આપવી પડી. અંગ્રેજોએ કરેલી સહાયના બદલામાં મીર જાફરે અંગ્રેજ કંપનિને કલકત્તાની આસપાસનો ૨૪ પરગણાનો વિશાળ મુલક બધા જમીનદારીના હક સાથે આપ્યો જેની વાર્ષિક આવક આસરે દશ લાખ રૂપિઆ જેટલી હતી. પેલા કપટી અમીચંદે પોતાના વીસ લાખ રૂપિઆની માગણી કરી ત્યારે કલાઇવે અને મીર જાફરે તેને લાલ કાગળ પર લખાયલો કરાર બતાવ્યો અને તે ખોટો છે એમ રોકડું પરખાવ્યું. અમીચંદને તો આ જાણી

એટલો બધો આઘાત થયો કે તે ગાંડા જેવો થઈ ગયો, કારણ કે તેને તો રૂપિઆ વીસ લાખને બદલે રાખ પણ ન મળી. નાલાયક અને બેવફા અમીચંદે સિરાજ-ઉદ્-દૌલાને વિશ્વાસઘાત કર્યો હતો અને કલાઇવે અમીચંદને વિશ્વાસઘાત કર્યો !




કર્ણાટક વિગ્રહોના સમયના દક્ષિણ હિંદનો ભાગ.

પ્લાસીના યુદ્ધમાં વિજય મેળવનાર કલાઇવ હવે બંગાળામાં સર્વસત્તાધીશ બની ગયો. કલાઇવની નેમ મીર જાફરને માત્ર નામના નવાબ તરીકે રાખી મૂકી ખરી સત્તા અંગ્રેજ કંપનિના હાથમાં રાખવાની હતી. કલકત્તાના જુના અંગ્રેજ ગવર્નર ડ્રેકને બદલે હવે કલાઈવને બંગાળાના ગવર્નર તરીકે નીમવામાં આવ્યો અને કલાઇવે પોતાની બુદ્ધિ અને શક્તિ પ્રમાણે પોતાની કરામત અને કામગીરી ચલાવવા માંડ્યાં. બિહારના જમીનદાર રામનારાયણને મીર જાફર કનડવા માંગતો હતો પણ કલાઇવે વચ્ચે પડી બન્ને વચ્ચે સમાધાન કરાવી આપ્યું.

**બંગાળામાં કલાઇવની કામગીરી (ઇ. સ. ૧૭૫૭–૬૦)**

દિલ્હીના મોગલ પાદશાહ આલમગીર બીજા સાથે સારી લાગવગ ધરાવનાર બંગાળામાં જગતશેઠ નામનો એક કરોડપતિ શેઠીઓ હતો. કલાઇવે તેની સાથે મિત્રાચારી બાંધી અને તેની લાગવગનો ઉપયોગ કરી મોગલ પાદશાહ પાસે મીર જાફરને બંગાળાના નવાબ તરીકે સ્વીકારાવ્યો. બંગાળાના આગેવાન ગણાતા અમીચંદ અને જગતશેઠ જેવા વેપારીઓ વિદેશી અંગ્રેજોની સત્તા પોતાના દેશમાં ઘૂસાડવામાં મદદરૂપ બનતા હતા જયારે બંગાળાની સામાન્ય પ્રજા રાજ્યકર્તાઓની આવી ઉથલપાથલમાં કશો રસ લેતી હતી નહિ એટલે કલાઇવ મીર જાફરને બંગાળાના નવાબ તરીકે ગણાવી શકયો અને પોતાનું ધાર્યું કરાવી શકયો. મીર જાફરને બંગાળાની નવાબી મળી તેથી તેના સાથીદારોને પણ કશો લાભ થયો નહિ એટલે તેઓનો મીર જાફર સામેનો અસંતોષ વધતો ગયો. લશ્કરનો ચઢેલો પગાર આપવા જેટલા પૈસા પણ તેની તિજોરીમાં હતા નહિ. આ સંજોગોમાં મીર જાફરને પણ લાગ્યું કે કલાઇવ અને અંગ્રેજ કંપનિ સિવાય બીજી કોઇ પણ દિશામાંથી તેને મદદ મળી શકે એમ ન હતું. કલાઇવ પોતાની કુનેહ અને કપટબાજીથી મીર જાફરને આવી કઢંગી અને લગભગ નિરાધાર સ્થિતિમાં મૂકી શકયો કારણ કે નહિ તો મીર જાફરને અંગ્રેજ કંપનિના હાથમાં રમકડાંની માફક રમાડી શકાય નહિ. ઇ. સ. ૧૭૫૮ માં મોગલ પાદશાહનો શાહજાદો અલી ગોહર અયોધ્યાના નવાબ વજીર સુજાઉદૌલાની મદદથી પટણા પર ચઢી આવ્યો. મીર જાફર આથી ગભરાઈ ગયો. પણ કલાઇવે મીર જાફરને મદદ મોકલી આપી અને શાહજાદાને બિહાર પ્રાંત

છોડી ચાલ્યા જવું પડયું. મીર જાફરે આ ઉપકારના બદલામાં કલાઇવને મોટો બદલો આપ્યો અને એવું ઠેરવ્યું કે ચોવીસ પરગણાની જમીનદારી બદલ અંગ્રેજ કંપનિએ જે મહેસુલ નવાબ મીર જાફરને દર વર્ષે આપવાનું હતું તે મહેસુલની આવક દર વર્ષે કલાઇવને મળે. અંગ્રેજ કંપનિની છત્રછાયા હેઠળ નામની નવાબી ભોગવતા મીર જાફરને તેની પરાધીનતા હવે સાલવા લાગી તેથી અંગ્રેજોના હરિફો વલંદાઓ સાથે તે સંબંધ બાંધવાની તજવીજ કરવા લાગ્યો. બંગાળામાં ચિનસુરા વલંદાઓનું મથક હતું અને ત્યાંના વલંદાઓ અંગ્રેજોનું બળ વધતું જોઈ તેમની અદેખાઇ કરતા હતા. કલાઇવને મીર જાફર અને વલંદાઓ વચ્ચેની વાતચીતની ગંધ મળી એટલે તુરત જ તેણે ચિનસુરા કબજે કર્યું અને વલંદાઓના લશ્કરને તથા નૌકાસૈન્યને હરાવ્યાં. આમ કલાઇવે બંગાળામાંથી ફ્રેન્ચોની તેમજ વલંદાઓની સત્તા નાબુદ કરી, પુર્ણિઆના બળવાખોર રાજાને હરાવ્યો અને ત્રણ વર્ષના ટૂંક સમયમાં અંગ્રેજ સત્તાને બંગાળામાં સર્વોપરિ બનાવી. કલાઇવે પ્લાસીના યુદ્ધ પછીનાં ત્રણ વર્ષમાં અંગ્રેજ કંપનિને બંગાળામાં ચોવીસ પરગણાની માલીક બનાવી અને બીજા ઘણા કિમતી હકો પણ મેળવ્યા છતાં તેનું કામ હજી પૂરૂં થયું ન હતું. માંદગીના કારણે તેણે ઇ. સ. ૧૭૬૦ માં બંગાળાના ગવર્નરના હોદ્દાનું રાજીનામું આપ્યું અને પોતાની જગાએ વાન્સિટાર્ટને નીમી તે ઈંગ્લંડ ચાલી ગયો.

**મીર જાફર અને અંગ્રેજ કંપનિના અમલદારો**

બંગાળામાં બ્રિટિશ સત્તાનો પાયો નાંખી અને હરીફ યૂરોપી પ્રજાઓનો પરાજય કરી અનુપમ કીર્તિ મેળવી કલાઇવ ઈંગ્લંડ ગયો ત્યાર પછી બંગાળામાં ખરાબમાં ખરાબ અધેર ચાલ્યું જે માટેની જવાબદારી કલાઇવની જ ગણાવી જોઇએ. કલાઈવ પછી બંગાળાના ગવર્નર તરીકે નીમાયલા વાન્સિટાર્ટનો વહીવટ ઘણો જ ખામી ભર્યો હતો. અંગ્રેજ કંપનિના અમલદારો મીર જાફરને જાણે કે ઢીંગલા નવાબ તરીકે ગણતા અને મીર જાફર એ અમલદારોની માગણીઓ સંતોષવાને અશક્ત થઇ પડયો. મીર જાફરે તો સાચી નવાબી ભોગવી હતી જ નહિ. જ્યાં સુધી કલાઈવ બંગાળામાં હતો ત્યાં સુધી તો ખરો નવાબ કલાઈવ જ હતો અને તેથી મીર જાફરના વિરોધીઓ મીર જાફરને નવાબ તરીકે નહિં પણ ‘ કલાઈવના ગધેડા’

તરીકે ઓળખાવતા. કલાઇવ ઇંગ્લંડ ગયો ત્યાર બાદ કંપનિના મોટા અમલદારો નવાબોની માફક વર્તવા લાગ્યા અને પરિણામે મીર જાફર માટે ઘણી મુશ્કેલીઓ ઉભી થવા પામી. તેઓને અતિશય દ્રવ્યલોભ લાગ્યો અને ગમે તેવી મોટી બક્ષીસો મળે તો પણ તેઓને સંતોષ થતો નહિ. પોતાના હાથ નીચેના નોકરો મારફત તેઓએ બંગાળાની પ્રજા પર જુલમ ગુજારી તેમને લુંટી અને એક વખતનો સમૃદ્ધ અને આબાદ દેશ નિર્દય રીતે ચૂસાવા લાગ્યો. કંપનિના અમલદારો અને સામાન્ય નોકરો પણ છૂટથી ખાનગી વેપાર કરવા લાગ્યા અને કોઇ પણ રીતે પોતાનાં ગજવાં ભરવાનાં સાધનો અજમાવવા લાગ્યા. ગવર્નર વાન્સિટાર્ટ કંપનિના અમલદારોની આવી નીચ અને સ્વાર્થી પ્રવૃત્તિઓ ઉપર કશો અંકુશ રાખી શક્યો નહિ તેથી મીર જાફરને તેની નામની નવાબી પણ ભારે પડવા લાગી. અંગ્રેજ કંપનિના અમલદારોની લૂંટ ઉપરાંત મીર જાફર પોતે પણ અયોગ્ય રીતે લૂંટ ચલાવતો હતો કારણ કે રાજ્યનો વહીવટ ચલાવવા માટે, લશ્કરનો પગાર આપવા માટે તેમ જ અંગ્રેજ કંપનિનું દેવું ભરપાઈ કરવા માટે તેની તિજોરીમાં સિલક હતી નહિ. મીર જાફર નિર્બળ અને બીકણ હતો અને તેનામાં રાજ્યકારભાર કરવાની શક્તિ ન હતી એટલે અંગ્રેજ કંપનિનું રક્ષણ ન હોય તો મીર જાફર નામનો નવાબ પણ રહી શકે એમ ન હતું. વિલાસ અને મોજશોખમાં નાણાં બરબાદ કરનાર મીર જાફર હંમેશાં નાણાંની તંગી ભોગવતો. રાજ્યના નોકરો અને લશ્કરનો પગાર પણ ઉધાર જ રહેતો હતો તેથી મીર જાફરની અપ્રિયતા વધતી જતી હતી. અંગ્રેજ કંપનિના અમલદારો મીર જાફરની પૂરી પાયમાલી કરવા માગતા હોય એમ લાગતું હતું.

ઇ. સ. ૧૭૬૧ માં પાણીપતના યુદ્ધમાં અહમદશાહ અબ્દાલીએ મરાઠાઓનો સખત પરાજય કર્યો ત્યારથી ખાસ કરીને ઉત્તર હિંદમાં પાછી રાજકીય અંધાધુંધી ફેલાવા પામી હતી. આ અંધાધુંધીમાં અંગ્રેજ કંપનિને પોતાની રાજકીય સત્તા વધારી મુલકો પચાવી પાડવા માટે સુંદર તક મળી. મોગલ પાદશાહનો શાહજાદો અલીગોહર શાહઆલમ નામ ધારણ કરી દિલ્હીની ગાદીએ આવ્યો હતો તેણે અયોધ્યાના નવાબની મદદથી બંગાળા પર પાછી ચઢાઇ કરી. મીર જાફરે મદદ માટે અંગ્રેજ કંપનિને

**મીર કાસમ અને બંગાળાની નવાબી**

વિનંતી કરી જે ઉપરથી એક અંગ્રેજ ફોજ શાહઆલમ સામે મોકલવામાં આવી. જેણે શાહઆલમનાં લશ્કરને પટણા આગળ હરાવ્યું. વૃદ્ધ મીર જાફર તરફથી કંપનિના અમલદારોને હવે કશો નવો લાભ થાય એમ ન હતું તેથી એ બેવફા અને સ્વાર્થી અમલદારો મીર જાફરને પદભ્રષ્ટ કરવાની તૈયારી કરાવવા લાગ્યા. અંગ્રેજ અમલદારોના મનનું સમાધાન કરવા માટે મીર જાફરે પોતાના બાહોશ જમાઈ મીર કાસમને કલકત્તા મોકલ્યો. મીર કાસમ રાજ્યલોભી હતો તેથી કલકત્તા જઈ તેણે અંગ્રેજ ગવર્નર અને તેની કાઉન્સિલ સમક્ષ મીર જાફરની વકીલાત કરવાને બદલે પોતાની જ વકીલાત કરી અને પોતાને જો બંગાળાની નવાબી આપવામાં આવે તો અંગ્રેજ કંપનિનું તમામ દેવું પતાવી દેવાનું, કંપનિના રક્ષણ હેઠળ રહી રાજ્યનો સારો વહીવટ ચલાવવાનું તેમજ કંપનિના અમલદારોને મોટી બક્ષીસો આપવાનું મીર કાસમે વચન આપ્યું. કંપનિના લાંચીઆ અમલદારોને મીર કાસમની આ વાત પસંદ પડી અને સિરાજ-ઉદ્-દૌલાને દગો કરનાર મીર જાફરને જ દગો દેવા તેઓ તત્પર થયા. કલકત્તાની કાઉન્સિલે મીર જાફરને રાજ્ય કરવાને નાલાયક ઠેરવ્યો અને તેને પદભ્રષ્ટ થયેલો જાહેર કરી તેના જમાઇ મીર કાસમને તેની જગ્યાએ નવાબ બનાવ્યો, ઇ. સ. ૧૭૬૧. અંગ્રેજ કંપનિના આ ઉપકારના બદલામાં મીર કાસમે કંપનિને બર્દવાન, ચિતાગોંગ અને મિદનાપુર પરગણાં આપ્યાં. મોગલ પાદશાહની કે બંગાળાની પ્રજાની સંમતિ લીધા સિવાય કલકત્તાના અંગ્રેજ ગવર્નર અને કાઉન્સિલે બંગાળાની નવાબીનું નિર્લજ્જ રીતે લીલામ કર્યું. એ લીલામ કરનાર અંગ્રેજ અમલદારોને ટુંક અનુભવ પરથી માલમ પડ્યું કે એ સોદાથી કંપનિને તો વધારાનો મુલક મળ્યો પરંતુ અમલદારોને અંગત રીતે ખાસ લાભ થઈ જાય એવું ન દેખાયું કારણ કે મીર કાસમ બહાદુર, કુનેહબાજ અને સ્વદેશાભિમાની હતો. કંપનિના લાલચુ અમલદારોને થાપ આપી બંગાળાની સાચી નવાબી મેળવી અંગ્રેજોને હિંદમાંથી સમૂળગા હાંકી કાઢવાની તેની નેમ હતી. રાજ્યમાં વ્યવસ્થા અને શાંતિ સ્થાપી પ્રજાને સુખી અને આબાદ બનાવવાની તેને ખાસ ઇચ્છા હતી. રાજ્યતંત્રમાં મીર કાસમે કેટલાક સંગીન સુધારાઓ કર્યા અને સમરૂ નામના ફ્રેન્ચ અમલદારની દેખરેખ હેઠળ લશ્કરને યોગ્ય તાલીમ અપાવી. કલકત્તાની નજીક આવેલાં મુર્શિદાબાદથી પોતાની રાજધાની ખસેડી કલકત્તાથી દૂર આવેલાં મોંઘીર શહેરને મીર કાસમે પાટ-

નગર બનાવ્યું. અંગ્રેજ કંપનિના નોકરો સાથે મળી ગયેલા હોય એવા પોતાના તમામ નોકરોને તેણે રજા આપી. કલકત્તાના અંગ્રેજ મથકથી દૂર ગયા પછી તેણે મોગલ પાદશાહ શાહઆલમ અને અયોધ્યાના નવાબ સાથે સંધિ કરી અને એ બાબતમાં અંગ્રેજ કંપનિના અમલદારોને અંધારામાં રાખ્યા.

**અંગ્રેજ કંપનિ અને મીર કાસીમ વચ્ચે ચકમક**

મીર કાસમનો એક જ વર્ષનો અમલ એટલો બધો ફત્તેહમંદ નીવડ્યો કે અંગ્રેજ કંપનિના અમલદારોને તેની લોકપ્રિયતાની અદેખાઈ થવા લાગી. એ અમલદારો મીર કાસમ પાસેથી મોટી રકમોનાં લ્હાણાં મેળવવાની આશા રાખતા હતા પણ તેઓને નિરાશ થવું પડ્યું. કંપનિના અમલદારો અને સામાન્ય નોકરો મીર જાફરના અમલમાં પ્રજા પર જુલમ કરી પૈસા એકઠા કરતા હતા પણ હવે તો મીર કાસમ નવાબ હતો અને મીર કાસમ તો પોતાની પ્રજાને કંપનિના નાલાયક નોકરોના ત્રાસમાંથી બચાવવા ઇંતેજાર હતો. આમ હોવાથી મીર કાસમ ટુંક સમયમાં કંપનિના અમલદારોમાં અળખામણો થઈ પડ્યો. કંપનિના વેપારની દરકાર ન કરતાં એ અમલદારો પોતાનો ખાનગી વેપાર ધમધોકાર ચલાવતા હતા અને દ્રવ્ય એકઠું કરતા હતા. આગલા મોગલ પાદશાહોએ અંગ્રેજ કંપનિને તેમનો માલ જકાત વગર નદી માર્ગે લાવવા લઈ જવાના હક્કો આપ્યા હતા તે સંબંધી મીર કાસમે વાંધો ઉઠાવ્યો. પ્લાસીના યુદ્ધમાં અંગ્રેજ કંપનિનો વિજય થયો ત્યાર પછી કંપનિના નોકરોને તેમના ખાનગી વેપાર માટે પણ જકાતમાંથી મુક્તિ આપવામાં આવી હતી. કંપનિના નોકરો એ છૂટનો બહુજ અપ્રમાણિક રીતે દુરૂપયોગ કરતા હતા આથી હિંદી વેપારીઓના ધંધાને નુકસાન થતું હતું. અને નવાબની જકાતની ઉપજ સાવ ઓછી થઈ ગઈ હતી. કંપનિના નોકરો પોતે જકાત-મુક્ત વેપાર કરતા એટલુંજ નહિ પણ વધારે પૈસા કમાવવાની લાલચમાં તેઓ જકાત–મુક્તિના પરવાના હિંદી વેપારીઓને વેચતા. કંપનિના નોકરોની આવી નીચ અને અપ્રમાણિક વર્તણુકથી મીર કાસમ છંછેડાયો અને અંગ્રેજ વેપારીઓને આપવામાં આવેલા હક્કોનો દુરૂપયોગ થતો અટકાવવા તેણે ઘણા પ્રયાસો કરી જોયા. એ પ્રયાસોમાં તેને સફળતા ન મળી એટલે હિંદી વેપારીઓને થતો અન્યાય દૂર કરવા

માટે તેણે તમામ જકાત સમૂળગી કાઢી નાખી. જકાત–મુક્ત વેપાર કરવાના પરવાના વેચી પેટ ભરતા કંપનિના નોકરોની આવક પર આથી મોટો ફટકો પડ્યો. નવાબ તરીકે મીર કાસમને સંપૂર્ણ જકાત માફી આપવાનો અધિકાર હતો એટલે દૃઢનિશ્ચયી મીર કાસમે કંપનિના અમલદારોના વિરોધની અવગણના કરી અને મક્કમ હાથે કામ લેવા માંડ્યું. કંપનિનો ઍમિઅટ નામનો એક અમલદાર જકાતના પ્રશ્ન સંબંધી મીર કાસમ સાથે વાટાઘાટ કરવા મોંઘીર ગયો પણ મીર કાસમ મક્કમ હોવાથી ઍમિઅટની વાટાઘાટ નિષ્ફળ ગઈ. મીર કાસમની વર્તણુક અંગ્રેજ કંપનિનાં અને તેના અમલદારોનાં હિતની વિરૂદ્ધ હોવાથી અને કંપનિના કહ્યાસર તે કારભાર ન ચલાવતો હોવાથી કંપનિના અમલદારો તેને સજા કરવા તત્પર થયા. પટણાની અંગ્રેજ કોઠીના ઉદ્ધત ગવર્નર મી. એલીસે પટણા શહેર પર હુમલો કર્યો અને તે કબજે કર્યું.

મી. એલીસનાં આ સાહસથી મીર કાસમને ઘણો ક્રોધ ચઢ્યો. પોતાને બંગાળાની નવાબી અપાવનાર અંગ્રેજ કંપનિ રક્ષણ કરવાને બદલે ભક્ષણ કરવા માંગે છે એની મીર કાસમને પૂરી ખાત્રી થઇ.

**પટણાની કતલ અને બકસરનું યુદ્ધ ઈ. સ. ૧૭૬૪**

નમાલા મીર જાફરની માફક માત્ર નામની નવાબી ભોગવવાની તેને હોંસ ન હતી. તેણે એક લશ્કર તુરત પટણા મોકલ્યું જેણે એલીસને હરાવ્યો અને તેને તેમજ બીજા અંગ્રેજોને કેદ કર્યા. મીર કાસમની સ્વતંત્ર વલણથી ભડકેલી કલકત્તાની અંગ્રેજ કાઉન્સિલે મીર કાસમને પદભ્રષ્ટ થયેલો જાહેર કરી ઘરડા મીર જાફરને વળી પાછો નવાબ બનાવ્યો. મીર કાસમની સામે જે અંગ્રેજ લશ્કર મોકલવામાં આવ્યું તેણે મીર કાસમને કટવા તથા ઘેરીઆ પાસે જે લડાઇઓ થઇ તેમાં હરાવ્યો. અંગ્રેજ લશ્કરે મોંઘીર પણ સર કર્યું છે એવા સમાચાર મળતાં મીર કાસમના ક્રોધનો પાર ન રહ્યો અને અંગ્રેજો સામે વેર લેવા માટે, મી. એલીસ અને બીજા ૧૪૭ અંગ્રેજો જેને પટણામાં કેદીઓ તરીકે રાખવામાં આવ્યા હતા તેમનો મીર કાસમે વધ કરાવ્યો. પટણાની આ કતલથી અંગ્રેજો ઘણાજ ઉશ્કેરાયા અને મીર કાસમનું કાસળ કાઢવાનો તેમણે નિશ્ચય કર્યો. અંગ્રેજ લશ્કરે પટણા પણ કબજે કર્યું એટલે મીર કાસમ અયોધ્યા નાસી ગયો.

બંગાળામાં સર્વસત્તાધારી બની બેઠેલા વિદેશી અંગ્રેજોની સત્તા તોડવા માટે મીર કાસમ, મોગલ પાદશાહ શાહઆલમ અને અયોધ્યાનો નવાબ ભેગા મળ્યા અને ૫૦,૦૦૦ માણસોનું એક મોટું લશ્કર લઇ તેઓ અંગ્રેજોની સામે ગયા. પટણા અંગ્રેજોના કબજામાં ગયું હતું તેથી મીર કાસમ, શાહઆલમ અને અયોધ્યાના નવાબ સુજાઉદ્દૌલાના સંયુક્ત લશ્કરે પટણા પર હલ્લો કર્યો પણ તેમાં કશું વળ્યું નહિ. ઇ. સ. ૧૭૬૪ માં મેજર મનરોની સરદારી હેઠળના અંગ્રેજ લશ્કરે તેમના સંયુક્ત લશ્કરને બકસારની લડાઇમાં હરાવી તદ્દન વિખેરી નાખ્યું. અંગ્રેજ લશ્કર અલ્હાબાદ સુધી જઇ પહોંચ્યું. હતાશ થયેલો મીર કાસમ રોહીલખંડ તરફ નાસી ગયો, અયોધ્યાનો નવાબ ઠંડો થઇ ગયો, શાહઆલમે અંગ્રેજો સાથે સુલેહ કરી અને બંગાળાનો તમામ પ્રદેશ અંગ્રેજ કંપનિએ સર કર્યો.

**કલાઈવ અને અલ્હાબાદના કરાર**

કલાઇવ ઇ. સ. ૧૭૬૦ માં ઇંગ્લંડ ગયો હતો ત્યાં તેને ઘણું માન આપવામાં આવ્યું હતું. કર્ણાટક અને બંગાળામાં અંગ્રેજ કંપનિની સત્તા તેણે પગભર કરી અને કંપનિને ઘણા હક્કો અપાવ્યા એ બદ્દલ તેને ઉમરાવપદ પણ આપવામાં આવ્યું. અંગ્રેજ કંપનિના માલિક મંડળમાં તેમજ વ્યવસ્થાપક મંડળમાં લૉર્ડ કલાઇવની લાગવગ અને પ્રતિષ્ઠા વધી. મીર કાસમ સાથે બંગાળાના અંગ્રેજો લડાઇમાં ઉતર્યા છે એ સમાચાર ઇંગ્લંડ પહોંચ્યા કે તરતજ કંપનિના વ્યવસ્થાપક મંડળે લૉર્ડ કલાઇવને બંગાળાના ગવર્નર અને મુખ્ય સેનાધિપતિ તરીકે નીમી હિંદ મોકલી આપ્યો. ઇ. સ. ૧૭૬૧ થી ૧૭૬૫ સુધીનાં ચાર વર્ષોમાં બંગાળામાં જે પરિસ્થિતિ ઉભી થઇ હતી એ વિષે કંપનિના વ્યવસ્થાપકો (ડિરેક્ટરો) વિચારમાં પડી ગયા હતા તેથી તેમણે લૉર્ડ કલાઇવને ઇંગ્લંડથી પૂરતી સત્તા આપી હિંદ મોકલ્યો. કલાઇવ બંગાળા આવી પહોંચ્યો એ અગાઉ મીર કાસમ સાથેની લડાઇનો અંત બકસારના યુદ્ધમાં આવી ગયો હતો. કુનેહબાજ કલાઈવ હવે સુલેહની શરતો નક્કી કરવા અલ્હાબાદ પહોંચ્યો જ્યાં તે મોગલ પાદશાહ શાહઆલમ અને અયોધ્યાના નવાબ સુજાઉદ્દૌલાને મળ્યો. અલ્હાબાદ મુકામે જે કરાર થયા તેમાં એવું ઠર્યું કે બંગાળા, બિહાર અને ઓરિસ્સા પ્રાંતોની ફોજદારી હકુમત બંગાળાના નવાબે ચલાવવી જ્યારે એ પ્રાંતોનો 'દિવાની'

એટલે કે મુલકી વહીવટ મોગલ પાદશાહે અંગ્રેજ કંપનિને સોંપવો. કંપનિએ આ બદલ મોગલ પાદશાહને દર વર્ષે ૨૬ લાખ રૂપિઆ ખંડણી તરીકે આપવા. અયોધ્યાના નવાબે અલ્હાબાદ તથા કોરા મોગલ પાદશાહને આપ્યાં. અંગ્રેજ કંપનિને લડાઇનો સઘળો ખર્ચ આપ્યો તેમજ કંપનિ સાથે મિત્રાંચારીભર્યો



શાહઆલમ ક્લાઇવને બંગાળાનું દિવાનીપદ આપે છે.

સંબંધ રાખવા તે કબુલ થયો. અલ્હાબાદના આ કરારથી અંગ્રેજ કંપનિ ત્રણ પ્રાંતોમાં રીતસર રાજ્યકર્તા બની કારણ કે કંપનિને હવે ત્રણે પ્રાંતોમાં બધા કરો ઉઘરાવવાની અને દિવાની ન્યાય આપવાની કુલ સત્તા મળી.

પ્લાસીના યુદ્ધથી બંગાળામાં બ્રિટિશ સત્તાના પાયા નંખાઈ ચૂક્યા હતા. સાત વર્ષ બાદ થયેલું બકસારનું યુદ્ધ પ્લાસીના યુદ્ધની પુરવણી સમાન નીવડ્યું કારણ કે બકસારના યુદ્ધથી બંગાળા, બિહાર અને ઓરિસ્સામાં બ્રિટિશ અમલની શરૂઆત થઇ.

**બંગાળામાં અંગ્રેજી અમલ અને દ્વિમુખી રાજ્યપદ્ધતિ**

અલ્હાબાદના કરારની રૂએ અંગ્રેજ કંપનિ એ ત્રણ પ્રાંતોમાં મોગલ પાદશાહના કોઈ ખંડિયા રાજા કે નવાબની માફક રાજ્યવહીવટ ચલાવવા લાગી. પરંતુ એ કરારની રૂએ અંગ્રેજ કંપનિ એ ત્રણ પ્રાંતોમાં રાજ્યવહીવટ અંગેનું તમામ કામ કરતી ન હતી. કંપનિ દર વર્ષે એ ત્રણે પ્રાંતોમાંથી લગભગ ચાર કરોડ રૂપિઆ મહેસુલ તરીકે ઉઘરાવતી અને મહેસુલની વસુલાત અંગેનું કામ કરતી. એ ઉપરાંત કંપનિના અમલદારો દિવાની ન્યાય આપતા. લશ્કર અંગેની તમામ વ્યવસ્થા પણ અંગ્રેજ કંપનિના જ હાથમાં હતી. બંગાળાના નવાબની પદ્દી નાબુદ કરવામાં આવી ન હતી એટલે ન્યાયખાતું, પોલીસખાતું વગેરે રાજ્યવહીવટનાં બીજાં ખાતાંઓ વિષેની સત્તા અને જોખમદારી નવાબના શિર પર ચાલુ રાખવામાં આવી હતી. મહેસુલ ખાતું અને લશ્કર ખાતું અંગ્રેજ કંપનિના હાથમાં હોવાથી નવાબની સત્તા લગભગ નામની જ હતી. મીર જાફર દુઃખી થઇને મરણ પામ્યો ત્યાર બાદ નજમુદ્દૌલાને અને તેનાં મરણ પછી તેના ભાઇ સૈફ-ઉદ્-દૌલાને બંગાળાના નવાબ તરીકે અંગ્રેજ કંપનિએ નીમ્યા હતા. આ નવાબોને અંગ્રેજ કંપનિ મહેસૂલની આવકમાંથી દર વર્ષે અમુક ભાગ આપતી જેમાંથી નવાબે પોતાના ખર્ચ અને પોતાને હસ્તક રહેલાં ખાતાંઓનો ખર્ચ ચલાવવો પડતો. આમ ખરી રીતે જોતાં તો બંગાળા, બિહાર અને ઓરિસ્સામાં અંગ્રેજી અમલ શરૂ થઇ ચૂક્યો હતો પરંતુ નામના નવાબની પદ્દી ચાલુ રાખવામાં આવેલી હોવાથી રાજ્યવહીવટમાં સત્તા અને જોખમદારીની અસમાન વહેંચણી જોવામાં આવતી. કંપનિ મહેસુલ ઉઘરાવી લેવાનું કામ બજાવતી પણ જે પ્રજા પાસેથી મહેસુલ વસુલ કરવામાં આવતું તે પ્રજાનાં સુખ, સલામતિ અને રક્ષણ માટે કંપનિ તરફથી કશી જોગવાઇ કરવામાં ન આવતી અને એમ કહેવામાં આવતું કે એ જવાબદારી કંપનિની નહિ પણ નવાબની છે. મહેસુલ અને લશ્કર સિવાયનાં રાજ્યવહીવટનાં બીજાં ખાતાંઓની જોખમદારી

નવાબની છે એમ અંગ્રેજ કંપનિના અમલદારો ગણાવતા જ્યારે નવાબ પાસે એ ખાતાંઓના યોગ્ય વહીવટ કરવા માટે જરૂરી ખર્ચ કરવા પુરતી આવક પણ આવતી ન હતી. આમ એકજ દેશમાં જાણે કે બે રાજાઓ હતા—અંગ્રેજ કંપનિ અને નવાબ. ક્લાઇવે અલ્હાબાદના કરારની રૂએ આ જાતની વિચિત્ર વ્યવસ્થા બંગાળા, બિહાર અને ઓરિસ્સાના વહીવટ માટે અમલમાં મૂકી હતી. રાજ્યકારભાર અંગે ક્લાઇવે કરેલી આ કઢંગી વ્યવસ્થા "દ્વિમુખી રાજ્યપદ્ધતિ" અથવા "દ્વિરાજ પદ્ધતિ" તરીકે ઓળખાય છે. આ વ્યવસ્થામાં ઘણી જ ખામીઓ હતી કારણ કે ખરી રાજસત્તા ભોગવનાર અંગ્રેજ કંપનિ મહેસુલ ઉઘરાવી પોતાની તિજોરી તર કરવા સિવાય બીજાં કોઇ પણ કામ કે ફરજ તરફ લક્ષ આપતી નહિ જેને પરિણામે અંગ્રેજ કંપનિના અમલદારોને મહેસુલ વસુલ આપતી પ્રજાને જુલમ અને ત્રાસ વેઠવાં પડ્યાં. ક્લાઇવનો પોતાનો વિચાર તો એવો હતો કે નવાબની સત્તા સદંતર કાઢી નાખી આખો જ રાજ્યકારભાર અંગ્રેજ કંપનિના હાથમાં નહિ પણ ઇંગ્લંડની સરકારના હાથમાંજ સોંપી દેવો. ઇંગ્લંડનું તે વખતનું પ્રધાનમંડળ એટલી મોટી જોખમદારી સ્વીકારવા તૈયાર ન જણાયાથી ક્લાઇવનો એ વિચાર અમલમાં ન આવ્યો તેથી ક્લાઇવે બે અંતિમ પગલાંઓ વચ્ચેના મધ્યમ માર્ગ તરીકે "દ્વિમુખી રાજ્યપદ્ધતિ" અમલમાં મૂકી હતી. પરિણામો ઉપરથી ક્લાઇવની એ કઢંગી રાજ્યપદ્ધતિ નિષ્ફળ પૂરવાર થઈ.

**ક્લાઇવની કાર્યસિદ્ધિ**

બંગાળા, બિહાર અને ઓરિસ્સાની 'દિવાની' મેળવ્યા બાદ ક્લાઇવે કેટલાક સુધારાઓ દાખલ કર્યા. કંપનિના નોકરો બક્ષીસો અને લાંચરૂશવતો છૂટથી લેતા અને તક મળતાં બળજબરીથી પણ લોકો પાસેથી પૈસા કઢાવતા. લશ્કરી અમલદારો અને સિપાઈઓને લડાઈ ચાલતી હોય ત્યારે બેવડું ભથ્થું લેવાની ટેવ પડી ગઈ હતી. કંપનિના નોકરો કંપનિના કામ પર ધ્યાન આપવાને બદલે પોતાનો ખાનગી વેપાર કરી પૈસો કમાવાના કામમાં જ રચ્યાપચ્યા રહેતા. કંપનિના હિંદ ખાતેના નોકરોમાં જે ગેરરીતિઓ ચાલતી હતી તે બંધ કરવાને કંપનિના ડાયરેક્ટરોએ ક્લાઇવને પૂરતી સત્તા આપીને હિંદ પાછો મોકલ્યો હતો. ક્લાઇવ મક્કમ વિચારનો અને દૃઢનિશ્ચયી હતો તેથી કંપનિના અમલદારો તથા નોકરોના બડબડાટ, વિરોધ તથા ધમકીને ન

ગણકારતાં તેણે સુધારાઓ અમલમાં મૂક્યા. અમલદારોને બક્ષીસો લેવાની મનાઈ કરવામાં આવી, ભથ્થું ઘટાડી નાંખવામાં આવ્યું અને કંપનિના નોકરોએ ખાનગી વેપાર કરવો નહિ એવો હુકમ છોડ્યો. નોકરોના પગારમાં વધારો કરવાની કલાઇવે કંપનિના ડાયરેકટરોને ભલામણી કરી પરંતુ એ ભલામણ તેઓએ સ્વીકારી નહિ. પોતાની આવક પર કાપ પડવાથી છંછેડા-યલા અંગ્રેજ અમલદારોએ બળવો જગાવ્યો જે કલાઇવે હિંદી સિપાઇઓની મદદથી દબાવી દીધો અને બળવો જગાડનાર આગેવાનોને કડક સજા કરી. ખાસ કરીને બંગાળામાં રહેતા કંપનિના અમલદારોમાં જે સડો પેઠેલો હતો તે સડો કલાઇવના આ સુધારાથી એકદમ નાબુદ તો ન થઈ ગયો પરંતુ કંપનિના અમલદારોની ગેરરીતિઓ પર કંઇક અંકુશ મૂકાયો. પ્લાસીના યુદ્ધમાં વિજય મેળવી અને ત્યાર બાદ શાહઆલમ પાસેથી બંગાળા, બિહાર અને ઓરિસ્સાની 'દિવાની' મેળવી પૂર્વ હિંદમાં અંગ્રેજી સત્તાનો પાયો નાખનાર વીર નર તરીકે કલાઇવે બ્રિટિશ ઇતિહાસમાં નામના મેળવી છે. કલાઇવે એ ત્રણ પ્રાંતોની હિંદી પ્રજાની નહિ પણ અંગ્રેજ કંપનિની અને ઇંગ્લંડની સારી સેવા બજાવી હતી પરંતુ એ સાથે તેણે પોતાનો અંગત સ્વાર્થ પણ સારી રીતે સાધી લીધો હતો અને હિંદમાંથી અઢળક દ્રવ્ય ખરી યા ખોટી રીતે કમાઇને ઇંગ્લંડ લઈ ગયો હતો. ગવર્નર તરીકેના તેના અમલમાં એવા કેટલાય બનાવો બન્યા હતા જે કંકુથી નહિ પણ કાળા અક્ષરે હિંદના ઇતિહાસમાં નોંધાયા છે. ઇ. સ. ૧૭૬૭ માં કલાઇવ ઇંગ્લંડ ગયો ત્યારે ઇંગ્લંડની પાર્લમેંટમાં છેતર-પિંડી, વિશ્વાસઘાત, લાંચરૂશ્વત વગેરેના ગંભીર આરોપો કલાઇવના પર મૂકવામાં આવ્યા પણ કલાઇવે પોતાની લાગવગનો પૂરો ઉપયોગ કર્યો જેને પરિણામે તે નિર્દોષ ઠર્યો.* અંગ્રેજોની દૃષ્ટિએ કલાઇવની હિંદમાંની કાર્યસિદ્ધિ મહાન્ અને યશસ્વી ગણાય છે. આપણે એની કાર્યસિદ્ધિને યશસ્વી ન

* કલાઇવ ઇંગ્લંડની જે નિશાળમાં થોડું ઘણું ભણ્યો હતો તે નિશાળની દિવાલ ઉપર તેની યાદગીરીમાં એક તખ્તી મારી તેના પર નીચેના શબ્દો કોતરવામાં આવ્યા છે. "બે વાર બંગાળામાં ફૉર્ટ વિલિઅમનો ગવર્નર હતો ત્યારે ત્યાંના લોકોનો પ્રેમ સંપાદન કર્યો, અને રાજ્યકારભાર શુદ્ધ કરી ગયો." ઇંગ્લંડની પાર્લમેંટે પણ જ્યારે તેને નિર્દોષ ઠરાવ્યો ત્યારે એવું જાહેર કર્યું કે કલાઇવે ઇંગ્લંડની મહાન્ અને પ્રશંસાપાત્ર સેવા બજાવી હતી.

ગણીએ છતાં આપણે એટલું તો કબુલ કરવું જોઇએ કે ક્લાઇવ જેવો વીર નર એક હિંદી હોત તો બંગાળાના તારણહાર તરીકે તેનું નામ આપણા દેશના ઇતિહાસમાં પણ સોનેરી અક્ષરે લખાત.

ક્લાઇવ એક વીર નર તો હતો જ. તે સ્વાશ્રયી, ખંતીલો અને શૂરવીર હતો. તેની ઇચ્છાશક્તિ દૃઢ અને કાર્યશક્તિ પ્રબળ હતી તેથી હિંદમાં અંગ્રેજી રાજ્ય સ્થાપનાર આદ્ય પુરૂષ તરીકે તેની ગણના થાય છે. દૃઢનિશ્ચયી અને સાહસિક હોવાથી તે પોતાની યોજનાઓ હિંમતથી અને મક્કમપણે અમલમાં મૂકતો. મૂશ્કેલીઓ તેના માર્ગમાં ખડી હોય તો પણ પોતાની યોજનાને નિષ્ફળતા મળશે એવો ખ્યાલ તે મનમાં કદાપિ લાવતો નહિ. ક્લાઇવ મનુષ્યજીવનના કડવા, મીઠા અનેક ઘુંટડાઓ ગળી ગયો હતો પણ છેવટે તે પોતાની જીંદગીથી કંટાળી ગયો હતો તેથી અથવા તો પોતાને હાથે હિંદની ભૂમિ પર જે અન્યાયી કામો થયાં હતાં તે બદલ પશ્ચાત્તાપ થવાથી તેણે ઇ. સ. ૧૭૭૪ માં આપઘાત કરી નામોશી ભરેલી રીતે પોતાની જીંદગીનો અંત આણ્યો. ક્લાઇવ બાહોશ અને યુક્તિબાજ તેમજ સમયસૂચક હતો પણ તેનામાં રાજકીય દૂરંદેશીપણું ન હતું. ક્લાઇવની સરદારી અને વ્યવસ્થાશક્તિ સુંદર હોવા છતાં તેને દીર્ઘદર્શી મુત્સદ્દી ગણી શકાય નહિ. ક્લાઇવ જો બાહોશ મુત્સદ્દી અથવા મહાન્ રાજ્યદ્વારી પુરૂષ હોત તો બંગાળા બિહાર અને ઓરિસ્સામાં તે "દ્વિમુખી રાજ્યપદ્ધતિ" ( Dual government ) નો કઢંગો અખતરો અમલમાં ન મૂકત. સંજોગો અને નસીબના બળે તેમજ સાહસ અને કુનેહના પરિણામે ક્લાઇવ થોડી મહેનતે મોટાં કામો કરી શક્યો પરંતુ તે કોઇ અસાધારણ શક્તિ ધરાવનાર મહાપુરૂષ ન હતો.

**ક્લાઇવના ગુણદોષ**

## પ્રકરણ સાર

### ( ૧ ) સિરાજ–ઉદ્–દૌલા અને અંગ્રેજો :—

( ક ) **કલકત્તાનું કારાગૃહ:**—ફૉર્ટ વિલિયમની કિલ્લેબંધી બાબતમાં બંગાળાના નવાબ સિરાજ–ઉદ્–દૌલા સાથે ચકમક; ફૉર્ટ વિલિયમ પર સિરાજે હલ્લો કરી તે સર કર્યો

અને ૧૪૬ અંગ્રેજ સ્ત્રીપુરૂષોને કેદ કર્યા અને કિલ્લાની એક ઓરડીમાં પૂરી રાખ્યાં; એવું કહેવાય છે કે એ કેદીઓમાંથી ૧૨૩ કેદીઓ ગુંગળાઇને મરણ પામ્યા; ઇ. સ. ૧૭૫૬.

( ખ ) **ક્લાઇવનું કાવત્રું** :—કલકત્તાના કારાગૃહના સમાચારથી અંગ્રેજો સિરાજની સામે ઘણાજ ઉશ્કેરાયા; સિરાજને ગાદી પરથી દૂર કરવા તેના સેનાપતિ મીરજાફર સાથે ક્લાઇવે કાવત્રું રચ્યું; સિરાજનો અમલ પ્રજાપ્રિય ન હોવાથી એ કાવત્રું સફળ બન્યું.

( ગ ) **પ્લાસીનું યુદ્ધ ( ઇ. સ. ૧૭૫૭ )** :—બંગાળામાંના ફ્રેન્ચ મથકોની બાબતમાં ગવર્નર ક્લાઇવ અને સિરાજ વચ્ચે ચકમક; પ્લાસી આગળ અંગ્રેજો અને સિરાજના લશ્કર વચ્ચે યુદ્ધ થયું; સિરાજના નિમકહરામ અમલદારોએ સિરાજને દગો દીધો; ક્લાઇવની સરદારી હેઠળના નાના સૈન્યે વિજય મેળવ્યો; લડાઇમાંથી નાસી છૂટેલા સિરાજને મીરજાફરના પુત્રે મારી નાખ્યો.

## ( ૨ ) બંગાળાની નવાબી ( ઇ. સ. ૧૭૫૭–૧૭૬૭ )

( અ ) **મીરજાફરની નવાબી**:—મીરજાફર સાથેના ગુપ્ત કરાર અનુસાર ક્લાઇવે મીરજાફરને બંગાળાના નવાબ બનાવ્યો; મીરજાફરે કંપનિને ૨૪ પરગણાનો મુલક આપ્યા અને કંપનિના અમલદારોને પુષ્કળ બક્ષીસો આપી; કંપનિના અમલદારો તરફથી કનડગત થતી હોવાને લઇને મીરજાફર નવાબીમાંથી કશું સુખ મેળવી શક્યો નહિ; મીરજાફર તરફથી કશો નવો લાભ થાય એમ ન હોવાથી ગવર્નર વાંસિટાર્ટે તેને પદભ્રષ્ટ કર્યો.

( આ ) **મીર કાસમની નવાબી** :—મીર જાફરના બાહોશ જમાઇ મીર કાસમને કંપનિના લાલચુ અમલદારોએ બંગાળાનો નવાબ બનાવ્યો, ઇ. સ. ૧૭૬૧; મીર કાસમે કંપનિને

બર્દવાન, ચિતાગોંગ અને મિદનાપુર પરગણાં આપ્યાં; બહાદુર અને કુનેહ બાજ મીર કાસમે સાચી નવાબી ભોગવવા માંડી અને વહીવટી તંત્ર સુધાર્યું; તેની નેમ અંગ્રેજોને બંગાળામાંથી હાંકી કાઢવાની હતી.

( ૪ ) **મીર કાસમ અને કંપનિ વચ્ચે લડાઇ**:—પોતાની પ્રજાને કંપનિના અમલદારોના ત્રાસમાંથી બચાવવાના મીર કાસમના પ્રયાસો; મીર કાસમની સ્વતંત્ર વલણથી કંપનિના અમલદારો છંછેડાયા; જકાત-મુક્ત વેપાર કરવાના પરવાનાઓ બાબતમાંથી મીર કાસમ સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ આવ્યો; બક્સરના યુદ્ધમાં મીર કાસમનો પરાજય થયો; મીર કાસમને પદભ્રષ્ટ થયેલો જાહેર કરી કંપનિના અમલદારોએ મીર જાફરને વળી બીજી વાર નવાબ બનાવ્યો, ઇ. સ. ૧૭૬૪; ઇ. સ. ૧૭૬૫ માં કલાઇવ ઇંગ્લંડથી પાછો હિંદ આવ્યો; મોગલ પાદશાહ શાહઆલમ અને અયોધ્યાના નવાબ જોડે તેણે અલ્હાબાદમાં મહત્ત્વના કરાર કર્યા; આ કરારની રૂએ કંપનિને બંગાળા, બિહાર અને ઓરિસ્સાની ‘ દિવાની ’ એટલે મહેસુલ ઉઘરાવવાનો હક્ક મળ્યો.

( ૩ ) **કલાઇવની કાર્યસિદ્ધિ**:—આર્કટના ઘેરામાં અને પ્લાસીના યુદ્ધમાં કંપનિ માટે વિજય મેળવનાર વીર નર કલાઇવે હિંદમાં બ્રિટિશ રાજ્યનો પ્રથમ પાયો નાખ્યો; હિંદમાંના યૂરોપી હરિફોનો પરાજય કરી અંગ્રેજ કંપનિની સત્તા અને લાગવગ વધાર્યાં; બંગાળામાં ‘ દ્વિમુખી રાજ્યપદ્ધતિ ’ દાખલ કરી પણ તે નિષ્ફળ નીવડી; અંગત સ્વાર્થ સાધવા ઉપરાંત તેણે કંપનિની અને ઇંગ્લંડની મહાન્ સેવા બજાવી.

---

## પ્રશ્નો

(૧) સિરાજ-ઉદ્-દૌલા અને અંગ્રેજ કંપનિ વચ્ચે લડાઇ થવાનાં શાં કારણો હતાં ? પ્લાસીના યુદ્ધનું મહત્ત્વ સમજાવો.

(૨) મીર જાફરને બંગાળાની નવાબી કેવી રીતે મળી ? એ નવાબી મીર જાફર પાસેથી કોણે પાછી ખૂંચવી લીધી અને શા માટે ?

(૩) મીર કાસમ કોણ હતો ? અંગ્રેજ કંપનિ એની સામે શા માટે લડાઇમાં ઉતરી ? મીર કાસમ સાથેની લડાઇથી કંપનિને શો ફાયદો થયો ?

(૪) કલાઇવને હિંદમાંના બ્રિટિશ સામ્રાજ્યનો આદ્ય સ્થાપક શા માટે ગણવામાં આવે છે ? કલાઇવના ગુણદોષ વિષે ટૂંક વિવેચન કરો.



## પ્રકરણ ૩ જું

### ક્લાઇવ પછી

અલ્હાબાદના કરારની રૂએ ક્લાઇવે બંગાળા, બિહાર અને ઓરિસ્સામાં દાખલ કરેલી "દ્વિમુખી રાજ્યપદ્ધતિ" એ ત્રણ પ્રાંતોની પ્રજા માટે શ્રાપરૂપ નીવડી હતી એમ કહીએ તો અતિશયોક્તિ ન ગણાય.

**બંગાળામાં અંગ્રેજ કંપનિનો કારભાર ઈ. સ. ૧૭૬૭–૭૨**

ક્લાઇવ ઈંગ્લંડથી ફરી પાછો ઈ. સ. ૧૭૬૫ માં બંગાળામાં ગવર્નર તરીકે આવ્યો તે અગાઉના પાંચ વર્ષોમાં બંગાળામાં જે ખરાબ સ્થિતિ ચાલી હતી તેનાથી વધારે ખરાબ સ્થિતિ ક્લાઇવ ઇ. સ. ૧૭૬૭ માં સદાને માટે હિંદ છોડીને ગયો ત્યારપછીનાં પાંચ વર્ષોમાં ચાલી. પ્રજા પાસેથી મહેસુલ ઉઘરાવી લેનાર અંગ્રેજ કંપનિ એ પ્રજાનું રક્ષણ કરવા અને તેમને સુખ સગવડ આપવા બંધાયલી ન હતી! આવક લેનાર અંગ્રેજ કંપનિના અમલદારો હતા જ્યારે રાજ્યવહીવટની જાહેર ફરજો બજાવવાનું કામ બંગાળાના નામના નવાબના અમલદારોનું હતું. નવાબના અમલદારોના કામમાં કંપનિના અમલદારો દરમિયાનગીરી કરી શકતા પરંતુ કંપનિના મહેસુલ ઉઘરાવતા અમલદારોની ગેરરીતિઓ પર અંકુશ રાખવાનો ખુદ નવાબને પણ લેશ માત્ર અધિકાર ન હતો. એક બાજુ નવાબના અમલદારો અને બીજી બાજુ કંપનિના સર્વસત્તાધીશ બની બેઠેલા અમલદારોની બેધારી તલવાર રાંકડી પ્રજાના શિર પર ઝૂમી રહી હતી. હતાશ અને નિરાધાર બનેલી પ્રજાની આફત જાણે કે ઓછી હોય તેથી ઈ. સ. ૧૭૬૯–૭૦ ના વર્ષમાં સખત દુકાળ પડ્યો. આ ભયંકર દુકાળમાં વસતિનો લગભગ ત્રીજો ભાગ મરણ પામ્યો જ્યારે બચી ગયેલી વસતિના હાલહવાલ થઇ ગયા. ક્લાઇવના ગયા બાદ બંગાળાના ગવર્નર તરીકે હેરી વેરેલ્સ્ટ નીમાયો હતો જેણે ગવર્નર તરીકે ફક્ત બે વર્ષ વહીવટ ચલાવ્યો હતો. કંપનિના નોકરોનો ખાનગી વેપાર વધતો જતો હતો અને ખુદ કંપનિનો વેપાર ઓછો થતો જતો હતો પરંતુ વેરેલ્સ્ટમાં ક્લાઇવની કુનેહ કે શક્તિ ન હોવાથી કંપનિના નોકરો નિરંકુશપણે વર્તતા હતા. વેરેલ્સ્ટ પછી બંગાળાના ગવર્નર

તરીકે જૉન કાર્ટિયર નીમાયો જેણે ત્રણ વર્ષ સુધી વહીવટ ચલાવ્યો. કાર્ટિયરનો વહીવટ પણ વેરેલ્સ્ટના વહીવટ જેટલોજ ઢીલો અને નબળો હતો. ક્લાઇવ પછીના આ બે ગવર્નરોના પાંચ વર્ષના અમલકાળમાં પ્રજાએ અનેક પ્રકારના દુઃખો સહ્યાં જેની ખબર અંગ્રેજ કંપનિની લંડનની કચેરીમાં બેસતા સંચાલકોને ભાગ્યે જ પહોંચતી. આ પાંચ વર્ષમાં બંગાળા, બિહાર અને ઓરિસ્સામાં અંધાધુંધી, લાંચરૂશ્વત, ત્રાસ અને ગંભીર ગેરરીતિઓએ જડ ઘાલી. મહમદ રેઝાખાન અને રાજા શીતાપરાય જે ક્લાઇવના અમલકાળમાં નાયબ દિવાનો નીમાયા હતા તેઓ કંપનિના અમલદારોને ખુશ રાખવા રૈયતને રંજાડતા હતા. આ બે નાયબ દિવાનોના જુલ્મ બાબત અંગ્રેજ કંપનિને ફરિયાદ થઇ ત્યારે કંપનિએ તપાસ માટે એક અમલદાર નીમ્યો તો ખરો પરંતુ એ તપાસનું કશું નક્કર પરિણામ આવ્યું નહિ અને પ્રજાની કમનસીબીએ વહીવટ તંત્રનું રગશિયું ગાડું ચાલતું હતું તેમજ ચાલુ રહ્યું. બંગાળામાં દુકાળ પડ્યો એટલે અંગ્રેજ કંપનિને મહેસુલ આવક પણ ઘણી ઓછી મળી. બંગાળાની પ્રજા માટે દરકાર ન રાખનાર કંપનિના ઇંગ્લંડના સંચાલકો કંપનિની આવક માટે ખાસ દરકાર રાખતા હતા. બંગાળાની મહેસુલ આવક ઓછી થઈ ગઈ હોવાથી બંગાળાના ગવર્નર તરીકે કોઈ બાહોશ માણસને નીમવાની તેઓ તૈયારી કરવા લાગ્યા. બંગાળાના રાજ્યવહીવટમાં એટલી બધી અવ્યવસ્થા ચાલતી હતી કે નવાબની કચેરીઓ અને ન્યાયની અદાલતો વેપારી બજારો બની ગઇ હતી. ન્યાયી વહીવટ અને પ્રમાણિક અમલદારો ક્યાંય શોધ્યા જડતા ન હતા.

**કર્ણાટકનો નવાબ મહમદઅલ્લી**

આવી દુઃખદ પરિસ્થિતિ ફક્ત બંગાળામાંજ નહિ પરંતુ કર્ણાટકમાં પણ ચાલતી હતી. કર્ણાટકનો નવાબ મહમદઅલી અંગ્રેજ કંપનિનો રક્ષિત હતો અને તેની સત્તા બંગાળાના પુતળાંરૂપ નવાબની સત્તા કરતાં જરાતરા વધારે હતી. બંગાળામાં જેમ અંગ્રેજ કંપનિ મોગલ પાદશાહના નિઝામ જેવા કોઇ મોટા સુબેદારની સત્તા મેળવી રાજકર્તા બની બેઠી હતી તેમ કર્ણાટકમાં પણ અંગ્રેજ કંપનિ કાયદેસર રીતે નહિ પરંતુ વાસ્તવિક અમલમાં તો વહીવટકર્તા બની ગઈ હતી. જ્યારે બંગાળામાં "દ્વિમુખી રાજ્યપદ્ધતિ" છડેચોક ચાલતી હતી ત્યારે કર્ણાટકમાં એવીજ પદ્ધતિ કંઈક છૂપી રીતે

ચાલતી હતી એટલે બંગાળા, બિહાર અને ઓરિસ્સાની પ્રજાની માફક કર્ણાટકની પ્રજા પણ બેધારી સત્તા વચ્ચે ચગદાતી હતી. અંગ્રેજ કંપનિની મદદથી મહમદઅલ્લી ઈ. સ. ૧૭૫૨ માં કર્ણાટકની નવાબી મેળવી શક્યો હતો એ વિષે આપણે અગાઉ વાંચી ગયા છીએ. આ મહમદઅલ્લીએ કંપનિની છત્રછાયા હેઠળ ઈ. સ. ૧૭૯૫ સુધી કર્ણાટકની નામની નવાબી ભોગવી. બંગાળાની માફક કર્ણાટકમાં પણ કંપનિએ રાજ્યવહીવટ અંગેની ઘણી સત્તા ધીમે ધીમે પોતાના હાથમાં લઈ લીધી હતી. બંગાળામાં તો કંપનિની સ્થિતિ કાયદેસર રીતે મોગલ પાદશાહના ખંડિયા રાજા જેવી હતી જ્યારે કર્ણાટકમાં તો નવાબ મહમદઅલ્લીની જ સ્થિતિ અંગ્રેજ કંપનિના ખંડિયા રાજા જેવી હતી. મહમદઅલ્લી નબળા મનનો, કમઅક્કલવાળો છતાં પ્રપંચી હતો. અંગ્રેજ કંપનિના મદ્રાસના ગવર્નર અને તેની કાઉન્સિલની હકુમત હેઠળ રહી મહમદઅલ્લીએ કર્ણાટકનો વહીવટ ચલાવવાનો હતો. ગાદીપર આવ્યો ત્યારથીજ મહમદઅલ્લી નાણાંભીડમાં હતો અને મદ્રાસ ઈલાકામાંના લાંચીઆ અને સ્વાર્થસાધુ અંગ્રેજ અમલદારોએ તેની નાણાંભીડ એટલી બધી વધારી મૂકી કે મહમદઅલ્લીની નવાબી દેવાંના ડુંગર પાછળ ઢંકાઈ ગઈ. દેવામાં ડૂબી ગયલા નવાબે અંગ્રેજ કંપનિના સંચાલકોને ઇંગ્લંડ એક લંબાણ પત્ર લખી મદદ માટે યાચના કરી.* પૉલ બીનફીલ્ડ નામનો

* નવાબનું મૂળ દેવું ૮૮૦૦૦૦ પૌંડનું હતું પરંતુ તેના લેણદારો (અંગ્રેજ કંપનિના અમલદારો) ની નીચ યુક્તિઓ, અતિશય ભારે વ્યાજ અને ચક્રવૃદ્ધિ વ્યાજ વગેરેને લઈને નવાબનું દેવું ખરેખર દારૂણ બન્યું હતું. ઈ. સ. ૧૭૭૧ ના જુલાઈની ૧૯ મી તારીખે નવાબે મદ્રાસના ગવર્નર ડુપ્રેને પત્ર લખ્યો હતો તેમાં જણાવ્યું હતું કે, "મેં જે રકમ વ્યાજે લીધી છે તેનાં વ્યાજ અને વ્યાજનાં વ્યાજ તરીકે લગભગ ચાળીસ લાખ પૌંડ જેટલી રકમ ભરી હું ઘણી મોટી ખોટમાં ઉતર્યો છું." ઈ. સ. ૧૭૮૫ ના ફેબ્રુઆરીની ૨૮ મી તારીખે ઇંગ્લંડની પાર્લમેંટમાં ઍડમન્ડ બર્કે આર્કટના નવાબના દારૂણ દેવાં સંબંધી એક સચોટ અને વિગતવાર ભાષણ કર્યું હતું ત્યારે પાર્લમેંટના સભ્યો એ નવાબના ઋણની વિગતો સાંભળી અજાયબ થઈ ગયા હતા. એ ભાષણમાં બર્કે અંગ્રેજ કંપનિના હિંદમાંના અમલદારોની નીચ અને સ્વાર્થી ગેરરીતિઓની સખત ઝાટકણી કાઢી હતી.

અંગ્રેજ કંપનિનો એક ઇજનેર નવાબનો નાણાંખાતાંનો સલાહકાર બન્યો હતો. અંગ્રેજ કંપનિએ મહમદઅલ્લીને નવાબી અપાવી એ વખતનું મહમદ-અલ્લીને અંગ્રેજ કંપનિનું દેવું હતું. એ દેવું હપ્તે હપ્તે ભરપાઈ કરવા જેટલાં નાણાં પણ નવાબની તિજોરીમાં ન હતાં તેથી કંપનિનો દેવાંનો હપ્તો ભરવા માટે બીનફીલ્ડ નવાબને માટે કંપનિના અમલદારો પાસેથી નાણાં વ્યાજે મેળવી આપતો. નવાબને બીનફીલ્ડ મારફત મળતાં નાણાંના વ્યાજની તેરીખ હાલના પઠાણ શાહુકારોની તેરીખ કરતાં પણ બમણી હતી. નવાબને વ્યાજે અપાવેલાં નાણાં વસુલ કરવા બીનફીલ્ડ પોતાના એજન્ટો મારફત કર્ણાટકની મહેસુલ ઉઘરાવતો!

**અંગ્રેજ કંપનિના વહીવટમાં અવ્યવસ્થા**

આમ બંગાળા, બિહાર અને ઓરિસ્સા તેમજ કર્ણાટકમાં નામના નવાબો રાખી પોતાના હાથમાં ખરી સત્તા રાખનાર અંગ્રેજ કંપનિના હિંદી વહીવટમાં ગંભીર અવ્યવસ્થા ચાલી રહી હતી. આ અવ્યવસ્થાથી કંપનિની સત્તા કે લાગવગ હેઠળની હિંદી પ્રજાને પારાવાર નુકસાન થયું એટલુંજ નહિ પણ ખુદ કંપનિના હિતોને પણ નુકસાન પહોંચ્યું. કલાઇવે મોગલ પાદશાહ પાસેથી બંગાળા, બિહાર અને ઓરિસ્સાની 'દિવાની' મેળવી હતી એ બનાવને કંપનિના ઇંગ્લંડના સંચાલકોએ અને શૅરહોલ્ડરોએ અત્યંત ઉત્સાહથી વધાવી લીધો હતો કારણ કે તેમની ગણત્રી એવી હતી કે એ 'દિવાની' મળ્યાથી કંપનિની આવકમાં ઘણો મોટો વધારો થશે અને પરિ-ણામે કંપનિના શેર ધરાવનારાઓને મોટું વ્યાજ ( ડીવીડન્ડ ) મળશે. આવી ગણત્રીને આધારે ઇંગ્લંડના ફૉક્સ અને બર્ક જેવા સમર્થ રાજ્યદ્વારી પુરૂષોએ પણ ઈસ્ટ ઇન્ડિઆ કંપનિના શેરોનો સટ્ટો કર્યો. પરંતુ કંપનિના હિંદમાંના અમલદારો લાંચીઆ અને સ્વાર્થી હોવાથી કંપનિની આવક કે વેપાર તરફ લક્ષ આપવાને બદલે પોતાનો ખાનગી વેપાર ધમધોકાર ચલાવતા અને પોતાનાં ખિસ્સાં તર કરતા હતા. કંપનિના અમલદારોમાં આવા ગેરવહીવટને લઇને કંપનિના શેર પર વધારે વ્યાજ કમાવાની આશા રાખનારાઓની ગણત્રી ઊંધી વળી કારણ કે કંપનિની નાણાં બાબતની સ્થિતિ સુધારવાને બદલે ઉલટી બગડવા લાગી હતી. ઇંગ્લંડની સરકાર તરફથી હિંદમાં વેપાર કરવાનો ઈજારો ધરાવતી કંપનિએ હવે વેપાર કરવા ઉપરાંત હિંદમાં રાજ્ય-

કર્તાની સત્તા ભોગવવા માંડી હતી એ બદલ કંપનિ ઇંગ્લંડની સરકારને દર વર્ષે ચાર લાખ પૌંડની ખંડણી આપવા કબુલ થઈ હતી. કલાઇવે ઈ. સ. ૧૭૬૭ માં હિંદ છોડ્યું ત્યાર બાદ કંપનિની આર્થિક સ્થિતિ નબળી બની ગઈ હોવાથી ઇંગ્લંડની સરકારને ભરવાની આ ખંડણી પણ કંપનિને ભારે પડી ગઇ હતી એટલું જ નહિ પણ પોતાનું તંત્ર ચલાવવા ઇંગ્લંડની સરકાર પાસે કંપનિને મોટા રકમની લોન લેવાની જરૂરિયાત ઉભી થઇ. કલાઇવે અંગ્રેજ કંપનિની સત્તા અને પ્રતિષ્ઠા વધાર્યાં હતાં પણ તેના પછીના બે ગવર્નરોના સમયમાં ઉત્તર હિંદમાં મરાઠાઓની સત્તા ફરીથી પ્રબળ બની. મહાન્ પેશવા માધવરાવની સૂચના પ્રમાણે મરાઠી સરદારો, હોલ્કર અને સિંધિઆ, રજપુતાના પર ફરી વળ્યા. તેમણે રજપુત રાજાઓ પાસેથી ખંડણી લીધી, મોગલ પાદશાહ શાહઆલમને અંગ્રેજ કંપનિની લાગવગ હેઠળથી દૂર ખસેડી લીધો અને રોહીલાઓને તેમજ કંપનિ સાથે મિત્રાચારી રાખતા ઔધના નવાબને ભડકાવ્યા.

**દક્ષિણ હિંદની પરિસ્થિતિ**

કંપનિની સત્તા અને તેનાં હિતોની દષ્ટિએ ઉત્તર હિંદ કરતાં દક્ષિણ હિંદની સ્થિતિ વધારે ખરાબ બની હતી. જેટલી સહેલાઇથી બંગાળામાં કંપનિની સત્તાનો વિસ્તાર થઇ શકયો હતો તેટલી સહેલાઇથી દક્ષિણ હિંદમાં કંપનિની સત્તાનો વિસ્તાર થઈ શકે એમ હતું નહિ. ઈ. સ. ૧૭૬૧ ના પાણીપતના યુદ્ધથી હચમચી ગયલી મરાઠી સત્તાને પેશવા બાલાજી બાજીરાવના વીર પુત્ર માધવરાવે પાછી સજીવન કરી એટલું જ નહિ પણ આખા હિંદમાં મરાઠી સામ્રાજ્યની પુનઃસ્થાપના કરવાની તેણે શરૂઆત કરી. હૈદર અને નિઝામ જેવા બળવાન મુસલમાન રાજ્યકર્તાઓને તેણે હરાવ્યા અને તેના સરદારોએ ઉત્તર હિંદમાં પણ મરાઠી સત્તાનો ખૂબ વિસ્તાર કર્યો. આમ દક્ષિણ હિંદમાં પેશવા અંગ્રેજ કંપનિનો મોટામાં મોટો હરિફ હતો કારણ કે મરાઠાઓની લશ્કરી શક્તિ દક્ષિણ હિંદમાંના કોઈપણ રાજ્યકર્તાના કરતાં વધારે હતી. હૈદ્રાબાદનો નિઝામ પણ ઉત્તર સરકારનાં પરગણાઓની બાબતમાં અંગ્રેજ કંપનિ સાથે છંછેડાયો હતો અને અંગ્રેજો માટે ફ્રેન્ચો તરફનો ભય પણ હજી તદ્દન નાબુદ થયો ન હતો. ઈ. સ. ૧૭૭૫ માં કલાઇવે શાહઆલમ પાસેથી બંગાળા, બિહાર અને ઓરિસ્સાની ‘દિવાની’ મેળવી ત્યારે

દખ્ખણના સુબેદાર નિઝામની હકુમત હેઠળના ઉત્તર સરકાર પ્રાંતની 'દિવાની' પણ કલાઇવે અંગ્રેજ કંપનિ માટે મેળવી હતી. આ બનાવથી નિઝામને ઘણું લાગ્યું હતું અને તેણે અંગ્રેજ કંપનિ સાથેની મિત્રાચારી છોડી દીધી હતી. કેટલાક ફ્રેન્ચો જેઓ લશ્કરી નિષ્ણાતો હતા તેઓ અંગ્રેજોના બળવાન હરિફોની નોકરીમાં રહ્યા હતા અને અંગ્રેજો વિરૂદ્ધ લાગણી ઉશ્કેરતા હતા. દક્ષિણ હિંદમાં અંગ્રેજ કંપનિનો મોટામાં મોટો હરિફ મ્હૈસુરનો તે સમયનો રાજ્યકર્તા હતો. તેણે નિઝામ સાથે મિત્રાચારી બાંધી પોતાનો પક્ષ મજબુત બનાવ્યો. મ્હૈસુરના રાજ્યની સરહદ બ્રિટિશ હકુમત હેઠળના પ્રદેશની સરહદ સાથે લાગેલી હતી. અંગ્રેજ કંપનિ તેમજ મ્હૈસુરનો રાજ્યકર્તા બન્ને પોતપોતાનાં રાજ્ય વધારવા ઇંતેજાર હતાં. અંગ્રેજ કંપનિને હંફાવનાર મ્હૈસુરનો રાજ્યકર્તા કોણ હતો અને તેણે શું શું કર્યું તે હવે આપણે જોઇએ.

**હૈદરઅલી**

ઇ. સ. ૧૫૬૫ ની તાલીકોટાની લડાઈ બાદ વિજયનગરના સામ્રાજ્યનો અસ્ત થયો તે અરસામાં મ્હૈસુર એક સ્વતંત્ર હિંદુ રાજ્ય બન્યું હતું. અઢારમી સદીના મધ્ય ભાગમાં એ સ્વતંત્ર રાજ્ય રાજા ચિક્કકૃષ્ણરાજના અમલમાં નિર્બળ બનવા લાગ્યું. રાજાનો નંદલાલ નામનો દિવાન રાજ્યનો ખરો કારભારી અને સત્તાધિશ પુરૂષ હતો. આ નંદલાલના સમયમાં હૈદરખાન ઉર્ફે હૈદરઅલી નામનો એક શૂરવીર ચપળ અને સાહસિક પંજાબી મુસલમાન મ્હૈસુરના રાજ્યની નોકરીમાં ડિન્ડીગલના ફોજદાર તરીકે રહ્યો. હૈદરઅલીના બાપનું નામ ફત્તેહ મામદ હતું. પોતાના પિતાના મરણ બાદ હૈદરઅલીએ બહારવટિઆના જેવું જીવન ગુજરવા માંડ્યું હતું. પોતાની સાથે ફરતાં સો બસો માણસોનો તે સરદાર બન્યો હતો. જીવન નિર્વાહ માટે આકરી જીંદગી ગુજારવી પડી હોવાથી આપત્તિ અને અનુભવની નિશાળમાં તે ઘણા કિંમતી પાઠો શીખ્યો અને તેની શક્તિ ખીલી. તે અભણ હોવા છતાં ચાર પાંચ ભાષાઓ બોલી શકતો અને અસંખ્ય બાબતો યાદ રાખતો. પંજાબથી ચાલી નીકળેલો હૈદર આખરે મ્હૈસુરમાં આવી ઠર્યો. ફોઝદાર તરીકેની એની બાહોશી જોઇ દિવાન નંદલાલે તેનાં કામની કદર કરી તેને પોતાના પક્ષમાં લેવા એક સારી જાગીર આપી. મ્હૈસુર રાજ્ય પર ચઢાઇ લઇ આવેલા મરાઠા સરદાર ગોપાલ હરિને હરાવવામાં હૈદરઅલીએ આગેવાની લીધી હતી ત્યારથી એક બહાદુર

અને પરાક્રમી સરદાર તરીકે તેની નામના મ્હૈસુર રાજ્યમાં ઘણી વધી હતી. રાજા ચિક્કકૃષ્ણરાજની માતા અને દિવાન નંદલાલ વચ્ચે લાંબા સમયથી વિરોધ ચાલ્યા કરતો હતો અને તેથી રાજ્યદરબારમાં ઘણાં કપટો અને કાવત્રાં ચાલ્યાં કરતાં. હૈદરઅલી કોઇવાર રાજમાતાના પક્ષમાં તો કોઇ વાર દિવાન નંદલાલના પક્ષમાં ભળતો અને એમ કરવામાં કુનેહથી પોતાની સત્તા અને લાગવગ વધાર્યે જતો. ઈ. સ. ૧૭૬૩ માં હૈદરઅલીએ એક મોટું સાહસ



હૈદરઅલી અને ફ્રેન્ચ એડમીરલ

કર્યું, મ્હૈસુરના રાજાને તથા તેની માતાને તેણે કેદ કર્યાં અને પછીથી દિવાન નંદલાલની પણ સામે થઇ ગયો. આખરે ઈ. સ. ૧૭૬૬ માં હૈદરઅલીએ પોતાને મ્હૈસુરના માલીક તરીકે જાહેર કર્યો. મ્હૈસુરમાં આમ હિંદુ રાજ્યનો લાંબે સમયે અંત આવ્યો અને હૈદરઅલીએ ત્યાં મુસલમાની રાજ્યની સ્થાપના કરી. હૈદરઅલી આટલેથી અટક્યો નહિ કારણ કે તેની મહત્ત્વાકાંક્ષા

તો દક્ષિણ હિંદમાં પોતાની સર્વોપરિ સત્તા જમાવવાની હતી. હૈદરઅલી એક બાહોશ અને શૂરવીર સરદાર હોવા ઉપરાંત એક નિપુણ રાજ્યદ્વારી પુરૂષ હતો. મરાઠાઓ, નિઝામ અને અંગ્રેજો પણ દક્ષિણ હિંદમાં મોટી રાજકીય સત્તા ધરાવતા હતા. એટલે હૈદરઅલી જો રાજ્ય વધારવા પ્રયાસ કરે તો એ ત્રણે સત્તા તરફથી તેનો સામનો કરવામાં આવે એવો દરેક સંભવ હતો. માધવરાવ પેશવાના અમલમાં મરાઠાઓએ હૈદર સામે ચઢાઇ કરી તેને હરાવ્યો ત્યારે તેણે મરાઠાઓને બત્રીસ લાખ રૂપિઆ અને અમુક મુલક આપી તેમની સાથે સુલેહ કરી દીધી. હૈદરઅલી અંગ્રેજોની સત્તાનો ખાસ વિરોધી હતો તેથી તેણે અંગ્રેજો સાથે છંછેડાયલા નિઝામને પોતાના પક્ષમાં લઇ લીધો. પોતાના લશ્કરને વ્યવસ્થિત તાલીમ આપવા માટે તેણે અંગ્રેજોના વિરોધી ફ્રેન્ચ અમલદારોને રોકયા હતા. હૈદરઅલી પોતે પણ લશ્કર અને લડાઇઓની બાબતમાં નિષ્ણાત હતો. અઢારમી સદીના હિંદમાં મહાન્ શિવાજીના અવતાર સમો તે એક અજોડ યોદ્ધો હતો. હૈદરઅલી સ્વભાવે ખંતીલો, સ્વાશ્રયી, નિયમિત અને ઉદ્યમી હતો અને ધર્મની બાબતમાં તે દુરાગ્રહી ન હતો. રાજ્યવહીવટ પર તે ચાંપતી દેખરેખ રાખતો અને લાયક હિંદુઓને તે મોટા હોદ્દાઓ પર નીમતો. આવા બાહોશ સરદાર અને કાર્યકુશળ રાજ્યકર્તાએ અંગ્રેજ કંપનિની સત્તા ઉખેડી નાખવા શી યોજનાઓ ઘડી તે હવે આપણે તપાસીએ.

**પહેલો મ્હૈસુર વિગ્રહ (ઇ. સ. ૧૭૬૭–૬૯)**

હૈદરઅલીએ નવા મુલકો જીતવાનું કામ આગળ ધપાવવા માંડ્યું એટલે પેશવા તેમજ નિઝામ પણ સમજી ગયા કે હૈદર આખા દક્ષિણ હિંદમાં પોતાની સત્તા ફેલાવવા ઇંતેજાર હતો. હૈદરની વધતી જતી સત્તા અટકાવવા માટે પેશવા, નિઝામ અને અંગ્રેજો પરસ્પરના ભેદભાવોને કારણે મૂકી એક થઇ ગયા. આ ત્રણ સત્તાઓ સામે એકી સાથે હૈદરઅલીથી લડી શકાય એમ ન હતું તેથી એ નિપુણ રાજ્યદ્વારી પુરૂષે એકદમ બળ ન અજમાવતાં કળ વાપરી અને પેશવા, અંગ્રેજો અને નિઝામની ત્રિપુટીને કુનેહથી છૂટી પાડી નાખી. મરાઠાઓએ હૈદરના રાજ્ય પર ચઢાઈ કરી તેને હરાવ્યો પણ તેથી હિંમત ન હારતાં હૈદરે મરાઠાઓને પુષ્કળ ધન આપી પાછા કાઢ્યા. અંગ્રેજોનું લશ્કર નિઝામના લશ્કર સાથે મળી હૈદરના મુલક

પર ચઢાઇ લઇ જવાની તૈયારી કરતું હતું એટલામાં હૈદરે નિઝામને સમજાવી લઇ અંગ્રેજોથી છૂટો પાડી લીધો. હવે હૈદરઅલી અને નિઝામનાં લશ્કરો અંગ્રેજ લશ્કર સામે લડાઇમાં ઉતર્યાં; ઈ. સ. ૧૭૬૭. ચંગમનાં યુદ્ધમાં અંગ્રેજ લશ્કરના સેનાપતિ કર્નલ સ્મિથને પાછા હઠવું પડ્યું પણ ત્રેનોમાલીના યુદ્ધમાં કર્નલ સ્મિથનાં લશ્કરને હૈદર તથા નિઝામનાં સૈન્યો હરાવી ન શક્યાં. મદ્રાસનાં અંગ્રેજ લશ્કરની મદદે મુંબઇથી આવી પહોંચેલી અંગ્રેજ લશ્કરની ટુકડીએ પણ હૈદરના મુલક પર ધસારો કર્યો. હૈદરને ગાદી પર આવ્યાને હજી ચાર પાંચ વર્ષજ થયાં હતાં એટલે એનો અમલ હજી સ્થિર બન્યો ન હતો. એ ઉપરાંત અંગ્રેજોએ ધાર્યા કરતાં વધારે ચીવટાઇથી હૈદરનો સામનો કર્યો હતો. આ સંજોગોમાં અંગ્રેજો સાથે સુલેહ કરવાની હૈદરે ખુશી બતાવી. પણ તે સમયના મદ્રાસના અંગ્રેજ ગવર્નર અને તેની કાઉન્સિલ નબળાં અને નાલાયક હતાં તેથી હૈદર જેવા બળવાન શત્રુની સુલેહ માટેની વિનંતીનો તેમણે અસ્વીકાર કર્યો. આથી હૈદરનું સ્વમાન ઘવાયું અને અંગ્રેજો સાથે છેવટ સુધી લડી લેવાનો તેણે નિશ્ચય કર્યો. પોતાના ફ્રેન્ચ લશ્કરી અમલદારોની શક્તિ પર હૈદરે પૂરો વિશ્વાસ મૂક્યો હતો. મહાન્ સંગ્રામ ખેલવા માટે હૈદરે સંપૂર્ણ તૈયારી કરી અને પછીથી તેણે કર્ણાટક, ત્રેચિનોપલ્લી, મદુરા વગેરે મુલકો પર પ્રચંડ અને ઝડપી ધસારો કરી એ મુલકોને ખેદાનમેદાન કરી નાખ્યા.* આ પછીથી હૈદરઅલી પોતાનાં લશ્કર સાથે જાણે કે વીજળીની ત્વરાથી મદ્રાસ તરફ કુચ કરી ગયો અને મદ્રાસથી પાંચ માઇલ દૂર આવી પહોંચી ત્યાં આગળ થંભ્યો. હૈદરઅલીનાં આ ઝડપી અને ઓચિંતા આગમનની ખબર સાંભળી મદ્રાસના અંગ્રેજો

---

* હૈદરઅલી આ સમયે પ્રચંડ વંટોળીઆની માફક કર્ણાટક પ્રાંત પર કેવી નાશજનક રીતે ફરી વળ્યો તેનું હુબહુ અને સચોટ શબ્દચિત્ર ઇંગ્લંડની પાર્લમેંટમાં ઍડમન્ડ બર્કે ઇ. સ. ૧૭૮૫ ના ફેબ્રુઆરીની ૨૮ મી તારીખના ભાષણમાં આપી શ્રોતાજનોને ચકિત કર્યા હતા. ઍડમન્ડ બર્કે કર્ણાટકમાં કે હિંદમાં કદી પગ પણ ન મૂક્યો હતો છતાં તેની ભવ્ય કલ્પનાની મદદથી હૈદરઅલીની કર્ણાટક પરની ચઢાઇનું તેણે એવું વર્ણન આપ્યું હતું કે જાણે એ ચઢાઈ વખતેના સઘળા બનાવો તેણે પોતે નજરે જોયા હોય!

સ્તબ્ધ થઇ ગયા. મદ્રાસના ગવર્નર અને કાઉન્સિલ એવા ગભરાટમાં પડી ગયાં કે તેમણે હૈદર સાથે સુલેહ કરી એટલુંજ નહિ પણ એક બીજાને મદદ કરવાની પણ બાંહેધરી આપી. સુલેહ માટે હૈદરે જે શરતો રજુ કરી તે તમામ શરતો મદ્રાસના અંગ્રેજ ગવર્નર અને કાઉન્સિલે કબૂલ રાખી કારણ કે તેમને એવા ભય હતો કે હૈદર કર્ણાટકના જેવા હાલહવાલ મદ્રાસના પણ કરશે. આ સંધિથી એવું ઠર્યું કે હૈદરે અને અંગ્રેજોએ વિગ્રહ દરમિયાન જીતાયેલા મુલકો એકમેકને પાછા સુપ્રત કરવા, વિગ્રહ અંગે હૈદરઅલીને થયેલો તમામ ખર્ચ અંગ્રેજોએ ભરપાઇ કરવો અને હૈદરે તેમજ અંગ્રેજોએ એક બીજાને યુદ્ધના સમયમાં મદદ કરવી. આ સુલેહથી પહેલા મ્હૈસુર વિગ્રહનો અંત આવ્યો, હૈદરની સત્તા જામી અને અંગ્રેજ કંપનિની સત્તા અને પ્રતિષ્ઠા ઘટ્યાં.

**મરાઠી સત્તા અને અંગ્રેજો**

ઇ. સ. ૧૭૬૧ નાં પાણીપતનાં યુદ્ધમાં અહમદશાહ અબદલ્લીએ મરાઠાઓનો સખત પરાજય કર્યો ત્યારે મરાઠી સામ્રાજ્યને કારમો ફટકો લાગ્યો હતો. આ અરસામાં હિંદની રાજકીય હાલત ઘણીજ અવ્યસ્થિત બની હતી અને તેથી હિંદથી હજારો માઇલ દૂર આવેલા એક નાનકડા બેટના અંગ્રેજો જેવા મુઠ્ઠીભર પરદેશીઓને અંધાધુંધી અને અવ્યસ્થાનો લાભ લઇ હિંદમાં રાજકીય સત્તા જમાવવાની સુંદર તક સાંપડી હતી. પેશવા બાલાજી બાજીરાવના મરણ બાદ તેનો પુત્ર માધવરાવ પેશવા થયો. માધવરાવ પહેલા બાજીરાવના જેવોજ શૂરવીર સેનાપતિ અને કાબેલ રાજ્યદ્વારી પુરૂષ હતો. આ યુવાન પરાક્રમી પેશ્વાના અમલમાં મરાઠાઓનું જોર પાછું ઘણું વધ્યું. કારણ કે મોગલ સલ્તનતનાં ખંડિયેરો પર મરાઠી સામ્રાજ્યની ઇમારત પાછી ચણવાની માધવરાવની મહત્ત્વાકાંક્ષાએ મરાઠી સરદારોને અપૂર્વ પ્રેરણા આપી હતી. ઉત્તર હિંદમાં તેમજ દક્ષિણ હિંદમાં મરાઠી સત્તા સર્વોપરિ બનાવવા માટે માધવરાવ અને તેના શૂરા સરદારો ઘણી લડાઇઓમાં ઉતર્યા અને વિરોધીઓને મહાત કર્યા. સિંધીઆ, હોલ્કર વગેરે મરાઠી સરદારો પર માધવરાવનો પૂરો કાબુ હતો. દક્ષિણ હિંદમાં હૈદરઅલીની વધતી જતી સત્તાને અટકાવવા માધવરાવે હૈદરના મુલક પર ચઢાઇ કરી તેને હરાવ્યો. ત્યાર બાદ તેણે હૈદ્રાબાદના નિઝામ પાસે પણ મરાઠી સત્તાનું સર્વોપરિપણું

કબુલ કરાવ્યું. ઉત્તર હિંદમાં હોલ્કર અને સિંધિઆ માધવરાવની સૂચના પ્રમાણે રજપુતો અને જાટ લોકો સામે લડાઇમાં ઉતર્યા, તેમને હરાવ્યા તેમજ તેમની પાસેથી ખંડણી ઉઘરાવી. દોઆબનો પ્રદેશ પણ મરાઠાઓના કબજામાં આવ્યો. વિજય મેળવતા અને ખંડણી ઉઘરાવતા મરાઠાઓ નજદીકમાં આવી રહ્યા હોવાથી રોહીલાઓ અને આઉધના નવાબ ગભરાટમાં પડ્યા. આઉધનો નવાબ અંગ્રેજ કંપનિનો મિત્ર હતો તેથી તેનાં રાજ્ય પર મરાઠાઓ હુમલો કરે તો અંગ્રેજોને પણ બળવાન મરાઠાઓ સામે સંગ્રામ ખેલવો પડે એ દેખીતું હતું. મરાઠાઓએ દિલ્હી પણ પોતાના કબજામાં લીધું અને મોગલ પાદશાહ શાહઆલમ અંગ્રેજો સાથેની મિત્રાચારી છોડી મરાઠાઓના પક્ષમાં ભળ્યો. મરાઠી સત્તાનો આ ઝડપી વિસ્તાર હિંદમાંનાં અંગ્રેજ સંસ્થાનો માટે ભયરૂપ બન્યો.

**મહાદજી સિંધિયા :**—મહાન પેશ્વા માધવરાવનો વિશ્વાસુ અને બહાદુર સરદાર મહાદજી સિંધિયા રાણોજી સિંધિયાનો દાસીપુત્ર હતો. પાણીપતના યુદ્ધમાં હારેલા મરાઠાઓનું કલંક ધોવાનો મહાદજીએ દઢ સંકલ્પ કર્યો હતો. મહાદજીએ એક મોટું તાલીમબદ્ધ લશ્કર તૈયાર કર્યું હતું અને પોતાના લશ્કરી અમલદારો તરીકે તેણે કેટલાક ફ્રેન્ચોને નીમ્યા હતા. આ બળવાન લશ્કર સાથે મહાદજી ઉત્તર તથા પૂર્વ હિંદપર ફરી વળ્યો અને મરાઠાઓની હાક વગાડી. આ શુરવીર અને હિંમતબાજ મરાઠી સરદારે ઇ. સ. ૧૭૬૧ પછી મરાઠી સત્તાની પુનઃ સ્થાપના કરવાના કાર્યમાં મહત્ત્વનો ફાળો આપ્યો. મહાદજી ઇ. સ. ૧૭૯૪ માં મરણ પામ્યો ત્યાં સુધી તેણે મરાઠી રાજ્યમાં આગેવાનીભર્યો ભાગ ભજવ્યો અને દિલ્હીના મોગલ પાદશાહને પોતાના હાથ પર રાખી તેણે મરાઠી સત્તાની પ્રતિષ્ઠા ઘણી વધારી. તે જમાનાના હિંદના લગભગ તમામ આગેવાન પુરૂષોની માફક મહાદજી પણ અંગત સ્વાર્થ અને સત્તાના લોભને વળગી રહેવામાં સ્વદેશાભિમાન વીસરી જતો અને કોઇકવાર દુશ્મનોની પણ પડખે ઉભો રહેતો.

**નાના ફડનવીસ :**—માધવરાવ પેશ્વાએ નીમેલા બાહોશ અમલદારોમાં નાના ફડનવીસ સૌથી શ્રેષ્ઠ હતો. માધરાવના મરણ બાદ મહાદજી સિંધિયા અને નાના ફડનવીસ વચ્ચે સત્તા મેળવવા તીવ્ર હરિફાઈ ચાલી હતી પરંતુ નાના ફડનવીસ એક મહાબુદ્ધિશાળી મુત્સદ્દી હતો તેથી તેની કુનેહ અને

રાજરમત આગળ મહાદજીનું બહુ ચાલતું ન હતું. પેશ્વા સવાઇ માધવરાવના અમલમાં ખરો કારભાર મુખ્ય પ્રધાન નાના ફડનવીસના હાથમાં હતો.



નાના ફડનવીસ

મરાઠી સત્તાની ઉન્નતિ સાધવા આ બાહોશ મુત્સદ્દીએ ઘણા ઘણા પ્રયાસો કર્યા. મરાઠી સરદારોમાં જો એકસંપ ન રહે તો હિંદમાં રાજકીય સત્તા જમાવી બેઠેલા પરદેશી અંગ્રેજો મરાઠી સત્તાના મોટામાં મોટા હરિફ બનશે એ ખ્યાલ નાના ફડનવીસ સિવાય બીજા કોઇ પણ મરાઠી રાજ્યદ્વારી પુરૂષને ન હતો. ઇ. સ. ૧૮૦૦ માં મહારાષ્ટ્રનો આ અજોડ અને છેલ્લો મુત્સદ્દી મરણ પામ્યો ત્યાં સુધીમાં તેણે અંગ્રેજ કંપનિ સાથે કેવી રીતનો સંબંધ રાખ્યો તે આપણે હવે પછીનાં પ્રકરણોમાં જોઇશું.

# પ્રકરણ સાર

## (૧) બંગાળામાં અવ્યવસ્થા (ઈ. સ. ૧૭૬૭–૭૨):—

પાંચ વર્ષમાં બે ગવર્નરો—વેરેલ્સ્ટ અને કાર્ટિઅર; બન્નેનો નબળો કારભાર; ક્લાઇવે દાખલ કરેલી 'દ્વિમુખી રાજ્યપદ્ધતિ'નાં માઠાં પરિણામો; પ્રજા પર નવાબના અમલદારો અને કંપનિના અમલદારોનો બેવડો ત્રાસ; બંગાળા, બિહાર અને ઓરિસ્સામાં અંધાધુંધી, લાંચરૂશ્વત અને ત્રાસનું વાતાવરણ અને પ્રજાની પાયમાલી.

## (૨) કર્ણાટકનો વહીવટ:—

કર્ણાટકના નવાબ મહમદઅલ્લીના વહીવટમાં ગંભીર ખામીઓ; અંગ્રેજ કંપનિની છત્રછાયા હેઠળ નવાબી ભોગવતા મહમદઅલ્લીના કારભારમાં કંપનિના અમલદારોની દરમિયાનગીરી; પોતાનું મોટું દેવું ભરપાઈ કરવા માટે નવાબે કંપનિના અમલદારો પાસેથી વ્યાજે લીધેલી મોટી રકમો; રાજ્યવહીવટની સત્તા દેવાદાર નવાબના હાથમાંથી ધીમે ધીમે કંપનિના હાથમાં જવા લાગી.

## (૩) દક્ષિણ હિંદની પરિસ્થિતિ:—

(અ) **હૈદરઅલ્લી અને પહેલો મ્હૈસુર વિગ્રહ**:—સાધારણ નોકરીમાંથી મ્હૈસુરનો રાજ્યકર્તા બનેલો શૂરવીર અને બુદ્ધિશાળી હૈદર; દક્ષિણ હિંદમાં અંગ્રેજોની સત્તા તોડવાની અને પોતાની સત્તા વધારવાની હૈદરની નેમ; હૈદરઅલ્લીની વધતી જતી સત્તા અટકાવવા માટે પેશ્વા, નિઝામ અને અંગ્રેજો એકત્રિત થયા; હૈદરે કુનેહથી પેશ્વા અને નિઝામને સમજાવી લીધા અને પછી તે અંગ્રેજો સામે યુદ્ધમાં ઉતર્યો, ઈ. સ. ૧૭૬૭; હૈદરે કર્ણાટક, મદુરા વગેરે ખેદાનમેદાન કરી નાખ્યાં અને મદ્રાસ પર હલ્લો લઈ ગયો; અંગ્રેજોને હૈદર સાથે સુલેહ કરવાની ફરજ પડી અને હૈદરની સત્તા વધી, ઈ. સ. ૧૭૬૯.

(બ) **અંગ્રેજ કંપનિ અને મરાઠાઓ :**—માધવરાવ પેશ્વાના અમલમાં મરાઠી સત્તાનો ફરીથી ઉદય થયો; દક્ષિણ હિંદમાં પેશ્વાનું લશ્કરી બળ સૌથી મહાન્ બન્યું; સિંધિયા જેવા મરાઠી સરદારોએ ઉત્તર હિંદમાં પણ જબ્બર રાજકીય સત્તા જમાવી; મરાઠી સત્તાની ઉન્નતિ સાધવા નાના ફડનવીસ જેવા બાહોશ મુત્સદીના પ્રયાસો; ઉત્તર અને દક્ષિણ હિંદમાં મરાઠી સત્તા અંગ્રેજ કંપનિ માટે ભયરૂપ બની.

---

## પ્રશ્નો

(૧) અંગ્રેજ કંપનિને બંગાળાની 'દિવાની' મળી ત્યારથી બંગાળાનો વહીવટ કેવી રીતે ચાલવા લાગ્યો? એ વહીવટમાં શી શી ખામીઓ હતી?

(૨) અંગ્રેજ કંપનિ અને કર્ણાટકના નવાબ મહમદઅલ્લી વચ્ચે કેવી રીતનો સંબંધ હતો? નવાબ મહમદઅલ્લીનો અમલ સાવ નિષ્ફળ કેમ નીવડ્યો?

(૩) હૈદરઅલ્લી કોણ હતો? હૈદરઅલ્લી અને મરાઠાઓ અંગ્રેજ કંપનિ પ્રત્યે કેવી વલણ ધરાવતા? પહેલો મ્હૈસુર વિગ્રહ કોની કોની વચ્ચે અને શા માટે થયો અને તેનાં શાં પરિણામો આવ્યાં?

# પ્રકરણ ૪ થું

## વૉરન હેસ્ટિંગ્સ અને બ્રિટિશ સત્તાનો વિસ્તાર

ઈ. સ. ૧૭૬૭ થી ૧૭૭૨ સુધીનાં પાંચ વર્ષ દરમિયાન બંગાળા, બિહાર અને ઓરિસ્સાના વહીવટમાં જે અંધેર અને ગોટાળા ચાલ્યા એ વિષે આપણે આગલા પ્રકરણમાં વાંચી ગયા. એ પાંચ વર્ષમાં બંગાળામાં બે ગવર્નરો નીમાયા પરંતુ બન્નેનો કારભાર સાવ નિષ્ફળ નીવડ્યો. અંગ્રેજ કંપનિના સંચાલકોએ (ડાયરેક્ટરોએ) આ ગંભીર ખામીઓથી ભરેલો વહીવટ સુધારવા ઈ. સ. ૧૭૭૨ માં વૉરન હેસ્ટિંગ્સ નામના એક બાહોશ અને ચારિત્ર્યવાન પુરૂષને બંગાળાના ગવર્નર તરીકે નીમ્યો. વૉરન હેસ્ટિંગ્સ ઈ. સ. ૧૭૫૦ માં ઈસ્ટ ઇન્ડિઆ કંપનિની નોકરીમાં એક કારકુન તરીકે અઢાર વર્ષની ઉમરે જોડાયો હતો. કલાઇવે તેની બાહોશી જોઈ તેને મીરજાફરના દરબારમાં કંપનિના વકીલ તરીકે નીમ્યો હતો. વૉરન હેસ્ટિંગ્સ ચાલાક અને બુદ્ધિશાળી હતો અને તેથી તેના ઉપરીઓનો તે પૂર્ણ વિશ્વાસ મેળવી લેતો. હેસ્ટિંગ્સ ત્યાર બાદ કલકત્તાની કાઉન્સિલનો અને પછીથી મદ્રાસની કાઉન્સિલનો સભ્ય નીમાયો. હેસ્ટિંગ્સને હિંદનો અને ખાસ કરીને બંગાળાનો ઘણો અનુભવ થયો હતો. એ ઉપરાંત હેસ્ટિંગ્સે એક પ્રમાણિક અને બાહોશ અમલદાર તરીકે નામના પણ મેળવી હતી. બંગાળાના વહીવટમાં સુધારો કરી યોગ્ય વ્યવસ્થા લાવી શકે એવી એનામાં શક્તિ હોવાથી કંપનિના સંચાલકોની પસંદગી એના પર ઉતરી અને વૉરન હેસ્ટિંગ્સને બંગાળાના ગવર્નરની પદ્રી આપવામાં આવી. આમ કલાઈવની માફક હેસ્ટિંગ્સ પણ સાધારણ કારકુનીમાંથી પોતાની બુદ્ધિ અને શક્તિના બળે ઉંચામાં ઉંચી પાયરી પર ચઢી શક્યો. રાજ્યવહીવટની બાબતમાં હેસ્ટિંગ્સ કલાઈવના કરતાં વધારે સારૂં જ્ઞાન ધરાવતો હતો. હેસ્ટિંગ્સનું ચારિત્ર્ય કલાઇવના ચારિત્ર્ય કરતાં ચઢિઆતું હતું. કલાઇવ અંગત રીતે હેસ્ટિંગ્સ કરતાં ઘણોજ સ્વાર્થી હતો જ્યારે હેસ્ટિંગ્સનું નૈતિક જીવન, કલાઈવના નૈતિક જીવનને મુકાબલે, લગભગ ખામીરહીત હતું.

**વૉરન હેસ્ટિંગ્સ બંગાળાનો ગવર્નર**

વૉરન હેસ્ટિંગ્સે બંગાળાના ગવર્નર તરીકે બે વર્ષ કામ કર્યું–ઈ. સ. ૧૭૭૨–૭૪. ત્યાર બાદ અગિઆર વર્ષ હેસ્ટિંગ્સે હિંદમાંના અંગ્રેજ સંસ્થાનોના પહેલા ગવર્નરજનરલ તરીકે કામ કર્યું.

**હેસ્ટિંગ્સની વ્યવસ્થા**

બંગાળાના ગવર્નર થયા પછી તેણે પોતાનો વહીવટ સંપૂર્ણ રીતે સુધારવાનો નિશ્ચય કર્યો. બંગાળા, બિહાર અને ઓરિસ્સાની પ્રજા કંપનિના અમલદારોને હાથે લૂંટાતી હતી અને એ પ્રાંતોમાંની ન્યાયની અદાલતો હરરાજીના બજારો જેવી લાગતી હતી. કંપનિના નોકરો પર અંકુશ રાખી, વહીવટનાં જુદાં જુદાં ખાતાંઓ સુધારી, એ ત્રણ પ્રાંતોની ગરીબ પ્રજાને રાહત આપવાના ધ્યેયથી હેસ્ટિંગ્સે સુધારાઓ દાખલ કરવા માંડ્યા.



વૉરન હેસ્ટિંગ્સ

**મહેસુલી સુધારાઓ**:—વહીવટી તંત્રમાંનો સડો સાફ કરવા માટે હેસ્ટિંગ્સે પહેલું ધ્યાન મહેસુલ ખાતા તરફ આપ્યું. મહેસુલ ઉઘરાવનારાઓ

રૈયત પર જુલ્મ ગુજારતા હતા અને મહેસુલ વસુલ લેનાર અધિકારીઓ રૈયત પાસેથી બળજબરીથી નાણાં કઢાવતા હતા. આ અધિકારીઓ જેઓ હિંદી હતા તેઓ મોટે ભાગે સ્વાર્થી અને લાંચીઆ હતા અને તેથી કંપનિની તિજોરીમાં મહેસુલની આવક ઓછી આવતી હતી. હેસ્ટિંગ્સે કલાઇવની 'દ્વિમુખી રાજ્યપદ્ધતિ' રદ કરી, મહંમદ રેઝાખાન અને રાજા સીતાપરાય જેવા વસુલાતી અધિકારીઓને રજા આપી, મહેસુલ વસુલાતનું કામ કંપનિનાજ નોકરોને સોંપ્યું. મહેસુલની કચેરીઓ પટણા તથા મુર્શિદાબાદથી ખસેડીને કલકત્તા લાવવામાં આવી. પાકના ધોરણે જમીનની જુદી જુદી જાતોનું વર્ગીકરણ કરવામાં આવ્યું. કંપનિને દર વર્ષે મહેસુલની ઉપજ રીતસરની મળે એ માટે હેસ્ટિંગ્સે જાહેર લીલામથી પાંચ વર્ષના ઇજારે જમીનદારોને જમીન આપવાની પ્રથા ચાલુ કરી. દરેક જીલ્લામાં મહેસુલ વસુલાતના કામ પર દેખરેખ રાખવા જે અંગ્રેજ અમલદારો નીમાયા તે 'કલેક્ટરો' તરીકે ઓળખાવા લાગ્યા. કલેક્ટરો સ્થાનિક બાબતોથી વાકેફ ન હોવાને લીધે તેમને જમીન મહેસુલની બાબતમાં સલાહ આપવા માટે સલાહકારક મંડળો ( Advisory Boards) પણ નીમવામાં આવ્યાં. હેસ્ટિંગ્સે મહેસુલ સંબંધી કરેલી આ વ્યવસ્થા હંગામી અથવા કામચલાઉ જમાબંધી તરીકે ઓળખાય છે. હેસ્ટિંગ્સની આ વ્યવસ્થાથી સામાન્ય ખેડુતોનાં બધાં દુઃખોનું નિવારણ તો ન થયું કારણ કે પાંચ વર્ષને પટે લીલામમાં ઇજારો રાખનાર જમીનદારો ખેડુતો પાસેથી દબાણ કરી પૈસા કઢાવતા. વળી પાંચ વર્ષ પૂરાં થતાં જમીન પોતાની પાસે જ બીજાં પાંચ કે વધારે વર્ષ રહે એની ખાત્રી ન હોવાથી જમીનદારો જમીન સુધરાવવા તરફ ભાગ્યેજ લક્ષ આપતા. છતાં એકંદરે કલાઇવે કરેલી વ્યવસ્થા કરતાં હેસ્ટિંગ્સની આ વ્યવસ્થા ખેડુતો માટે વધારે સારી અને ઓછી ત્રાસદાયક હતી.

**ન્યાયખાતામાં સુધારાઃ**—હેસ્ટિંગ્સ તેનાં અંગત જીવનમાં પ્રમાણિક અને ન્યાયપ્રિય હતો તેથી બંગાળા, બિહાર અને ઓરિસ્સામાં ન્યાયની કચેરીઓમાં ન્યાયને નામે જે ફારસો ભજવાતાં હતાં તે બંધ કરાવવા હેસ્ટિંગ્સે સંકલ્પ કર્યો. કલાઇવના વખતથી ન્યાયખાતામાં દ્વિમુખી પદ્ધતિ ચાલતી હતી—દિવાની અથવા મુલકી મુકર્દમાઓ કંપનિના અમલદારો ચલાવતા અને ફોઝદારી મુકર્દમાઓ નવાબના અધિકારીઓ આગળ ચાલતા. હેસ્ટિંગ્સે

ન્યાયખાતામાં પણ બેધારી સત્તા નાબૂદ કરી. ફોઝદારી અદાલતોમાં નવાબના અધિકારીઓને સ્થાને કંપનિના અધિકારીઓ નીમ્યા અને દરેક જીલ્લામાં એક દિવાની અને એક ફોઝદારી અદાલત સ્થાપી. બંગાળાના નવાબની પદ્દી સદંતર કાઢી ન નાખતા હેસ્ટિંગ્સે બંગાળાના નવાબને કંપનિનો એક સત્તાહિન પેન્શનર બનાવ્યો. બંગાળાના નવાબની સત્તા આમ વહીવટી તંત્રનાં બધાં ખાતાંમાંથી અદશ્ય થઈ અને અંગ્રેજ કંપનિએ બંગાળા, બિહાર અને ઓરિસ્સામાં સંપૂર્ણ રાજસત્તા ભોગવવા માંડી. રાજ્યવહીવટ અંગેનું તમામ ખર્ચ હવે કંપનિ સરકાર કરવા લાગી હતી તેથી હેસ્ટિંગ્સે બંગાળાના નવાબનું પેન્શન ૫૩ લાખ રૂપિયાથી ઘટાડી ૨૬ લાખ રૂપિઆનું કર્યું. કલકત્તામાં વડી દિવાની તથા ફોઝદારી અદાલતો સ્થાપવામાં આવી. હિંદુ તેમજ મુસલમાની કાયદાઓના ગ્રંથો તૈયાર કરાવવા માટે હેસ્ટિંગ્સે વ્યવસ્થા કરાવી. આમ હેસ્ટિંગ્સે ન્યાયખાતામાં સારા સુધારા દાખલ કરી ન્યાયનું કાર્ય સારા પાયા પર મૂકયું. હેસ્ટિંગ્સની આ વ્યવસ્થામાં એક મોટી ખામી હતી તે એ કે એણે કારોબારી ખાતું અને ન્યાયખાતું અલગ ન રાખ્યાં અને જીલ્લાના મહેસુલ કલેકટરને જીલ્લાના ન્યાયખાતાના પણ ઉપરી અધિકારીની સત્તા આપવામાં આવી.

**હેસ્ટિંગ્સ અને રોહીલાઓ**

મહેસુલ અને ન્યાયખાતામાં સુધારાઓ દાખલ કર્યા બાદ હેસ્ટિંગ્સે કંપનિની નાણાંકીય સ્થિતિ સુધારવા તરફ લક્ષ આપવા માંડ્યું. કંપનિનાં હિંદમાંના સંસ્થાનો ખાતે અમલદારોનો પગાર, લડાઇઓ વગેરેનો જે ખર્ચ વધતો જતો હતો તેના પ્રમાણમાં કંપનિની આવક વધતી ન હતી તેથી કંપનિના ઇંગ્લંડમાંના સંચાલકો ઘણો ઉચાટ કરતા હતા. હેસ્ટિંગ્સ કંપનિની આવક વધારવાના માર્ગોની શોધમાં હતો. અયોધ્યાનો નવાબ કંપનિનો મિત્ર હતો. અયોધ્યાના રાજ્યની નજદીકમાં ગંગા નદીની ઉત્તરે રોહીલખંડનો મુલક આવેલો હતો. રોહીલખંડના રોહીલાઓ સાથે અયોધ્યાના નવાબ સુજાઉદ્દૌલાને સારો બનાવ ન હતો. સુજાઉદ્દૌલાની નેમ રોહીલખંડને પોતાનાં રાજ્ય સાથે જોડી દેવાની હતી. મરાઠાઓનું જોર ઉત્તર હિંદમાં પણ ઘણું વધી પડ્યું હતું અને તેથી રોહીલાઓ જો કદાચ મરાઠાઓ સાથે મળી જાય તો સુજાઉદ્દૌલાને ભારે પડી જાય એમ હતું. રોહીલાઓને હાથ પર રાખી મરાઠાઓ જો

કદાચ અયોધ્યાનાં રાજ પર ચઢાઇ કરે તો પછીથી મરાઠાઓ અંગ્રેજોની હકુમત હેઠળનાં બંગાળા અને બિહાર પર પણ ચઢાઇ લઈ આવે એવી હેસ્ટિંગ્સને ભીતિ હતી. આવા સંજોગોમાં અયોધ્યાનાં નવાબ સુજાઉદ્દૌલાએ રોહિલખંડ પર ચઢાઈ કરવા માટે હેસ્ટિંગ્સની પાસે લશ્કરની મદદ માગી અને એ મદદના બદલામાં કંપનિને ૪૦ લાખ રૂપિઆ આપવાનું વચન આપ્યું. રોહિલખંડ પર ચઢાઈ લઈ જવાનો સુજાઉદ્દૌલાને કે હેસ્ટિંગ્સને ન્યાયની દૃષ્ટિએ કશો હક્ક હતો નહિ છતાં હેસ્ટિંગ્સે સુજાઉદ્દૌલાને જોઇતી મદદ આપી. હેસ્ટિંગ્સની ગણત્રી એવી હતી કે એમ કરવામાં એક કાંકરે બે પક્ષી પડતાં હતાં, મદદ આપવાથી સુજાઉદ્દૌલા સાથેની મિત્રાચારી વધે એમ હતી અને બીજી બાજુએ કંપનિની તિજોરીમાં ૪૦ લાખ રૂપિઆ આવે તો નાણાંભીડ ઓછી થાય એમ હતી. આ ગણત્રી કરવામાં હેસ્ટિંગ્સે ન્યાય કે અન્યાયનો વિચાર ન કરતાં ફક્ત કંપનિનુંજ હિત જોયું અને અયોધ્યાના નવાબને લશ્કરની મદદ મોકલી આપી, ઈ. સ. ૧૭૭૩. નવાબે રોહિલખંડ પર ચઢાઈ કરી. રોહીલાઓ બહાદુરીથી લઢ્યા પણ હારી ગયા. હજારો રોહીલાઓ મરાયા, રોહીલખંડનાં અનેક ગામડાંઓ તારાજ થયાં અને રોહીલા સ્ત્રીઓ તથા બાળકો ઉપર પણ જુલ્મ ગુજર્યો. રોહિલખંડનો લગભગ અધો ભાગ અયોધ્યાના રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યો. રોહીલાઓનું નિકંદન કાઢવામાં નવાબનાં લશ્કર કરતાં અંગ્રેજ લશ્કરે વધારે ભાગ લીધો હતો. માત્ર નાણાં મેળવવા ખાતર કંપનિનું લશ્કર ભાડે આપવાની હેસ્ટિંગ્સની આ નીતિ તેના અમલ માટે કલંકરૂપ હતી.

હેસ્ટિંગ્સે ભાડે આપેલું કંપનિનું લશ્કર જ્યારે રોહીલાઓનો વિનાશ કરી રહ્યું હતું ત્યારે રોહીલખંડથી હજારો માઇલ દૂર આવેલાં ઇંગ્લંડની પાર્લમેંટમાં કંપનિના હિંદમાંના રાજ્યવહીવટ વિષે યોગ્ય ધારાધોરણ ઘડવા માટે એક કાયદો પસાર કરવાની તૈયારીઓ ચાલી રહી હતી. ઇંગ્લંડની ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ જે સત્તરમી સદીમાં એક વેપારી મંડળી હતી તે અઢારમી સદીમાં વિશાળ મુલક પર રાજસત્તા ભોગવતી એક રાજકીય સંસ્થા બની ચૂકી હતી. કંપનિનાં હિંદમાંના સંસ્થાનોમાં નોકરી કરતા અંગ્રેજો થોડાં વર્ષોમાં માલદાર અને ધનાઢ્ય થઈ ઇંગ્લંડ પાછા ફરતા હતા જ્યારે કંપનિની નાણાંકીય સ્થિતિ સુધરવાને બદલે

**રેગ્યુલેટિંગ ઍક્ટ ઈ. સ. ૧૭૭૩**

ઉલટી બગડતી જતી હતી એટલે કંપનિના વહીવટમાં ગંભીર ખામીઓ હતી એ દેખીતું હતું. કલાઇવ ઈ. સ. ૧૭૬૭ માં ઇંગ્લંડ પાછો ફર્યો ત્યારબાદ તેના પર પાર્લમેંટમાં ગંભીર આરોપો મૂકાયા હતા ત્યારથી પાર્લમેંટે કંપનિના હિંદમાંના વહીવટ વિષે સારો રસ લેવા માંડ્યો હતો. એક વેપારી મંડળી રાજ્યકર્તાની માફક વિશાળ મુલકો પર વહીવટ ચલાવે એ બીના જેટલી અસાધારણ તેટલીજ અજુગતી લાગતી હતી અને તેથી એવી મંડળી કે કંપનિના વહીવટ પર પાર્લમેંટ જેવી રાજકીય સંસ્થાનો ઓછોવત્તો અંકુશ રહેવો જોઇએ એવી માન્યતા ઇંગ્લંડની પાર્લમેંટના સભ્યોમાં વધતી જતી હતી. આ અરસામાં લૉર્ડ નૉર્થ ઇંગ્લંડનો વડો પ્રધાન હતો. ઈસ્ટ ઇન્ડિઆ કંપનિના હિંદમાંના વહીવટનું નિયમન કરાવવા માટે તેણે ઇ. સ. ૧૭૭૩ માં પાર્લમેંટમાં એક કાયદો પસાર કરાવ્યો જે ઈ. સ. ૧૭૭૩ નો નિયામક ધારો ( રેગ્યુલેટીંગ ઍક્ટ ) કહેવાય છે. આ ધારાની રૂએ કંપનિને તેના હિંદમાંના વહીવટ માટે ઇંગ્લંડની પાર્લમેંટને જવાબદાર ઠેરવવામાં આવી. આ ધારાની અગત્યની કલમો આ પ્રમાણેની હતી : ( અ ) બંગાળા, બિહાર અને ઓરિસ્સાના વહીવટ માટે એક ગવર્નર-જનરલ નીમવો જેણે હિંદમાંના કંપનિના બીજાં સંસ્થાનો અથવા ઇલાકાઓના વહીવટ પર પણ દેખરેખ રાખવી; ( આ ) મુંબઈ તથા મદ્રાસનાં કંપનિના સંસ્થાનો અથવા ઇલાકાઓ ગવર્નર-જનરલના તાબામાં ગણવા. ( ઇ ) ગવર્નર-જનરલને તેના કામમાં મદદ કરવા માટે ચાર સભ્યોની એક કાઉન્સિલ નીમવી અને કાઉન્સિલની બહુમતિનો નિર્ણય ગવર્નર-જનરલને બંધનકર્તા ગણવો; ( ઈ ) કલકત્તામાં એક સદર અદાલત સ્થાપવી અને તેમાં એક વડા ન્યાયાધિશ અને બીજા ત્રણ ન્યાયાધિશોની નિમણૂક ઇંગ્લંડની સરકાર તરફથી કરવી; ( ઉ ) કંપનિના નોકરોએ હિંદી રાજ્યકર્તાઓ અથવા તો એ રાજ્યકર્તાઓના એજન્ટો પાસેથી કોઈપણ જાતની બક્ષીસ લેવી નહિ અને કંપનીના નોકરોએ ખાનગી રીતે અંગત વેપાર કરવો નહિ. ઈ. સ. ૧૭૭૩ ના આ રેગ્યુલેટીંગ ઍક્ટમાં કેટલીક ગંભીર ખામીઓ હતી. આ કાયદાની રૂએ કંપનિના હિંદી સંસ્થાનોના પહેલા ગવર્નર-જનરલ તરીકે હેસ્ટિંગ્સની જ નિમણુક કરવામાં આવી એટલે આ કાયદાની ખામીઓને લઈને હેસ્ટિંગ્સને જ ઘણું શોષવું પડ્યું. ગવર્નર-જનરલ અને તેની કાઉન્સિલ વચ્ચેનો સંબંધ, બન્નેની સત્તા તથા હકુમતનો વિસ્તાર,

ગવર્નર-જનરલ અને તેની કાઉન્સિલ સાથે કલકત્તાની વડી સદર અદાલતનો સંબંધ, સદર અદાલતની હકુમતનો વિસ્તાર અને સદર અદાલતે કયા દેશના (ઇંગ્લંડના કે હિંદના) કાયદા પ્રમાણે કામ કરવું વગેરે મહત્ત્વની બાબતો રેગ્યુલેટીંગ ઍક્ટમાં સ્પષ્ટ કરવામાં આવી ન હતી. રેગ્યુલેટીંગ ઍક્ટની આવી ખામીઓને લઇને હેસ્ટિંગ્સ કેવી મુશ્કેલીઓમાં મૂકાયો તે હવે આપણે જોઈએ.

**હેસ્ટિંગ્સ અને તેની કાઉન્સિલ**

રેગ્યુલેટીંગ ઍક્ટનો અમલ ઇ. સ. ૧૭૭૪ થી શરૂ થયો. પહેલા ગવર્નર–જનરલ તરીકે વૉરન હેસ્ટિંગ્સ અને તેની કાઉન્સિલના ચાર સભ્યો તરીકે જનરલ ક્લેવરિંગ, કર્નલ મૉન્સન, સર ફિલિપ ફ્રાન્સિસ અને મી. રીચર્ડ બારવેલ નીમાયા. આ નિમણૂકો આ વખતે ઇંગ્લંડની સરકાર તરફથી કરવામાં આવી હતી અને ત્યાર પછીને માટે એવું ઠરાવવામાં આવ્યું કે ગવર્નર-જનરલ અને તેની કાઉન્સિલના ચાર સભ્યોની નિમણૂક ઇંગ્લંડની સરકારની મંજૂરી લઇને કંપનિએ પોતે કરવી. હેસ્ટિંગ્સને શરૂઆતથી જ પહેલા ત્રણ સભ્યો સાથે બન્યું નહિ તેથી કાઉન્સિલના કામકાજમાં શરૂઆતથી જ મુશ્કેલીઓ ઉભી થવા લાગી. કાઉન્સિલની વધુમતિનો નિર્ણય ગવર્નર–જનરલને બંધનકર્તા હોવાથી અને કાઉન્સિલના ત્રણ સભ્યો મૂળથીજ હેસ્ટિંગ્સની વિરૂદ્ધમાં હોવાથી હેસ્ટિંગ્સ લગભગ પરાધીન બની ગયો અને તે પોતાના સ્વતંત્ર અભિપ્રાય પ્રમાણે કોઈ પણ પગલું ભરી શકયો નહિ. કાઉન્સિલનું કામકાજ વધુમતે ચાલતું. દરેક સભ્યને એકેક મત આપવાનો અધિકાર હતો જ્યારે ગવર્નર–જનરલને સભ્ય તરીકેનો એક મત આપવાનો હક્ક હતો એ ઉપરાંત કાઉન્સિલના પ્રમુખ તરીકે તકરારના પ્રસંગે (એટલે કે બન્ને બાજુ જ્યારે સરખા મત થાય ત્યારે) વિશિષ્ટ અથવા નિર્ણયાત્મક મત (કાસ્ટીંગ વોટ) આપવાનો પણ અધિકાર હતો. કાઉન્સિલની વધુમતિના નિર્ણયની વિરૂદ્ધ જઈ પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે વર્તવાની છૂટ રેગ્યુલેટીંગ ઍક્ટમાં ગવર્નર–જનરલને આપવામાં આવી ન હતી. કાઉન્સિલમાં આમ બે પક્ષો પડી ગયા; એક પક્ષમાં ફ્રાન્સિસ, કલેવરીંગ અને મૉન્સન, અને બીજા પક્ષમાં ગવર્નર–જનરલ હેસ્ટિંગ્સ અને બારવેલ. આ બે પક્ષો વચ્ચે બે વર્ષ સુધી તો તીવ્ર ઝઘડાઓ ચાલ્યા જેને પરિણામે હેસ્ટિંગ્સની સ્થિતિ કફોડી બની. ફ્રાન્સિસ, કલેવરીંગ અને મૉન્સનને હિંદની પરિસ્થિ-

તિનો ખ્યાલ ન હતો કારણકે તેઓ તાજેતરમાં જ ઇંગ્લંડથી કલકત્તા આવ્યા હતા. રાજ્યવહીવટ સંબંધી તેમના વિચારો સ્વતંત્ર અને ઉદાર હતા તેથી તેમને હેસ્ટિંગ્સની રાજ્યનીતિ આપખુદ અને જુલ્મી લાગી. રોહિલાઓનો વિનાશ કરવા માટે હેસ્ટિંગ્સે અયોધ્યાના નવાબને નાણાં લઈ જે મદદ આપી હતી એ કામ અન્યાયી હતું એથી કાઉન્સિલની વધુમતિએ ઠરાવ કર્યો અને અયોધ્યાના નવાબ સાથે હેસ્ટિંગ્સને નવા કરાર કરવાની ફરજ પાડી. કાઉન્સિલમાં પડેલા બે પક્ષો વચ્ચેનો વિરોધ દિવસે દિવસે વધતો જતો હતો. હેસ્ટિંગ્સના પ્રત્યેક કાર્યની વિરૂદ્ધ કાઉન્સિલ વધુમતિએ ઠરાવ પસાર કરતી અને ગવર્નર–જનરલ તરીકે હેસ્ટિંગ્સના હાથ નીચા પડતા. ફ્રાન્સિસ અને ક્લેવરીંગની ઇંગ્લંડમાં હેસ્ટિંગ્સ કરતાં વધારે લાગવગ હતી તેથી તેઓ હેસ્ટિંગ્સની ઘણી પજવણી કરી શકયા. એવું કહેવાય છે કે હેસ્ટિંગ્સ સામે વ્યવસ્થિત અને મક્કમ વિરોધ ઉભો કરવામાં ફ્રાન્સિસનું ધ્યેય એ હતું કે હેસ્ટિંગ્સને ગવર્નર–જનરલની પદ્દી પરથી બરતરફ કરાવી પોતાને માટે એ પદ્દી મેળવવી.

કાઉન્સિલના ત્રણ સભ્યોના કાયમ વિરોધથી હેસ્ટિંગ્સ મુંઝાયો તો ખરો પરંતુ પોતે દૃઢ અને મક્કમ વિચારનો માણસ હોવાથી હતાશ ન થયો અને ત્રણ વિરોધી સભ્યો સામે ટક્કર ઝીલ્યા કરી.

**ગવર્નર–જનરલ હેસ્ટિંગ્સની ખટપટો**

ગવર્નર–જનરલ અને તેની કાઉન્સિલના સભ્યો વચ્ચે અણબનાવ ચાલ્યા કરે છે એ બીના જ્યારે જાહેર થઈ ગઈ ત્યારે હેસ્ટિંગ્સના વહીવટ વિરૂદ્ધ ઘણી ફરિયાદો થવા લાગી. કાઉન્સિલના ત્રણ વિરોધી સભ્યો આવી ફરિયાદો ખરી હોય યા ખોટી હોય તેની દરકાર કર્યા વિના તેને મોટું સ્વરૂપ આપતા અને હેસ્ટિંગ્સના વહીવટને કલંકિત બનાવવા ઘણી ખટપટો ઉભી કરતા. પોતાની પ્રતિષ્ઠા બચાવવા ખાતર હેસ્ટિંગ્સ પણ આવી ખટપટોનો સામનો કરવા વિરૂદ્ધ ખટપટો ઉભી કરતો. રેગ્યુલેટીંગ ઍક્ટ હેસ્ટિંગ્સને માટે તો ખરેખર શ્રાપરૂપ જ નીવડ્યો હતો.* નંદકુમાર

* "ઍડમન્ડ બર્કે પાર્લમેંટમાં વૉરન હેસ્ટિંગ્સ પર મુકર્દમો ન ચલાવતાં રેગ્યુલેટીંગ ઍક્ટના ઘડનાર લૉર્ડ નૉર્થ પર મુકર્દમો ચલાવવો હતો કારણ કે બિચારો હેસ્ટિંગ્સ તો એ હાનિકારક કાયદાનો માત્ર ભોગ બન્યો હતો." ("કેમ્બ્રીજ હિસ્ટ્રિ ઑફ ઇન્ડિઆ")

નામના એક આગેવાન બંગાળી બ્રાહ્મણે કાઉન્સિલ સમક્ષ હેસ્ટિંગ્સ સામે એવી ફરિયાદ કરી કે હેસ્ટિંગ્સે બંગાળાના આગલા નવાબ મીર જાફરની વિધવા પાસેથી અને નવાબના બીજા અમલદારો પાસેથી પુષ્કળ લાંચ લીધી હતી. હેસ્ટિંગ્સે પણ નંદકુમાર પર પોતાની સામે કાવત્રું રચવાનો આરોપ મૂકયો. નંદકુમારની ફરિયાદ વિષે કાઉન્સિલે હેસ્ટિંગ્સ પાસેથી ખુલાસો માગ્યો. કાઉન્સિલને આવી બાબતોમાં ગવર્નર–જનરલ પાસેથી ખુલાસો માગવાનો કશો અધિકાર નથી એમ જણાવી હેસ્ટિંગ્સે ખુલાસો કરવાની ના કહી. કાઉન્સિલની સભામાં જે દિવસે એ કામ વિષે તપાસ ચલાવવામાં આવી તે દિવસે હેસ્ટિંગ્સ સભામાં હાજર ન રહ્યો. કાઉન્સિલે હેસ્ટિંગ્સની ગેરહાજરીમાં એવો ઠરાવ પસાર કર્યો કે હેસ્ટિંગ્સે લાંચરૂશવત લેવાનો ગુન્હો કર્યો છે માટે પ્રથમ તો તેણે લાંચરૂશવત તરીકે લીધેલાં નાણાં કંપનિની તિજોરીમાં જમા કરાવવાં. હેસ્ટિંગ્સે કાઉન્સિલના આ ઠરાવની પણ અવગણના કરી. આ બધી ખટપટ ચાલતી હતી એટલામાં એક નવી ખટપટ ઉભી થઈ. મોહનપ્રસાદ નામના કોઈ એક માણસે કલકત્તાની સદર અદાલતમાં નંદકુમાર સામે ખોટો દસ્તાવેજ કરી બનાવટી સહી કર્યાની ફરિયાદ નોંધાવી. સદર અદાલતમાં નંદકુમાર સામેનો આ મુકર્દમો ચલાવનાર ન્યાયાધીશ સર ઇલીઝા ઇમ્પે હેસ્ટિંગ્સનો મિત્ર હતો. નંદકુમારનો મુકર્દમો સર ઇલીઝા ઇમ્પેએ બંગાળાના કાયદાઓ પ્રમાણે નહિ પરંતુ ઇંગ્લંડના કાયદાઓ પ્રમાણે ચલાવ્યો અને મુકર્દમો ચલાવતી વખતે હિંદીઓની પંચ નીમવાને બદલે અંગ્રેજોની પંચ ( જયુરી ) નીમી. આ પંચે નંદકુમારને ગુન્હેગાર ઠેરવ્યો, સર ઇલીઝા ઇમ્પેએ પંચનો ચુકાદો માન્ય રાખ્યો અને નંદકુમારને ફાંસીની આકરી સજા કરી. નંદકુમારે કાઉન્સિલ સમક્ષ હેસ્ટિંગ્સ સામે જે ફરિયાદ નોંધાવી હતી તેનો નિકાલ થાય તે પહેલાં તો નંદકુમારને ફાંસી આપવામાં આવી. નંદકુમારને ફાંસીની શિક્ષા થઈ એટલે હેસ્ટિંગ્સ સામે તોહમતો મૂકાતાં બંધ પડ્યાં. હેસ્ટિંગ્સે આમ પોતાના માર્ગમાંનો કાંટો દૂર તો કર્યો પણ એ કાંટો દૂર કરવામાં તેની કારકીર્દિને કલંક ચોંટ્યું. કાઉન્સિમાંનો હેસ્ટિંગ્સનો વિરોધી સભ્ય મૉન્સન ઈ. સ. ૧૭૭૬ માં મરી ગયો એટલે હેસ્ટિંગ્સ બાકીના બે વિરોધી સભ્યો—ફ્રાન્સિસ અને કલેવરિંગ–સામે સારી રીતે ટક્કર ઝીલી શકયો, કારણ કે મૉનસનની જગ્યાએ હેસ્ટિંગ્સનો એક મળતીઓ નીમાયો.

મહાન્ પેશ્વા માધવરાવના અમલમાં મરાઠી સામ્રાજ્યની પુનઃસ્થાપના થઇ હતી એ વિષે આપણે અગાઉ વાંચી ગયા છીએ. ઉત્તર હિંદમાં પણ મરાઠી સત્તા એટલી બધી વધી પડી હતી કે મોગલ પાદશાહ શાહ આલમ પણ અંગ્રેજ કંપનિની મિત્રાચારી છોડી મરાઠાઓના પક્ષમાં ભળ્યો હતો. પેશ્વા માધવરાવ ઈ. સ. ૧૭૭૨ માં ૨૮ વર્ષની યુવાન વયે મરણ પામ્યો ત્યાર બાદ તેનો નાનો ભાઈ નારાયણરાવ પેશ્વા થયો. નારાયણરાવ અને તેના કાકા રાઘોબા વચ્ચે અણુબનાવ ચાલ્યા કરતો હતો. રાઘોબાની ખટપટી સ્ત્રી આનંદીબાઈએ નારાયણરાવનું ઈ. સ. ૧૭૭૩ માં ખૂન કરાવ્યું. મુત્સદ્દી પ્રધાન નાના ફડનવીસે એક રાજ્યરક્ષક મંડળ (રીજન્સી) સ્થાપ્યું જેણે નારાયણરાવના ઓધાન પુત્ર સવાઈ માધવરાવના નામથી પંદર વર્ષ સુધી રાજ્યવહીવટ ચલાવ્યો. રાઘોબાને પેશવાપદ ન મળવાથી તે ઘણો છંછેડાયો હતો. રાઘોબા હવે નાના ફડનવીસની સામે થયો અને મરાઠી સરદારોમાં બે પક્ષો પડી ગયા. બળવાન બનેલા મરાઠી સરદારોમાં ફાટફૂટ પડે એની અંગ્રેજો તો રાહ જોયાજ કરતા હતા. રાઘોબા મમતી, સ્વાર્થી અને ટૂંકી દૃષ્ટિવાળો હતો એટલે મરાઠી સરદારોના બે પક્ષો વચ્ચે લડાઈ જાગી. પોતાનો પક્ષ વધારે મજબૂત બનાવવા મૂર્ખ રાઘોબાએ પરદેશી દુશ્મનો અંગ્રેજોની મદદ માંગી. રાઘોબા અંગ્રેજ કંપનિને સાલસેટ અને વસઇનો મુલક આપી દે તો તેને મદદ કરવાની મુંબઈના અંગ્રેજ ગવર્નરે કબુલાત આપી. રાઘોબા અને મુંબઈના ગવર્નર વચ્ચેના આ કરાર સુરતના કરાર તરીકે ઓળખાય છે કારણ કે એ કરાર સુરત મુકામે થયા હતા. આ કરાર કરતી વખતે મુંબઈના ગવર્નરે હિંદમાંનાં તમામ અંગ્રેજ સંસ્થાનોના ગવર્નર-જનરલ હેસ્ટિંગ્સની સંમતિ લીધી ન હતી તેથી હેસ્ટિંગ્સે સુરતના કરાર રદ થયલા જાહેર કર્યા અને હેસ્ટિંગ્સે નાના ફડનવીસ સાથે પુરંદર મુકામે જુદા કરાર કર્યા. પુરંદરના કરારમાં મુખ્ય શરત એ હતી કે અંગ્રેજ કંપનિ જો રાઘોબાને બીલકુલ મદદ ન કરે તો તે બદલ કંપનિને સાષ્ટિ બેટ આપવામાં આવે. સુરતના કરાર અને પુરંદરના કરાર એક બીજાથી વિરૂદ્ધ હતા એટલે મામલો ઘણી ગૂંચવણમાં પડ્યો. અંગ્રેજ કંપનિના ઇગ્લંડમાં રહેતા ડાયરેકટરો પાસેથી જ્યારે આ બાબતનો ખુલાસો માગવામાં આવ્યો ત્યારે તેમણે સુરતના

**પહેલો અંગ્રેજ મરાઠા વિગ્રહ ઈ. સ. ૧૭૭૫-૮૨**

કરારને મંજુર રાખ્યા અને રાઘોબાને મદદ આપવાનો હુકમ કર્યો. નાના ફડનવીસે નિઝામ તથા હૈદરઅલ્લીને પણ કુનેહથી પોતાના પક્ષમાં લીધા અને અંગ્રેજોને હંફાવવા ઘણા પ્રયાસો કર્યા. અંગ્રેજો અને મરાઠાઓ વચ્ચે ઉત્તર હિંદમાં તેમજ દક્ષિણ હિંદમાં કેટલાક વખત સુધી વિગ્રહ ચાલ્યા કર્યો. મરાઠી સરદારોમાં કુસુંપ અને ઝેરવેર ચાલ્યાં કરતાં હતાં તેથી સિંધિઆ, હોલ્કર અને ગાયકવાડ જેવા સરદારોએ નાના ફડનવીસને યોગ્ય મદદ આપી ન હતી.

**સાલબાઇના કરાર ( ઇ. સ. ૧૭૮૨ ):**—મરાઠા સરદારોને નાના ફડનવીસના અથવા પેશ્વાના પક્ષમાંથી જૂદા પાડી નાખવા માટે હેસ્ટિંગ્સે કાવાદાવા અને લાંચરૂશ્વતનો પણ ઉપયોગ કર્યો હતો. મરાઠા સરદારોની સંકુચિત દૃષ્ટિને લઇને નાના ફડનવીસની યોજનાઓ ધૂળમાં મળી અને આખરે અંગ્રેજો સાથે સુલેહ કરવી પડી. આ સુલેહના કરાર ઈ. સ. ૧૭૮૨ માં ગ્વાલિઅર પાસે આવેલા સાલબાઈમાં થયા તેથી એ સાલબાઈના કરાર તરીકે ઓળખાય છે. આ કરાર કરવામાં નાના ફડનવીસે દીર્ઘદૃષ્ટિથી અને બુદ્ધિપૂર્વક એવી રીતે કામ લીધું કે અંગ્રેજ કંપનિને એ કરારથી કશો મોટો ફાયદો થયો નહિ. આ કરારની રૂએ અંગ્રેજોએ સાલસેટ સિવાયનો જીતેલો બધો મુલક અસલ માલીકોને પાછો આપી દીધો. રાઘોબાને ત્રણ લાખ રૂપિઆનું વાર્ષિક પેન્શન બાંધી આપવામાં આવ્યું. મરાઠાઓએ તેમજ અંગ્રેજોએ એકબીજાના શત્રુઓને મદદ ન આપવી એવું પણ સાલબાઇના કરારથી ઠેરવવામાં આવ્યું. આ કરારથી અંગ્રેજો અને મરાઠાઓ વચ્ચેનો પહેલો વિગ્રહ સમાપ્ત થયો.

અંગ્રેજો અને મરાઠાઓ વચ્ચેનો પહેલો વિગ્રહ ચાલુ હતો એ દરમિયાન નાના ફડનવીસે અંગ્રેજોને હંફાવવા માટે મ્હૈસુરના રાજયકર્તા હૈદરઅલીને પણ પોતાના પક્ષમાં લીધો હતો. હિંદમાં પરદેશી અંગ્રેજ કંપનિની સત્તા વધતી રહે એ હિંદને માટે કેટલું ભયરૂપ હતું એનો બરાબર ખ્યાલ તે જમાનાના હિંદના રાજયદ્વારી પુરૂષોમાં માત્ર નાના ફડનવીસ અને હૈદર-અલીને જ હતો. નાના ફડનવીસ અને હૈદરઅલીની યોજના એવી હતી કે અંગ્રેજ કંપનિનાં મુંબઇ, મદ્રાસ અને કલકત્તાના

**બીજો મ્હૈસુર વિગ્રહ ( ઇ. સ. ૧૭૮૦–૮૪ )**

મથકો પર એકજ સમયે હુમલો કરવો કે જેથી એ ત્રણ મથકોમાંનાં અંગ્રેજ સૈન્યો એકબીજાની મદદે દોડી ન આવી શકે. આ યોજના અનુસાર હૈદરઅલીએ મદ્રાસ તરફ કૂચ કરી. હૈદર અંગ્રેજો સામે બીજી વખત વિગ્રહમાં

મ્હેસુર વિગ્રહના સમયના દક્ષિણ હિંદનો ભાગ

ઉતર્યો તેથી હૈદર અને અંગ્રેજો વચ્ચે ઈ. સ. ૧૭૮૦ થી ૧૭૮૪ સુધીમાં જે લડાઈઓ થઈ તે બીજા મ્હૈસુર વિગ્રહ તરીકે ઓળખાય છે. અંગ્રેજોને દક્ષિણ હિંદમાંથી હાંકી કાઢવા માટે હૈદરઅલીનું મન તો કેટલાક સમયથી તલસી રહ્યું હતું તેથી તેણે મરાઠાઓનો પક્ષ લઈ અંગ્રેજો અને મરાઠાઓ વચ્ચેના ચાલુ વિગ્રહમાં ઝંપલાવ્યું. હૈદરની બળવાન સેનાએ કર્ણાટકમાં પ્રવેશ કર્યો, આર્કટ સર કર્યું અને મદ્રાસ તરફ કૂચ કરી. હૈદરની કૂચના સમાચાર સાંભળી મદ્રાસના અંગ્રેજ ગવર્નરે તેને રોકવા માટે કર્નલ બેલીની સરદારી હેઠળ લશ્કર રવાના કર્યું. કર્નલ બેલીનું લશ્કર અને હૈદરનું લશ્કર કાન્જીવરમ આગળ મળ્યાં. હૈદરે અંગ્રેજ લશ્કરનો સખત પરાજય કર્યો અને કર્નલ બેલી હૈદરને શરણે થયો; ઈ. સ. ૧૭૮૦. નાના ફડનવીસ અને હૈદરની યોજના પ્રમાણે કલકત્તાના મથક પર મરાઠા સરદાર ભોંસલે તરફથી ચઢાઇ કરવામાં આવી ન હતી કારણ કે ગવર્નર–જનરલ હેસ્ટિંગ્સે મરાઠા સરદાર ભોંસલેને સોળ લાખ રૂપિઆ આપી મનાવી લીધો હતો. મરાઠા સરદારો આવી લાલચોને વશ થયા ન હોત અને ઝેરવેર તથા કુસંપને ફગાવી દઈ નાના ફડનવીસની આજ્ઞા પ્રમાણે વર્ત્યા હોત તો હૈદરઅલીની મદદથી મરાઠાઓ અંગ્રેજ કંપનિની સત્તા આ વખતે તોડી નાખી શકયા હોત. મરાઠા સરદારો બરાબર મન મૂકી લડતા ન હતા તેથી ઈ. સ. ૧૭૮૨ ના અરસામાં તો અંગ્રેજો સામે હૈદરઅલી એકલો જ લડી રહ્યો હતો. ઈ. સ. ૧૭૭૮ માં યૂરોપમાં અને અન્યત્ર અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે લડાઈ શરૂ થઈ હતી તેથી હિંદમાંના અંગ્રેજોએ હિંદમાંના ફ્રેન્ચ મથકો કબજે કરી લીધાં હતાં. હૈદરની નેમ બળવાન મરાઠાઓ અને ફ્રેન્ચોને પોતાના પક્ષમાં રાખી અંગ્રેજોને હંફાવવાની હતી પણ બન્ને તરફથી તેને પૂરતી મદદ ન મળી. બંગાળામાંથી હેસ્ટિંગ્સે આયર કૂટની સરદારી હેઠળ જે લશ્કર હૈદર સામે મોકલ્યું હતું તે લશ્કરે હૈદરને પોલિનોર અને પોર્ટોનોવો આગળ હરાવ્યો, ઈ. સ. ૧૭૮૧. હૈદર એક અજોડ લડવૈયો હતો એટલે તેણે હિંમત ન હારતાં અંગ્રેજો સામેનો વિગ્રહ ચાલુજ રાખ્યો. ઈ. સ. ૧૭૮૨ માં કર્નલ બ્રેથવેઈટની સરદારી હેઠળનાં અંગ્રેજ લશ્કરને હૈદરે સખત હાર આપી અને ઘણા અંગ્રેજ સૈનિકોનો ઘાણ કાઢી નાખ્યો. ફ્રાન્સથી એક કાફલો હિંદ મોકલવામાં આવ્યો હતો પણ એ કાફલાના સેનાપતિએ હૈદરની સૂચના અનુસાર દરિયા-

માર્ગે અંગ્રેજ લશ્કર માટે આવતી સાધન સામગ્રી અટકાવી નહિ. જમીન પરનાં યુદ્ધોમાં હૈદરઅલી અંગ્રેજો સામે બરાબર ટક્કર ઝીલી શકતો હતો પરંતુ તેની પાસે દરિયાઈ કાફલો ન હોવાથી તે લાચાર બની જતો. મરાઠાઓ તો અંગ્રેજો સાથે સુલેહ કરી દેવાની વાટાઘાટોમાં પડ્યા હતા એટલે અંગ્રેજોને ફક્ત હૈદરઅલી સામેજ લડવાનું રહ્યું હતું. એ અરસામાં હૈદરઅલી મરણ પામ્યો, ઈ. સ. ૧૭૮૨. મરાઠાઓ અને અંગ્રેજો વચ્ચેના વિગ્રહનો પણ સાલબાઈના કરારથી એજ સમયે અંત આવ્યો. હૈદરઅલીના મરણ બાદ પણ તેના વીર પુત્ર ટીપુ સુલતાને અંગ્રેજો સાથેનો વિગ્રહ ચાલુજ રાખ્યો. ડૂપ્લેના સમયમાં નામાંકિત બનેલો ફ્રેન્ચ સરદાર બુસી હિંદ આવેલો હતો અને તે ટીપુ સુલતાનને પોતાનાથી બનતી મદદ આપતો હતો. ઈ. સ. ૧૭૮૩ માં ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચેની લડાઇનો અંત આવ્યો એટલે સરદાર બુસીને પાછો ફ્રાન્સ બોલાવી લેવામાં આવ્યો. ટીપુ સુલતાન અંગ્રેજો સાથે બહાદુરીથી લડતો હતો. મુંબઈથી આવેલાં એક અંગ્રેજ લશ્કરને તેણે છિન્નભિન્ન કરી નાખ્યું હતું. ટીપુ સુલતાને મેંગલોર પણ જીતી લીધું એટલે મદ્રાસના ગવર્નર અને કાઉન્સિલ ગભરાટમાં પડ્યાં અને ટીપુ સુલતાન સાથે સુલેહ કરવાની ફરજ પડી. મેંગલોર મુકામે થયેલી આ સંધિથી અંગ્રેજોને કશો પણ લાભ થયો નહિ. ટીપુ સુલતાને અને અંગ્રેજોએ એક બીજાના જીતેલા મુલકો પાછા સોંપી દીધા અને બીજા મ્હૈસુર વિગ્રહનો અંત આવ્યો, ઈ. સ. ૧૭૮૪.

ઈ. સ. ૧૭૭૩ થી ૧૭૮૩ સુધીનો એક દાયકો અંગ્રેજ પ્રજા માટે યૂરોપમાં, અમેરિકામાં તેમજ હિંદમાં ઘણો કટોકટીભર્યો હતો. એ દાયકામાં

**હેસ્ટિંગ્સની સોટી**

હિંદમાંના અંગ્રેજ સંસ્થાનોના ગવર્નર-જનરલ તરીકે હેસ્ટિંગ્સે ઘણીજ કુનેહથી અને બુદ્ધિપૂર્વક વહીવટ ચલાવ્યો અને મરાઠાઓ તેમજ હૈદર અને ટીપુ જેવા બળવાન શત્રુઓ સામે સુંદર ટકાવ કર્યો. હેસ્ટિંગ્સે વિકટ સમયમાં અંગ્રેજ કંપનિની સત્તા ટકાવી રાખી એટલુંજ નહિ પણ તે સત્તામાં વધારો કર્યો. પરંતુ મરાઠા વિગ્રહ અને મ્હૈસુર અંગે અંગ્રેજ કંપનિને પુષ્કળ ખર્ચ થયો એટલે કંપનિની નાણાંકીય સ્થિતિ સુધરવાને બદલે ઉલટી બગડવા લાગી હતી. લડાઈઓ અંગે હિંદમાં થતા મોટા ખર્ચ સામે કંપનિના

ઇંગ્લંડમાંના સંચાલકો ઉહાપોહ મચાવતા હતા અને હેસ્ટિંગ્સની મુંઝવણમાં ઓર વધારો કરતા હતા. હિંદમાં કંપનિની સત્તા ટકાવી રાખવી હોય તો કંપનિની સત્તાને કચડી નાખવા મથતા હૈદર જેવા દુશ્મનો સામે લડાઈઓમાં ઉતર્યા સિવાય છૂટકો ન હતો. નાણાંભીડને લઇને લડાઈઓ અટકાવી દેવી એ કંપનિના હિતની વિરૂદ્ધ હતું. હેસ્ટિંગ્સે આ સંજોગોમાં કંપનિનું હિત જાળવી રાખવા અને નાણાંભીડ ઓછી કરવા ન્યાય કે અન્યાયની પરવા કર્યા સિવાય સોટી વીંઝવા માંડી. હેસ્ટિંગ્સની સોટીનો પહેલો ભોગ મોગલ પાદશાહ શાહઆલમ બન્યો. કલાઇવે કરેલા અલ્હાબાદના કરાર પ્રમાણે કંપનિએ શાહઆલમને અલ્હાબાદ અને કોરા પ્રાંત આપ્યા હતા અને તેને દર વર્ષે ૨૬ લાખ રૂપિઆની ખંડણી કંપનિએ આપવાની હતી. શાહઆલમ અંગ્રેજોના દુશ્મનો મરાઠાઓના પક્ષમાં ભળી ગયો છે, એ બ્હાનાં હેઠળ હેસ્ટિંગ્સે એ વાર્ષિક ખંડણી બંધ કરી એટલુંજ નહિ પણ અલ્હાબાદ અને કોરા પ્રાંત ૫૦ લાખ રૂપિઆ લઈ અયોધ્યાના નવાબને વેચી દીધા.

**વૉરન હેસ્ટિંગ્સ અને રાજા ચૈતસિંહ**:—કંપનિની નાણાંભીડ આટલાંથી ઓછી થઇ જાય એમ હતું નહિ તેથી હેસ્ટિંગ્સે નાણાં મેળવવા બીજાં કેટલાંક આપખુદ અને અન્યાયી કામો કર્યાં જેણે તેની કારકીર્દિને કલંક લગાડ્યું. હેસ્ટિંગ્સના સમયમાં બનારસમાં મહારાજા બલવંતસિંહનો પુત્ર ચૈતસિંહ રાજ્ય કરતો હતો. ચૈતસિંહ સ્વતંત્ર રાજ્યકર્તા ન હતો પરંતુ પહેલાં અયોધ્યાના નવાબની અને ઈ. સ. ૧૭૭૫ પછીથી અંગ્રેજ કંપનિની છત્રછાયા હેઠળ માત્ર એક મોટા જમીનદારની માફક બનારસના રાજ્યનો વહીવટ ચલાવતો હતો. ચૈતાસિંહ અંગ્રેજ કંપનિને દર વર્ષે ૨૨॥ લાખ રૂપિઆની ખંડણી ભરતો હતો. અંગ્રેજો અને મરાઠાઓ વચ્ચે વિગ્રહ ચાલુ થયો ત્યાર બાદ લડાઈના ચાલુ ખર્ચને લઇને કંપનિની તિજોરી ખાલી થવા આવી હતી. હેસ્ટિંગ્સે એ ખોટ પૂરવાને માટે ચૈતસિંહ તરફ નજર દોડાવી. ઈ. સ. ૧૭૭૭ માં હેસ્ટિંગ્સે વાર્ષિક ખંડણી ઉપરાંત ચૈતસિંહ પાસેથી પાંચ લાખ રૂપિઆ વધારાના માગ્યા. ચૈતાસિંહે વધારાના પાંચ લાખ રૂપિઆ પણ આપ્યા. ત્યાર બાદ બે વર્ષે હેસ્ટિંગ્સે ચૈતાસિંહ પાસેથી ફરીથી વધારાના પાંચ લાખ રૂપિઆ માગ્યા અને તે ઉપરાંત બે હજાર ઘોડેસ્વારોની પણ માગણી કરી. ચૈતસિંહ દર વર્ષે ૨૨॥ લાખ રૂપિઆની ખંડણી તો નિયમિત રીતે

આપતો જ હતો પરંતુ આ વધારાની રકમ આપવાની તે વખતે તેની પાસે સવડ ન હતી એટલે ચૈતસિંહ હેસ્ટિંગ્સને જવાબ મોકલવામાં ઢીલ કર્યા કરતો હતો. ચૈતસિંહે એકવાર કલકત્તાની કાઉન્સિલના સભ્ય કલેવરિંગ (જે હેસ્ટિંગ્સનો વિરોધી હતો તેની) સાથે પત્રવ્યવહાર કર્યો હતો તેથી હેસ્ટિંગ્સ ગુસ્સે થયો હતો અને ચૈતસિંહ તરફ તે દ્વેષબુદ્ધિથી જોતો હતો. ચૈતસિંહ પર વેર લેવાનો અને સાથે સાથે કંપનિ માટે નાણાં મેળવવાનો હેસ્ટિંગ્સે નિશ્ચય કર્યો. ચૈતસિંહને તેની ઉદ્ધત વર્તણુક બદલ હેસ્ટિંગ્સે ૫૦ લાખ રૂપિઆનો દંડ કર્યો !* દંડની રકમ વસુલ લેવા હેસ્ટિંગ્સ પોતે કલકત્તાથી બનારસ જવા ઉપડ્યો. ચૈતાસિંહ ગભરાયો અને તેણે દંડ તરીકે ૩૦ લાખ રૂપિઆ આપવા ખુશી બતાવી. હેસ્ટિંગ્સે ૩૦ લાખ રૂપિઆ લેવા ના પાડી અને ચૈતસિંહ કંપનિના દુશ્મનો સાથે મળી ગયો છે એવું ખોટું બહાનું કાઢી ચૈતસિંહને કેદ કર્યો અને તેને ગાદી પરથી પદભ્રષ્ટ થયેલો જાહેર કર્યો. બનારસની પ્રજા હેસ્ટિંગ્સનાં ઉદ્ધત અને આપખુદ વર્તનથી છંછેડાઈ અને બંડ ઉઠાવ્યું. હેસ્ટિંગ્સ પાસે પૂરતું લશ્કર ન હોવાથી તે બનારસથી ચુનારગઢ નાસી ગયો. હેસ્ટિંગ્સ લશ્કર લઈ પાછો આવ્યો અને બંડ શમાવ્યું. હેસ્ટિંગ્સે ચૈતસિંહના ભાણેજને બનારસની ગાદી પર બેસાડ્યો અને તેણે કંપનિને દર વર્ષે ૨૨॥ લાખ રૂપિઆને બદલે ૪૦ લાખ રૂપિઆ ખંડણી તરીકે આપવા એવું ઠેરવવામાં આવ્યું. હેસ્ટિંગ્સે આમ ચૈતસિંહને હડહડતો અન્યાય કર્યો છતાં બનારસમાંથી તેને તાત્કાલિક નાણાં મળી શક્યાં નહિ એટલે નાણાંભીડનો પ્રશ્ન તો હેસ્ટિંગ્સ

---

* હેસ્ટિંગ્સનું આવું વર્તન સાવ આપખુદ અને જુલ્મી હતું છતાં કેટલાક અંગ્રેજ ઇતિહાસકારો હેસ્ટિંગ્સનો બચાવ કરવા એવી દલીલ રજુ કરે છે કે હિંદમાં તો વિગ્રહ કે આપત્તિના સમયે રાજ્યકર્તાને તેના ખંડિઆ રાજાઓ પાસેથી ખંડણી ઉપરાંત વધારાની રકમ માગવાનો હક્ક હતો. રાજા ચૈતસિંહ પાસે વધારાની રકમ માગવામાં હેસ્ટિંગ્સ તો માત્ર હિંદની ચાલુ પ્રથાને જ અનુસર્યો હતો ! આ દલીલ ખોટી છે કારણ કે હેસ્ટિંગ્સ કોઈ વાર હિંદની પ્રથાને તો કોઇવાર ઇંગ્લંડની પ્રથાને મનસ્વી રીતે અનુસરે એ વ્યાજબી ન ગણાય. વળી ચૈતાસિંહને ૫૦ લાખ રૂપિઆનો દંડ કરવાનો તો હેસ્ટિંગ્સને કશો હક્ક હતો જ નહિ.

માટે હજી ઉભોજ હતો. ચૈતસિંહે રાજીખુશીથી જે રકમ કંપનિને મદદ તરીકે આપી હોત તે લઈ હેસ્ટિંગ્સે તેને ગાદી પર કાયમ રાખ્યો હોત તો હેસ્ટિંગ્સ દોષપાત્ર ગણાત નહિ.

**વૉરન હેસ્ટિંગ્સ અને અયોધ્યાની બેગમો:—**કંપનિની ખાલી થઇ ગયેલી તિજોરી તર કરવા હેસ્ટિંગ્સનું મન તલસી રહ્યું હતું. અયોધ્યાના નવાબને હેસ્ટિંગ્સે રોહીલાઓ સામે સંગીન મદદ કરી હતી તેથી હેસ્ટિંગ્સે હવે અયોધ્યા તરફ ધ્યાન દોડાવ્યું. અયોધ્યાનો નવાબ સુજાઉદ્દૌલ્લા ઈ. સ. ૧૭૭૫ માં મરણ પામ્યો ત્યાર પછી તેનો પુત્ર અસફ્રુદૌલ્લા નવાબ બન્યો હતો. અસફ્રુદૌલ્લા નબળો રાજ્યકર્તા હતો અને તેથી તેના અમલમાં ચારે કોર અવ્યવસ્થા ચાલતી હતી. અયોધ્યાના રાજ્યમાં નવાબના ખર્ચે એક અંગ્રેજ લશ્કરી પલટન પણ રાખવામાં આવેલી હતી અને અયોધ્યામાં અંગ્રેજ કંપનિ તરફથી એક રેસિડન્ટ પણ રહેતો હતો. અયોધ્યાના નવાબ પાસેથી અંગ્રેજ લશ્કરના ખર્ચ બદલ કંપનિના લાખો રૂપિઆ લેણા નીકળતા હતા. નવાબ અસફ્રુદ્દૌલ્લાની તિજોરી ખાલી હોવાથી તે કંપનિનું દેવું પતાવી શકે એમ ન હતું, પરંતુ નવાબની સાવકી મા તથા દાદી ( અયોધ્યાની બેગમો ) પાસે પુષ્કળ દ્રવ્ય અને ઝવેરાત હતાં. નવાબ સુજાઉદૌલ્લાએ તેના મરણ સમયે આ બેગમોને આસરે બે કરોડ રૂપિઆ તથા મોટી જાગીરો આપી હતી. કલકત્તાની અંગ્રેજ કાઉન્સિલે બેગમોની આ મિલ્કત પરનો હક્ક મંજુર રાખ્યો હતો અને તેમનું રક્ષણ કરવાનો ઠરાવ પણ થયો હતો. નવાબ અસફ્રુદૌલ્લાની નેમ એવી હતી કે બેગમોની આ મિલ્કતનો કબજો લઈ તેમાંથી કંપનિનું દેવું પતાવી દેવું. હેસ્ટિંગ્સને તો ગમે તે પ્રકારે કંપનિની નાણાંભીડ ઓછી કરવી હતી તેથી બેગમોની મિલ્કતનું રક્ષણ કરવાને બદલે તેનું ભક્ષણ કરવાના કામમાં તે સામેલ થયો. બેગમોએ બનારસના રાજા ચૈતસિંહને અંગ્રેજ કંપનિ વિરૂદ્ધ મદદ આપી છે એવાં ખોટાં બહાના હેઠળ હેસ્ટિંગ્સે જાહેર કર્યું કે કંપનિ હવે બેગમોની મિલ્કતનું રક્ષણ કરવા બંધાયલી નથી. બેગમો પાસેથી ગમે તે રીતે દ્રવ્ય કઢાવવામાં નવાબ અસફ્રુદૌલ્લાને મદદ કરવાને હેસ્ટિંગ્સે અયોધ્યાના અંગ્રેજ રેસિડન્ટને સત્તા આપી. બેગમોના તરફ ઘણું ક્રૂર વર્તન ચલાવવામાં આવ્યું, તેમના નોકરોને રીબાવવામાં આવ્યા અને બેગમો પર પણ જુલમ ગુજારવામાં આવ્યો. બેગમોની દોલત

છીનવી લેવા તેમના પર નીચપણે સિતમ ગુજારવામાં અંગ્રેજ કંપનિના અમલદારોએ પણ ભાગ લીધો હતો. બેગમોને આવી રીતે લૂંટી અને તેમને પાયમાલ કરી અસફુદૌલ્લાએ કંપનિનું દેવું પતાવવા આસરે એક કરોડ રૂપિયાનો માલ હેસ્ટિંગ્સને આપ્યો. હેસ્ટિંગ્સનાં આ અધમ કાર્યની ખબર ઇંગ્લંડમાંના કંપનિના સંચાલકોને પહોંચી કે તુરતજ તેમણે ચૈતસિંહ અને અયોધ્યાની કમનસીબ બેગમો સામેના હુકમો પાછા ખેંચી લેવા હેસ્ટિંગ્સને ફરમાન કર્યું અને તેને બરતરફ કરવાની પણ ધમકી આપી. કંપનિના સંચાલકો તરફથી સખત ઠપકો મળ્યો હોવાથી હેસ્ટિંગ્સ રાજીનામું આપી ઇંગ્લંડ ચાલ્યો ગયો, ઇ. સ. ૧૭૮૫.

હેસ્ટિંગ્સે બંગાળાના ગવર્નર તરીકે અને પછીથી ગવર્નર-જનરલ તરીકે એકંદરે તેર વર્ષ અમલ ભોગવ્યો. તેની તેર વર્ષની કારકીર્દિમાં તેણે હિંદમાં અંગ્રેજ કંપનિના માથા પર ઝઝુમતી કેટલીય આફતો ટાળી હતી.

**હેસ્ટિંગ્સનો મુકર્દમો**

પરંતુ એમ કરવામાં તેની કારકીર્દિને કલંક લગાડનાર કેટલાંક કામો હેસ્ટિંગ્સને કરવાં પડ્યાં હતાં. કંપનિના ડાયરેકટરો તરફથી તેની રાજ્યનીતિની બાબતમાં સખત ઠપકો મળ્યાથી હેસ્ટિંગ્સ રાજીનામું આપી ઇંગ્લંડ પહોંચ્યો કે તરતજ ઇંગ્લંડની પાર્લમેંટની આમની સભાએ હેસ્ટિંગ્સે હિંદમાં કરેલાં અન્યાયી કામો બદલ તેના પર અમીરોની સભા સમક્ષ મુકર્દમો ( Impeachment ) ચલાવવાનો ઠરાવ કર્યો. હેસ્ટિંગ્સ સામે ઘણા આરોપો ઘડવામાં આવ્યા તેમાં રોહિલાઓનો નાશ કરવા માટે અંગ્રેજ લશ્કર ભાડે આપવાનો, ચૈતસિંહ પ્રત્યે આપખુદ વર્તન ચલાવવાનો તથા અયોધ્યાની બેગમોને લૂંટવાનો એમ ત્રણ આરોપો મુખ્ય હતા. કલકત્તાની કાઉન્સિલનો એક વખતનો સભ્ય ફ્રાન્સિસ જે હેસ્ટિંગ્સનો કટ્ટર વિરોધી હતો તેણે હેસ્ટિંગ્સ પર મૂકાયલા આરોપો સંબંધી સઘળી જરૂરી હકીકતો પૂરી પાડવામાં મુખ્ય ભાગ લીધો હતો. ઍડમન્ડ બર્ક, ફૉક્સ અને શેરીડન જેવા બાહોશ અને વિદ્વાન વક્તાઓએ હેસ્ટિંગ્સ સામેનો મુકર્દમો ચલાવવામાં ભાગ લીધો. આ ઐતિહાસિક મુકર્દમો ઈ. સ. ૧૭૮૬ થી ઈ. સ. ૧૭૯૩ સુધી ચાલ્યો. ઇંગ્લંડના અજોડ વક્તા ઍડમન્ડ બર્કે આ મુકર્દમો ચલાવવામાં પોતાની અદ્દભુત વક્તૃત્વશક્તિનો પરચો બતાવી મુકર્દમો સાંભળવા આવનાર

શ્રોતાજનોને ઘણીય વાર ચકિત કરી નાખ્યા. આ મુકર્દમા દરમિયાન બર્કે એક વખત લાગલગાટ કલાકો સુધી અસ્ખલિત અને ભવ્ય વાણીપ્રવાહ ચલાવી રેકર્ડ કર્યો હતો. હેસ્ટિંગ્સ પર મૂકાયલા આરોપો અમીરોની સભા સમક્ષ સાચા ઠેરવવામાં આવે તો કંપનિના ડાયરેક્ટરોને પણ છાંટા ઉડે એમ હતું. વળી હેસ્ટિંગ્સે જે અન્યાયી અને આપખુદ* કાર્યો કર્યાં હતાં તે કરવામાં તેનું ધ્યેય પોતાનો અંગત સ્વાર્થ સાધવાનું નહિ પણ કંપનિનું હિત સાધવાનું હતું. હેસ્ટિંગ્સે હિંદની પ્રજાને તેમજ રાજ્યકર્તાઓને અમુક બાબતોમાં અન્યાય કર્યો હતો પરંતુ તેમ કરી તેણે કંપનિની સંગીન સેવા કરી હતી. આ બધું ધ્યાનમાં લઈ અમીરોની સભાએ હેસ્ટિંગ્સને એકંદરે નિર્દોષ ઠેરવ્યો. અમીરોની સભાએ આપેલો ચૂકાદો જો સાવ ન્યાયી હોત તો ચાલુ પ્રણાલિકા પ્રમાણે આમની સભાએ હેસ્ટિંગ્સ પર મૂકેલું તહોમતનામું ચુકાદો અપાઇ ગયા બાદ પાછું ખેંચી લીધું હોત. પરંતુ અમીરોની સભાએ ચુકાદો આપી દીધો તોપણ આમની સભાએ હેસ્ટિંગ્સ સામેનું તહોમતનામું વિધિસર પાછું ખેંચી ન લીધું એ બીના ઘણી અર્થસૂચક છે. સાત વર્ષ સુધી મુકર્દમો ચાલ્યો હોવાથી હેસ્ટિંગ્સની સ્થિતિ ઘણી ગરીબ થઈ ગઈ હતી તેથી કંપનિ તરફથી તેને પેન્શન બાંધી આપવામાં આવ્યું. હેસ્ટિંગ્સને અમીરોની સભાએ નિર્દોષ જાહેર કર્યો ત્યાર બાદ હેસ્ટિંગ્સ પચ્ચીશ વર્ષ સુધી જીવ્યો હતો છતાં તેને જાહેર જોખમદારીનો કોઈ પણ હોદ્દો આપવામાં ન આવ્યો એ બીના પણ ખાસ અર્થસૂચક છે.

* અમીરોની સભાએ ચુકાદો આપતાં પહેલાં હેસ્ટિંગ્સને જે મુશ્કેલીઓમાં હિંદમાં વહીવટ ચલાવવો પડ્યો હતો તે વિષે ખાસ લક્ષ આપ્યું હતું જ્યારે ન્યાય અને માનવતાના સિદ્ધાંતો ઇંગ્લંડમાં, હિંદમાં કે અન્યત્ર સરખા જ હોય છે એ બાબતની જાણીબુઝીને અવગણના કરી હતી એમ માનવાને ઘણાં કારણો મળે છે. હેસ્ટિંગ્સની મુશ્કેલીઓનો ઉલ્લેખ કરતાં અંગ્રેજ ઇતિહાસકાર મિલે લખ્યું છે કે: "તેને જે મુશ્કેલીઓ સામે કામ કરવું પડ્યું હતું તે જોતાં કંપનિનો કોઈપણ મુખ્ય અધિકારી એવી ભૂલો કર્યા વગર રહેત નહિ." પરંતુ મિલે આવો અભિપ્રાય આપવામાં ઢાલની ફક્ત એક જ બાજુનું અવલોકન કર્યું હતું.

વૉરન હેસ્ટિંગ્સની તેર વર્ષની કારકીર્દિ ડાઘવિનાની ન હતી એ આપણે આગળ જોઈ ગયા છીએ. હેસ્ટિંગ્સે તેના અમલના તેર વર્ષમાં કંપનિની સંગીન સેવા કરી કંપનિની સત્તા હિંદમાં દૃઢ અને સ્થિર બનાવી એ વિષે બે મત ન હોઈ શકે. કલાઇવે તો ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ માટે માત્ર મુલકો મેળવ્યા હતા પરંતુ કંપનિના હિંદમાંના વહીવટમાં વ્યવસ્થા અને સ્થિરતા આણનાર વૉરન હેસ્ટિંગ્સ જ હતો. ઇંગ્લંડ જે વર્ષો દરમિયાન કટોકટીભરી સ્થિતિમાંથી પસાર થઈ રહ્યું હતું એવે સમયે હિંદમાં અંગ્રેજ કંપનિની સત્તા જાળવી રાખ્યા ઉપરાંત હેસ્ટિંગ્સે તેને મજબૂત બનાવી અને હિંદમાંના કંપનિનાં રાજ્યને પ્રથમ પંક્તિનું રાજ્ય બનાવ્યું. મરાઠાઓ અને હૈદર તેમજ ટીપુ સુલતાન જેવા બળવાન હરિફો સામે સાત વર્ષ સુધી ટક્કર ઝીલી હેસ્ટિંગ્સે હિંદના રાજ્યકર્તાઓ પર કંપનિની સત્તાનો પ્રભાવ પાડયો. મોગલ પાદશાહને ખંડણી આપવાનું બંધ કરી હેસ્ટિંગ્સે કંપનિને બંગાળા અને બિહારની સ્વતંત્ર સરકાર બનાવી. કંપનિના રાજ્યમાં રહેતી પ્રજાને સુખશાંતિ આપવા તેણે મહેસુલખાતું, ન્યાયખાતું, પોલીસખાતું વગેરે બાબતોમાં દીર્ઘદૃષ્ટિથી સુધારાઓ દાખલ કર્યા. હેસ્ટિંગ્સે બંગાળાનું ચલણી નાણું સુધાર્યું, બેંકો સ્થાપી અને પોલીસનો પૂરતો બંદોબસ્ત કરી પ્રજાને સલામતી અને શાંતિ આપવા શુભ પ્રયાસો કર્યા. કલાઈવને મુકાબલે હેસ્ટિંગ્સની રાજ્યવ્યવસ્થા વધારે સારી કહી શકાય. કલાઈવ સ્વાર્થી અને લાલચુ હતો જ્યારે હેસ્ટિંગ્સે નિસ્વાર્થીપણે અને અડગ વફાદારીથી કંપનિની સેવા બજાવી હતી. હેસ્ટિંગ્સનો દોષ માત્ર એટલોજ હતો કે કંપનિની ઉત્તમ સેવા બજાવવામાં તેણે કેટલાંક અધમ કાર્યો કર્યાં. હેસ્ટિંગ્સનું ખાનગી જીવન ઉચ્ચ હતું અને તેનું ચારિત્ર્ય કલાઈવના ચારિત્ર્ય કરતાં ઘણું ઉત્તમ હતું છતાં હેસ્ટિંગ્સે કર્તવ્યપરાયણ થવામાં ન્યાય કે અન્યાયની પરવા ન રાખતાં કેટલાક અન્યાયી ઉપાયો અમલમાં મૂકયા અને પોતાના શુદ્ધ અંતઃકરણને પણ છેતર્યું. આપણી દૃષ્ટિએ વૉરન હેસ્ટિંગ્સ એક ખાનગી ગૃહસ્થ તરીકે ઉમદા પરંતુ રાજકીય સત્તાધીશ તરીકે અમુક બાબતોમાં આપખુદ અને જુલ્મી લાગે છે, પરંતુ હેસ્ટિંગ્સની તેર વર્ષની કામગીરીથી હિંદમાં અંગ્રેજોની સત્તા દૃઢ બની બરાબર જામી હતી તેથી કેટલાક અંગ્રેજ ઇતિહાસકારો હેસ્ટિંગ્સની કાર્યસિદ્ધિને અનુપમ

**હેસ્ટિંગ્સની કાર્યસિદ્ધિ**

ગણાવી તેની હિંદના મહાન અને યશસ્વી ગવર્નર-જનરલ તરીકે પ્રશંસા કરે છે. હેસ્ટિંગ્સ બાહોશ મુત્સદ્દી હતો અને તેણે હિંદની રાજ્યવ્યવસ્થામાં જે તત્ત્વો દાખલ કર્યાં તેમાંના ઘણાં હજી ચાલુજ છે. હેસ્ટિંગ્સે રોયલ એશિ-

બ્રિટિશ સત્તાનો હિંદમાં ઉદય ( ઇ. સ. ૧૭૪૫–૮૫ )

આટિક સોસાયટીની સ્થાપના કરી અને હિંદની સંસ્કૃતિને ઉત્તેજન આપવા તેણે કલકત્તામાં અને કાશીમાં અરબી, ફારસી અને સંસ્કૃત ભાષાઓ અને સાહિત્યના અભ્યાસ માટે મદ્રેસા અને પાઠશાળાની સ્થાપના કરી.

## પ્રકરણ સાર

**(૧) હેસ્ટિંગ્સની ગવર્નર તરીકેની કામગીરી :—**

(અ) **વહીવટીતંત્રમાં સુધારાઓ**—કલાઇવની ‘દ્વિમુખી રાજ્યપદ્ધતિ’ બંધ કરી, મહેસુલ ખાતાનો સડો સાફ કરવા જમીન પાંચ વર્ષને ઇજારે આપવા માંડી; મહેસુલ ખાતા અંગે સલાહકારક મંડળો નીમ્યાં; બંગાળાના નવાબ પાસેથી ફોજદારી ન્યાય આપવાની સત્તા લઈ લીધી અને દરેક જીલ્લામાં એક દિવાની અને એક ફોજદારી અદાલત સ્થાપી; કલકત્તામાં વડી ફોજદારી તથા દિવાની અદાલતો સ્થાપી.

(બ) **રોહીલાઓ સામેની લડાઈ**—અયોધ્યાનો નવાબ કંપનિનો મિત્ર હતો; નવાબની નેમ રોહીલખંડને પોતાના રાજ્યમાં ભેળવી દેવાની હતી; નવાબ પાસેથી ૪૦ લાખ રૂપિઆ લઈ હેસ્ટિંગ્સે નવાબને રોહીલખંડ જીતવા લશ્કરની મદદ આપી; રોહીલાઓનું નિકંદન કાઢવામાં આવ્યું.

**(૨) રેગ્યુલેટિંગ ઍક્ટ અને ગવર્નર-જનરલ હેસ્ટિંગ્સ :—**

(ક) **રેગ્યુલેટિંગ ઍક્ટ, ઈ. સ. ૧૭૭૩**—કંપનિ પોતાની હકુમત હેઠળના પ્રદેશમાં સારો વહીવટ ચલાવે એ માટે ઇંગ્લંડની પાર્લમેંટે આ કાયદો કર્યો–બંગાળાના કારભાર માટે એક ગવર્નર-જનરલ અને ચાર સભ્યોની એક કાઉન્સિલ નીમાયાં; કલકત્તામાં એક વરિષ્ઠ અદાલત સ્થપાઈ.

(ખ) **ગવર્નર-જનરલ હેસ્ટિંગ્સ અને તેની કાઉન્સિલ**—રેગ્યુલેટિંગ ઍક્ટ અનુસાર ગવર્નર-જનરલની કાઉન્સિલમાં કામકાજ બહુમતિથી ચાલતું અને ગવર્નર-જનરલને બહુમતિથી વિરૂદ્ધ જવાનો અધિકાર આપવામાં આવ્યો ન હતો તેથી હેસ્ટિંગ્સને તેની કાઉન્સિલ સાથે તકરારોમાં

ઉતરવું પડ્યું; કાઉન્સિલની બહુમતિ હેસ્ટિંગ્સની વિરૂદ્ધ હતી તેથી ખુદ તેનીજ કાઉન્સિલમાં તેના પર આરોપો મૂકાયા; નંદકુમાર સાથે હેસ્ટિંગ્સનો અણબનાવ—નંદકુમારને ફાંસી.

**(૩) હેસ્ટિંગ્સના સમયના વિગ્રહો :—**

**( અ ) પહેલો મરાઠા વિગ્રહ ( ઈ. સ. ૧૭૭૫-૮૨ )**— મુંબઈ સરકારે સુરત મુકામે રાઘોબા સાથે કરેલા કરારને બંગાળાની સરકારે માન્ય ન રાખ્યા અને પુરંદર મુકામે મરાઠાઓ સાથે જુદો કરાર કર્યો; ઈ. સ. ૧૭૭૮ માં અંગ્રેજો અને મરાઠાઓ વચ્ચે વિગ્રહ શરૂ થયો; ચાર વર્ષ બાદ સાલબાઇની સુલેહથી વિગ્રહ બંધ પડ્યો; કંપનિને સાષ્ટી બેટ મળ્યો.

**( આ ) બીજો મ્હૈસુર વિગ્રહ ( ઈ. સ. ૧૭૮૦-૮૪ )**— મરાઠાઓએ મ્હૈસુરના રાજા હૈદરઅલી સામે ચઢાઈ કરી ત્યારે આગલા કરાર મુજબ અંગ્રેજોએ હૈદરને મદદ ન આપી; ઈ. સ. ૧૭૮૦ માં હૈદર અને અંગ્રેજો વચ્ચે લડાઈ જાહેર થઈ, નિઝામ અંગ્રેજોના પક્ષમાં ભળ્યો; હૈદરના મરણ બાદ તેના પુત્ર ટીપુ સુલતાને મેંગલોર મુકામે અંગ્રેજો સાથે સુલેહ કરી.

**(૪) હેસ્ટિંગ્સની સોટી અને હેસ્ટિંગ્સની કાર્યસિદ્ધિ :—**

**( ક ) હેસ્ટિંગ્સ અને બનારસનો રાજા ચૈતસિંહ**—કંપનિની નાણાંભીડ ટાળવા હેસ્ટિંગ્સે કેટલાંક અયોગ્ય કામો કર્યાં—રાજા ચૈતસિંહને આપેલો ત્રાસ—ચૈતસિંહને પદભ્રષ્ટ કરી તેના ભાણેજને વાર્ષિક રૂા. ૪૦ લાખની ખંડણી આપવાની શરતે કાશીની ગાદીએ બેસાડ્યો.

**( ખ ) હેસ્ટિંગ્સ અને અયોધ્યાની બેગમો**—અયોધ્યાનો નવાબ કંપનિનો મોટો દેવાદાર બન્યો હતો; નવાબનું આ

દેવું વસુલ કરવા હેસ્ટિંગ્સે નવાબની સાવકી મા અને દાદીની જાગીરો ખાલસા કરી અને તેમની પાસેનો લાખોનો ખજાનો છીનવી લીધો.

( ગ ) **હેસ્ટિંગ્સનો મુકર્દમો**—ઈ. સ. ૧૭૮૫ માં હેસ્ટિંગ્સ ઇંગ્લંડ ગયો ત્યાર બાદ અમીરોની સભા સમક્ષ હેસ્ટિંગ્સના હિંદમાંના ગેરવહીવટ સંબંધી લાંબો મુકર્દમો ચાલ્યો; મુકર્દમાને અંતે હેસ્ટિંગ્સને મુખ્ય આરોપો બાબત નિર્દોષ જાહેર કરવામાં આવ્યો.

( ઘ ) **હેસ્ટિંગ્સની કાર્યસિદ્ધિ**—કર્તવ્યપરાયણ અને બાહોશ મુત્સદ્દી; કલાઇવના કાર્યને આગળ ધપાવી કંપનિની સત્તા હિંદમાં સબળ બનાવી; કંપનિની હકુમત હેઠળના મુલકમાં વ્યવસ્થિત રાજ્યતંત્ર સ્થાપવાની શરૂઆત કરી.

---

## પ્રશ્નો

( ૧ ) વૉરન હેસ્ટિંગ્સના સમયમાં અંગ્રેજ કંપનિ કોની કોની સાથે લડાઈમાં ઉતરી અને એ લડાઇઓથી કંપનિને શા ફાયદા થયા ?

( ૨ ) કલાઇવ અને હેસ્ટિંગ્સનો સેનાપતિ અને રાજ્યકર્તા તરીકે મુકાબલો કરો. હેસ્ટિંગ્સે અંગ્રેજ કંપનિની કેવી સેવા કરી તે વિષે ટૂંક નોંધ લખો.

( ૩ ) રેગ્યુલેટિંગ ઍકટ કોણે ઘડ્યો અને શા માટે ? હેસ્ટિંગ્સના અમલમાં એ ઍકટની કઈ કઈ ખામીઓ માલમ પડી ?

( ૪ ) મહારાજા નંદકુમાર, કાશીનો રાજા ચૈતસિંહ અને અયોધ્યાની બેગમો સાથે હેસ્ટિંગ્સે જે વર્તાવ ચલાવ્યો તેમાં હેસ્ટિંગ્સને તમે કેટલે અંશે દોષિત ગણો છો અને શા માટે ?

# પરિશિષ્ટ ( ૧ )

## અંગ્રેજ કંપનિ અને બંગાળાની નવાબી

પ્લાસીના યુદ્ધ પછીની એક સદીમાં આપણા દેશના ઇતિહાસમાં એક મહાન્ પલટો આવ્યો. હિંદમાં વેપાર કરવા આવેલા અંગ્રેજ સોદાગરોએ અને તેમના લશ્કરી સરદારોએ અનેક ખટપટો અને દાવપેચ કર્યા અને પરિણામે હિંદી લોકોનાજ નાણાંથી અને હિંદી સિપાઇઓનીજ મદદ વડે અંગ્રેજ કંપનિ બંગાળામાં રાજ્યકર્તા બની. એ કંપનિના અમલદારો ઘણા ખટપટી અને લાંચીઆ તેમજ અપ્રમાણિક હતા. તેઓએ બંગાળાના એક પછી એક એમ ત્રણ નવાબોને હાંકી મૂક્યા અને પોતાની પસંદગીના ત્રણ માણસોને વારાફરતી બંગાળાના નવાબો બનાવ્યા. મીરજાફર, જગતશેઠ અને અમીચંદ જેવા દેશદ્રોહીઓ અને નિમકહરામોની મદદથી અને તેમના ભોગે કલાઇવ અને વાન્સિટાર્ટ જેવા **અંગ્રેજ અમલદારોએ બંગાળાની નવાબીને જાણે કે લીલામ માટેની એક બજારૂ વસ્તુ બનાવી દીધી!** ધનભૂખ્યા અંગ્રેજ અમલદારોને મોટી મોટી ભેટો અને લાંચરૂશવતો આપનારા આદમીઓને ત્રણ ત્રણ વાર બંગાળાની નવાબી વેચવામાં આવી. મીરજાફરને તેની નિમકહરામીના બદલારૂપે કલાઇવે આપેલી બંગાળાની નવાબી વાન્સિટાર્ટે પાછી ઝૂંટવી લીધી અને અંગ્રેજોને ઉદાર હાથે પૈસા અને પ્રદેશોની ભેટ આપનાર મીર કાસમને બંગાળાની નવાબી આપી. સ્વમાની અને બાહોશ મીર કાસમ અંગ્રેજોના હિતોની વિરૂદ્ધ ગયો એટલે તેને પદભ્રષ્ટ કર્યો અને બુઢ્ઢા મીર જાફરને વળી પાછો બંગાળાનો નવાબ બનાવ્યો. મીરજાફર મરણ પામ્યો એટલે તેના પુત્ર પાસેથી નવેસરથી ભેટ સોગાદો અને બક્ષિસો કઢાવી અંગ્રેજ ગવર્નરે તેને બંગાળાના નવાબ તરીકે જાહેર કર્યો! પ્લાસીના યુદ્ધ પછીના દાયકાની બંગાળાની આ શરમજનક કથાએ અંગ્રેજોની કીર્તિને અને ન્યાયબુદ્ધિને ઝાંખપ લગાડી છે. " કેમ્બ્રીજ હીસ્ટ્રી " ના વિદ્વાન લેખકોએ, બંગાળાના નવાબોની આ અન્યાયી ઉથલપાથલ વિષે વિવેચન કરતાં અંગ્રેજ ગવર્નર વાન્સિટાર્ટની મીરજાફર અને મીરકાસમ પ્રત્યેની નીતિને

સુખાઇભરેલી ગણાવી છે પણ એ નીતિમાં રહેલી અપ્રમાણિકતા અને બેવફાઈ વિષે ઇસારો સરખો પણ કર્યો નથી! પરંતુ ઍલ્ફીસ્ટન અને ટેલર જેવા તટસ્થ ઇતિહાસકારોએ અંગ્રેજ અમલદારોની બેવફાઇની સખત ઝટકણી કાઢી છે. આ રહ્યા તેમના શબ્દો—

(૧) "આ બધો કારભાર અંગ્રેજોને માટે ઘણોજ બેવફાઇભર્યો અને હિણપતકારક છે.........અંગ્રેજોએ બંગાળાની નવાબી એક નવાબ પાસેથી ઝૂંટવી લઈ લાંચ આપનાર બીજા બીન હક્કદાર આદમીને વેચી!" (મેડોઝ ટેલર)

(૨) "કેટલીય વખત હિંદ પ્રત્યેની આપણી ફરજો કરતાં આપણાં તાત્કાલિક હિતોને વધારે અગત્ય આપવામાં આવી હતી એ બીના પ્રત્યે આંખ મિંચામણાં કરવાં નિરર્થક છે. કલાઇવિની બંગાળની જીત પછીનાં વર્ષો દરમિયાન (અંગ્રેજ) કંપનિના બીનઅનુભવી નોકરોએ, તેમનાંજ વાસ્તવિક રક્ષણ હેઠળની પ્રજાના ભોગે, ખાસ કરીને પોતાનાં ખિસ્સાંજ તર કરવાનું ધાર્યું હતું. તેમની આવી વર્તણુક યાદ કરતાં શરમ આવ્યા સિવાય રહેતી નથી.'

(બેસિલ વિલિઅમ્સ)

(૩) "જે કંપનિના નામે થોડા સમય ઉપર જ એ માણસને (મીરજાફરને) સોગંદવિધિ સાથે અને ગંભીરપણે (બંગાળાની) ગાદી ઉપર બેસાડવામાં આવ્યો, તેજ કંપનિના નામે તેજ માણસને ગાદી ઉપરથી પદભ્રષ્ટ કરવામાં આવ્યો! આ કરતાં કશું વધારે શરમજનક કદીય બન્યું નહિ હોય."

(એમ. એલ્ફીન્સ્ટન)

(૪) "કંપનિના અમલદારોના સંબંધમાં આવેલો એવો એક પણ હિંદી રાજ્યકર્તા ન હોય જેમનું તેઓએ વેચાણ ન કર્યું હોય! એવી એક પણ સંધિ તેઓએ ન કરી હોય જેમનો ભંગ તેમને પોતાનેજ હાથે ન થયો હોય! બંગાળામાં, તેઓએ સિરાજુદ્દૌલાનું વેચાણ મીર જાફરને કર્યું, મીર જાફરનું વેચાણ મીર કાસમને કર્યું અને મીર કાસમને વળી પાછો મીરજાફરને વેચ્યો. મીરજાફરના

મરણ બાદ ગાદીહક્ક તેના વડા પુત્રને વેચ્યો;—મીરજાફરના બીજા પુત્ર મુબારક-ઉલ-દૌલાને તેની સાવકી માતાને વેચ્યો. !" (ઍડ-મન્ડ બર્ક ઈ. સ. ૧૭૮૩ ના ડીસેંબરની પહેલી તારીખે બ્રિટિશ પાર્લમેંટમાં આપેલો ભાષણમાંથી ).

કલાઇવ અને વાન્સિટાર્ટ જેવા અંગ્રેજ અમલદારો ઉપરનાં આવાં તહોમતનામાંના બચાવમાં શું કહી શકાય ?

## પ્રશ્નો

(૧) અંગ્રેજ કંપનિના હિંદમાંના અમલદારો અને નોકરોનાં ચારિત્ર્ય કેવાં હતાં? થોડાં વર્ષ હિંદમાં નોકરી કરી ઇંગ્લંડ પાછા ફરતા કંપનિના અમલદારો ઇંગ્લંડમાં 'નવાબો' તરીકે કેમ ઓળખાતા?

(૨) મીરજાફરને "કલાઇવનો ગધેડો" એવું ઉપનામ શા માટે આપવામાં આવ્યું હતું?

(૩) મીરજાફર અને મીર કાસીમ પ્રત્યેની વાન્સિટાર્ટની નીતિના બચાવમાં શી દલીલો રજુ કરી શકાય?

# પરિશિષ્ટ ( ૨ )

## હેસ્ટિંગ્સનો મુકર્દમો

"તેના ( હેસ્ટિંગ્સના ) ઉપર જે ગુન્હાઓનાં તોહમતો મૂકવામાં આવ્યાં છે તે ગુન્હાઓ એવા છે કે તેમનું ઉદ્‌ભવસ્થાન......નિષ્ઠુરમાં નિષ્ઠુર હૃદયમાંજ હોઈ શકે. તે ( હેસ્ટિંગ્સ ) બીજા સિદ્ધાંતો અને સૂત્રોનો આશ્રય લે છે પરંતુ આ દેશ તો એવી ફરજ પાડશે કે તેનો મુકર્દમો આ દેશના કાયદાઓ પ્રમાણેજ ચાલવો જોઇએ. હોદ્દાની રૂએ મળેલી સત્તાનો દુરૂપયોગ એ તો આ દેશમાં જાણીતા ગુન્હા તરીકે ગણાય છે. હેસ્ટિંગ્સે તેનાં બચાવનામામાં દલીલ કરી છે કે એશિઆમાં થતાં કાર્યોને સિદ્ધાંતની દૃષ્ટિએ યૂરોપમાં થતાં કાર્યોથી જુદી કક્ષામાં મૂકવાં જોઇએ...પરંતુ મારે જાહેર કરવું જોઇએ કે નીતિશાસ્ત્રના સિદ્ધાંતો દુનિયામાં સર્વત્ર સરખાજ હોય છે....તેણે ( તેનાં લખાણોમાં ) કબૂલ કર્યું છે કે તે આપખુદ રાજાની માફક વર્ત્યો છે અને મળેલી સત્તા આપખુદ રીતે વાપરી છે....ગંગ ગોવીંદ સીંગ પાસેથી લાંચરૂશવત લેવા માટે, જેની પાસેથી લાંચ લીધી તેજ માણસોને લૂંટવા માટે,...વિધવાઓની મિલ્કતો છળકપટથી ઝુંટવી લેવા માટે, અનાથોની જમીનો કોઈપણ જાતના હક સિવાય જપ્ત કરી દુષ્ટ માણસોને તે જમીનોની બક્ષીસો આપવા માટે,...ત્રણ પરગણાંઓની તમામ વ્યવસ્થા દુષ્ટ દેવીસીંગને સોંપી તે પ્રદેશની પાયમાલી કરાવી ખેડૂતોને ત્રાસથી રંજાડી તેમનાં ઘરો અને પાકો બાળી મૂકાવી...તમામ સ્ત્રીજાતિની શરમ અને મર્યાદાઓનો પણ ભંગ કરાવવા માટે હું હેસ્ટિંગ્સની ઉપર આપની સમક્ષ તોહમતો મૂકું છું...જે પાર્લમેંટના વિશ્વાસનો તેણે દ્રોહ કર્યો છે તે પાર્લમેંટની આમની સભાના નામે હું વૉરન હેસ્ટિંગ્સ ઉપર તોહમતો મૂકું છું. ગ્રેટ બ્રિટનની સમસ્ત આમ જનતા, જેના રાષ્ટ્રીય ચારિત્રને તેણે કલંકિત કર્યું છે તે આમ જનતાના નામે હું તેના ઉપર તોહમતો મૂકું છું. હિંદની પ્રજા, જેના કાયદાઓ, હક્કો અને સ્વતંત્રતા તેણે ડૂબાડ્યાં છે, જેની માલમિલ્કતોનો તેણે નાશ કર્યો છે, જેનો દેશ તેણે નિર્જન અને રસાતળ

બનાવ્યો છે તે હિંદની પ્રજાના નામે હું તેના ઉપર તોહમતો મૂકું છું. ન્યાયના જે સનાતન સિદ્ધાંતો તેણે ઊંધા વાળ્યા છે તે સિદ્ધાંતોના બળે અને તેનાં નામે હું તેના ઉપર તોહમતો મૂકું છું, ખુદ માનવતા...જેનો તેણે નિર્દય રીતે દમન ચલાવી ભંગ કર્યો છે....તે માનવતાના નામે હું વૉરન હેસ્ટિંગ્સ ઉપર આ તોહમતો મૂકું છું."

[ઍડમન્ડ બર્કે ઈ. સ. ૧૭૮૮ ના ફેબ્રુઆરી માસની ૧૯ મી તારીખે બ્રિટિશ પાર્લમેંટની અમીરોની સભા સમક્ષ આપેલાં ઐતિહાસિક પ્રવચનમાંથી]

## પ્રશ્નો

(૧) "નિષ્ઠુરમાં નિષ્ઠુર હૃદયમાંજ" ઉત્પન્ન થઈ શકે એવા શા શા ગુન્હાઓ વૉરન હેસ્ટિંગ્સે હિંદુસ્તાનમાં કર્યા હતા? એ ગુન્હાઓ કર્યા સિવાય હેસ્ટિંગ્સ પોતાની કાયદેસરની ફરજો કેમ ન બજાવી શકયો?

(૨) આમની સભા વતી ઍડમન્ડ બર્કે અમીરોની સભા સમક્ષ હેસ્ટિંગ્સ ઉપર ગંભીર તોહમતો મૂકયાં હતાં છતાં અમીરોની સભાએ હેસ્ટિંગ્સને નિર્દોષ શા માટે ઠેરવ્યો હશે?

(૩) હેસ્ટિંગ્સના મુકર્દમા અંગે ઍડમન્ડ બર્કે વર્ષો સુધી જે જહેમત ઉઠાવી તેથી અંગ્રેજ કંપનિની હિંદ પ્રત્યેની નીતિ ઉપર અને બ્રિટિશ પાર્લમેંટની એ અંગ્રેજ કંપનિ પ્રત્યેની નીતિ ઉપર શી અસરો થઈ?

# સમયરેખા નં. ૨

## હિંદમાં ફ્રેંચ સત્તાનો ઉદય અને અસ્ત

ઈ. સ.

૧૬૬૫ · ફ્રેન્ચ ઈસ્ટ ઇન્ડિઆ કંપનિની સ્થાપના.
ફ્રેન્ચ વેપારીઓએ સુરતમાં કોઠી સ્થાપી ( ૧૬૬૬ ).
ફ્રેન્ચ વેપારીઓએ મછલીપટ્ટમમાં કોઠી સ્થાપી ( ૧૬૬૮ ).

૭૦ +

ફ્રેન્ચોએ પોંડિશરીમાં સંસ્થાન વસાવ્યું. ( ૧૬૭૪ )

·

૮૦ +

·

ફ્રેન્ચોએ ચંદ્રનગરમાં સંસ્થાન સ્થાપ્યું ( ૧૬૮૬ )

૯૦ +

વલંદાઓએ પોંડિશરી પર હલ્લો કર્યો ( ૧૬૯૩ )

·

ફ્રેન્ચોને પોંડિશરી પાછું મળ્યું ( ૧૬૯૭ ).

૧૭૦૦ +

· ફ્રેન્ચ ઈસ્ટ ઇન્ડિઆ કંપનિની નાણાંકીય મુશ્કેલીઓ શરુ થઇ.

૧૦ +

·

૨૦ +

૧૬૨૦ +

ફ્રેન્ચ ઈસ્ટ ઇન્ડિઆ કંપનિનો વહીવટ ફ્રાન્સનાં પ્રધાનમંડળ હસ્તક મૂકાયો ( ૧૭૨૧ )

·

ડૂપ્લે હિંદમાં આવ્યો. ( ૧૭૨૬ )

૩૦ +

·

૪૦ +

દુમાની પછી દુપ્લે પોંડિશરીનો ગવર્નર નીમાયો ( ૧૭૪૨ )

·

અંગ્રેજ સંસ્થાન મદ્રાસને ફ્રેન્ચોએ કબજે કર્યું ( ૧૭૪૬ )

ફ્રેન્ચોએ આર્કટ કબજે કર્યું ( ૧૭૪૯ ).

૫૦ + દુપ્લેએ મુજફ્ફરજંગને નિઝામ બનાવ્યો.

દુપ્લે કર્ણાટકનો નવાબ બન્યો. ( ૧૭૫૪ )

· પોંડિશરીની સંધી; ફ્રેન્ચોની સત્તા નબળી બની.

લાલીએ ફૉર્ટ સેંટ ડેવીડ અંગ્રેજો પાસેથી જીતી લીધો ( ૧૭૫૮ ).

૬૦ + વાંદીવાશના યુદ્ધમાં ફ્રેન્ચોની સખત હાર.

આર્કટ, દેવીકોટા, કારીકલ, અંગ્રેજોએ જીતી લીધાં ( ૧૭૬૧ )

પેરિસની સુલેહથી અંગ્રેજ ફ્રેન્ચ વિગ્રહ બંધ થયો ( ૧૭૬૩ )

૧૭૬૫ · ફ્રેન્ચોના તાબામાં માત્ર પોંડિશરી, ચંદ્રનગર, યાનાન, માહી અને કારીકલ રહ્યાં.

---

# પ્રકરણ ૧ લું

## હિંદમાં બ્રિટિશ કંપનિની સ્વતંત્ર સત્તા

કલાઇવે હિંદમાં અંગ્રેજી સત્તાની સ્થાપના કરી હતી પરંતુ ત્યાર બાદ ઈ. સ. ૧૭૭૦ થી ૧૭૮૫ સુધીનાં પંદર વર્ષોમાં ઈસ્ટ ઇન્ડિઆ કંપનિની સ્થિતિ એવી કટોકટીની અને કફોડી બની હતી કે મરાઠાઓ અને હૈદરઅલીના એકત્ર બળ આગળ કંપનિની સત્તાનો તદ્દન અસ્ત થઈ જાત. બાહોશ અને કાર્યદક્ષ હેસ્ટિંગ્સે કંપનિની સત્તાને ટકાવી રાખી એટલુંજ નહિ પણ ઈસ્ટ ઇન્ડિઆ કંપનિને સ્વતંત્ર રાજકીય સત્તા ધરાવનાર સંસ્થા તરીકે સાબિત કરી. કલાઇવે કરેલા અલ્હાબાદના કરાર મુજબ મોગલ પાદશાહને દર વર્ષે ૨૬ લાખ રૂપિઆની ખંડણી અપાતી હતી તે પણ હેસ્ટિંગ્સે બંધ કરાવી તેમજ બંગાળાના નવાબ પાસેથી વહીવટી સત્તા લઈ લીધી અને એ રીતે તેણે હિંદમાં અંગ્રેજ કંપનિની સ્વતંત્ર સત્તા સ્થાપી. હેસ્ટિંગ્સ ઇંગ્લંડ ગયો ત્યારે કંપનિના અમલદારો બંગાળા, બિહાર, ઓરિસ્સાનો કેટલોક ભાગ, ગાઝીપુર, બનારસ, ઉત્તર સરકાર અને મુંબઇમાં સ્વતંત્રપણે રાજ્યવહીવટ ચલાવતા હતા. હજારો માઇલ દૂર આવેલા બેટમાંથી હિંદમાં વેપાર કરવા આવેલા મુઠ્ઠીભર માણસો હિંદમાં સ્વતંત્ર રાજકીય સત્તા સ્થાપી શકયા એ આપણા ઇતિહાસની એક વિચિત્ર અને શરમજનક ઘટના છે. હિંદ સાથે વેપાર કરવા માટે સ્થપાયલી ઈસ્ટ ઇન્ડિઆ કંપનિ હિંદમાં લડાઇઓ લડી, મુલકો મેળવી, લશ્કરો રાખી રાજ્યવહીવટ ચલાવવા લાગી ત્યારે ઇંગ્લંડના લોકોને પણ અચંબો થયો. એક વેપારી મંડળના હાથમાં વિશાળ રાજકીય સત્તા આવી પડી હતી તેથી તેના પર અંકુશ મૂકવા ઇંગ્લંડની પાર્લમેંટમાં પણ ચર્ચા થવા લાગી.

**વૉરન હેસ્ટિંગ્સ પછી**

કલકત્તા કાઉન્સિલના એક સભ્ય સર ફિલિપ ફ્રાન્સિસે ઇંગ્લંડ જઈ હેસ્ટિંગ્સ સામેનો મુકર્દમો ઉભો કર્યો અને કંપનિના હિંદમાંના અમલદારોની

ગેરરીતિઓ ઊઘાડી પાડી. ઇંગ્લંડે એ અરસામાંજ પોતાનાં અમેરિકામાંનાં સંસ્થાનો ગુમાવ્યાં હતાં એટલે હિંદમાંનાં બ્રિટિશ સંસ્થાનો પણ હાથમાંથી ચાલ્યા ન જાય એ માટે ઇંગ્લંડના કારભારીઓ ખાસ સાવચેતી રાખતા હતા. હિંદમાંના બ્રિટિશ સંસ્થાનોનો કંપનિનો વહીવટ સુધારવા માટે તે સમયના ઇંગ્લંડના વડા પ્રધાન ફૉક્સે પાર્લમેંટમાં એક

**પિટનો હિંદી કાયદો, ઈ. સ. ૧૭૮૪**

ખરડો આણ્યો. એ ખરડાનો સારાંશ એ હતો કે ઇસ્ટ ઇન્ડિઆ કંપનિની સનદ ચાર વર્ષ માટે લઈ લેવી અને હિંદમાંના બ્રિટિશ મુલકનો રાજ્યવહીવટ પાર્લમેંટે નીમેલા સાત કમિશ્નરોને સોંપવો, ચાર વર્ષ પૂરાં થયાં બાદ બીજું એક અંકુશમંડળ ( બોર્ડ ઑફ કન્ટ્રોલ ) નીમવું જેના હુકમ સિવાય કંપનિ હિંદમાં કોઈ પણ વિગ્રહ કે સંધિ ન કરી શકે. ફૉકસનો આ ખરડો જો પસાર થાય તો કંપનિની સત્તા મોટે ભાગે નાબુદ થઈ જાય એમ હતું તેથી કંપનિનો પક્ષ કરનાર અમીર ઉમરાવોની લાગવગને લઇને એ ખરડો પાર્લમેંટમાં પસાર ન થઈ શક્યો. હિંદ બાબતનો પોતાનો ખરડો પસાર ન થયો એટલે ફૉક્સ રાજીનામું આપી છૂટો થયો અને તરૂણ પિટ ઇંગ્લંડનો વડો પ્રધાન બન્યો. કંપનિના કામકાજના વ્યાપારી અને રાજકીય એમ વિભાગો પાડી નાખી પિટે ફૉક્સના ખરડામાં અમુક ફેરફારો કર્યા અને એ સુધારેલો ખરડો તેણે ઈ. સ. ૧૭૮૪ માં પાર્લમેંટમાં પસાર કરાવ્યો. પિટનો આ પસાર થયલો ખરડો "પિટના હિંદી કાયદા" તરીકે ઓળખાય છે. પિટનો હિંદી કાયદો ઘણો મહત્વનો છે કારણ કે હિંદમાંના બ્રિટિશ મુલકનો વહીવટ આ કાયદા અનુસાર ઇ. સ. ૧૮૫૭ સુધી ચાલ્યો. આ કાયદાથી હિંદમાંની કંપનિ સરકાર ઇંગ્લંડની પાર્લમેંટ અને સરકારની તાબેદાર બની, અને વેપાર તેમજ રાજ્યવહીવટ એ બે ભિન્ન બાબતો હોવાથી દ્વિમુખી રાજ્યપદ્ધતિ ( Dual or Double Government ) ચાલુ થઈ. પિટના હિંદી કાયદામાં છત્રીસ કલમો છે જેમાંની મૂખ્ય કલમોનો સાર આ પ્રમાણે છે :—( ૧ ) પાર્લમેંટે નીમેલા છ કમિશ્નરોનું એક અંકુશ મંડળ અથવા નિયામક મંડળ ( Board of Control ) સ્થાપવું અને ઇસ્ટ ઇન્ડિઆ કંપનિનો રાજકીય વહીવટ કંપનિના સંચાલક મંડળ પાસેથી લઈ એ અંકુશ મંડળને સોંપી દેવો. ( ૨ ) કંપનિના વેપારની બાબતમાં તેમજ કંપનિના અમલદારોની નિમણૂક

સંબંધમાં કંપનિના માલિકમંડળ અને સંચાલકમંડળની સત્તા અગાઉના જેવી જ ચાલુ રાખવી; ( ૩ ) અંકુશમંડળના છ કમિશ્નરોમાંથી એક સેક્રેટરી ઑફ સ્ટેટ અને બીજો ખજાનચી હોવો જોઇએ; આ મંડળના પ્રમુખને હિંદ ખાતાના પ્રધાન કે વજીર તરીકે ઓળખવો; ( ૪ ) મુલકો જીતવા માટેનાં યુદ્ધો કે હિંદી રાજ્યો સાથેના કરારોની બાબતમાં* આ અંકુશમંડળને સર્વોપરિ સત્તા આપવી; ( ૫ ) કંપનિના સંચાલકમંડળ ( Board of Directors ) તરફથી કંપનિના હિંદમાંના અમલદારો પર હુકમો રવાના કરવાના હોય તો તે હુકમો માટે અંકુશમંડળની મંજુરી અગાઉથી મેળવવી; ( ૬ ) સંચાલક મંડળે પોતાના સભ્યોમાંથી ત્રણથી વધારે નહિ એટલા સભ્યોની એક " ગુપ્ત સમિતિ " ( Secret Committee ) નીમવી—અંકુશ મંડળના છ સભ્યો તરફથી હિંદના અમલદારો પર ખાનગી હુકમો મોકલવાના હોય તો તેઓએ એ બાબતનો પત્રવ્યવહાર સંચાલક મંડળને ન મોકલતાં માત્ર તેની " ગુપ્ત સમિતિ " ને મોકલી આપવો; ( ૭ ) કલકત્તાની કાઉન્સિલના સભ્યોની સંખ્યા ઘટાડીને ત્રણ કરવી અને અસાધારણ

---

* આ કાયદાની ૩૪ મી કલમમાં લખ્યું છે—" હિંદમાં મુલકો જીતવાની અને વિસ્તારવાની યોજનાઓનો અમલ થાય એ આ ( બ્રિટિશ ) પ્રજાની ઇચ્છા, કીર્તિ અને નીતિની વિરુદ્ધ છે માટે સંચાલક મંડળની કે એ મંડળની ગુપ્ત સમિતિની સ્પષ્ટ સૂચના અને આજ્ઞા સિવાય ફોર્ટ વિલિમય ( કલકત્તા ) ના ગવર્નર-જનરલ અને કાઉન્સિલે હિંદમાંના કોઈ પણ દેશી રાજા કે રાજ્ય સાથે વિગ્રહમાં ઉતરવું નહિ કે વિગ્રહ કરવા માટે કોઈ સંધિ અથવા કરાર પણ કરવા નહિ. " આ કાયદો ઇંગ્લંડની પાર્લમેંટે પસાર કર્યો ત્યાર બાદ પણ હિંદમાં બ્રિટિશ કંપનિએ મોટો રાજ્ય વિસ્તાર કર્યો એટલે કંપનિના અમલદારોએ પિટના કાયદાની ૩૪ મી કલમની અવગણના કરી હતી એ સ્પષ્ટ છે. આ કાયદો પસાર થયા બાદ માત્ર થોડાં જ વર્ષોમાં માર્કિવસ વેલેસ્લિએ પિટના હિંદી કાયદાની આ કલમની છડેચોક અવગણના કરી હતી. હિંદમાં બ્રિટિશ કંપનિનો મહાન રાજ્ય-વિસ્તાર કરવાની તેને એટલી બધી મમત હતી કે ઇંગ્લંડમાં રહેતા કંપનિના માલીકોના હુકમોની પણ તેણે ઝાઝી પરવા કરી નહિ.

સંજોગોમાં ગવર્નર–જનરલને કાઉન્સિલની ઉપરવટ જઇને કામ કરવાની સત્તા આપવી; (૮) મદ્રાસ અને મુંબઇના ગવર્નરોને પણ કારોબારી સભા આપવી અને મુંબઈ અને મદ્રાસની સરકારો પર કલકત્તા સરકારને ઉપરી તરીકેના અધિકારો વધારે સ્પષ્ટ રીતે આપવા.

**ગવર્નર–જનરલ લૉર્ડ કૉર્નવૉલિસ**

વૉરન હેસ્ટિંગ્સે જ્યારે ગવર્નર–જનરલનો હોદ્દો છોડી ઇંગ્લંડ તરફ પ્રયાણ કર્યું ત્યારે તેના હોદ્દાનો ચાર્જ જૉન મૅક્‌ફર્સનને સોંપવામાં આવ્યો હતો. મૅક્‌ફર્સને એ અગાઉ મદ્રાસના ગવર્નરની કાઉન્સિલના સભ્ય તરીકે અને કલકત્તાની કારોબારી સભાના વડા સભ્ય તરીકે કામ કર્યું હતું. આ કામ ચલાઉ ગવર્નર-જનરલને કંપનિના વહીવટની અને હિંદ વિષેની માહિતી હતી. મૅક્‌ફર્સનના વીસ માસના ટૂંક અમલમાં કશો નોંધલાયક બનાવ બન્યો ન હતો, પરંતુ એના અમલમાં કેટલીક ગંભીર ખામીઓ હતી. પિટ્ટના હિંદી કાયદાની રૂએ નવા ગવર્નર-જનરલની નિમણુક કરવા બાબત લાંબી વિચારણા ચાલી અને અંતે પસંદગી લૉર્ડ કૉર્નવૉલિસ પર ઉતરી. બંગાળાના આ નવા ગવર્નર-જનરલ કૉર્નવૉલિસે મૅક્‌ફર્સનના અમલની ખામીઓ વિષે સખત ટીકા કરી હતી. હિંદમાં કંપનિ સરકારના અમલદાર તરીકે જેણે કદી નોકરી કરી ન હોય એવા કોઈ બાહોશ અને ઉચ્ચ કુટુંબના માણસને બંગાળાના ગવર્નર-જનરલ તરીકે નીમવાની આવશ્યકતા ઇંગ્લંડની સરકારને જણાઈ હતી તેથી લૉર્ડ કૉર્નવૉલિસને ગવર્નર-જનરલનું પદ આપી કલકત્તા મોકલવામાં આવ્યો. કૉર્નવૉલિસ ઇંગ્લંડના વડા પ્રધાન પિટ્ટનો તેમજ અંકુશમંડળના પ્રમુખ ડંડાસનો મિત્ર હતો. કૉર્નવૉલિસને ગવર્નર-જનરલની સત્તા ઉપરાંત કંપનિના લશ્કરના વડા સેનાપતિની ફૂલ સત્તા પણ સોંપવામાં આવી હતી. હિંદ આવ્યો તે અગાઉ લૉર્ડ કૉર્નવૉલિસે લશ્કરી ખાતામાં ઘણો અનુભવ મેળવ્યો હતો. અમેરિકાના સ્વાતંત્ર્ય વિગ્રહ દરમિયાન કૉર્નવૉલિસના લશ્કરે અમેરિકન લશ્કરને હાથે સખત હાર ખાધી હતી અને ગ્રેટ બ્રિટનની લશ્કરી કીર્તિને ઝાંખપ લગાડી હતી.* પરંતુ કૉર્નવૉલિસ ઇંગ્લંડના પ્રધાનમંડળનો

---

* "જે માણસ ઇંગ્લંડે અમેરિકા ગુમાવ્યું તેમાં કારણભુત હતો તે જ માણસને (એટલે કે, કૉર્નવૉલિસને) હિંદુસ્તાન પર રાજ્ય ચલાવવા મોકલ-

વિશ્વાસુ માણસ હતો અને વળી પોતે ઉમરાવ કુટુંબનો હોવાથી તેના દેશબંધુઓ તેના તરફ માનની નજરે જોતા હતા.

લૉર્ડ કૉર્નવૉલિસે કલકત્તા આવી ઈ. સ. ૧૭૮૬ માં ગવર્નર-જનરલનો ચાર્જ લીધો. હિંદી રાજાઓ જોડેના વિગ્રહ કે કરારોની બાબતમાં, પિટ્ટના હિંદી કાયદાથી તટસ્થતાવાળી નીતિ (Non-intervention Policy) જાહેર કરવામાં આવી હતી. કંપનિના હિંદી રાજ્યનો વિસ્તાર વધારવા કરતાં જે મુલક કંપનિના તાબામાં હતો તેમાં મજબૂત વ્યવસ્થા અને સંગીન સુધારાઓ દાખલ કરવાનું કૉર્નવૉલિસને પણ વધારે પસંદ હતું. આ કારણથી તેણે શરૂઆતમાં કંપનિના વહીવટી તંત્રમાં પેઠેલા સડાઓ દૂર કરવા તરફ ખાસ લક્ષ આપ્યું.

**કૉર્નવૉલિસના સુધારા**

(અ) **કંપનિના અમલદારો અને નોકરો** :—કંપનિના અમલદારો અને નોકરોને લાંચરૂશ્વત અને બક્ષીસો લેતા અટકાવવા માટે કૉર્નવૉલિસે તેમના પગારમાં વધારો કરાવ્યો. કંપનિના નોકરોને ખાનગી વેપાર કરવાની સદંતર મનાઈ કરવામાં આવી. મીઠું વગેરે અમુક ચીજોનો ઈજારો હતો તે કૉર્નવૉલિસે બંધ કર્યો કારણ કે કંપનિના અમલદારો અને નોકરો એ ઇજારાનો અયોગ્ય લાભ ઉઠાવતા હતા. રાજ્યવહીવટ માટે કંપનિને યોગ્ય અમલદારો મળે એ હેતુથી કૉર્નવૉલિસે એક સનદી મુલ્કી નોકરી (Civil Service) ની યોજના ઘડી કાઢી. આ કારણથી કૉર્નવૉલિસને હિંદી સનદી નોકરી (ઇન્ડિઅન સીવીલ સર્વીસ) નો ઉત્પાદક ગણવામાં આવે છે. કૉર્નવૉલિસની આ યોજનાથી હિંદને ઘણો ગેરલાભ થયો કારણ કે મોટા હોદ્દાઓ પર ફક્ત અંગ્રેજ સિવિલિઅનોને જ નીમવાની પ્રથા કૉર્નવૉલિસના સમયથી ચાલુ થઈ. અંગ્રેજ અમલદારો હવેથી હિંદમાં મોટા હોદ્દાઓ ભોગવી ધન કમાવા લાગ્યા જ્યારે હિંદીઓને માત્ર નાની નાની જગાઓ પર જ નીમી તેમને અન્યાય કરવામાં આવ્યો.

(આ) **ન્યાયની અદાલતો** :—કૉર્નવૉલિસે ન્યાય ખાતામાં પણ

---

વામાં આવ્યો; જે સજ્જને (એટલે કે, હેસ્ટિંગ્સે) કંપનિનું હિંદી રાજ્ય ઉગાર્યું તેની સામે ગંભીર રાજકીય ગુન્હાઓ માટે કામ ચલાવવામાં આવ્યું !"

(માર્શમેન)

મહત્વના સુધારા દાખલ કર્યા. કૉર્નવૉલિસે મુલ્કીખાતાંને ન્યાયખાતાંથી જુદું પાડયું. જીલ્લાના રેવન્યુ કલેકટરો જ ન્યાય આપવાનું પણ કામ કરે એ પદ્ધતિ બંધ કરાવી કૉર્નવૉલિસે ન્યાય આપવા માટેની અલગ અદાલતો સ્થાપી. જમીનદારોના હાથમાંથી ફોઝદારી સત્તા લઈ લેવામાં આવી અને કલકત્તા, મુર્શિદાબાદ, ઢાકા અને પટણામાં વધારાની ચાર પ્રાંતિક અદાલતો સ્થાપવામાં આવી. દીવાની અદાલતમાં હિંદુ અને મુસલમાન કાયદા પ્રમાણે હિંદુ શાસ્ત્રીઓ અને મુસલમાન કાજીઓની સલાહ મુજબ હિંદુ યા મુસલમાન પ્રજાને અદલ ઇન્સાફ મળે એ માટે કૉર્નવૉલિસે વ્યવસ્થા કરી. ન્યાય આપવાની પધ્ધતિ વિષે કૉર્નવૉલિસે એક કાયદો ("કોડ") તૈયાર કરાવ્યો, અને વકીલો માટે પરીક્ષાની પધ્ધતિ દાખલ કરવામાં આવી. મોટાં શહેરોમાં જીલ્લા અદાલતો ("ડીસ્ટ્રીકટ કોર્ટ") સ્થાપી તેમાં યૂરોપી "સેસન જજ" નીમવામાં આવ્યા.* બંગાળાની દિવાની તથા ફોઝદારી અદાલતોને નવાબના અંકુશ હેઠળથી ખસેડી લઈ કંપનિની સીધી દેખરેખ હેઠળ આણી કૉર્નવૉલિસે કંપનિની પ્રતિષ્ઠા અને સત્તા વધારી.

(ઇ) **કાયદો અને વ્યવસ્થા** :—લૉર્ડ કૉર્નવૉલિસ શાંતિને ચાહનારો હતો અને હિંદી રાજાઓ કે નવાબોના તંત્ર કરતાં કંપનિ સરકારનાં તંત્રમાં પ્રજાની સલામતી વિશેષ હતી એ દર્શાવવાને તેણે સુલેહશાંતિની જાળવણી માટે પોલિસખાતાંનો યોગ્ય બંદોબસ્ત કર્યો. રાજ્યવહીવટ ચલાવવા માટે હેસ્ટિંગ્સ

---

* લૉર્ડ કૉર્નવૉલિસે ન્યાય આપવા માટેની વિલાયતી ઢબની જે પદ્ધતિ ચાલુ કરી તેથી અદાલતમાં ન્યાય મેળવવા જવાનું કામ ખર્ચાળ બન્યું અને પરિણામે ગરીબ પ્રજા માટે ન્યાય મેળવવાનું કામ લગભગ અશકય બન્યું. કૉર્નવૉલિસના સુધારાથી ઇન્સાફ મેળવવા બાબતમાં અમુક ફાયદાઓ તો થયા પરંતુ કૉર્નવૉલિસે હિંદીઓ પ્રત્યે જે અણવિશ્વાસ બતાવ્યો તે ખરેખર ખેદજનક હતો. ન્યાયખાતાંના ઉંચા હોદ્દાઓ પરથી તમામ હિંદીઓને કાઢી મૂકી તેમની જગ્યા પર તેણે યૂરોપી અમલદારો ગોઠવ્યા. કૉર્નવૉલિસે જે વકીલોની સંસ્થા ઉભી કરી તેથી ભવિષ્યમાં હિંદના રાષ્ટ્રીય જીવનને ઘણો વેગ મળ્યો અને કૉર્નવૉલિસનાં એ પગલાંથી આપણા દેશને આડકતરી રીતે સંગીન લાભ થયો.

મોટે ભાગે હિંદની જુની પ્રણાલિકાઓને જ અનુસર્યો હતો પરંતુ કૉર્નવૉલિસે બ્રિટિશ કંપનિ સરકારની પ્રતિષ્ઠા વધારવા કંપનિના રાજ્યવહીવટને બ્રિટિશ રાજ્યવહીવટના જેવો ઓપ આપવા, કાયદા અને વ્યવસ્થાની બાબતમાં પણ સંગીન ફેરફારો કર્યા. ગામડાં અને શહેરોમાં મહાજનો અને પંચોની સત્તા ભાંગી પાડી કૉર્નવૉલિસે થાણાદારો ('કૉન્સ્ટેબલો') અને પોલિસ પટેલોની નિમણુક કરી અને પોતપોતાના વિભાગો અને ગામડાંઓમાં સુલેહશાંતિ અને વ્યવસ્થા જાળવવાની જવાબદારી તેઓને સોંપી. સુલેહ અને વ્યવસ્થાની જાળવણી માટે દરેક જીલ્લાના વિભાગો પાડવામાં આવ્યા અને દરેક વિભાગ અથવા 'થાણા'માં એક થાણાદાર (કૉન્સ્ટેબલ) મૂકવામાં આવ્યો. ગુન્હેગારોને યોગ્ય સજા થઈ શકે તે માટે પુરાવાના કાયદામાં સુધારો કરવામાં આવ્યો અને ઈ. સ. ૧૭૯૩ માં કાયદાનો ગ્રંથ અંગ્રેજી તેમજ હિંદી ભાષાઓમાં છપાવી કૉર્નવૉલિસે બહાર પાડ્યો.

**(ઈ) મહેસુલી સુધારા અને બંગાળામાં કાયમી જમાબંધી:—** લૉર્ડ કૉર્નવૉલિસે બંગાળા, બિહાર અને ઓરિસ્સામાં જમાબંધીની પદ્ધતિમાં જે સુધારો કર્યો તે ઘણો મહત્વનો હતો. અલ્હાબાદના કરારથી બંગાળા, બિહાર અને ઓરિસ્સામાં મહેસુલ ઉઘરાવવાની સત્તા કંપનિને મળી ત્યાર પછીનાં વીસ વર્ષમાં મહેસુલની ઉઘરાણી કરવા માટે કંપનિ સરકારે એક કરતાં વધારે પદ્ધતિઓ અજમાવી જોઈ. ક્લાઈવે તો શરૂઆતમાં જમાબંધી માટે જુની મોગલ પદ્ધતિને જ અનુસર્યો હતો પણ હેસ્ટિંગ્સે એ પદ્ધતિમાં ફેરફાર કર્યો હતો. મહેસુલ વસુલ કરવા માટે જીલ્લાઓમાં કલેકટરો નીમવામાં આવ્યા હતા. મોગલ પાદશાહોના સમયથી જીલ્લામાંથી મહેસુલ ઉઘરાવનાર જમીનદારો જમીનના માલીક જેટલી સત્તા ભોગવતા આવ્યા હતા. હેસ્ટિંગ્સે જમીન ઈજારે આપવાની પદ્ધતિ ચાલુ કરી હતી; લીલામ થાય ત્યારે સૌથી મોટી રકમ આપનાર જમીનદારને અમુક વર્ષને પટે એ જમીન આપવામાં આવતી. આ પદ્ધતિથી જમીનદારોની સત્તા ઓછી થઈ ગઈ એટલું જ નહિ પણ ખેતી અને ખેડુતોની સ્થિતિ પણ બગડી. લીલામ પદ્ધતિમાં જમીનદારો અમુક મુદતે બદલાઈ જતા હતા અને જમીન ઉપર તેમનો કશો કાયમી હક્ક ન હતો. આ કારણથી જમીનદારો અથવા ઈજારદારો જમીન સુધારવા તરફ કે જમીનનો પાક વધારવા તરફ ભાગ્યેજ લક્ષ આપતા. ખેતી અને ખેડુતોની દુર્દશા

ટાળવા અને મહેસુલની આવક વધારવા લૉર્ડ કૉર્નવૉલિસે કાયમી જમાબંધી (Permanent Settlement) ની નવી પદ્ધતિ દાખલ કરી. આ નવી પદ્ધતિથી મહેસુલ ઉઘરાવનાર જમીનદારો જમીનના માલિક બન્યા. જમીનદારોને જમીન કાયમની મળી એટલે તેઓ કંપનિ સરકારને વફાદાર બન્યા અને વફાદારોનો આ વર્ગ પરદેશી સરકારને ખાસ મદદરૂપ નીવડ્યો. જુના જમીનદારોને એમની જુની જમીન પાછી સોંપવામાં આવી અને જમીનના ખરા માલિકો એટલે ખેડૂતો જમીનદારોના માત્ર ગણોતઆઓ બન્યા અને તેમની દયાને આધિન થઈ પડ્યા. જમીનદારોએ કંપનિ સરકારને દર વર્ષે જે મહેસૂલ ભરવાની હતી તેનો આંકડો કાયમનો માટે નક્કી કરવામાં આવ્યો તેથી કૉર્નવૉલિસે દાખલ કરેલી પદ્ધતિ " કાયમી અથવા જાથુ જમાબંધી "ની પદ્ધતિ તરીકે ઓળખાય છે. કલકત્તાની કાઉન્સિલનો સભ્ય જૉન મકફર્સન એવા મતનો હતો કે ભરવાની મહેસુલનો આંકડો શરૂઆતમાં ફક્ત દશ વર્ષ માટેજ કાયમ રાખવો અને પછીથી હરહમેશને માટે એક કાયમી આંકડો નક્કી કરી દેવો. કૉર્નવૉલિસનો મત મૅકફર્સનના મતથી જુદો જ હતો. ઈંગ્લંડમાંનું અંકુશમંડળ (બોર્ડ ઑફ્ કન્ટ્રોલ) કૉર્નવૉલિસના મત સાથે સંમત થયું એટલે આ કાયમી જમાબંધીની પદ્ધતિ ઈ. સ. ૧૭૯૩ માં બંગાળા, બિહાર અને ઓરિસ્સામાં દાખલ કરવામાં આવી. ત્યાર બાદ બે વર્ષે કાશીમાં પણ કાયમી જમાબંધી દાખલ થઈ. કાયમી જમાબંધીથી કંપનિ સરકારને પણ આવકની દૃષ્ટિએ તો ખાસ લાભ થયો નહિ કારણ કે વખત જતાં જમીનદારોને ખેડુતો તરફથી વધારે મહેસુલ મળવા લાગ્યું ત્યારે સરકાર જમીનદારો પાસેથી વધારે મહેસુલ માગી શકી નહિ.*

---

* **કાયમી જમાબંધીના લાભાલાભ**:—કૉર્નવૉલિસની કાયમી જમાબંધીથી લાભ તેમજ ગેરલાભ પણ ઘણા થયા છે. કાયમી જમાબંધીની આ યોજનાનો ખરો ઘડનાર તો મી. મૅકફર્સન હતો જે પાછળથી સર જૉન શોર તરીકે ગવર્નર–જનરલ બન્યો. સ્વર્ગસ્થ રોમેશચંદ્ર દત્ત અને બીજા કેટલાક વિદ્વાન લેખકોએ કાયમી જમાબંધીની પદ્ધતિની ભારે પ્રશંસા કરી છે. પરંતુ કંપનિ સરકાર, જમીનદારો અને ખેડુતો એ બધાની દ્રષ્ટિએ જોતાં કાયમી જમાબંધીથી ખેડુતોને લાભ કરતાં ગેરલાભ

લૉર્ડ કૉર્નવૉલિસે સુધારાની નીતિ ગ્રહણ કરી હતી અને રાજ્યવહીવટનાં ઘણાં ખાતાંમાં સુધારા કરવા માંડ્યા હતા. પોતાના સુધારા અમલમાં મૂકવાને કૉર્નવૉલિસ શાંતિમય વાતાવરણ ચહાતો હતો. હિંદમાં કંપનિ સરકાર માટે વધારે મુલક જીતવાની અને રાજ્યવિસ્તાર કરવાની તેની ખાસ ઈચ્છા ન હતી. આમ હોવા છતાં કૉર્નવૉલિસને મ્હૈસુર જેવાં પરરાજ્યો સાથે વિગ્રહમાં ઉતરવું પડ્યું. હિંદમાં કંપનિ સરકાર સામે ટક્કર ઝીલી શકે અને હરિફાઇમાં ઉતરી શકે એવી બેજ સત્તાઓ હતી—એક તો મરાઠાઓની અને બીજી મ્હૈસુરના વીર સુલતાન ટીપુની. ટીપુ સુલતાન દક્ષિણ હિંદમાં પોતાની સત્તા સર્વોપરિ બનાવવા માટે પ્રયાસ કરતો હતો. ટીપુ સુલતાનની મહેચ્છા નિઝામ, મરાઠાઓ અને અંગ્રેજ કંપનિની સત્તા દાબી દઈ દક્ષિણ હિંદુસ્તાનના રાજા થવાની હતી. પોતાના પિતાની માફક ટીપુ સુલતાને પણ ફ્રેન્ચોની મદદ લેવાનો નિર્ધાર કર્યો. ફ્રાન્સના રાજા સોળમા લૂઈના દરબારમાં ટીપુ સુલતાને એક એલચી પણ મોકલી આપ્યો. ટીપુ સુલતાનના એક ખંડિઆ રાજાની હદમાં અંગ્રેજ કંપનિની તેલિચેરી મુકામે એક કોઠી હતી; એ રાજા કંપનિનો દેવાદાર છે એવું કારણ બતાવી કંપનિ સરકારે તે રાજાના રાજ્ય પર ચડાઈ કરી. ટીપુ

**મ્હૈસુર સાથે વિગ્રહ**

---

વિશેષ થયો છે. એ ખરૂં છે કે કાયમી જમાબંધીને લઇને પડતર જમીન પણ ખેડાતી થઈ અને જમીન સુધરવાથી તેમજ તેનો કસ વધવાથી વધારે પાક ઉત્પન્ન થવા લાગ્યો. કાયમી જમાબંધીની આ પદ્ધતિની મુખ્ય ખામી એ છે કે જમીનના ખરા માલિકો ખેડુતો હતો તેમના હકો ડૂબાડી કૉર્નવૉલિસે જમીનદારોને જમીનના માલિક બનાવ્યા. જમીનદારોને જમીન કાયમની મળી એ બદલ દર વર્ષે તેમણે સરકારને કેટલી મહેસુલ ભરવી તેના દર કાયમને માટે બાંધવામાં આવ્યા હતા પરંતુ જમીનદારોએ ખેડુતો પાસેથી કયા દર પ્રમાણે દર વર્ષે મહેસુલ ઉઘરાવવું એ બાબત કશું પણ નકકી કરવામાં આવ્યું ન હતું. પૈસાના લોભી જમીનદારો ખેડુતો પાસેથી વધારે મહેસુલ ઉઘરાવવા જુલ્મ કરે ત્યારે ખેડુતોના રક્ષણ માટે શું કરવું તે વિષે કોઈ પણ નિયમો બાંધ્યા ન હતા. પરિણામ એ આવ્યું કે જમીનદારોની તિજોરીઓ નાણાંથી ભરાતી ગઈ જ્યારે ખેડુતો ચુસાતા ગયા.

સુલતાન જે અંગ્રેજોનો કટ્ટર વિરોધી હતો તે આ બનાવથી છંછેડાયો. ત્રાવણકોરનો રાજા જે પહેલાં ટીપુ સુલતાનનો આશ્રિત કે રક્ષિત રાજા હતો તેણે અંગ્રેજ કંપનિનો આશ્રય લીધો હતો. ઇ. સ. ૧૭૮૯ માં ત્રાવણકોરના રાજાને પાડોશના કોચીનના રાજા સાથે ઝઘડો થયો. કોચીનના રાજાએ ટીપુ સુલતાનનું રક્ષણ શોધ્યું જ્યારે ત્રાવણકોરના રાજાએ કંપનિ સરકારનો આશ્રય લીધો. ત્રાવણકોરના રાજાએ અમુક કિલ્લાઓ સોંપવાની ના પાડી એટલે ટીપુ સુલતાને ત્રાવણકોર પર ચડાઇ કરી. ત્રાવણકોરનો રાજા કંપનિનો આશ્રિત હોવાથી કાર્નવોલિસને ટીપુ સુલતાન સામે વિગ્રહમાં ઉતરવાની ફરજ પડી. ટીપુ સુલતાનના જે મુલકો જીતાય તે સરખે ભાગે વહેંચી લેવા એવો ઠરાવ કરી કાર્નવોલિસે નિઝામ અને મરાઠાઓ સાથે કરાર કર્યા અને ટીપુ સુલતાન સામે વિગ્રહ જાહેર કર્યો; ઈ. સ. ૧૭૯૦. કેટલોક વખત સુધી તો લડાઇનું કશું પરિણામ દેખાયું નહિ પણ પછીથી કોર્નવોલિસે પોતે લશ્કરની સરદારી લીધી અને ટીપુ સુલતાનનું બૅંગ્લોર કબજે કર્યું. કંપનિના લશ્કરની ખોરાકી ખૂટવાથી અંગ્રેજ લશ્કરને તે વખતે પાછા હઠવું પડ્યું પણ બીજે વર્ષે શ્રીરંગપટ્ટમ પર ચડાઈ કરી તેને ઘેરો ઘાલ્યો. તે અગાઉ મરાઠાઓએ, નિઝામના લશ્કરે અને અંગ્રેજોએ ટીપુ સુલતાનના રાજ્યના જુદા જુદા ભાગ કબજે કર્યા હતા. શ્રીરંગપટ્ટમનો ઘેરો પાછો હઠાવી શકાય એમ ન લાગવાથી ટીપુ સુલતાને સુલેહ માટે કહેણ મોકલાવી. નાના ફડનવીસે હવે વચમાં પડી ટીપુ સુલતાન સામેનો વિગ્રહ બંધ કરાવ્યો અને શ્રીરંગપટ્ટમ મુકામે સુલેહ થઈ; ઈ. સ. ૧૭૯૨. શ્રીરંગપટ્ટમની સુલેહ અનુસાર ટીપુ સુલતાને અંગ્રેજ કંપનિને મલબાર કુર્ગ અને સાલેમ જિલ્લાનો થોડો ભાગ આપ્યો અને નિઝામ તેમજ મરાઠાઓને પણ કેટલોક મુલક મળ્યો. લડાઈના ખર્ચ પેટે ત્રણ કરોડ રૂપિઆ કંપનિને આપવા ટીપુ સુલતાન કબુલ થયો. આ સંધિની શરતો ટીપુ સુલતાન પાળે તેટલા માટે તેના બે પુત્રોને જામીન તરીકે કંપનિ સરકારને હવાલે કરવામાં આવ્યા ! ટીપુ સુલતાને આ વિગ્રહમાં પોતાનું અર્ધું રાજ્ય ગુમાવ્યું અને તેની સત્તા ઘણી નબળી પડી.

લૉર્ડ કૉર્નવૉલિસ ઈ. સ. ૧૭૯૩ માં ઇંગ્લંડ ગયો એ અરસામાં ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઈ ચાલતી હોવાથી અંગ્રેજોએ ફ્રાન્સનાં હિંદી સંસ્થાનો કબજે કર્યાં હતાં. કૉર્નવૉલિસ ઇંગ્લંડ ગયો એટલે કલકત્તાની કાઉન્સિલનો

વડો સભાસદ સર જૉન શૉર (જૉન મેક્ફર્સન) જેણે કૉર્નવૉલિસને તેના સુધારા અમલમાં મૂકવામાં મદદ કરી હતી તે ગવર્નર-

**કૉર્નવોલિસ પછી** જનરલ થયો. સર જૉન મેક્ફર્સને ઈ. સ. ૧૭૮૫-૮૬ માં પણ કામચલાઉ ગવર્નર-જનરલ તરીકે કામ કર્યું હતું એ વિષે આપણે અગાઉ વાંચી ગયા છીએ. સર જૉન શૉર ઈ. સ. ૧૭૯૩ માં બીજી વાર ગવર્નર-જનરલના હોદ્દા પર આવ્યો અને આ વખતે તે પાંચ વર્ષ સુધી એ હોદ્દા પર ચાલુ રહ્યો. સર જૉન શૉરને હિંદમાં ઘણા વર્ષોનો અનુભવ થયો હતો છતાં ગવર્નર-જનરલ તરીકે તે કંપનિનું રાજ્ય કે પ્રતિષ્ઠા વધારી શકયો નહિ. તેના અમલકાળમાં ખાસ મહત્વના બનાવો બહુ ઓછા બન્યા.

સર જૉન શૉરે ગવર્નર-જનરલ થવા અગાઉ કંપનિની સુંદર સેવા બજાવી હતી પરંતુ ગવર્નર-જનરલ તરીકેની મહાન જવાબદારી ભરી ફરજો બજાવવાની તેનામાં લાયકાત ન હતી. તેનો સ્વભાવ શાંતિપ્રિય

**સર જૉન શૉરની** હતો તેથી તેનો પાંચ વર્ષનો કારભાર શાંત નીવડ્યો.

**તટસ્થ રાજનીતિ** સર જૉન શૉર હેસ્ટિંગ્સ કે કૉર્નવોલિસ જેવો રાજનીતિજ્ઞ ન હતો. ઈ. સ. ૧૭૮૪ ના પિટના હિંદી કાયદામાં એવી સૂચના કરવામાં આવી હતી કે કંપનિ સરકારે હિંદી રાજાઓના ઝઘડાઓમાં માથું મારવું નહિ અને તટસ્થતા જાળવવી. ઇંગ્લંડની પાર્લમેંટે તેમ જ કંપનિના સંચાલક મંડળે પણ હિંદમાં તટસ્થતાની નીતિ (Non-intervention Policy) જાળવવી એમ ઠરાવ્યું હતું. સર જૉન શૉર ઇ. સ. ૧૭૯૩ માં ગવર્નર-જનરલ તરીકે નીમાયો તે વખતે ઇંગ્લંડની સરકારે પણ તેને ગમે તે ભોગે હિંદમાં શાંતિ જાળવવાનું ફરમાવ્યું હતું અને હિંદી રાજ્યોના કારભારમાં માથું મારવાની મના કરી હતી. સર જૉન શૉરે તટસ્થતાની નીતિ અખત્યાર કરવાના આ હુકમનું પૂર્ણપણે પાલન કર્યું પરંતુ એમ કરવા જતાં કંપનિ સરકારની સત્તા પાંચ વર્ષમાં ઝાંખી પડી ગઈ. કૉર્નવોલિસ પણ શાંતિપ્રિય સ્વભાવનો હતો અને તટસ્થતાની નીતિ અનુસરવા રાજી હતો પરંતુ તે સર જૉન શૉરની માફક તટસ્થતાની નીતિને બહુ ચુસ્તપણે વળગી રહેતો નહિ. હિંદમાં વધારે રાજ્યવિસ્તાર કરવાની તમામ યોજનાઓથી દૂર રહેવું, હિંદી રાજાઓના કારભારમાં કંપનિએ વચમાં પડવું

નહિ અને હિંદી રાજાઓ સાથે કરારો કરી બીનજરૂરી યુદ્ધોમાં કંપનિને ઉતરવું પડે એવો માર્ગ લેવો નહિ એ તટસ્થતાની નીતિના મુખ્ય મુદ્દાઓ હતા. પરંતુ તટસ્થતાની આ નીતિનો અમલ કેટલી હદ સુધી કરવો એ બાબત ગવર્નર-જનરલે પોતાની વિવેકબુદ્ધિ વાપરવાની હતી. હિંદમાં કોઈ પણ રાજ્યકર્તાની સત્તા ઘણીજ બળવાન બની જાય તો તે કંપનિ સરકાર માટે પણ ભયરૂપ નીવડે તેથી હિંદમાં રાજકીય સત્તાની સમતુલા ( Balance of Power ) જાળવવા કંપનિ સરકારને તટસ્થતાની નીતિનો એવે પ્રસંગે ત્યાગ કરવાની ફરજ પડે તો તેમ કરવાની કંપનિ સરકારને છૂટ હતી. આવે પ્રસંગે કૉર્નવોલિસે પોતાની વિવેકબુદ્ધિ વાપરી ટીપુ સુલતાન સામે વિગ્રહમાં ઉતરી કંપનિ માટે નવા મુલકો મેળવ્યા હતા. સર જૉન શોરે તો તટસ્થતાની નીતિનું અક્ષરે અક્ષર પાલન કર્યું અને તેનાં એ અવ્યવહારૂ પગલાંથી કંપનિના દુશ્મનો ફાવી ગયા. સર જૉર શોરની તટસ્થ રાજનીતિનો લાભ લઈ નાના ફડનવીસે બધાં મરાઠા રાજ્યોને એકત્ર કર્યાં અને નિઝામના રાજ્ય પર મરાઠાઓએ ચઢાઈ કરી. કંપનિ સરકારે નિઝામ સાથે અગાઉ કરેલી સંધિની શરત પ્રમાણે તેને મદદ કરવાની કંપનિની ફરજ હતી. સર જૉન શોર તો તટસ્થ રાજનીતિનો ચૂસ્ત પૂજારી હતો એટલે તેણે નિઝામને મદદ આપવાની ના કહી. નિઝામને અંગ્રેજ કંપનિ તરફથી મદદ ન મળી તેથી તેણે એક ફ્રેન્ચ સરદાર રાખી મોટું લશ્કર તૈયાર કરાવ્યું. મરાઠાઓએ નિઝામને ઇ. સ. ૧૭૯૫ માં ખરડાની લડાઇમાં સખત હાર ખવડાવી અને નિઝામને પોતાના રાજ્યનો અડધો મુલક મરાઠાઓને આપી દેવો પડ્યો અને તેમને " ચોથ " ઉઘરાવવાની છૂટ પણ આપવી પડી. આમ અંગ્રેજ કંપનિનો મિત્ર નિઝામ ખરડાની હાર પછી કંપનિનો મિત્ર મટી જાણે કે દુશ્મન બન્યો. પોતાના રક્ષણ માટે રાખેલાં અંગ્રેજ લશ્કરને રજા આપી નિઝામે ફ્રેન્ચોને પોતાના લશ્કરમાં રાખ્યા. ઉત્તર હિંદમાં પણ મરાઠાઓ મહાદજી સિંધિઆની આગેવાની હેઠળ ઘણા બળવાન થઈ પડ્યા હતા. દક્ષિણ હિંદમાં મરાઠાઓ અને ટીપુ સુલતાન કંપનિની સત્તાની અવગણના કરવા લાગ્યા કારણ કે સર જૉન શોરની તટસ્થતાની નીતિને લઇને તેમને કંપનિ સરકારનો ઝાઝો ભય રહ્યો હતો નહિ. કંપનિની તટસ્થતાની નીતિનો ટીપુ સુલતાને એવો અર્થ કર્યો કે અંગ્રેજોનું બળ ઓછું થવા લાગ્યું છે અને

તેથી તે અગ્રેજોને હિંદમાંથી હાંકી કાઢવાની ગંભીર યોજનાઓ ઘડવા લાગ્યો. અંગ્રેજોના દુશ્મનો ફ્રેન્ચોની લાગવગ નિઝામના રાજ્યમાં તેમજ ટીપુ સુલતાનના રાજ્યમાં વધવાં લાગી. પોતાની મુરાદ બર આણવા ટીપુ સુલતાને અફગાનિસ્તાનના અમીર શાહઝમનને હિંદ પર ચઢાઈ લાવવા કહેણ મોકલાવી હતી. શાહઝમન ટીપુને મદદ કરવાને હિંદ પર ચડાઇ લાવ્યો અને લાહોર સુધી આવી પહોંચ્યો પણ એ અરસામાં ઇરાનીઓએ અફઘાનિસ્તાન પર ચડાઇ કરી તેથી શાહઝમનને હિંદ છોડી પાછા ચાલ્યા જવું પડ્યું. આમ સર જૉન શોરની તટસ્થ રાજનીતિ અંગ્રેજ કંપનિને ઘણી હાનિકારક નીવડી.

અઢારમી સદીના છેલ્લા દશકામાં યૂરોપ ખંડમાં ફ્રાન્સમાં અવનવા બનાવો બન્યા જેથી યૂરોપનાં રાજ્યો ચમકી ઉઠ્યાં. એ દશકામાં વીર નેપોલિઅનની સત્તા ફ્રાન્સમાં અને પછીથી યૂરોપ ખંડમાં જામવા લાગી હતી. હિંદ સાથે વેપાર કરવા સ્થપાયેલી અંગ્રેજ કંપનિ સંજોગવશાત્ હિંદમાં રાજ્યકર્તા બની હતી તેને દર વીસ વર્ષે ઇંગ્લંડની સરકાર તરફથી નવો પટ્ટો આપવામાં આવતો. કંપનિને નવો પટ્ટો આપતી વખતે ઇંગ્લંડની પાર્લમેંટમાં કંપનિના હિંદમાંના રાજ્યવહીવટ વિષે ચર્ચા થતી અને એ રાજ્યવહીવટમાં સુધારા વધારા કરવા માટે પાર્લમેંટ સૂચના કરતી. ઈ. સ. ૧૭૯૩ માં કંપનિના પટ્ટાની મુદત પૂરી થઈ હોવાથી બીજા વીસ વર્ષની મુદત વધારી નવો પટ્ટો કરી આપવામાં આવ્યો. ઇસ્ટ ઇન્ડિઆ કંપનિને હિંદમાં વેપાર કરવા માટે આપેલા પટ્ટાની મુદત વધારવાનો પ્રશ્ન જયારે ઇંગ્લંડની પાર્લમેંટ સમક્ષ આવ્યો ત્યારે કંપનિના વેપાર સંબંધના ઇજારા બાબત પાર્લમેંટમાં ઘણી લાંબી ચર્ચાઓ ચાલી. ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ હવે વેપારી મંડળ મટી હિંદમાં રાજ્યકર્તા તરીકે વહીવટ ચલાવતી હતી તેથી ઇંગ્લંડમાંના ઘણા માણસોનો એવો મત હતો કે હવે ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ પાસેથી હિંદ અને પૂર્વના દેશો સાથે વેપાર કરવાનો ઇજારો લઈ લેવો અને ઇંગ્લંડની જે કોઈ વ્યક્તિ કે પેઢીને હિંદ સાથે વેપાર કરવો હોય તેને તેમ કરવાની છૂટ આપવી. કંપનિને ઇંગ્લંડની સરકાર તરફથી ઈ. સ. ૧૭૯૩ માં જે નવો પટ્ટો આપવામાં આવ્યો તે અનુસાર ઇંગ્લંડની ખાનગી વ્યક્તિઓ કે પેઢીઓને હિંદ અને પૂર્વના દેશો સાથે વેપાર કરવાની બહુ જ થોડી છૂટ

**કંપનિનો નવો પટ્ટો, ઇ. સ. ૧૭૯૩**

મળી એટલે કંપનિનો પૂર્વના દેશો સાથે વેપાર કરવાનો ઇજારો લગભગ અગાઉની માફક જ ચાલુ રહ્યો એમ ગણી શકાય. ઇ. સ. ૧૭૯૩ ના આ "ચાર્ટર ઍક્ટ" થી એવું ઠર્યું કે અંકુશમંડળ (બૉર્ડ ઑફ કન્ટ્રોલ) ના ૭ સભ્યો અથવા કમિશનરોને ઇસ્ટ ઇન્ડિઆ કંપનિએ પગાર આપવો.

**અયોધ્યામાં દરમિયાનગિરી અને કંપનિના લશ્કરનો અસંતોષ**

સર જૉન શોરે તેના અમલમાં તટસ્થતાની નીતિનો પ્રયોગ કરી તો જોયો છતાં તેને અયોધ્યાના રાજ્યની બાબતમાં દરમિયાનગીરી કર્યા સિવાય ચાલ્યું ન હતું. અયોધ્યાનો નવાબ અસફુદૌલા મરણ પામ્યો ત્યારે ગાદી સંબંધી તકરાર ઉભી થઈ. સર જૉન શોરે માજી નવાબના ભાઇ સાદતઅલીનો પક્ષ લઈ તેને નવાબી આપી જે બદલ કંપનિ સરકારને અલ્હાબાદ મળ્યું અને અયોધ્યામાં રહેનાર અંગ્રેજ લશ્કરના નિભાવ માટે દર સાલ ૭૫ લાખ રૂપિઆ મળવા લાગ્યા. આમ અયોધ્યાની બાબતમાં માથું મારી સર જૉન શોરે અંગ્રેજ કંપનિની સત્તા અયોધ્યામાં સર્વોપરિ બનાવી, ઈ. સ. ૧૭૯૭. સર જૉન શોરને બીજે વર્ષે પોતાનો હોદ્દો છોડી ઇંગ્લંડ જવું પડ્યું કારણ કે કંપનિના લશ્કરી અમલદારોનો અસંતોષ દૂર કરવા તેણે જે પગલાંઓ લીધાં તે કંપનિના ઇંગ્લંડમાંના કારભારીઓને પસંદ પડ્યાં નહિ તેથી તેણે પોતાના હોદ્દાનું રાજીનામું આપી દીધું. હિંદમાં રહેતું બ્રિટિશ લશ્કર કંપનિ સરકારનું તેમ જ ઇંગ્લંડની સરકારનું હતું, એ બન્નેને એક કરી દેવા કૉર્નવૉલિસે કંપનિના કારભારીઓને સૂચના કરી હતી પણ એ સૂચનાનો અમલ થયો ન હતો. સર જૉન શોરના અમલમાં ભથ્થાંને લગતો જુનો પ્રશ્ન ઉભો થવાથી તેને લશ્કરના અમલદારો સાથે ઘણી તકરારમાં ઉતરવું પડયું. લશ્કરી અમલદારોની આવક ઓછી થઈ ગઈ હોવાથી બેવડું ભથ્થું અને નોકરીની મુદત પ્રમાણે પગારમાં વધારો મેળવવા તેઓએ ચળવળ ચલાવી. બંગાળાના લશ્કરમાં આ બાબત સંબંધીનો અસંતોષ એટલો ઉગ્ર બન્યો હતો કે તેઓ ઈ. સ. ૧૭૯૫ માં બળવો કરવાની અણી પર હતા. સર જૉન શોર રાજ્યકર્તા તરીકે મક્કમપણે અને હિંમતથી ક્લાઈવની માફક કામ ન લઈ શકતો તેથી લશ્કરનો અસંતોષ દાબી દેવા તેણે લશ્કરી અમલદારોની વધારે પડતી માગણીઓ પણ કબુલ રાખી. સર જૉન શોર રાજીનામું આપી ઇંગ્લંડ ગયો ત્યાર બાદ તેને ત્યાં ખિતાબ મળ્યો અને તે લૉર્ડ ટેનમાઉથ બન્યો.

---

## પ્રકરણ સાર

### (૧) પિટનો હિંદી કાયદો, ઈ. સ. ૧૭૮૪:—

આ કાયદાથી રેગ્યુલેટિંગ ઍક્ટની અમુક ખામીઓ દૂર થઈ; કંપનિના હિંદમાંના કારભાર ઉપર દેખરેખ રાખવા માટે ઇંગ્લંડમાં ૭ સભ્યોનાં એક નિયામક મંડળની સ્થાપના થઈ; કંપનિના હિંદી મુલકનો વહીવટ ઇંગ્લંડના પ્રધાનમંડળના અંકુશ હેઠળ આવ્યો; કલકત્તાની કાઉન્સિલના સભ્યોની સંખ્યા ચારથી ઘટાડી ત્રણની કરી.

### (૨) કૉર્નવૉલિસનો અમલ (ઈ. સ. ૧૭૮૬–૯૩)

(અ) **કૉર્નવૉલિસના સુધારા:**—(૧) કંપનિના નોકરો બાબત:—તેમને લાંચરૂશ્વત લેતા અટકાવવા માટે તેમના પગારમાં વધારો કરાવ્યો; ખાનગી વેપાર કરવાની તેમને મનાઈ કરી; હિંદી સનદી નોકરીની યોજના ઘડી. (૨) ન્યાયની અદાલતો બાબત:—મુલકી ખાતાને ન્યાય ખાતાથી જુદું પાડ્યું; અલગ દિવાની અને ફોજદારી અદાલતો સ્થાપી; ચાર નવી પ્રાંતિક અદાલતો સ્થાપી અને ન્યાય આપવાની પદ્ધતિ વિષે એક 'કોડ' તૈયાર કરાવ્યો.

(૩) કાયદો અને વ્યવસ્થા બાબત:—સુલેહશાંતિની જાળવણી માટે પોલિસખાતાની વ્યવસ્થા કરી; જીલ્લાના વિભાગો ('થાણાઓ') પાડી દરેક વિભાગમાં એક થાણાદાર (કૉન્સ્ટેબલ) નીમ્યો (૪) મહેસુલી સુધારા:—વૉરન હેસ્ટિંગ્સે દાખલ કરેલી મહેસુલ ઇજારા પદ્ધતિથી ખેતી અને ખેડુતોને થયેલો ગેરલાભ ટાળવા અને કંપનિને પણ ફાયદો કરાવવા કૉર્નવૉલિસે કાયમી જમાબંધીની પદ્ધતિ દાખલ કરી; જમીન મહેસુલ ઉઘરાવનાર જમીન-દારો આથી જમીનના માલિક બન્યા અને તેમણે જમીન સુધારી.

(બ) **મ્હૈસુર સાથે વિગ્રહ (ઈ. સ. ૧૭૯૦–૯૨):**—
દક્ષિણ હિંદમાં પોતાની સત્તા સર્વોપરિ બનાવવાની ટીપુ

સુલતાનની ઇચ્છા; ટીપુએ ત્રાવણકોર પર ચડાઈ કરી; એ રાજ્ય કંપનિનું મિત્ર હોવાથી કૉર્નવૉલિસે ટીપુ સામે લડાઈ જાહેર કરી; નિઝામ તથા મરાઠાઓ કંપનિના પક્ષમાં ગયા; શ્રીરંગપટ્ટમની સુલેહથી વિગ્રહ બંધ પડ્યો; કંપનિને મલબાર, દુર્ગ અને સાલેમ જીલ્લાનો થોડો ભાગ અને ત્રણ કરોડ રૂપિઆ મળ્યા.

( ક ) **કૉર્નવૉલિસની કામગીરી** :—કંપનિના રાજ્યવહીવટમાં અંગ્રેજી ઢબના સુધારાઓ દાખલ કરી હિંદમાં અંગ્રેજ કંપનિની પ્રતિષ્ઠા વધારી; કંપનિના અમલદાર વર્ગમાંથી લાંચરૂશ્વત, ખાનગી વેપાર વગેરે બદીઓ દૂર કરવા પ્રયાસ કર્યો; ટીપુ સુલતાન સાથેના વિગ્રહમાંથી કંપનિ માટે લાભો મેળવ્યા.

## ( ૩ ) સર જૉન શોરનો અમલ ( ઇ. સ. ૧૭૯૩-૯૮ )

( અ ) **શોરની તટસ્થતાની નીતિ** :—પિટના હિંદી કાયદામાં સૂચવાયેલી તટસ્થતાની નીતિને શોરે અમલમાં મૂકી અને હિંદી રાજ્યોના કારભારમાં માથું ન માર્યું; શોરે એ નીતિનું અક્ષરે અક્ષર પાલન કર્યું તેથી મરાઠાઓની અને ટીપુ સુલતાનની સત્તા ઘણી વધી પડી અને કંપનિનું બળ ઓછું થયું છે એવો ભાસ થયો.

( આ ) **ઈ. સ. ૧૭૯૩ નો કંપનિનો નવો પટો** :—કંપનિને નવો પટો આપતી વખતે ઇંગ્લંડની પાર્લમેંટમાં કંપનિના હિંદી વહીવટ વિષે ચર્ચા થતી અને તેમાં સુધારાઓ સૂચવાતા; નિયામક મંડળના સભ્યોને કંપનિએ પગાર આપવો એવું ઠર્યું; ઇંગ્લંડની પ્રજાને હિંદ સાથે વેપાર કરવાની સહેજ છૂટ આપવામાં આવી.

( ઇ ) **અયોધ્યામાં દરમિયાનગીરી અને કંપનિના લશ્કરમાં અસંતોષ** :—અયોધ્યાનું રાજ્ય કંપનિનું આશ્રિત હતું—તેની ગાદી સંબંધી તકરારમાં શોરે દરમિયાનગીરી

કરી જેથી કંપનિને અલ્હાબાદ મળ્યું; બંગાળામાંના કંપનિના લશ્કરે ભથ્થાં અને પગારના વધારા માટે ઉગ્ર ચળવળ ચલાવી; લશ્કરનું બંડ થતું અટકાવવા શોરે લશ્કરની વધારે પડતી માગણીઓ કબુલ રાખી.

---

## પ્રશ્નો

(૧) પિટનો હિંદી કાયદો કયા સંજોગોમાં અને શા માટે પસાર કરવામાં આવ્યો ? કંપનિના હિંદી મુલકના રાજ્યવહીવટ ઉપર આ કાયદાથી શી અસર થઈ?

(૨) કંપનિના હિંદી રાજ્યવહીવટમાં કૉર્નવોલિસે કયા કયા સુધારાઓ દાખલ કર્યા? કાયમી જમાબંધીની પદ્ધતિથી શા લાભાલાભ થયા તે સમજાવો.

(૩) સર જૉન શોરે તટસ્થતાની નીતિ શા માટે અમલમાં મૂકી હતી? એ નીતિના અમલથી હિંદી રાજ્યોને અને અંગ્રેજ કંપનિને શા ફાયદાઓ કે ગેરફાયદાઓ થયા ?

---

# પ્રકરણ ૨ જું

## કંપનિના રાજ્યનો મોટો વિસ્તાર

## (ઈ. સ. ૧૭૯૮-૧૮૦૫)

સર જૉન શોર પછી લૉર્ડ મોર્નિંગ્ટન ઉર્ફે માર્કિવસ વેલેસ્લિ કંપનિ સરકારના હિંદમાંના રાજ્યનો ગવર્નર-જનરલ નીમાયો. લૉર્ડ કૉર્નવૉલિસ ગવર્નર-જનરલ તરીકે હિંદ આવ્યો તે વખતે હિંદની પરિસ્થિતિથી તે બીલકૂલ અજાણ હતો પરંતુ માર્કિવસ વેલેસ્લિ તો એ મહાન્ જવાબદારી ભર્યા હોદ્દાપર નિમાઈ હિંદ આવ્યો તે અગાઉ હિંદના રાજ્યવહીવટની બાબતોથી વાકેફગાર થયો હતો. ઈ. સ. ૧૭૯૮ માં તે હિંદમાં ગવર્નર-જનરલ તરીકે આવ્યો તે પહેલાં ચાર વર્ષ સુધી તેણે અંકુશમંડળ (બૉર્ડ ઑવ કન્ટ્રોલ) ના સભ્ય તરીકે કામ કર્યું હતું તેથી તે હિંદના કામકાજથી ઘણી સારી રીતે માહિતગાર હતો. માર્કિવસ વેલેસ્લિએ હિંદ આવી પોતાના હોદ્દાનો ચાર્જ લીધો ત્યારે તેની ઉમર માત્ર ૩૮ વર્ષની હતી. આ યુવાન અને બુદ્ધિશાળી ગવર્નર-જનરલ ઘણોજ બાહોશ અને કાર્યકુશળ હતો. ગ્રીસ અને રોમનાં પૂરાતન મહા-રાજ્યોનો ઇતિહાસ તેણે અભ્યાસપૂર્વક વાંચ્યો હતો અને ઇંગ્લંડના તે સમયના વડા પ્રધાન પિટની માફક માર્કિવસ વેલેસ્લિ મહારાજ્યવાદી ભાવનાઓ ધરાવતો હતો.

**માર્કિવસ વેલેસ્લિ**

માર્કિવસ વેલેસ્લિએ હિંદ આવતાં પહેલાં હિંદી પ્રશ્નોનો ઉંડો અભ્યાસ કર્યો હતો તેથી ગવર્નર-જનરલ તરીકેના તેના સાત વર્ષના અમલકાળમાં તે કંપનિ સરકારની ઘણીજ ઉત્તમ સેવા બજાવી શકયો. લૉર્ડ વેલેસ્લિ ઈ. સ. ૧૭૯૮ માં હિંદ આવવા નીકળ્યો ત્યારે દેશપરદેશના સંજોગો ઇંગ્લંડ માટે ઘણા વિકટ હતા તેથી હિંદ આવવા નીકળતાં પહેલાં વેલેસ્લિએ હિંદમાં કેવી રાજ્યનીતિ અનુસરવી એ બાબતમાં ઇંગ્લંડના વડા પ્રધાન પિટ્ સાથે એક અઠવાડિઆ સુધી ચર્ચા કરી હતી. ફ્રાન્સમાં ચોંકાવનારો રાજ્યવિપ્લવ

**દેશપરદેશના સંજોગો**

થયા બાદ નેપોલિઅનની સત્તા યૂરોપમાં દીવસે દીવસે વધતી જતી હતી. નેપોલિઅનની વધતી જતી સત્તા ઇંગ્લંડ અને તેનાં પરદેશમાંના સંસ્થાનો માટે ભયરૂપ હતી કારણ કે ઇંગ્લંડની પ્રબળ સત્તાને પાંગરી બનાવવાનો તેણે નિર્ધાર કર્યો હતો. હિંદમાં અંગ્રેજ કંપનિએ ફ્રેન્ચોનો પરાભવ કરી જે વિશાળ



માર્ક્વિસ વેલેસ્લિ

રાજ્ય સ્થાપ્યું હતું તે પર નેપોલિઅનનો ડોળો હતો. સર જૉન શોરના અમલમાં કંપનિ સરકારનો પ્રભાવ હિંદમાં ઓછો થઈ ગયો હતો અને સિંધિઆ, ટીપુ સુલતાન અને નિઝામ જેવા ઘણા હિંદી રાજ્યકર્તાઓએ પોતાનાં લશ્કર કેળવવા ફ્રેન્ચ અમલદારો રાખ્યા હતા. ટીપુ સુલતાન જેવા મુખ્ય હિંદી રાજ્યકર્તાઓને હાથ પર લઈ અંગ્રેજોને હિંદમાંથી જળમૂળથી કાઢવાની નેપોલિઅનને ઉમેદ હતી. ટીપુ સુલતાન યૂરોપમાં બનતા ચાલુ

બનાવોથી માહિતગાર રહેતો હતો અને સારા યૂરોપખંડને ધ્રુજાવનાર વીર નેપોલિઅન સાથે તેણે પત્રવ્યવહારથી રાજકીય સંબંધ બાંધ્યો હતો. નેપોલિઅને ઇજીપ્ત સર કરી હિંદ તરફ આવવાની યોજના જાહેર કરી હતી અને મોરીશિઅસના ફ્રેન્ચ ગવર્નરે અંગ્રેજો વિરૂદ્ધ ટીપુ સુલતાનને મદદ મોકલવાની તૈયારી પણ કરી હતી. આવા વિકટ સંજોગોમાં હિંદમાં બ્રિટિશ સત્તા ટકાવી રાખવા માટે અને ફ્રેન્ચોની લાગવગ નાબુદ કરવા માટે કોઈ કાર્યકુશળ અને મુત્સદી ગવર્નર-જનરલ મોકલવાની જરૂર હતી તેથી કંપનિના કારભારીઓની પસંદગી લૉર્ડ વેલેસ્લિ પર ઉતરી હતી.

**વેલેસ્લિની રાજ્યનીતિ**

લૉર્ડ વેલેસ્લિ હિંદ આવ્યો ત્યારે બ્રિટિશ કંપનિને માટે ઘણો બારીક સમય હતો. સર જૉન શોરની તટસ્થતાની નીતિ (Non-intervention Policy) નિષ્ફળ નીવડી હતી અને વેલેસ્લિ પણ સમજતો હતો કે હિંદી રાજ્યોની બાબતમાં જો કલાઇવ અને હેસ્ટિંગ્સ તટસ્થતાની નીતિ અનુસર્યા હોત તો હિંદમાં બ્રિટિશ રાજ્યની જમાવટ થઈ જ ન શકી હોત. મરાઠાઓ અને ટીપુ સુલતાન જેવા બળવાન હરિફોને મહાત કરી અને હિંદમાંથી ફ્રેન્ચોની લાગવગ નાબુદ કરી કંપનિ સરકારની સત્તા સમસ્ત હિંદમાં સાર્વભૌમ એટલે સર્વોપરિ બનાવવી એ માર્કિવસ વેલેસ્લિનું ધ્યેય હતું અને એ ધ્યેય સાધવા માટે તેણે હિંદ આવતાં જ પોતાની રાજ્યનીતિના સૂત્રો નક્કી કરી નાખ્યાં. હિંદી રાજ્યકર્તાઓ મોટે ભાગે શક્તિહીન બન્યા હતા અને મહાન્ મોગલ શહેનશાહો અને પેશવાઓના વંશજો નિર્માલ્ય બન્યા હોવાથી નાનાં મોટાં બધાં રાજ્યોને પોતાને આધીન રાખે એવી કોઇ પણ મધ્યસ્થ સરકાર કે સાર્વભૌમ સત્તા હિંદુસ્થાનમાં હતી નહિ. બ્રિટિશ કંપનિની સત્તા હિંદમાં સર્વોપરિ બનાવવા માટે બાહોશ અને હિંમતવાન મુત્સદ્દી વેલેસ્લિએ કમર કસી. વેલેસ્લિ દૃઢનિશ્ચયી હતો તેથી આજુબાજુની પરિસ્થિતિનો બરાબર ખ્યાલ કરી તેણે હિંદી રાજ્યોની બાબતમાં અતટસ્થ રાજનીતિ (Policy of intervention) અમલમાં મૂકવાની મક્કમપણે શરૂઆત કરી. વેલેસ્લિ મહારાજ્યવાદી હતો અને તેનું સુત્ર એ હતું કે "ટેમ્સ નદીને કિનારે જ બ્રિટિશ વાવટાનું અપમાન કરવામાં આવે તો જેટલી ત્વરાથી અને સંપૂર્ણ રીતે તેનો બદલો લેવામાં આવે તેટલી જ ત્વરાથી

અને સંપૂર્ણ રીતે, ગંગા નદીને તટે (એટલે કે હિંદમાં) જો બ્રિટિશ વાવટાનું અપમાન કરવામાં આવે તો, બદલો લેવો."

માર્કિવસ વેલેસ્લિની આ અતટસ્થ રાજનીતિનું ધ્યેય હિંદમાં બ્રિટિશ કંપનિના રાજ્યનો વિસ્તાર કરવાનું અને હિંદી રાજ્યોને બ્રિટિશ કંપનિ સરકારનાં આધીન કે રક્ષિત રાજ્યો બનાવવાનું હતું. આ ધ્યેય પાર પાળવા માટે વેલેસ્લિએ "સહાયકારી મિત્રાચારી" (Subsidiary Alliance) ની યોજના* પસંદ કરી અને સર જૉન શોરની તટસ્થતાની નીતિ કોરણે મૂકી તેણે હિંદી રાજ્યોના કારભારમાં માથું મારવા માંડ્યું.

**વેલેસ્લિની સહાયકારી યોજના**

વેલેસ્લિએ આ સહાયકારી યોજનાની વિગતવાર કલમો એવી દીર્ઘદૃષ્ટિથી ઘડી કે એ યોજના સ્વીકારી કંપનિ સરકાર સાથે 'મિત્રાચારી' બાંધનાર હિંદી રાજ્યો લશ્કરની બાબતમાં તેમજ પરસ્પરના સંબંધની બાબતમાં પરાધીન બને. હિંદી રાજ્યો સાથે સામ, દામ કે ભેદથી કામ લઈ તેમની પાસે સહાયકારી યોજનાનો રાજીખુશીથી કે બળજબરીથી સ્વીકાર કરાવવાનો વેલેસ્લિએ સંકલ્પ કર્યો. મરાઠી રાજ્યકર્તાઓ, ટીપુ સુલતાન અને નિઝામ જેવા બળવાન રાજ્યકર્તાઓ એક બીજા સાથે અથવા ફ્રેન્ચો સાથે મળી જઈ બ્રિટિશ

---

* 'સહાયકારી મિત્રાચારી' ની યોજના (System of Subsidiary Alliance) લૉર્ડ વેલેસ્લિની મૌલિક યોજના ન હતી. વેલેસ્લિએ તો એ યોજનાને માત્ર પદ્ધતિસરનું સ્વરૂપ આપ્યું અને એ યોજનાનો ઘણો બહોળો અમલ કર્યો. હિંદી રાજ્યોને કંપનિ સરકારનાં આધિન કે રક્ષિત રાજ્યો બનાવવા હેસ્ટિંગ્સે અને સર જૉન શોરે પણ 'સહાયકારી પદ્ધતિ' અમુક પ્રસંગે અમલમાં મૂકી હતી. અયોધ્યાના રાજ્યની બાબતમાં હેસ્ટિંગ્સે, કૉર્નવાલિસે અને સર જૉન શોરે સહાયક લશ્કરની યોજના કે પદ્ધતિનો ઉપયોગ કર્યો હતો. હેસ્ટિંગ્સે અયોધ્યામાં નવાબ પાસે એક અંગ્રેજ પલટન રખાવી હતી અને તેના નિભાવ પેટે નવાબ પાસેથી દર સાલ મોટી રકમ લેવામાં આવતી હતી. કૉર્નવોલિસ દર વર્ષે અયોધ્યાના નવાબ પાસેથી સહાયક સૈન્યના ખર્ચ પેટે ૫૦ લાખ રૂપિઆ લેતો. સર જૉન શોરે નવાબ પાસે બળજબરીથી આ રકમ વધરાવી એટલું જ નહિ પણ કંપનિની પરવાનગી સિવાય કોઈ રાજ્ય સાથે સંધિ કે વિગ્રહ કરવાની તેને મનાઈ કરી.

કંપનિ સરકાર સામે માથું ન ઉંચકે એવી સ્થિતિ આણવા માટે સહાયકારી યોજનાનો મક્કમપણે અમલ કરવાની વેલેસ્લિને આવશ્યકતા જણાઈ. જે સહાયકારી યોજનાના પ્રતાપે માર્કિવસ વેલેસ્લિએ બ્રિટિશ કંપનિના હિંદમાંના રાજ્યમાંથી સામ્રાજ્યની રચના કે સર્જન કરવાની શરૂઆત કરી તે સહાયકારી યોજનાની મુખ્ય કલમો કઈ કઈ હતી તે આપણે હવે તપાસીએ.

**( અ ) સહાયક યોજનાની મુખ્ય કલમો :—**

( ૧ ) જે હિંદી રાજ્ય 'સહાયક યોજના' નો સ્વીકાર કરે તેણે કંપનિ સરકારને મોગલ શહેનશાહને સ્થાને સાર્વભૌમ સત્તા તરીકે ગણવી અને કંપનિ સરકારનું ઉપરીપણું સ્વીકારવું. ( ૨ ) ' સહાયક યોજના ' સ્વીકારી કંપનિ સરકારના મિત્ર બનનાર હિંદી રાજ્યોએ પોતાનાં સૈન્યો કાઢી નાખવાં અથવા તો માત્ર નામનાંજ રાખવાં અને તેમણે પોતાની મદદ અને રક્ષણ માટે કંપનિ સરકારની સહાયક સેના રાખવી. ( ૩ ) અંગ્રેજોની જે સહાયક સેના હિંદી રાજ્યોમાં રાખવામાં આવે તેના ખર્ચ પેટે તે રાજ્યોએ કંપનિ સરકારને તેટલી ઉપજનો મુલક આપવો. ( ૪ ) ' સહાયક યોજના ' સ્વીકારનાર હિંદી રાજ્યો પર કોઈ હુમલો કરે તો તે હુમલામાંથી બચાવવા અથવા તો એ રાજ્યોના રાજ્યકર્તાઓ સામે તેમની પ્રજા બંડ કે કોઇ ત્રાસરૂપ ચળવળ ઉપાડે તો તેમનું રક્ષણ કરવા કંપનિ સરકારે લશ્કરની મદદ આપવી. ( ૫ ) આવાં હિંદી રાજ્યોએ કંપનિ સરકારની સંમતિ સિવાય એક બીજા સાથે યુદ્ધ કે સુલેહ કરવાં નહિ તેમજ બીજો રાજકીય વ્યવહાર પણ રાખવો નહિ. ( ૬ ) 'સહાયક યોજના' કબુલ રાખનાર પ્રત્યેક હિંદી રાજ્યની રાજધાનીમાં કંપનિ સરકારનો એક પ્રતિનિધિ રહે. ( ૭ ) હિંદી રાજ્યોમાંની સહાયક સેનાને કંપનિ સરકાર જ્યાં અને જ્યારે જરૂર પડે ત્યારે પોતાના ઉપયોગ માટે લઈ જઈ શકે. ( ૮ ) પરદેશીઓને નોકરીમાં રાખતી વખતે આવાં હિંદી રાજ્યોએ કંપનિ સરકારની સલાહ લેવી અને, ખાસ કરીને ફ્રેન્ચોને તો એ હિંદી રાજ્યોએ નોકરીમાં ન જ રાખવા અને તેમની સાથે કશો સંબંધ પણ ન રાખવો. ( ૯ ) ' સહાયક યોજના ' સ્વીકારનાર હિંદી રાજ્યોએ હિંદના કે પરદેશનાં કોઈ પણ રાજ્યો સાથે કંપનિ સરકારની પરવાનગી સિવાય કોઈ પણ જાતનો સંબંધ રાખવો નહિ. ( ૧૦ ) આવાં હિંદી રાજ્યોનો કોઈ રાજ્યકર્તા સગીર

ાય એ કારણથી યા બીજાં કોઇ વ્યાજબી કારણથી કંપનિ સરકાર એવા ાજ્યકર્તાના રાજ્યનો વહીવટ પોતાના હાથમાં લઈ શકે.

(આ) **સહાયક યોજનાનો અમલ અને તેનાં પરિણામ:—** શપરદેશના સંજોગો જોઇ માર્કિવસ વેલેસ્લ એવા નિર્ણય પર આવ્યો હતો નિઝામ, અયોધ્યાનો નવાબ, ટીપુ સુલતાન અને મરાઠાઓ જો આ ાહાયક યોજના (Subsidiary System) સ્વીકારી કંપનિ સરકારના ત્ર તળે આવે તો કંપનિ સરકાર એટલે કે બ્રિટિશ સત્તા સમસ્ત હિંદની ાર્વભૌમ યા સર્વોપરિ સત્તા બની જાય. હિંદી રાજ્યો અંદર અંદર મળી ઈ બળવાન ન બની જાય અથવા તો બધા એક થઈ જઈ પરદેશીઓની ાદદથી કંપનિ સરકાર સામે માથું ન ઉચકે એ માટે હિંદનાં નાનાં મોટાં બધાં ાજ્યો પાસે સહાયક યોજના સ્વીકારાવવી એ વેલેસ્લિની દઢ અભિલાષા હતી ાથી તેણે એ દિશામાં મક્કમપણે શરૂઆત કરી અને ધારેલી સફળતા મેળવી. ૈદ્રાબાદનો નિઝામ જે બ્રિટિશ કંપનિનો જુનો મિત્ર હતો પણ જેને, તેની ારાઠાઓ સાથેની ખર્ડાની લડાઇ વખતે બ્રિટિશ લશ્કરની મદદ ન આપી ાર જૉન શોરે દુભવ્યો હતો તેણે સહાયક યોજના કબૂલ રાખવામાં પહેલ ારી અને રેમન્ડ જેવા બાહોશ ફ્રેન્ચ અમલદારોને રજા આપી દસ હજાર ૈનિકોનું બ્રિટિશ લશ્કર પોતાના રાજ્યના રક્ષણ માટે રાખ્યું, ઈ. સ. ૧૮૦૦. નેઝામને મરાઠાઓનો તેમજ ટીપુ સુલતાનનો ડર હતો તેથી સહાયક યોજના ાલેસ્લિની ભલામણથી સ્વીકારી અને સહાયક બ્રિટિશ સેનાના નિભાવ માટે ંપનિ સરકારને બેલારી અને કડાપ્પા જીલ્લાઓ સોંપી દીધા. નિઝામ પાસે સહાયક યોજના કબૂલ કરાવવા વેલેસ્લિએ નિઝામના વજીરને ફોડ્યો હતો એ વાત ભૂલવા જેવી નથી. નિઝામ સાથેનું કામ પતાવ્યા બાદ વેલેસ્લિની ાજર અયોધ્યાના રાજ્ય પર ઠરી. અયોધ્યામાં તો હેસ્ટિંગ્સ અને કૉર્નવોલિસના સમયથી બ્રિટિશ સહાયક ફોજ રહેતી જ હતી. અયોધ્યામાં અવ્યવસ્થા ચાલ્યા કરતી હતી અને તેમાં વળી અફઘાનિસ્તાનનો અમીર હિંદ પર ચડાઈ લાવનાર છે એવી અફવા પણ સંભળાતી હતી તેથી અયોધ્યાના રાજ્યના રક્ષણ માટે વેલેસ્લિએ અયોધ્યાના નવાબ વજીર પાસે 'સહાયક યોજના'ની બધી કલમો દબાણ કરી કબૂલ કરાવી અને એ બાબતનો કરાર લખનૌ મુકામે કર્યો; ઇ. સ. ૧૮૦૧. નવાબ વજીરે પોતાનાં સૈન્યને રજા આપી અને

બ્રિટિશ સહાયક સૈન્ય અયોધ્યામાં હતું તેમાં વધારો કરી તેના નિભાવ પેટે કંપનિ સરકારને રોહિલખંડ અને દોઆબ પ્રાંતો આપવાની નવાબ વજીરને ફરજ પડી. હાલના આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો નવાબ વજીર પાસેથી મળેલા આ પ્રદેશના બનેલા છે. અયોધ્યાના નવાબ વજીરે 'સહાયક યોજના'નો સંપૂર્ણ સ્વીકાર રાજીખુશીથી નહિ પણ વેલેસ્લિના ધમકીભર્યા દબાણને લઇને લાચારીથી કર્યો હતો. વેલેસ્લિની 'સહાયક યોજના' સ્વીકારનાર નિઝામે અને અયોધ્યાના નવાબ વજીરે એ પણ કબૂલ કર્યું કે તેમને જો બીજાં રાજ્યો સાથે કશી તકરાર કે ઝઘડો થાય તો તેનો નિકાલ કંપનિ સરકાર મારફત કરવો. વેલેસ્લિની અભિલાષા તો હિંદનાં નાનાં મોટાં બધાં રાજ્યો પાસે 'સહાયક યોજના' નો સ્વીકાર કરાવવો એ હતી પરંતુ હિંદી રાજ્યકર્તાઓ એ યોજના કબૂલ રાખતાં પહેલાં તેના લાભાલાભ વિષે વિચાર કરે એ સ્વાભાવિક હતું. વેલેસ્લિ દીર્ઘદ્રષ્ટા મુત્સદ્દી હતો તેથી તેણે ઘડેલી 'સહાયક યોજના'ની કલમો એવી હતી કે એ યોજના સ્વીકારનાર રાજ્યોને તેમની સલામતી અને રક્ષણ માટે અમુક લાભો થવા છતાં તેમની ખરી સ્વતંત્રતાનો નાશ થાય એમ હતું. સહાયક યોજના સ્વીકારનાર રાજ્યકર્તાઓને કંપનિ સરકારનું રક્ષણ હોવાથી પોતાનાં રાજ્યો પર કોઈ ચડાઇ કરે એવો ભય હવે ન રહ્યો તેથી તેમની રૈયતને પણ ગેરલાભ થયો કારણ કે નિશ્ચિન્ત બનેલા એ હિંદી રાજાઓ એશઆરામી, સ્વચ્છંદી અને જુલમી બન્યા. જે હિંદી રાજ્યકર્તાઓ 'સહાયક યોજના'નો સ્વીકાર ભલામણથી કે દબાણથી ન કરે અને વહેલા કે મોડા પ્રસંગ આવે કંપનિ સરકાર સામે માથું ઉંચકે એવા હતા તેમની સામે લડાઇ જાહેર કરી તેમને ઠેકાણે લાવવાનું જોખમ ખેડવા પણ વેલેસ્લિ તૈયાર હતો.

મ્હૈસુરનો મહત્ત્વાકાંક્ષી સુલતાન ટીપુ બ્રિટિશ કંપનિ સરકારનો દક્ષિણ હિંદમાં મોટામાં મોટો હરિફ હતો એ વેલેસ્લિ બરાબર સમજતો હતો. ટીપુ સુલતાનમાં ઉમદા રાજ્યકર્તાના બધા ગુણો ન હતા છતાં તેનામાં સ્વતંત્રતાનો જુસ્સો એટલો બધો હતો કે તે વેલેસ્લિની 'સહાયક યોજના' ની જાળમાં ફસાઈ પોતાની સ્વતંત્રતા ગુમાવવા અને બ્રિટિશ કંપનિ સરકારનો તાબેદાર કે ખંડિઓ રાજા બનવા લેશમાત્ર પણ તૈયાર ન હતો. ટીપુ

**ટીપુ સુલતાન સાથે વિગ્રહ**

સુલતાનની અભિલાષા અંગ્રેજોને હિંદમાંથી હાંકી કાઢી દક્ષિણ હિંદના રાજા બનવાની હતી. ફ્રેન્ચો સાથે ઘાડો સંબંધ બાંધી ટીપુ સુલતાને નેપોલિઅનને હિંદ પર ચડાઈ લાવવા અને બ્રિટિશ કંપનિની સત્તાનો નાશ કરવામાં પોતાને મદદ કરવા આમંત્રણ મોકલ્યું હતું. ટીપુ સુલતાન ધર્માંધ હતો અને તેથી મુસલમાની રાજ્યોનો સંઘ સ્થાપી હિંદમાં ઇસ્લામનો વિજયધ્વજ ફરી ફરકાવવાની પણ તેને ઉમેદ હતી અને એ ઉમેદ પાર પાડવા માટે તેણે અફ્ઘાનિસ્તાનના અમીર શાહઝમનને હિંદ પર ફરીથી ચઢાઇ લઈ આવવા કહાવ્યું હતું અને તુર્કીના સુલતાનને ત્યાં પણ પોતાનો એલચી મોકલ્યો હતો. આ અરસામાં યૂરોપ ખંડમાં ઇંગ્લંડ નેપોલિઅન સામે લડાઇમાં ઉતર્યું હતું અને નેપોલિયન ઇંગ્લંડની સત્તા તોડવા મેદાને પડયો હતો એટલે એ સમય બ્રિટિશ પ્રજા માટે ભારે કટોકટીનો હતો. આ સંજોગોમાં ટીપુ સુલતાનને વેલેસ્લિએ ‘ સહાયક યોજના ’ સ્વીકારવાની ભલામણ કરી પરંતુ ટીપુ સુલતાન વેલેસ્લિની મુત્સદ્દીગીરીથી કે કંપનિ સરકારનાં લશ્કરી બળથી ડરે એમ ન હતો. વેલેસ્લિનો સંદેશો લઇ આવનાર ખેપીઓ જ્યારે ટીપુ સુલતાનને મળ્યો ત્યારે ટીપુ સુલતાને તેની સાથે સીધી વાત પણ ન કરી અને “ હું તો શિકારે જાઉં છું ” એવો ટૂંકો જવાબ બેપરવાઈથી આપી ચાલતો થયો. ટીપુ સુલતાનની ગર્વિષ્ટ વર્તણુક વેલેસ્લિને અપમાનજનક લાગી અને તેથી “ મ્હૈસુરના વાઘ ” ને વશ કરવાનો વેલિસ્લિએ નિશ્ચય કર્યો. ટીપુ સુલતાન હિંદી મહાસાગરમાંના ફ્રાન્સના તાબાના મોરિશિઅસ ટાપુના ગવર્નર સાથે પણ પત્રવ્યવહાર ચલાવતો હતો. મોરિશિઅસના ગવર્નરે એક નાનું ફ્રેન્ચ લશ્કર ટીપુ સુલતાનની મદદે મલબાર મોકલી આપ્યું એટલે વેલેસ્લિને ટીપુ સુલતાન સામે વિગ્રહ જાહેર કરવાનું બહાનું મળ્યું. નિઝામ સાથે તેમજ મરાઠાઓ સાથે ટીપુ સુલતાનને સારો સંબંધ હતો નહિ તેથી વેલેસ્લિએ ઘણીજ કુશળતાથી નિઝામને તેમજ મરાઠાઓને પોતાના પક્ષમાં લઈ લીધા. નિઝામના સૈન્ય સાથે જનરલ હેરીસની આગેવાની હેઠળ વેલેસ્લિએ એક બ્રિટિશ લશ્કર ટીપુ સુલતાન સામે મોકલ્યું. ટીપુનું લશ્કર સદાશીવ નજદીક હારી ગયું ત્યારે ટીપુ સુલતાન પોતે એક લશ્કર લઈ મેદાને પડ્યો પરંતુ માલાવેલી મુકામે તેની હાર થઈ. ટીપુ પોતાની રાજધાનીનું રક્ષણ કરવા શ્રીરંગપટ્ટમ આવી રહ્યો. બ્રિટિશ લશ્કરે શ્રીરંગપટ્ટમને ઘેરો ઘાલ્યો. તોપોનો મારો શરૂ

થયો અને બન્નો પક્ષો વચ્ચે ખુનખાર યુદ્ધ જામ્યું. પોતાની વીરતાનો બ્રિટિશ લશ્કરને પરિચય કરાવી એ "મ્હૈસુરનો વાઘ" લડતાં લડતાં મરાયો. તેના મૃતદેહમાં પણ એટલી બધી ગરમી હતી કે તે ખરેખર મરણ પામ્યો છે કે કેમ એ વિષે વેલેસ્લિ પણ થોડો સમય શંકામાં રહ્યો. ટીપુ સુલતાનના શાહજાદાઓને નજર કેદમાં રાખવા વેલુર મોકલી આપવામાં આવ્યા. મ્હૈસુરનું આખું રાજ્ય ખાલસા ન કરતાં વેલેસ્લિએ મ્હૈસુરના જુના હિંદુ રાજાના ખરા વારસને મ્હૈસુરની ગાદી પર બેસાડયો અને તેની પાસે 'સહાયક યોજના' કબુલ કરાવી. ટીપુ સુલતાનના રાજ્યમાંથી કંપનિ સરકારે દક્ષિણ કાનડા, કોઇમ્બતુર અને બીજો કેટલોક પ્રદેશ* પોતાના કબજામાં લીધો અને ગુટી તથા પત્રા નદીની આસપાસનો મુલક નિઝામને તેની મદદના બદલામાં આપ્યો.

**ટીપુ સુલતાનનું ચારિત્ર્ય**

ટીપુ સુલતાનના પરાજય અને મરણથી કંપનિ સરકારને ઘણોજ ફાયદો થયો. ટીપુ સુલતાન બ્રિટિશ કંપનિનો કટ્ટર અને પ્રબળ દુશ્મન હતો. એ "મ્હૈસુરના વાઘ" ની હયાતી હોય ત્યાં સુધી કંપનિ સરકારની સત્તા આખા હિંદમાં તો શું પણ દક્ષિણ હિંદમાં એ સર્વોપરિ બને એવો સંભવ ઘણો ઓછો હતો. ટીપુ સુલતાન એક શૂરવીર યોદ્ધો અને સ્વતંત્ર વિચારનો સુલતાન હોવા ઉપરાંત એક વિદ્વાન હતો અને ઘણી હિંદી ભાષાઓ તે

---

* વેલેસ્લિએ ટીપુ સુલતાનની સત્તાનો નાશ કર્યો તેથી ઈસ્ટ ઇન્ડિઆ કંપનિના ઇંગ્લંડમાંના કારભારીઓ અને ઇંગ્લંડની સરકાર ઘણાંજ ખુશ થઈ ગયાં અને તેથી ઇંગ્લંડની સરકારે વેલેસ્લિને "માર્કિવસ"નો ખિતાબ આપ્યો અને કંપનિએ વેલેસ્લિને વીસ વર્ષ સુધીને માટે પાંચ હજાર પૌંડનું વર્ષાસન બાંધી આપ્યું. વેલેસ્લિની સેવાની ઇંગ્લંડે જે કદર કરી તે યોગ્ય જ હતી કારણ કે ટીપુ સુલતાનના રાજ્યની વેલેસ્લિએ નિઝામ, કંપનિ સરકાર અને મ્હૈસુરના જુના હિંદુ રાજ્યવંશના વારસ વચ્ચે જે વહેંચણી કરી તે ખરેખર મુત્સદ્દીગીરીના એક સુંદર નમૂનારૂપ હતી. વેલેસ્લિએ કંપનિ સરકાર માટે દક્ષિણ કાનડા, કોઈમ્બતુર વગેરે જે મુલક લીધો તે રાજકીય દૃષ્ટિએ એવો

સહેલાઈથી બોલી શકતો. દિવસનો ઘણો ભાગ તે પોતાનાં વાંચનાલયમાં ગાળતો. રાજ્યની દરેક બાબત પર તે ઝીણવટથી ધ્યાન આપતો અને તે પોતેજ રાજ્યના હુકમો ફારસી ભાષામાં લખી કાઢતો. તેને પુસ્તકોનો ઘણો શોખ હતો અને પરદેશોમાં બનતા રાજકીય બનાવોથી તે ખાસ માહિતગાર રહેતો. તેના મરણ બાદ તેના પુસ્તકાલયમાંના અનેક કિંમતી પુસ્તકો વેલેસ્લિ કલકત્તે લઈ ગયો હતો. અફઘાનિસ્તાનના અમીર, તુર્કીના સુલતાન અને વીર નેપોલિઅન સાથે તેણે રાજકીય સંબંધ બાંધ્યો હતો જે બતાવે છે કે ટીપુ સુલતાન તેના જમાનાના કોઈપણ હિંદી રાજ્યકર્તા કરતાં ઘણો આગળ વધેલો હતો. ટીપુ સુલતાનને દારૂનું વ્યસન ન હતું એટલુંજ નહિ પણ તેણે પોતાના રાજ્યમાં સખત દારૂબંધી કરી હતી એમ માનવાને સબળ કારણો મળે છે. ટીપુ સુલતાન વેલેસ્લિ જેવો મુત્સદ્દી ન હતો છતાં તેની રાજ્યવ્યવસ્થા ઘણી સંતોષકારક હતી. બ્રિટિશ કંપનિના મુલકોમાં રહેતા ખેડુતો કરતાં ટીપુ સુલતાનના રાજ્યના ખેડુતોને જમીન મહેસુલ ઓછું આપવું પડતું. એ બહાદુર સુલતાનના ચારિત્ર્યમાં મુખ્ય ખામી એ હતી કે તેને પોતાની શક્તિમાં વધારે પડતો વિશ્વાસ હતો તેથી તે તુમાખી અને ગર્વિષ્ટ બન્યો. તેનો ગર્વ અને મિથ્યાભિમાન તેનાં પતનનાં ખાસ કારણભૂત બન્યાં. ટીપુ સુલતાન સ્વદેશાભિમાની હતો અને રાજકીય સ્વતંત્રતાનો તે પૂજારી હતો છતાં ધર્મની બાબતમાં તે અસહિષ્ણુ હતો. તેના ધર્માંધપણાને લઇને તેની હિંદુ રૈયતને કોઈ કોઈ વાર ત્રાસ અને સખ્તાઈ વેઠવાં પડતાં છતાં એકંદરે તેની રૈયત સુખી હતી. ટીપુ સુલતાનને ઈસ્લામ ધર્મ પર અખૂટ શ્રદ્ધા હતી તેથી મુસલમાનોએ ટીપુ સુલતાનને તેના મરણ બાદ ઈસ્લામનો શહીદ ગણ્યો હતો. ટીપુ સુલતાનનાં મરણની યાદગીરીમાં ઉર્દુ અને કાનડી ભાષામાં કેટલાંક શોકગીતો પણ લખાયાં હતાં જેમાંના બે શોકગીતોનું અંગ્રેજી ભાષામાં સુંદર ભાષાંતર થયું છે.

---

મહત્ત્વનો હતો કે એ મુલક બ્રિટિશ કંપનિના કબજામાં આવ્યાથી ગોવાની દક્ષિણે આવેલો હિંદનો પશ્ચિમ કિનારો બ્રિટિશ હકુમત હેઠળ આવી ગયો. આમ થવાથી ફ્રેન્ચો દરિયાઈ માર્ગે હિંદમાંના બ્રિટિશ મુલક ઉપર હુમલો લાવે એવી ધાસ્તિ હવે રહી નહિ.

કંપનિ સરકારનું હિંદમાં ચક્રવર્તિ રાજ્ય સ્થાપવું એ વેલેસ્લિની રાજ્યનીતિનું મુખ્ય ધ્યેય હતું. એ ધ્યેય પાર પાડવા માટે તેણે 'સહાયક યોજના' નો પદ્ધતિસર અને બહોળો ઉપયોગ કર્યો. વેલેસ્લિ એક બાહોશ મુત્સદ્દી હતો તેથી કંપનિ સરકારને હિંદની સાર્વભૌમ સત્તા (Sovereign Power) બનાવવાના ઉદ્દેશથી તેણે 'સહાયક યોજના' સિવાય બીજા માર્ગો પણ ગ્રહણ કર્યા. કંપનિની સત્તા સર્વોપરિ બનાવવી અને એ સર્વોપરિ સત્તા ટકાવી રાખવી એ હેતુથી કંપનિને માટે હિંદમાં મહત્ત્વના મુલકો મેળવવા એ પણ ખાસ જરૂરી હતું. હિંદના પૂર્વ અને પશ્ચિમ કિનારા પર કંપનિ સરકારનો સંપૂર્ણ કાબુ ન હોય ત્યાં સુધી કંપનિની સર્વોપરિ સત્તા સલામત ન ગણાય તેથી વેલેસ્લિએ પૂર્વ અને પશ્ચિમ કિનારા પરના સુરત, ભરૂચ, મલબાર, કટક અને બાલેશ્વર જેવા પ્રદેશો એક યા બીજી રીતે કંપનિના રાજ્ય સાથે ભેળવી દીધા. કંપનિના રક્ષણ હેઠળ નામની સત્તા ભોગવતો સુરતનો નવાબ ઇ. સ. ૧૭૯૯ માં મરણ પામ્યો અને તેનો બાળક પુત્ર પણ એ જ અરસામાં મરણ પામ્યો. સુરતનાં રાજ્યમાં ઘણાં વર્ષોથી અવ્યવસ્થા ચાલ્યા કરતી હતી એ સબળ કારણ બતાવી વેલેસ્લિએ મરહુમ નવાબના ભાઇને પેન્શન બાંધી આપી સુરતનું રાજ્ય ખાલસા કે જપ્ત કર્યું. ટીપુ સુલતાન સાથેના વિગ્રહને અંતે મલબાર, અને ભોંસલે સાથેના વિગ્રહને અંતે કટક અને બાલેશ્વર જેવા દરિયા કિનારા પરના પ્રાંતો જ વેલેસ્લિએ કંપનિ સરકાર માટે લઈ લીધા એ તેની દીર્ઘદૃષ્ટિ અને મુત્સદ્દીગીરીનો સુંદર પૂરાવો છે. કર્ણાટકના નવાબના કારભારમાં અંધેર ચાલતું હતું તેથી વેલેસ્લિએ નવાબના મરણ બાદ તેના એક કુટુંબીને પેન્શન બાંધી આપી કર્ણાટક પ્રાંત ખાલસા કર્યો. તંજાવર અથવા તાંજોરનો રાજા તુળાજી મરણ પામ્યો ત્યાર બાદ તેના પુત્રને ગાદી સોંપવા બાબત મોટો ઝઘડો જાગ્યો. વેલેસ્લિ કંપનિનો રાજ્યવિસ્તાર કરવા આતુર હતો તેથી તેણે રાજા તુળાજીના દત્તક પુત્રને પેન્શન બાંધી આપી તાંજોર ખાલસા કર્યું. વેલેસ્લિએ ફરૂકકાબાદના સગીર નવાબને પેન્શન બાંધી આપી તેના રાજ્યનો વહીવટ કંપનિ સરકાર હસ્તક મૂક્યો. સુરત, કર્ણાટક અને તાંજોરનાં રાજ્યો કંપનિ સરકારનાં રક્ષિત રાજ્યો હતાં એટલે એ રાજ્યોમાં

**વેલેસ્લિની મુત્સદ્દીગીરી અને ખાલસા નીતિ**

કંપનિ સરકારની લાગવગ તો હતી જ. વેલેસ્લિએ એ ત્રણે રાજ્યો આપખુદીથી ખાલસા કર્યાં કારણ કે તે એમ માનતો હતો કે એ રાજ્યોની પ્રજા કંપનિ સરકારની પ્રજા બનવાથી સુખી થશે અને સાથે સાથે કંપનિનો સ્વાર્થ પણ સધાશે. જે મોટાં રાજ્યો તરફથી ભવિષ્યમાં કંપનિ સરકાર વિરૂદ્ધ ખટપટ જાગવાની ધાસ્તી હતી તેવાં રાજ્યોની આસપાસનો મુલક કંપનિ સરકાર માટે મેળવવા વેલેસ્લિએ કળ તેમજ બળથી કામ લીધું. (દા. ત. મ્હૈસુરનું રાજ્ય અને નિઝામના રાજ્યની વચમાંનો પ્રદેશ કંપનિ સરકારના રાજ્યમાં ભેળવી દીધો અને વેલેસ્લિએ એ રીતે એ બે મોટાં રાજ્યોને અલગ પાડી નાખી પોતાની મુત્સદ્દીગીરી બતાવી; જુઓ નકશો નં. ૮) કંપનિના રાજ્યના એક પ્રાંત અને બીજા પ્રાંત વચ્ચેનો હિંદી રાજ્યકર્તાંનો મુલક કંપનિ સરકાર માટે મેળવી લેવા વેલેસ્લિએ ખાસ તકેદારી રાખી હતી; મદ્રાસ અને બંગાળા ઇલાકા વચ્ચેના ભોંસલે સરકારના બે પ્રાંતો આ કારણથી વેલેસ્લિએ લઈ લીધા. આ બે પ્રાંતો કંપનિ સરકારના હાથમાં કેવી રીતે આવ્યા અને વેલેસ્લિની રાજ્યનીતિની મરાઠી રાજ્યો પર શી અસર થઇ તે હવે આપણે જોઇએ.

**વેલેસ્લિ અને મરાઠી રાજ્યો**

ટીપુ સુલતાનના પરાજય અને મરણ બાદ કંપનિ સરકારની સામે ટક્કર ઝીલી શકે એવા હિંદી રાજ્યકર્તાઓ માત્ર મરાઠી જ હતા. મૂર્ખ રાઘોબાના સમયથી મરાઠાઓમાં કુસંપ અને ઝેરવેર વધતાં હતાં. મરાઠી સરદારોમાં સંઘબળ તૂટેલું હતું તે વેલેસ્લિ સારી રીતે જાણતો હતો. મરાઠી સામ્રાજ્યની જે એકતા નાના ફડનવીસે વર્ષો સુધી જાળવી રાખી હતી તે એકતા હવે અદૃશ્ય થતી જણાતી હતી. રાઘોબાનો પુત્ર બાજીરાવ બીજા તરીકે પેશ્વા થયો ત્યારથી મરાઠી રાજ્યોની સ્વતંત્રતાનો વિનાશ શરૂ થયો. ઇ. સ. ૧૮૦૦ માં મુત્સદ્દી નાના ફડનવીસ મરણ પામ્યો એટલે મરાઠી સામ્રાજ્યના જુદા જુદા ભાગોને એકમેક સાથે બાંધનારી સાંકળનો મધ્ય અંકોડો તૂટ્યો. પેશ્વા બાજીરાવ બીજો તેના બાપનો જેવો મૂર્ખ અને પ્રપંચી હતો. તે જસવંતરાવ હોલ્કર સાથે લડ્યો તેથી હોલ્કરે બાજીરાવને પેશ્વા તરીકે માન્ય ન રાખ્યો અને બીજો જ પેશ્વા નીમ્યો. પોતાની પેશ્વાઈ પાછી મેળવવા બાજીરાવે કંપનિ સરકારની મદદ લેવાનો વિચાર કર્યો. દોલતરાવ સિંધિઆ

બાજીરાવના પક્ષમાં હતો છતાં હોલ્કરે બાજીરાવને હરાવ્યો અને પુના લૂંટ્યું એટલે નમાલો બાજીરાવ વસઇ પહોંચ્યો અને અંગ્રેજ કંપનિ સાથે કરાર કરી તેનો આશ્રય સ્વીકાર્યો. મરાઠી રાજ્યો પાસે ‘ સહાયક યોજના ’ કબુલ કરાવવાની વેલેસ્લિ તો અનુકૂળ તક જ શોધ્યા કરતો હતો.

(અ) **વસાઈના કરાર**:—બાજીરાવ વસાઈ આવી અંગ્રેજોના રક્ષણમાં રહ્યો એટલે કંપનિ સરકારને સુંદર તક મળી. બાજીરાવે અંગ્રેજોની મદદથી પેશ્વાઇ પાછી મેળવવા ઇ. સ. ૧૮૦૨ માં જે કરાર કર્યો તે ‘વસાઇના કરાર’ તરીકે ઓળખાય છે. આ કરારથી મરાઠી સામ્રાજ્યની સ્વતંત્રતાનો નાશ થયો કારણ કે બાજીરાવે કંપનિ સરકારનું સર્વોપરિપણું કબુલ રાખ્યું અને ‘સહાયક યોજના’નો સ્વીકાર કર્યો. આ કરારથી બાજીરાવ કંપનિ સરકારની દશ હજારની સહાયક સેના રાખવા અને તેના ખર્ચ પેટે વાર્ષિક ૨૬ લાખની ઉપજવાળો મુલક આપવા કબુલ થયો, સુરત પરનો પેશ્વાનો હક ઉઠાવી લીધો અને ‘સહાયક યોજના’ની બધી કલમો સ્વીકારી જેના બદલામાં કંપનિ સરકાર તેને પેશ્વાઈ પાછી અપાવવા તૈયાર થઈ. વસાઈના આ કરાર કરતી વખતે બાજીરાવે મરાઠી સરદારોની સંમતિ લીધી ન હતી તેથી તેઓએ એ કરાર સામે વિરોધ દર્શાવ્યો. આથી એ મરાઠી સરદારો સામે લડાઇમાં ઉતરવાને વેલેસ્લિને બહાનું મળ્યું.

(આ) **ભોંસલે અને સિંધિઆ સાથે વિગ્રહ**:—સ્વાર્થી બાજીરાવે પોતાની પેશ્વાઇ પાછી મેળવવા કંપનિ સરકાર સાથે વસાઇ મુકામે જે કરાર કર્યો તેથી મરાઠી રાજાઓમાં રઘુજી ભોંસલે અને દોલતરાવ સિંધિઆ ઘણા છંછેડાયા કારણ કે વસાઇના કરારની કલમો મરાઠી સામ્રાજ્યની સ્વતંત્રતાના મૃત્યુઘંટ સમાન હતી એમ તેઓ સારી પેઠે સમજી શક્યા હતા. આપણા દેશના કમભાગ્યે મરાઠી રાજ્યકર્તાઓમાં અંગત રાગદ્વેષ અને ઝેરવેર ઘણાં હતાં તેથી જ્યારે ભોંસલે અને સિંધિઆએ અંગ્રેજ કંપનિ સામે મોરચા માંડવાનો નિશ્ચય કર્યો ત્યારે ગાયકવાડ અને હોલ્કરે તેમને મદદ આપવા ના પાડી. આ સંજોગોમાં વેલેસ્લિએ ભોંસલે અને સિંધિઆનો પડકાર ઝીલી લીધો અને ઇ. સ. ૧૮૦૩ માં અંગ્રેજ કંપનિનો મરાઠાઓ સાથેનો બીજો વિગ્રહ શરૂ થયો. માર્કિવસ વેલેસ્લિના ભાઇ આર્થર વેલેસ્લિએ અંગ્રેજ લશ્કરની સરદારી લીધી અને તેણે સિંધિઆને અસાઈની લડાઇમાં હરાવ્યો. ઉત્તર

હિંદમાં લૉર્ડ લેકે અલિગઢ કબજે કર્યું; દિલ્હી તથા આગ્રા પણ સર કર્યાં અને નામધારી મોગલ પાદશાહ શાહઆલમ જે અત્યાર સુધી સિંધિઆનો નજરકેદી હતો તેને છૂટો કરી ગાદીએ બેસાડ્યો. ભોંસલેનું સૈન્ય પણ આરગામની લડાઈમાં હારી ગયું. અંગ્રેજ લશ્કરે વરાડ પ્રાંત તથા ગવીલગઢ પણ સર કર્યાં. ભોંસલેએ અંગ્રેજો સાથે દેવગામ મુકામે સુલેહ કરી અને અંગ્રેજ કંપનિની સહાયક સેના રાખવા કબુલ થયો. આ સુલેહથી ભોંસલે સરકારની સ્વતંત્રતા નષ્ટ થઇ અને કટક તથા બલેશ્વર પ્રાંતો વેલેસ્લિએ તેની પાસેથી લઇ લીધા અને કંપનિ સરકારના રાજ્યમાં ભેળવી દીધા. ફ્રેન્ચ અમલદારોને હાથે તાલીમ પામેલું સિંધિઆનું પ્રબળ સૈન્ય પણ લાસ્વારી આગળ હારી ગયું અને સિંધિઆને અંજનગામ મુકામે અંગ્રેજ કંપનિ સાથે સુલેહ કરવાની જરૂર પડી. આ સુલેહથી સિંધિઆએ પણ વેલેસ્લિની 'સહાયક યોજના' સ્વીકારી એટલે તે પણ કંપનિ સરકારનો રક્ષિત રાજા બન્યો. અંજનગામની સંધિથી અંગ્રેજ કંપનિને સિંધિઆના રાજ્યમાંથી ભરૂચ તથા ગંગા જમના વચ્ચેનો અમુક મુલક મળ્યાં. સિંધિઆના પરાજયથી હિંદના પુરાતન પાટનગરો દિલ્હી અને આગ્રામાં કંપનિ સરકારની આણ ફેલાઈ, મોગલ પાદશાહ કંપનિ સરકારનો આશ્રિત બન્યો અને એ ઉપરાંત કંપનિના રાજ્યનો વિસ્તાર અને કંપનિ સરકારની લાગવગ ઘણાં વધ્યાં.

( ૪ ) **હોલ્કર સાથે લડાઇ**:—ભોંસલે અને સિંધિઆના અંગ્રેજ કંપનિ સામેના વિગ્રહમાં હોલ્કરે તથા ગાયકવાડે તટસ્થતા જાળવી હતી. ગાયકવાડ તો અંગ્રેજ કંપનિ સાથે મીઠો સંબંધ રાખતો હતો પરંતુ જશવંતરાવ હોલ્કર અંગ્રેજોનો મિત્ર ન હતો. ભોંસલે અને સિંધિઆને અંગ્રેજ કંપનિ સામે મદદ કરવાને બદલે હોલ્કર તો અત્યાર સુધી ગૂપચૂપ બેસી રહ્યો હતો. ભોંસલે અને સિંધિઆ લડી પરવાર્યા અને હાર્યા ત્યારે હોલ્કર કંપનિ સરકારની સામે પડ્યો. જયપુર જેવાં જે રજપુત રાજ્યોએ વેલેસ્લિની ' સહાયક યોજના ' સ્વીકારી હતી તે રાજ્યોમાંથી હોલ્કરે ' ચોથ ' ઉઘરાવી હતી તેથી વેલેસ્લિ પણ તેની ખબર લેવા આતુર જ હતો. હોલ્કર સાથેની લડાઈ શરૂ થઈ જેમાં પહેલાં તો હોલ્કરને ફત્તેહ મળી. ભરતપુરના જાટ રાજાની મદદ લઈ હોલ્કરે દિલ્હી પર હલ્લો કર્યો પરંતુ તેમાં તેને સફળતા ન મળી. લૉર્ડ લેકે હોલ્કરને દીગની લડાઇમાં હરાવ્યો. ભરતપુરનો કિલ્લો અંગ્રેજો સર ન કરી શક્યા છતાં ભરતપુરના રાજાએ તેમની સાથે સુલેહ કરી દીધી.

**(ઈ) મરાઠી વિગ્રહનો અંત :**—હોલ્કરને ગાયકવાડ તરફથી પણ કશી મદદ ન મળી એટલે તેને એકલે હાથે અંગ્રેજો સામે ઝઝૂમવાનું રહ્યું. આ પરિસ્થિતિમાં હોલ્કર અંગ્રેજ કંપનિ સાથે સંધિ કરી લેવાની અણી પર હતો એટલામાં માર્કિવસ વેલેસ્લિને ગવર્નર–જનરલ પદ છોડી ઇંગ્લંડ પાછા ફરવાનો હુકમ મળ્યો તેથી હોલ્કર તુરત માટે બચી ગયો. માર્કિવસ વેલેસ્લિની પછી ગવર્નર-જનરલ તરીકે કોર્નવોલિસ હિંદમાં બીજી વાર આવ્યો. તેણે હોલ્કર સાથે ચાલતું યુદ્ધ એકદમ અટકાવી દેવા સેનાધિપતિ લૉર્ડ લેકને ફરમાન કર્યું. હોલ્કર સાથે સુલેહ કરવા જતાં માર્ગમાં કોર્નવોલિસનું મરણ થયું. કામચલાઉ ગવર્નર-જનરલ સર જ્યોર્જ બાર્લોએ હોલ્કર સાથે સંધિ કરી અને મરાઠી વિગ્રહનો અંત આવ્યો; ઈ. સ. ૧૮૦૫. હોલ્કર પાસેથી લીધેલો ઘણો ખરો મુલક અંગ્રેજ કંપનિએ હોલ્કરને પાછો આપ્યો અને હોલ્કરે બુંદેલખંડના રાજાઓ, પેશ્વા અને કંપનિ સરકાર સામેના તમામ હકો જતા કર્યા. સર જ્યોજ બાર્લો તટસ્થતાની નીતિનો ચુસ્ત હિમાયતી હતો તેથી વેલેસ્લિએ જયપુર જેવાં રજપુત રાજ્યો સાથે કરેલા કરારોને પણ ઉંચા મૂકી સર જ્યોર્જ બાર્લોએ મરાઠાઓને રજપુતાનામાં છૂટા દોર સોંપ્યા. વેલેસ્લિની "આગળ ધસો" ની નીતિ જો એક બે વર્ષ વધારે ચાલુ રહી હોત તો તમામ મરાઠી રાજ્યો કંપનિ સરકારને આધીન થઇ જાત.

**વેલેસ્લિની પરદેશનીતિ**

માર્કિવસ વેલેસ્લિ એક નિપુણ રાજ્યકર્તા અને બાહોશ મુત્સદ્દી હતો. એના અમલના આઠ વર્ષ દરમિયાન યૂરોપમાં નેપોલિઅનની સત્તા ઘણી વધી હતી અને ઇંગ્લંડને નેપોલિઅન સામે લાંબા વિગ્રહમાં ઉતરવું પડ્યું હતું. ઈંગ્લંડ અને તેનાં દરિયાપારનાં સંસ્થાનો માટે આ સમય ઘણો કટોકટીનો હતો. નેપોલિઅન કદાચ મિસર (ઇજીપ્ત) અને ઇરાનના માર્ગે હિંદ પર ચડાઈ લાવે એવી અંગ્રેજોને ધાસ્તી હતી તેથી વેલેસ્લિએ મિસરમાં એક લશ્કર મોકલી આપ્યું હતું. આ ઉપરાંત વેલેસ્લિએ સર જોન માલ્કમ નામના એક બાહોશ અમલદારને ઇરાનના શાહ સાથે કરાર કરવા મોકલી આપ્યો. માલ્કમે ઇરાનના શાહ સાથે જે કરાર કર્યા તેથી એવી ઠર્યું કે અંગ્રેજોએ ઇરાનના શાહને અફઘાનિસ્તાનના અમીર સામે જરૂર પડે મદદ આપવી અને ઇરાનના શાહે ઇંગ્લંડને ઇરાનમાં વેપાર કરવાનો પરવાનો આપવો તેમજ ઇરાનમાં જે ફ્રેન્ચે

હોય તેમને ઇરાન છોડવાની ફરજ પાડવી. આમ માર્કિવસ વેલેસ્લિની પરદેશનીતિ પણ ઇંગ્લંડનાં હિતની દષ્ટિએ કાર્યસાધક નીવડી.

**વેલેસ્લિની કાર્યસિદ્ધિ**

માર્કિવસ વેલેસ્લિએ તેના અમલના આઠ વર્ષમાં બ્રિટન અને બ્રિટિશ કંપનિના હિતની દૃષ્ટિએ જે જે કર્યું તે એટલું બધું સંગીન અને લાભદાયક નીવડ્યું કે આજે આપણે જે સમસ્ત હિંદ બ્રિટિશ સરકારને આધીન જોઇએ છે તે બ્રિટિશ હિંદના સર્જક તરીકે વેલેસ્લિની ગણના થાય છે. વેલેસ્લિ એક અતિ બાહોશ રાજ્યકર્તા અને દીર્ઘદ્રષ્ટા મુત્સદ્દી હતો. ઈ. સ. ૧૭૯૮ થી ૧૮૦૫ સુધીનાં આઠ વર્ષો બ્રિટન માટે ઘણાંજ કટોકટીનાં હતાં. વેલેસ્લિએ આ કટોકટીના સમયમાં બ્રિટિશ કંપનિની સત્તા અને મોભ્ભો હિંદમાં વધાર્યાં અને બ્રિટિશ કંપનિ સરકારને હિંદની સર્વોપરિ સત્તા બનાવી. ઘણાં હિંદી રાજ્યો પાસે તેણે 'સહાયક યોજના' સ્વીકારાવી અને તેમને બ્રિટિશ કંપનિ સરકારનાં આશ્રિત રાજ્યો બનાવ્યાં, એટલુંજ નહિ પણ તેણે કંપનિ સરકારના રાજ્યમાં મહત્વનાં પ્રદેશોનો ઉમેરો કર્યો જેથી કંપનિનું રાજ્ય ઉત્તર હિંદમાં જમના નદી સુધી આવી ગયું. ભૂતકાળની ચક્રવર્તિ મોગલ સરકારના અવશેષરૂપ ચાલુ રહેલા મોગલ પાદશાહ શાહઆલમને કંપનિ સરકારનો આશ્રિત બનાવી વેલેસ્લિએ કંપનિ સરકારને એકવખતની ચક્રવર્તિ મોગલ સરકારના સ્થાન પર સ્થાપી. વેલેસ્લિ મહારાજ્યવાદી હતો અને હિંદમાં કંપનિ સરકારના રાજ્યનો મોટો વિસ્તાર કરવા તે ઘણોજ આતુર હતો. તેની 'આગળ ધસો' ની જોરદાર નીતિથી કંપનિના ઇંગ્લંડમાંના ભાગીદારો આકુળવ્યાકુળ થઈ ગયા અને તેથી તેઓએ હોહા મચાવી જેને પરિણામે વેલેસ્લિને તેનું કાર્ય અધુરૂં મૂકી ઇંગ્લંડ ચાલી જવાની ફરજ પડી. વેલેસ્લિની કાર્યસિદ્ધિ ઇંગ્લંડના હિતની દૃષ્ટિએ ખરેખર મહાન્ હતી. તેના અમલકાળમાં હાલના મુંબઈ અને મદ્રાસ ઈલાકાનો ઘણો મુલક કંપનિ સરકારના કબજામાં આવ્યો. (નકશો નં. ૮ અને નકશો નં. ૭ એકમેક સાથે સરખાવવાથી વેલેસ્લિએ કંપનિ સરકારનું રાજ્ય કેટલું વધાર્યું તેનો ખ્યાલ આવી શકશે). કલાઇવ અને હેસ્ટિંગ્સે ચણેલી ઈમારતને વેલેસ્લિએ ઉંચી અને મજબુત બનાવી. વેલેસ્લિની વ્યવસ્થાશક્તિ અદ્‌ભુત હતી તેથી તે મોટે ભાગે યુદ્ધોમાં રોકાયલો રહેવા છતાં આંતરિક વહીવટમાં સુધારા કરવા તરફ લક્ષ આપી

શક્યો. હિંદમાં નોકરી કરવા આવતા યૂરોપી જુવાનો હિંદની સંસ્કૃતિ, કાયદા વગેરે સમજી શકે તે હેતુથી વેલેસ્લિએ કલકત્તામાં એક કૉલેજ સ્થાપી. કંપનિના સંચાલકોને આ ન ગમ્યું તેથી તેમણે ઇંગ્લંડમાં એવી કૉલેજ સ્થાપી અને કલકત્તાની કૉલેજ બંધ કરાવી. વેલેસ્લિએ સ્થાપેલી આ કૉલેજ ચાલુ રહી હોત તો હિંદી સનદી નોકરી (આઈ. સી. એસ.) ની પરીક્ષા પણ હિંદમાં જ લેવાત અને ઘણા બાહોશ હિંદીઓને તેનો લાભ મળત. હિંદી

બ્રિટિશ સત્તાનો હિંદમાં વિસ્તાર (ઈ. સ. ૧૭૮૬–૧૮૦૫)

રાજાઓને મોટાં વ્યાજે નાણાં ધીરવાની વેલેસ્લિએ કંપનિના અમલદારોને મનાઈ કરી. કોર્નવોલિસે સ્થાપેલી સદર દિવાની અદાલતમાં બંધબારણે કામ ચલાવવાની પ્રથા હતી તે વેલેસ્લિએ બંધ કરાવી. વેલેસ્લિએ સામાજીક સુધારા દાખલ કરવા બાબત પણ વિચારણા ચલાવી હતી. ગંગા નદીમાં બાળકોનો ભોગ આપવાની અમુક વર્ગના હિંદુઓમાં જે પ્રથા હતી તે વેલેસ્લિએ બંધ કરાવી અને સતી થવાનો હિંદુઓમાં જે જુનો રિવાજ હતો તે બંધ કરાવવાના હેતુથી તેણે એ અંગેની તપાસનું કામ પણ હાથ પર લીધું હતું. નેપોલિઅનની વિશ્વવ્યાપી સામ્રાજ્ય સ્થાપવાની મહત્વાકાંક્ષાનો માર્કિવસ વેલેસ્લિએ હિંદમાં રહ્યાં રહ્યાં જેટલો અસરકારક સામનો થઈ શકે તેટલો કર્યો હતો એ આપણે ભુલવું ન જોઇએ. બ્રિટિશ સત્તાને હિંદમાં સાર્વભૌમ બનાવવાનો વેલેસ્લિનો કાર્યક્રમ જંગી અને ઘણો ખર્ચાળ હતો તેથી માત્ર વાર્ષિક વ્યાજની આવક પરજ ધ્યાન આપતા ઇસ્ટ ઇન્ડિઆ કંપનિના ભાગીદારોને વેલેસ્લિની જોરદાર રાજ્યનીતિ નુકસાનકારક લાગી. કંપનિના ભાગીદારોએ વેલેસ્લિ સામે ઇંગ્લંડમાં અયોગ્ય પ્રચારકાર્ય શરૂ કર્યું તેથી વેલેસ્લિ પર ઘણા આક્ષેપો થયા. પાર્લમેંટમાં તેના પર કામ ચલાવવાની પણ કોશીષ થઈ પરંતુ આમની સભાએ તેની સેવાની કદર કરી તેના પર મૂકાયલા આક્ષેપો ખોટા ઠરાવ્યા. કંપનિના સંચાલકો પણ પાછળથી તેની સેવાની કદર કરી શકયા અને તેથી તેમણે હિંદમાં બ્રિટિશ સામ્રાજ્યના એક રચનાર તરીકે વેલેસ્લિને બે લાખ રૂપિઆનું ઇનામ આપ્યું અને કંપનિની વડી કચેરીમાં તેનું બાવલું મૂકયું.

**અઢારમી સદીનું હિંદ**

આપણા દેશના ઇતિહાસમાં અઢારમી સદી એક રીતે જોતાં મરાઠી સામ્રાજ્યની સદી હતી છતાં એજ સદીમાં, હજારો માઇલ દૂર આવેલા એક સાધારણ બેટના થોડાક સાહસિક નરો હિંદમાં પ્રબળ રાજકીય સત્તા જમાવી શકયા એટલું જ નહિ પણ એ પરદેશી સત્તાને હિંદ ભરમાં સર્વોપરિ પણ બનાવી શકયા. દેશમાં વેપાર કરવા આવેલા અંગ્રેજો એક ખંડ જેવડા આપણા દેશના માલીક બન્યા એ આશ્ચર્યજનક અને કરૂણ ઘટનાનો મોટો ભાગ અઢારમી સદીમાં બની ગયો. આ સદીની શરૂઆતમાં મોગલ સામ્રાજ્યની મહાન ઇમારતના કાંગરા ખરવા માંડ્યા ત્યારે એ જુની ઇમારતના ખંડિએરો પર નવાં ચક્રવર્તિ રાજ્યોની ઇમારતો ઉભી

કરવા મરાઠાઓ, સીખો અને યૂરોપી પ્રજા મેદાને પડ્યાં. હિંદમાં સર્વોપરિ સત્તા જમાવવા માટે જે હરિફો રસાકસીમાં ઉતર્યા તેઓમાંથી એક પછી એક ખરતા ગયા અને છેવટે હિંદમાં વેપાર કરવા આવેલી યૂરોપી કંપનિઓ-માંથી અંગ્રેજ કંપનિ સૌથી વધારે ફાવી ગઈ. ભારતવર્ષના ભડવીર શિવાજીએ સ્થાપેલું મરાઠી રાજ્ય અઢારમી સદીમાં સામ્રાજ્ય બન્યું પરંતુ મરાઠી સામ્રાજ્ય અલ્પજીવી નીવડ્યું કારણ કે મરાઠી રાજપુરૂષોમાં અને સરદારોમાં કુસંપ અને ઝેરવેર ઘણાં વધ્યાં હતાં. આપણા દેશવાસીઓને સદીઓ થયાં કુસંપનો જાણે કે અસાધ્ય રોગ લાગુ પડેલો છે અને તેથી પરદેશીઓ આપણા દેશમાં સહેલાઇથી રાજ્યકર્તા બની શકયા છે. અઢારમી સદીની શરૂઆતમાં હિંદમાંની અંગ્રેજ કંપનિ માત્ર એક વેપારી મંડળી હતી પરંતુ હિંદને કાંઠે કાંઠે કોઠીઓ નાખી પડેલા એ મુઠ્ઠીભર અંગ્રેજ સોદાગરો અર્ધી સદી જેટલા ટૂંકા વખતમાં હિંદના મોટા ભાગના માલીક અને રાજ્યકર્તા બન્યા, જ્યારે બીજી બાજુએ મહાન સંખ્યાબળ પરંતુ ઓછું બુદ્ધિબળ ધરાવતા મરાઠાઓએ એજ સદીમાં સ્થપાયલું સામ્રાજ્ય જાતે જ તોડ્યું અને આપણા દેશને પરદેશી બ્રિટિશ કંપનિના હાથમાં જવા દીધો ! આમ રાજકીય દૃષ્ટિએ અઢારમી સદી આપણા દેશના ઇતિહાસની એક કરૂણ અને દુઃખદ સદી છે. રાજકીય ક્ષેત્રમાં આ સદી દરમિયાન જે અવનવા બનાવો બની ગયા તેની સીધી અસર ગામડાંઓમાં વસતી પ્રજા પર બહુ ઓછી થતી. ગામડાંઓનો વહીવટ તો ગ્રામ પંચાયતો જેવી સ્થાનિક સંસ્થાઓ મારફત જ ચાલ્યા કરતો અને ગૃહઉદ્યોગો સારા પ્રમાણમાં ચાલતા હતા. અઢારમી સદીમાં હિંદ અને યૂરોપ વચ્ચેનો વેપાર સારો વધ્યો હતો અને પરદેશોમાંથી કરોડો રૂપિઆ હિંદમાં આવતા હતા. હિંદનું સુતરાઉ અને રેશમી કાપડ ઇંગ્લંડ અને બીજા દેશોમાં ઘણા મોટા પ્રમાણમાં જતું. આમ હોવાથી અઢારમી સદીમાં રાજકીય ફેરફાર અને યુદ્ધો ઘણાં થયાં હતાં છતાં આપણા દેશની આર્થિક સ્થિતિ એકંદરે આજે છે તે કરતાં ઘણી સારી હતી. પ્રજા પર કરનો બોજો અસહ્ય ન હતો તેમ રાજ્યકર્તાઓ તરફથી કેળવણી જેવાં પ્રજાહિતના કાર્યો પાછળ ખાસ ખર્ચ પણ કરવામાં ન આવતો. બાળકોને કેળવણી આપવા માટે સરકારના ખર્ચે શાળાઓ ચાલતી ભાગ્યેજ જોવામાં આવતી. સ્ત્રીઓની કેળવણી તરફ રાજ્ય-કર્તાઓનું ધ્યાન હતુંજ નહિ. અંગ્રેજ કંપનિ જે શરૂઆતમાં માત્ર વેપારી

મંડળ હતું તે સંજોગવશાત્ હિંદમાં કેટલાક પ્રાંતોમાં રાજ્યકર્તા બની હતી એટલે તેણે પણ તેના તાબામાં આવી ગયેલા પ્રાંતોના લોકોને કેળવણી અને એવી બીજી સગવડો આપવાની જવાબદારી હજી સ્વીકારી ન હતી. લોકો કેળવણીમાં પછાત પડી ગયા હોવાથી રૂઢીચુસ્ત, વહેમી અને નિરાશાવાદી બનતા જતા હતા. કેળવણી અને સંપના અભાવે લોકોમાં લઘુતાભાવ (Inferiority Complex) વધવા માંડ્યો અને પરદેશીઓની ખરી યા ખોટી મહત્તાથી અંજાઇ જવાની તેમને ટેવ પડી.

---

## પ્રકરણ સાર

### (૧) માર્કિવસ વેલેસ્લિની રાજ્યનીતિ:—

(અ) તત્કાલિન પરિસ્થિતિ:—ઇંગ્લંડને માટે દેશપરદેશના ઘણા વિકટ સંજોગો; યૂરોપમાં નેપોલિઅનની વધતી જતી સત્તા; શોરની તટસ્થતાની નીતિને લઇને હિંદમાં અંગ્રેજ સત્તાનો ઓછો થયેલો પ્રભાવ–દક્ષિણ હિંદમાં મરાઠાઓ, નિઝામ અને ટીપુ સુલતાનનું જોર.

(આ) સહાયકારી યોજના અને તેનો અમલ:—કંપનિની સત્તાને હિંદની સર્વોપરિ સત્તા બનાવવા વેલેસ્લિએ 'સહાયકારી યોજના' પદ્ધતિસર અમલમાં મૂકી; કંપનિની મિત્રતા સ્વીકારનાર હિંદી રાજ્યને કંપનિ સરકારનું રક્ષણ મળ્યું–એવાં રાજ્યમાં તેના ખર્ચે કંપનિની સહાયક સેના રાખવામાં આવી; આવાં હિંદી રાજ્યોએ કંપનિ સરકારનું ઉપરીપણું સ્વીકાર્યું અને કંપનિ સરકારની સંમતિ સિવાય એક બીજાં સાથે યુદ્ધ કે સુલેહ ન કરવાની કબુલાત આપી; નિઝામે, અયોધ્યાના નવાબે, તથા પેશ્વા બીજા બાજીરાવે આ યોજના સ્વીકારી.

(ઇ) વેલેસ્લિની ખાલસા નીતિ:—કંપનિ સરકારનું રાજ્ય હિંદમાં ચક્રવર્તિ બનાવવાની વેલેસ્લિની મહત્વાકાંક્ષા; કંપનિનો રાજ્ય-વિસ્તાર કરવા માટે તથા હિંદના પૂર્વ અને પશ્ચિમ કિનારા ઉપર

કંપનિની સંપૂર્ણ સત્તા સ્થાપવા માટે વેલેસ્લિએ કંપનિનાં ત્રણ મિત્રરાજ્યો–સુરત, તાંજોર અને કર્ણાટક ખાલસા કર્યાં.

(ઈ) વેલેસ્લિની પરદેશનીતિ :–નેપોલિઅન ઇજીપ્ત અને ઈરાનના માર્ગે હિંદ પર ચડાઈ લાવે એવી ધાસ્તિ હતી તેથી વેલેસ્લિએ ઇજીપ્તમાં એક લશ્કર મોકલ્યું; ઈરાનના શાહ સાથે મિત્રાચારીના કરાર કર્યા.

**( ૨ ) વેલેસ્લિ અને ટીપુ સુલતાન :—**

ફ્રેન્ચોની મદદથી અંગ્રેજોને હિંદમાંથી હાંકી કાઢવાની ટીપુ સુલતાનની યોજના; વેલેસ્લિની ' સહાયક યોજના ' સ્વીકારવા ના પાડી; વેલેસ્લિએ તેની સામે લડાઈ જાહેર કરી, ઈ. સ. ૧૭૯૯; ટીપુ સુલતાન બહાદુરીથી લડતાં મરાયો; મ્હૈસુરના સ્વતંત્ર રાજ્યનો અંત; કંપનિને દક્ષિણ કાનડા, કોઇમ્બતુર અને બીજો થોડો મુલક મળ્યો.

**( ૩ ) વેલેસ્લિ અને મરાઠી રાજ્યો :—**

નાના ફડનવીસના મરણ બાદ પેશ્વા અને મરાઠી સરદારો વચ્ચે એકતાનો અભાવ; પેશ્વા બીજો બાજીરાવ અને હોલ્કર વચ્ચે તકરાર–અંગ્રેજોનું રક્ષણ શોધી બાજીરાવે અંગ્રેજ કંપનિ સાથે કરેલા વસાઇના કરાર; બાજીરાવને પેશ્વાઈ પાછી અપાવવા વેલેસ્લિએ સિંધિઆ અને ભોંસલે તેમજ હોલ્કર સામે લડાઈ જાહેર કરી; બે વર્ષ બાદ વિગ્રહનો અંત આવ્યો, ઈ. સ. ૧૮૦૫; કંપનિને દિલ્હી, આગ્રા, ભરૂચ, કટક, બાલેશ્વર અને મહારાષ્ટ્ર તેમજ ખાનદેશનો થોડોક ભાગ મળ્યાં.

**( ૪ ) અઢારમી સદીનું હિંદ :—**

મોગલ સામ્રાજ્યના પતન બાદ હિંદમાં સર્વોપરિ સત્તા જમાવવા માટે મરાઠાઓ, સીખો અને યૂરોપી પ્રજાઓ વચ્ચે આ સદીમાં હરિફાઈ ચાલી; આપણા ઇતિહાસની એક દુઃખદ સદી; અવનવા રાજકીય બનાવોની ગામડાંઓમાં રહેતી પ્રજા પર જૂજ અસર,

ગ્રામ પંચાયતો અને ગૃહઉદ્યોગો સારી સ્થિતિમાં; પરદેશ સાથે ચાલતો બહોળો વેપાર; કેળવણીમાં પછાત પડવા માંડેલા લોકોમાં રૂઢીચુસ્તતા, વહેમો અને નિરાશાવાદનું વાતાવરણ.

---

## પ્રશ્નો

(૧) માર્ક્વિસ વેલેસ્લિને હિંદમાંના બ્રિટિશ સામ્રાજ્યનો સર્જક શા માટે ગણવામાં આવે છે? "અતટસ્થતાની નીતિ ( Policy of interference )" થી જ હિંદમાં બ્રિટિશ સત્તાની સ્થાપના અને સર્વોપરિતા સિદ્ધિ થઈ." આ કથન સાબિત કરો.

(૨) 'સહાયકારી પદ્ધતિ' એટલે શું? વેલેસ્લિએ એ પદ્ધતિ શા માટે અને કયાં રાજ્યોમાં દાખલ કરાવી અને એ પદ્ધતિના અમલથી શાં પરિણામો આવ્યાં?

(૩) વેલેસ્લિની રાજ્યનીતિનાં મુખ્ય સૂત્રો કયાં હતાં? વેલેસ્લિની ખાલસાનીતિ અને પરદેશનીતિ વિષે ટૂંક નોંધો લખો.

(૪) વેલેસ્લિએ સુટીપુ લતાન સામે અને મરાઠી સરદારો સામે શા માટે વિગ્રહો જાહેર કર્યા? એ વિગ્રહોથી અંગ્રેજ કંપનિને શા લાભ થયા?

## પરિશિષ્ટ—૩

## ટીપુ સુલતાન અને અંગ્રેજો

(૧) [ઇજીપ્તના સુલતાન સલીમે કોન્સ્ટાંટીનોપલથી ઈ. સ. ૧૭૯૮ ના સપ્ટેંબર માસની ૨૦ મી તારીખે, બ્રિટિશ એલચી મી. સ્પેન્સર સ્મીથ મારફત ટીપુ સુલતાનને મોકલાવેલા પત્રમાંથીઃ—]

"......અમે અંતઃકરણપૂર્વક આશા રાખીએ છીએ કે આપ નામદાર (ઇસ્લામ) ધર્મની ફરજ અનુસાર આપના મુસલમાન ભાઇઓને મદદ કરવા જરૂરી પ્રયાસ કરવાની આનાકાની કરશો નહિ. અમારા સાંભળવા પ્રમાણે આપ નામદાર અને ફ્રેન્ચો વચ્ચે નિકટનો સંબંધ બંધાયો છે; આ જો ખરૂં હોય તો અમે આશા રાખીએ કે હિંદુસ્તાનને ફ્રેન્ચોની યુક્તિ પ્રયુક્તિમાંથી બચાવી લેવા માટે પણ આપ નામદાર જરૂરી પ્રયાસ કરવાની ના પાડશો નહિ. હાલના સંજોગોનો ખ્યાલ કરી અને (ફ્રેન્ચો સાથે નિકટ સંબંધ રાખવાના) આપના પગલાંથી ભવિષ્યમાં જે અગવડો ઉભી થાય તેનો પણ ખ્યાલ કરી આપ નામદાર ફ્રેન્ચોથી ચેતતા રહો એવી અમે આશા રાખીએ છીએ. આમ નામદારે જો ફ્રેન્ચો સાથે જોડાઇ જવાનો વિચાર કર્યો હોય અથવા તો ગ્રેટ બ્રિટન વિરૂદ્ધ હિલચાલ કરવાનો નિર્ણય કર્યો હોય તો એવા વિચાર કો નિર્ણયને કોરણે મૂકશોજી. ફ્રેન્ચોને પડખે રહેવાના કે અંગ્રેજોની વિરૂદ્ધ રહેવાના કોઇપણ પ્રયાસોથી અળગા રહેવાની અમે આપ નામદારને ખાસ વિનંતી કરીએ છીએ. અંગ્રેજો વિરૂદ્ધ આપની કાંઇ ફરિયાદ હોય તો અમને જણાવવા મેહરબાની કરશો અને એવી ફરિયાદોનું સમાધાન કરાવવા અમે બનતા દરેક પ્રયાસ કરીશું એની ખાત્રી રાખશો. આગળ જણાવ્યા પ્રમાણે આપ નામદારના ફ્રેન્ચો સાથેના નિકટ સંબંધને સ્થાને અંગ્રેજો સાથે આપનો એવો નિકટ સંબંધ જોવા અમે ઇચ્છીએ છીએ........."

(૨) [ઇ. સ. ૧૮૦૯ માં કેમ્બ્રિજની યુનિવર્સિટિ પ્રેસ તરફથી પ્રગટ થયેલાં મી. ચાર્લ્સ સ્ટુઅર્ટ કૃત "ટીપુ સુલતાનનું જીવન વૃત્તાંત" નામના પુસ્તકમાંથીઃ—]

"...........ટીપુ સુલતાનનું આખું નામ ફત્તેહઅલી ટીપુ હતું...... ટીપુ સુલતાનનો દિવાન પૂર્ણિઆ નામનો એક હિંદુ હતો.......હિંદમાંથી બ્રિટિશ સત્તા ઉથલાવી નાખવાનો વિચાર, ટીપુ સુલતાન ગાદીએ આવ્યો ત્યારથી તે તેના મરણપર્યંત તેના મગજમાં રમ્યા કરતો હતો. આ વિચાર અમલમાં મૂકવા માટે ફ્રેન્ચો સાથે નિકટ મિત્રાચારી બાંધવા સિવાય બીજો માર્ગ સંભવિત ન લાગવાથી ટીપુ સુલતાને એક ભવ્ય એલચીમંડળ પેરીસ મોકલવાનો નિર્ણય કર્યો. ઈ. સ. ૧૭૮૭ માં ટીપુ સુલતાને ત્રણ એલચીઓ અથવા પ્રતિનિધિઓ ફ્રાન્સ મોકલી આપ્યા જ્યાં ફ્રાન્સના રાજા લૂઈ ૧૬ માએ તેઓનું સારૂં સ્વાગત કર્યું. આ પ્રતિનિધિઓએ રાજા લૂઇ સમક્ષ, અંગ્રેજોને હિંદમાંથી હાંકી કાઢવાના કાર્યમાં ફ્રેન્ચો તરફથી તાત્કાલિક મદદ અને સહકાર મળે એ માટેની માગણી રજુ કરી. ફ્રેન્ચો તરફથી મદદ મળે તેના બદલામાં ટીપુ સુલતાન અંગ્રેજો સાથેની લડાઇમાંથી જે કંઇ મળે તે તેઓની (ફ્રેન્ચોની) સાથે સરખે ભાગે વહેંચી લેશે એ પણ રાજા લૂઈ સમક્ષ સ્પષ્ટ કરવામાં આવ્યું. ટીપુ સુલતાનના આ એલચીઓને રાજા લૂઇએ પોકળ વચનો આપ્યાં અને એલચીઓ ઈ. સ. ૧૭૮૯ માં હિંદ પાછા ફર્યા. .........ત્યારબાદ ઇ. સ. ૧૭૯૬ માં ટીપુ સુલતાને (ફ્રેન્ચોના તાબાના) મોરીશીઅસ ટાપુમાં પોતાના પ્રતિનિધિઓ ખાનગી રીતે મોકલી આપ્યા. ફ્રેન્ચો સાથેનો સંબંધ તાજો કરવા અને ૧૦,૦૦૦ યૂરોપી સૈનિકો અને ૩૦,૦૦૦ હબસી સૈનિકોના લશ્કરની મદદ માગવા આ પ્રતિનિધિઓને મોકલવામાં આવ્યા હતા. આ ગુપ્ત બાબત પ્રગટ થઈ ગઈ અને મોરીશી-અસના ફ્રેન્ચો તરફથી જે મદદ ટીપુ સુલતાનને મળી તે નજીવી અને બીન અસરકારક નીવડી એટલે, અંગ્રેજોની સામે મોરચા માંડવાની ટીપુ સુલતાને પૂર્ણ તૈયારીઓ કરી તે પહેલાં અંગ્રેજ કંપનિ યુદ્ધ કરી તેના પર વેર લેવા મેદાને પડી. આ અરસામાં ઇજીપ્તમાં ફ્રેન્ચોની હીલચાલના સમાચાર માર્કિવસ વેલેસ્લિને મળ્યા, અને ફ્રાન્સના રાજ્યદરબારમાં ટીપુ સુલતાનના એલચી તરીકે કામ કરનાર મોં. ડયુબક ફ્રાન્સથી આવી હિંદને કિનારે ત્રાંકી-બાર આગળ ઉતર્યો છે એવી પણ ખબર મળવાથી, વધારે ઢીલ કર્યા સિવાય ઇ. સ. ૧૭૯૯ ના ફેબ્રુઆરી માસની ત્રીજી તારીખે વેલેસ્લિએ ટીપુ સુલતાનના રાજ્ય પર ચડાઇ કરવાના હુકમો છોડ્યા..........."

## પ્રશ્નો

(૧) હિંદુસ્તાન બહારના કયા કયા દેશો સાથે ટીપુ સુલતાને રાજકીય સંબંધો બાંધ્યા હતા અને તેથી તેને શા લાભાલાભ થયા હતા?

(૨) "ફ્રેન્ચોની મદદ પર મુસ્તાક રહેવામાં કે મદાર બાંધવામાં પિતા અને પુત્ર (હૈદરઅલી અને ટીપુ) બન્નેને છેવટે નિરાશ થવું પડ્યું" આ કથન પર ટીકા લખો.

(૩) ટીપુ સુલતાનની પરદેશનીતિ કાર્યસાધક ન નીવડી એ માટે તમે કયાં કારણો આપી શકો?

---

# પરિશિષ્ટ નં. ૪

## કંપનિના હિંદમાંના વહીવટીતંત્ર વિષે માર્કિવસ વેલેસ્લિના વિચારો

[ ઇ. સ. ૧૮૦૦ ના જુલાઇ માસની ૯ મી તારીખે ગવર્નર-જનરલ ( માર્કિવસ વેલેસ્લિ ) તરફથી કૉર્ટ ઑફ ડાયરેક્ટર્સને ઇંગ્લંડ મોકલાયલા પત્રમાંથી—]

“...........જે કારણો સર સમગ્ર ધારાવિષયક અને કારોબારી સત્તા ગવર્નર-જનરલ અને કાઉન્સિલને સોંપવામાં આવેલી છે તે કારણો દેખીતી રીતે હજી કાયમ જ છે. પરંતુ આ દેશમાં ( હિંદમાં ) ની આપણી રાજકીય સ્થિતિ સંબંધમાં એવા કોઇ પણ સંજોગો નથી જેને લઇને ગવર્નર-જનરલ અને કાઉન્સિલની ન્યાયવિષયક સત્તા પણ ચાલુ રાખવી જોઇએ. ગવર્નર-જનરલ અને તેની કાઉન્સિલ જ્યારે કાયદાઓ ફેરવી શકે છે તો પછી ન્યાયની અદાલતોની બાબતમાં સીધી રીતે દરમિયાનગીરી કરવાની સત્તા તેમની પાસેથી લઈ લેવામાં આવે તો કશી પણ અગવડ ઉભી થાય એમ નથી. ગવર્નર-જનરલ અને કાઉન્સિલ ન્યાયવિષયક સત્તા પણ ભોગવે એ સામે તો વહીવટી તંત્રના સામાન્ય અને સ્થાપિત સિદ્ધાંતોની દષ્ટિએ પણ મારો વિરોધ છે; એ સિવાય બીજાં પણ કારણો છે જે આ ન્યાયવિષયક સત્તાને ગવર્નર-જનરલ અને કાઉન્સિલની યોગ્ય ફરજો સાથે અસંગત બનાવી મૂકે છે.........સદર દિવાની અદાલત અને સદર નિઝામી અદાલતનાં બધાં કામો પર જો પ્રમાણિકપણે ધ્યાન આપવામાં આવે તો તો ગવર્નર અને કાઉન્સિલનો બધો વખત એ એકજ કામમાં પસાર થઈ જાય ! આ કારણથી...........અમે સદર દિવાની અદાલત અને નિઝામી અદાલત બન્ને માટે જૂદા ન્યાયાધિશો નીમવાના નિર્ણય પર આવ્યા છીએ. એ પ્રમાણેની વ્યવસ્થા કરવાથી તમારા બંગાળાના મુલકની આબાદી સદ્ધર પાયા પર મૂકાશે...........ગવર્નર-જનરલ અને તેની કાઉન્સિલની કારોબારી ફરજો પણ બેવડી છે: હિંદુસ્તાનમાંના બ્રિટિશ મુલકોના વહીવટની કારોબારી સત્તા અને ફરજો અને ઈસ્ટ ઇન્ડિઆ કંપનિના

હિંદમાંના વેપાર વિભાગ અંગેની કંપનિના મુખ્ય પ્રતિનિધિ તરીકેની ફરજો. .........મ્હૈસુર વિગ્રહનો યશસ્વી અંત આવી ગયો હોવાથી કંપનિના મુલકમાં વધારો થયો છે અને બ્રિટિશ સત્તાનું હિંદી રાજ્યો પર સર્વોપરિપણું સ્થપાયું છે. આ સર્વોપરિપણું ટકાવી રાખવા માટે ગવર્નર-જનરલે નિરંતર અને ચોકસાઇપૂર્વક ધ્યાન આપવાની જરૂરિયાત ઉભી થઈ છે. બંગાળાનો વહીવટ ચલાવવા ઉપરાંત ગવર્નર-જનરલે મુંબઈ અને મદ્રાસ ઇલાકાના વહીવટ ઉપર પણ દેખરેખ રાખવાની હોય છે. હિંદમાંની બ્રિટિશ સત્તાની એકતા અને સ્થિરતા સાથે સંબંધ ધરાવતી દરેક બાબતોમાં મુંબઇ અને મદ્રાસ ઇલાકાના વહીવટ ઉપર ગવર્નર-જનરલ અને તેની કાઉન્સિલનો અંકુશ રહે એ હવે આવશ્યક છે.......ઈસ્ટ ઇન્ડિઆ કંપનિના વેપારી પ્રતિનિધિ તરીકે ગવર્નર-જનરલે જે ફરજો બજાવવાની છે તેમાં, કંપનિના ચીન દેશ સાથેના વેપારની બાબતો પર લક્ષ રાખવાની ફરજનો પણ સમાવેશ થાય છે .........દુનિયાની સર્વશ્રેષ્ઠ શાસનપદ્ધતિ પણ, જો એ પદ્ધતિના સંચાલન માટે યોગ્ય લાયકાતવાળા અમલદારો ન હોય તો, સંપૂર્ણ રીતે કાર્યસાધક ન નીવડે......તમારી કંપનિના અમલદારો રાજ્યવહીવટનાં જુદાં જુદાં ખાતાંઓના ઉંચા હોદ્દાની ફરજો બજાવવા માટે કેટલા લાયક કે શક્તિવાન છે એ વિષે માનવંતા સભ્યોનું આપનું મંડળ યોગ્ય ખ્યાલ કરી શકશે. મુલકી ખાતાના ઉંચા હોદ્દાઓની ફરજો બજાવવા પૂરતી જરૂરી લાયકાત તેઓ ધરાવે છે કે કેમ તેની પરીક્ષા કર્યા સિવાય જ કંપનિના નોકરોને ઉંચા હોદ્દાઓ પર નીમવામાં આવે છે. આવા હોદ્દાઓ પર નીમાવા ઇચ્છતા ઉમેદવારો માટે કોઈ પરીક્ષા ઠેરવવામાં આવી નથી અને એવા ઉમેદવારો જરૂરી લાયકાત મેળવે એ માટે કોઈ સાધનો પણ રાખવામાં નથી આવ્યાં. **આપના વહીવટ તંત્રની આ ગંભીર ખામીને પરિણામે એવી પ્રથા પડી છે કે કંપનિના નોકરોમાં અમુક ખાતાના હોદ્દાઓ ધરાવવાની લાયકાત છે કે નહિ તેનો ખ્યાલ રાખ્યા સિવાય તેઓને એક ખાતામાંથી બીજા ખાતામાં મૂકવામાં આવે છે.** ......આ કારણથી ગવર્નર–જનરલ અને તેની કાઉન્સિલ એવા નિર્ણય પર આવી છે કે કંપનિના નોકરો જુદાં જુદાં ખાતાંઓ માટે જરૂરી જ્ઞાન અને લાયકાત મેળવી શકે એ હેતુથી આ (બંગાળા) ઇલાકામાં કૉલેજ જેવી એક સંસ્થા

ઉઘાડવી. અમારૂં ધ્યેય એ છે કે કંપનિના જુનીઅર નોકરો હિંદમાં આવે ત્યાર બાદ થોડો સમય તેમને આ સંસ્થામાં રાખવા. આવી સંસ્થામાંથી (તાલીમ મેળવી) બહાર નીકળતા નોકરો હિંદમાંની બ્રિટિશ સત્તા અને કંપનિના કિંમતી હિતોનું સંરક્ષણ કરવા શક્તિમાન હશે. આવી સંસ્થા માટેની અમારી યોજનાને આપની સંમતિ મળશે એ વિષે અમને દૃઢ વિશ્વાસ છે..............."

---

## પ્રશ્નો

(૧) રાજ્યવહીવટ અંગેની વેલેસ્લિની કાર્યશક્તિ વિષે તમે આ પત્ર વાંચી શો ખ્યાલ બાંધી શકો?

(૨) વેલેસ્લિએ આ પત્રમાં સૂચવેલા કયા સુધારાઓ કંપનિના સંચાલકોએ અમલમાં મૂકયા અને કયારે?

(૩) કંપનિના નોકરોને તાલીમ આપવા માટે બંગાળામાં કૉલેજ સ્થાપવાની વેલેસ્લિની યોજનાનું શું પરિણામ આવ્યું હતું અને તેથી આપણા દેશને શા લાભાલાભ થયા?

---

# પ્રકરણ ૩ જું

## મરાઠી સામ્રાજ્યનો અંત અને સીખ સત્તાનો ઉદય

**વેલેસ્લિ પછી**

ઈસ્ટ ઇન્ડિઆ કંપનિ જે સંજોગવશાત્ હિંદમાં વિશાળ મુલકની માલી અને રાજ્યકર્તા બની હતી તે ખરી રીતે તો માત્ર એક વેપારી મંડળ જ હત એ બ્રિટિશ કંપનિના ભાગીદારો (શેરહોલ્ડરો) મુલ પ્રાપ્તિ કરતાં વ્યાજપ્રાપ્તિ માટે વધારે દરકાર રાખત ઈંગ્લંડની પાર્લમેંટના ઘણા સભ્યોને પણ ઈસ્ટ ઇન્ડિ કંપનિના અમલદારો હિંદમાં વેપારને બદલે મુલકો અને રાજકીય સ મેળવવા માટે સાહસો ખેડે એ ગમતું ન હતું. ઈંગ્લંડના ઘણા લોકો એવ અભિપ્રાય ધરાવતા હતા કે કંપનિના કલાઇવ અને હેસ્ટિંગ્સ જેવા સાહસિ અમલદારોને હિંદમાં રાજ્ય સ્થાપવું હોય તો ભલે સ્થાપે પરંતુ તેમ કરવા ઈંગ્લંડને કશો ખર્ચ થવો જોઇએ નહિ. આવી પરિસ્થિતિમાં કલાઇવ, હેસ્ટિંગ અને વેલેસ્લિ જેવા દૃઢનિશ્ચયી અંગ્રેજ વીરોએ અંગત જોખમ ખેડી હિંદ બ્રિટિશ સત્તાની જમાવટ કરી. નફા તોટાનો હિસાબ ગણનાર કંપનિના માલ કોની સૂચનાઓની આ ત્રણે રાજ્યસ્થાપકોએ પ્રસંગોપાત અવગણના ક હતી તેમજ પોતાના દેશની રાજકીય સત્તા અને પ્રતિષ્ઠા વધારવાનાં તેમ ધ્યેયની સિદ્ધિ માટે તેમણે જે સાધનોનો ઉપયોગ કર્યો તે ન્યાયી કે અન્યા હતાં તેની પરવા રાખી ન હતી, તેથી તેમનો હોદ્દો છોડી તેઓ જ્યારે ઈંગ્લ પાછા ગયા ત્યારે તેમના વહીવટ વિષે તેમના પર ગંભીર આક્ષેપો મૂકાય આમ હોવા છતાં આ ત્રણે નરવીરોએ ઈંગ્લંડની જે સેવા બજાવી તેની કદ ઈંગ્લંડના લોકોએ વખત જતાં કરી એ પણ આપણે ભુલવું ન જોઇએ. વે સ્લિની "આગળ ધસો"ની જોરદાર નીતિ અને ખર્ચાળ લડાઇઓથી ભડકેલ કંપનિના સંચાલકોએ વેલેસ્લિને ઇ. સ. ૧૮૦૫ માં ઈંગ્લંડ બોલાવી લઈ તેન જગ્યાએ લૉર્ડ કૉર્નવૉલિસને ગવર્નર-જનરલ તરીકે હિંદ બીજી વાર મોકલ આપ્યો.

માર્કિવસ વેલેસ્લિની જહાલ રાજ્યનીતિને તિલાંજલી આપી હિંદમાં શાંતિમય રીતે વહીવટ ચલાવવાની સૂચના આપી લૉર્ડ કૉર્નવૉલિસને વૃદ્ધ ઉમરે હિંદ મોકલવામાં આવ્યો પરંતુ તે હિંદ આવ્યા પછી ત્રણ મહીનામાંજ મરણ પામ્યો. કૉર્નવૉલિસની ઉમર તે વખતે ૬૭ વર્ષની હતી અને રાજ્યકારભારનો ભારે બોજો ઉપાડવાની તેનામાં ઝાઝી શક્તિ રહી ન હતી. કૉર્નવૉલિસ શાંતિપ્રિય માણસ હતો અને કંપનિના સંચાલકોની ઇચ્છા પણ એવી હતી કે વેલેસ્લિની "આગળ ધસો"ની નીતિથી ખળભળી ઉઠેલા હિંદી રાજાઓ સાથે સુલેહશાંતિભર્યો સંબંધ રાખવો, તેથી કૉર્નવૉલિસે હિંદ આવતાં વેંતજ હોલ્કર સાથેની લડાઈ બંધ કરાવી અને તેની સાથે નરમ શરતોવાળી સંધિ કરવાની વાટાઘાટ શરૂ કરી. હોલ્કર સાથે એ સંધિ કરવા તે કલકત્તાથી નીકળ્યો પણ માર્ગમાં ગાઝીપુર મુકામે તેનું મરણ થયું; ઇ. સ. ૧૮૦૫. કૉર્નવૉલિસનું આમ અચાનક મરણ થવાથી કલકત્તાની કાઉન્સિલના વડા સભ્ય સર જ્યોર્જ બાર્લોને કામચલાઉ ગવર્નર-જનરલ નીમવામાં આવ્યો. સર જ્યોર્જ બાર્લો તટસ્થતાની નીતિ ( Non-intervention Policy ) નો ચુસ્ત હિમાયતી હતો અને તેથી હિંદી રાજાઓના કામમાં માથું મારવાનું તેને પસંદ ન હતું. આ કારણથી તેણે હોલ્કર સાથે તુરત સંધિ કરી દીધી જે વિષે આપણે આગલા પ્રકરણમાં વાંચી ગયા છીએ. વેલેસ્લિની 'સહાયક યોજના' સ્વીકારનાર હિંદી રાજ્યોનું રક્ષણ કરવા કંપનિ સરકાર બંધાયલી હતી છતાં સર જ્યોર્જ બાર્લોએ રજપુતાનામાં મરાઠાઓને ગમે તેમ વર્તવાની છૂટ આપી. સર જોન શોરની નરમ રાજ્યનીતિનો મરાઠાઓએ લાભ ઉઠાવવા માંડ્યો અને કંપનિ સરકારની મહત્તા થોડો સમય ઝાંખી પડી.

**કૉર્નવૉલિસ અને બાર્લોની રાજ્યનીતિ**

માર્કિવસ વેલેસ્લિની આક્રમણકારી નીતિથી છંછેડાયલા સિંધિઆ અને હોલ્કરને શાંત પાડવા માટે કૉર્નવૉલિસ અને બાર્લોએ તેમને કેટલોક મુલક અને હકો પાછાં આપ્યા. સિંધિઆને ગ્વાલીઅર અને ગોહદ પાછાં આપવા ઉપરાંત ઉદેપુર, જોધપુર, કોટા અને માળવાનાં કેટલાંક રાજ્યો ઉપરના પોતાના હકો પણ પાછા સુપ્રત કર્યા. હોલ્કરને તેના ખાનદેશના કિલ્લાઓ પાછા આપ્યા એટલુંજ નહિ પણ જયપુર અને બુંદી જેવાં કંપનિ સરકારનાં રક્ષિત રાજ્યોમાં

**મરાઠાઓ અને રજપુતો**

પણ ગમે તેમ વર્તવાની સર જ્યોર્જ બાર્લોએ હોલ્કરને છૂટ આપી. રજપુતાનાના જે રાજ્યો વેલેસ્લિની 'સહાયક યોજના' સ્વીકારી સરકારનાં રક્ષિત રાજ્યો બન્યાં હતાં તે રાજ્યો બાર્લોની આવી નરમ રાજ્યનીતિથી કઢંગી હાલતમાં મૂકાયાં. હોલ્કરે અને સિંધિઆએ આ પરિસ્થિતિનો લાભ લઈ રજપુતાના અને માળવાના રાજ્યોને ઘણી કનડગત કરી. રજપુતો સાથે હાથ મીલાવી કંપનિ સરકારનો સામનો કરવાને બદલે અવિચારી મરાઠા સરદારોએ રજપુતો સાથે વેર બાંધ્યું હતું તેથી આ સમયે સિંધિઆ અને હોલ્કરે રજપુતાનામાં પિંઢારાઓ અને લુટારાઓને મદદ આપી અંધાધુંધી જગાવી જેથી લોકોને ઘણો ત્રાસ વેઠવો પડ્યો. કંપનિ સરકારનાં રક્ષિત રાજ્યોમાં મરાઠાઓ અને લુટારાઓનું આટલું બધું જોર જોઈ કંપનિનાં બીજા રક્ષિત રાજાઓ વિમાસણમાં પડ્યા અને કંપનિ સરકાર પરનો તેમનો વિશ્વાસ ઓછો થઈ ગયો.* કંપનિના સંચાલકો હિંદમાં નવી લડાઇઓ જાગે તેની વિરૂદ્ધ હતા તેથી સર જ્યોર્જ બાર્લોએ ઉપર રહીને રજપુત રાજ્યોનો મરાઠાઓને હાથે ઘાણ નીકળવા દીધો.

**વેલોરમાં સિપાઇઓનો બળવો**

સર જ્યોર્જ બાર્લોએ બ્રિટિશ હિંદના કામ ચલાઉ ગવર્નર-જનરલ તરીકે આસરે બે વર્ષ કામ કર્યું એ દરમિયાન મદ્રાસ ઈલાકામાં વેલોરમાં કંપનિ સરકારના હિંદી સિપાઈઓએ ઈ. સ. ૧૮૦૭ માં બંડ ઉઠાવ્યું અને સો કરતાં વધારે યૂરોપી અમલદારોનાં ખૂન કર્યાં. કંપનિ સરકારના સેનાપતિ સર જોન કેડૉકે લશ્કરી પોષાકમાં કેટલાક નવા સુધારાઓ દાખલ કર્યા જેથી અમુક તરેહની જ 'હેટ' જેવી દેખાતી ટોપીઓ પહેરવી અને અમુક તરેહની જ દાઢી રાખવી અને અમુક ઢબનોજ પોષાક

---

* સર જ્યોર્જ બાર્લોની હિંદી રાજ્યો પરત્વેની નીતિ શુદ્ધ રીતે તટસ્થ ન હતી. બાર્લોના સમયમાં હિંદમાં કંપનિ સરકારની નોકરી કરતા સર જૉન માલ્કમ નામના બાહોશ અમલદારે પણ બાર્લોની નીતિ વિષે ઘણી સખત ટીકાઓ કરી હતી કારણ કે બાર્લો કંપનિ સરકારની સલામતી જાળવવા પાડોશી હિંદી રાજ્યોને એકમેક સાથે લડાવતો અને પોતે તટસ્થતાને બહાને અલગ રહેતો.

પહેરવો એવાં ફરમાન છૂટ્યાં. આ સુધારાઓ અનુસાર એવો પણ હુકમ થયો કે લશ્કરી કવાયત વખતે સિપાઈઓએ પોતાનાં કપાળ પર ચાંલ્લો કે એવું કાંઈ પણ ધર્મનું ચિહ્ન રાખવું નહિ. આ સુધારાઓ કરવામાં અંગ્રેજ સેનાપતિનો હેતુ તો માત્ર એજ હતો કે સિપાઈઓ દેખાવમાં વધારે ચંચળ તથા ઠીક લાગે. મદ્રાસના તે વખતના ગવર્નર વિલિયમ બેન્ટિન્કે પણ સેનાપતિના આ સુધારાઓને મંજુરી આપી હતી. મદ્રાસ ઇલાકામાં તે સમયે ખ્રિસ્તી પાદરીઓ ખ્રિસ્તી ધર્મનો ઘણો પ્રચાર કરતા હતા તેથી વેલોરના હિંદી સિપાઈઓને એવો વહેમ આવ્યો કે કંપનિ સરકાર તેમને વટલાવી ખ્રિસ્તી બનાવવા માગે છે. આ કારણથી વેલોરના હિંદી સિપાઈઓએ એક દીવસે બંડ ઉઠાવ્યું અને લશ્કરના યૂરોપી અમલદારો પર ગોળીબાર ચલાવી તેમને ઠાર કર્યા. આ બંડના સમાચાર જાણી જનરલ જિલેપ્સિ આર્કટથી લશ્કર લઈ વેલોર આવી પહોંચ્યો અને બંડ દાબી દીધું. આ બંડમાં આસરે ચારસો હિંદી સિપાઈઓનો જાન ગયો, તેમના આગેવાનોને સજા થઈ અને ઘણાઓને લશ્કરમાંથી બરતરફ કરવામાં આવ્યા. ટીપુ સુલતાનના બે શાહજાદાઓ જે વેલોરમાં નજરકેદ હતા તેમણે આ બંડ જગાવવામાં ભાગ લીધો હોય એવો ખોટો શક જવાથી તેમને કલકત્તા મોકલી દેવામાં આવ્યા. આ બંડના સમાચારથી ઈસ્ટ ઇન્ડિઆ કંપનિના ભાગીદારો અને સંચાલકો ખળભળી ઉઠ્યા અને તેથી મદ્રાસના ગવર્નર અને સેનાપતિને ઈંગ્લંડ બોલાવી લેવામાં આવ્યા. વિલિઅમ બેન્ટિન્કની જગ્યાએ મદ્રાસના ગવર્નર તરીકે સર જ્યોર્જ બાર્લોને નીમવામાં આવ્યો અને ગવર્નર-જનરલ તરીકે લૉર્ડ મિંટોને હિંદ મોકલવામાં આવ્યો.

લૉર્ડ મિંટોએ હિંદ આવી વહીવટની લગામ પોતાના હાથમાં લીધી તે વખતે યૂરોપમાં નેપોલિઅનની વીર હાક હજી સંભળાતી હતી અને ઈંગ્લંડને તેના તરફથી હજી ડર હતો. કંપનિના સંચાલકોએ લૉર્ડ મિંટોને પણ સૂચના આપી હતી કે વેલેસ્લિની "આગળ ધસો"ની નીતિ અનુસરવી નહિ કારણ કે તેમ કરવાથી અંગ્રેજોના દુશ્મનોની સંખ્યા વધતી જાય એવો સંભવ હતો. આમ લૉર્ડ મિંટોએ પણ તટસ્થતાની નીતિ ( Non-intervention Policy) અનુસરવી એવા વિચાર સાથે હિંદને કિનારે પગ મૂકયો.

**ગવર્નર-જનરલ લૉર્ડ મિંટો ઇ.સ. ૧૮૦૭-૧૩**

પરંતુ લૉર્ડ મિંટોને અનુભવ પરથી માલમ પડ્યું કે સંપૂર્ણ તટસ્થતાની નીતિ જાળવવી એ મુશ્કેલ હતું. સર જ્યોર્જ બાર્લોની તટસ્થતાની નીતિને પરિણામે આખા હિંદમાં અને ખાસ કરીને મધ્ય હિંદમાં અવ્યવસ્થા ફેલાઇ હતી અને અંગ્રેજ કંપનિનો લશ્કરી પ્રભાવ અને રાજકીય મોભ્ભો ઓછાં થઈ ગયાં હતાં. દક્ષિણ હિંદમાં પણ પરિસ્થિતિ અસંતોષકારક હતી. ત્રાવણકોરનું રાજ્ય કંપનિ સરકારનું રક્ષિત રાજ્ય હતું તેથી ત્યાં બ્રિટિશ સહાયક સૈન્ય રહેતું હતું. એ સૈન્યનો ખર્ચ ત્રાવણકોરના રાજાને ઘણો ભારે લાગતો હતો. અંગ્રેજોને રાજ્યમાંથી હાંકી કાઢવાની નેમવાળા ત્રાવણકોરના દિવાન અને 'સહાયક યોજના' અનુસાર ત્રાવણકોરમાં રહેતા અંગ્રેજ રેસિડન્ટ વચ્ચે અણબનાવ રહેતો હતો. દિવાનને ત્રાવણકોરમાંથી હદપાર કરવામાં આવ્યો હતો. આ દિવાને ત્રાવણકોરમાં અંગ્રેજો વિરૂદ્ધ બંડ જગાવ્યું અને ખુદ રાજાના લશ્કરે અંગ્રેજ રેસિડન્ટની કચેરી પર હુમલો કર્યો. ખ્રિસ્તી પાદરીઓના ધર્મપ્રચારથી છંછેડાયલા હિંદુઓએ આ વખતે લગભગ બે હજાર હિંદી ખ્રિસ્તીઓની કતલ કરી. દિવાન પકડાયા બાદ આ બંડ શમી ગયું. ત્રાવણકોરના રાજાએ કંપનિની શરતો મુજબ ચાલવાની બાંહેધરી આપી અને રાજ્યનો વહીવટ પાંચ વર્ષ માટે બાહોશ અંગ્રેજ અમલદાર સર ટૉમસ મનરોને સોંપ્યો; ઈ. સ. ૧૮૦૯. આજ વર્ષમાં મછલીપટ્ટમ, શ્રીરંગપટ્ટમ, હૈદ્રાબાદ વગેરે સ્થળોએ કંપનિના લશ્કરના અમલદારોએ બળવો કર્યો કારણ કે લૉર્ડ મિન્ટોએ કરકસરનાં પગલાં તરીકે, લશ્કરી અધિકારીઓને મળતું અમુક ભથ્થું બંધ કર્યું હતું. લૉર્ડ વેલેસ્લિના સમયથી કંપનિની નોકરીમાં માલ્કમ, એલફિન્સ્ટન અને મનરો જેવા બાહોશ અને કર્તવ્યપરાયણ અમલદારો હિંદમાં હતા. લૉર્ડ મિંટોએ લશ્કરી અમલદારોનું બંડ શમાવી દેવા માલ્કમને મોકલી આપ્યો. માલ્કમ બંડખોરોના મનનું સમાધાન કરવામાં સફળ થયો અને અંગ્રેજ લશ્કરી અધિકારીઓની અશાંતિ બંધ પડી. હિંદમાં આવી પડેલા ખ્રિસ્તી પાદરીઓ ( મિશનરીઓ ) હિંદીઓને ખ્રિસ્તી ધર્મમાં વટલાવવાનું કામ કરતા હતા તેમના પર લૉર્ડ મિંટોએ અમુક અંકુશો મૂકવા પ્રયાસ કર્યો.

માર્કિવસ વેલેસ્લિના અમલની માફક લૉર્ડ મિંટોના અમલમાં પણ ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચેનો વિગ્રહ યૂરોપમાં કે અન્યત્ર ચાલુ જ હતો. ઇંગ્લંડની સત્તા તોડવા મેદાને પડેલા નેપોલિઅનનો ડર હજી અંગ્રેજોને ઘણો હતો. નાઇલ

અને ટ્રાફલ્ગરના દરિયાઈ યુદ્ધોમાં નેપોલિઅનનો પરાજય થયો હતો છતાં જમીન પરની તેની સત્તા અણનમ જ હતી. હિંદુસ્તાનમાં ફ્રેન્ચોની સત્તા તોડી અંગ્રેજોએ વિશાળ રાજ્ય સ્થાપ્યું હતું તેથી હિંદુસ્તાન પર નેપોલિઅનની ખાસ નજર હતી. નેપોલિઅન જમીનમાર્ગે, ઇરાન અને

**મિંટોની પરદેશનીતિ**

અફઘાનિસ્તાનના માર્ગે હિંદપર ચડાઇ લઈ આવે એવી અંગ્રેજોને ધાસ્તિ હતી તેથી લૉર્ડ વેલેસ્લિએ માલ્કમને ઇરાન મોકલી ઇરાનના શાહ સાથે કરાર કર્યા હતા. પરદેશો સાથેના સંબંધની બાબતમાં લૉર્ડ મિંટો પણ વેલેસ્લિને પગલે જ ચાલ્યો. ઇ. સ. ૧૮૦૭ માં ઇરાન અને રશિઆ વચ્ચે વિગ્રહ ચાલુ થયો. શરૂઆતમાં લૉર્ડ મિંટોએ, ઇરાનના શાહને રશિઆ વિરૂદ્ધ મદદ આપવાની ના પાડી તેથી ઇરાનના શાહે મદદ માટે નેપોલિઅન સાથે વાટાઘાટ શરૂ કરી. નેપોલિઅને પોતાના પ્રતિનિધિઓને ઇરાનના શાહ સાથે કરાર કરવા મોકલી પણ આપ્યા પરંતુ ત્યાર બાદ થોડા સમયમાં ફ્રાન્સ અને રશિઆ વચ્ચે ટેલ્સિટની સંધિ થઈ ગઈ એટલે ફ્રાન્સ અને ઇરાન વચ્ચેના કરારની વાત પડતી મૂકાઈ. લૉર્ડ મિંટો હિંદમાં રહ્યા રહ્યા આ પરિસ્થિતિ પર નજર રાખ્યા કરતો હતો તેમજ ઇંગ્લંડની સરકાર પણ આ બાબત પર પૂરતું લક્ષ આપી રહી હતી. નેપોલિઅનના પ્રતિનિધિઓએ ઇરાન છોડ્યું કે ઇંગ્લંડની સરકારે પોતાનો પ્રતિનિધિ ઇરાન મોકલી આપ્યો. ઇંગ્લંડની સરકારનો પ્રતિનિધિ સર હારફોર્ડ જેમ્સ ઇરાન પહોંચ્યો એ જ અરસામાં લૉર્ડ મિંટોએ હિંદથી મોકલેલો પોતાનો પ્રતિનિધિ માલ્કમ પણ ઇરાન પહોંચ્યો. સર જોન માલ્કમ ઘણો બાહોશ માણસ હતો અને વેલેસ્લિના અમલમાં એ જ ઇરાનના શાહ સાથે કરાર કરી આવ્યો હતો. સર જોન માલ્કમ અને ઇંગ્લંડથી આવેલા પ્રતિનિધિ વચ્ચે ઇરાન સાથેના કરારની બાબતમાં તીવ્ર મતભેદ જાગ્યો એટલે બન્નેની ઇરાનની સફર એળે ગઈ અને બન્ને, ઇરાનના શાહ સાથે કરાર કર્યા સિવાય, પોતપોતાને સ્થાને પાછા ફર્યા. ત્યાર બાદ ઇંગ્લંડની સરકારે ઇરાનના શાહ સાથે મિત્રાચારીનો કરાર કર્યો. લૉર્ડ મિંટોએ સિંધ અને કાબુલના અમીરો સાથે પણ મિત્રાચારીના કરાર કર્યા. નેપોલિઅન કદાચ દરિયા માર્ગે પણ હિંદ પર ચડાઈ લાવે એવી બ્હીકથી હિંદી મહાસાગરમાં પણ સાવચેતી રખાતી હતી. ઈ. સ. ૧૮૦૨ માં ઇંગ્લંડની સરકાર ઍમીન્સની સંધિથી લંકા બેટની માલીક બની હતી. ત્યાર

બાદ ઇંગ્લંડની સરકારે હિંદી મહાસાગરમાંના મોરીશીઅસ અને બીજા કેટલાક ટાપુઓ જીતી લીધા તે વખતે લૉર્ડ મિંટોએ હિંદમાંથી સંપૂર્ણ મદદ મોકલી હતી. જાવા બેટ સર કરવા લૉર્ડ મિંટો જાતે સ્વારી લઈ ગયો અને જાવા તેમજ એબ્બોયના વલંદાઓ પાસેથી જીતી લીધાં; ઇ. સ. ૧૮૧૨.

સર જ્યોર્જ બાર્લોની તટસ્થતાની નીતિથી કંપનિ સરકારનાં રક્ષિત રાજ્યો કફોડી હાલતમાં મૂકાયાં હતાં. કંપનિ સરકાર હિંદી રાજ્યોની બાબતોમાં માથું મારતી નથી એવી ખાત્રી થવાથી મરાઠાઓ મધ્ય હિંદ અને રજપુતાનામાં ફાવે તેમ વર્તતા હતા. મરાઠી સરદારો અને તેમના માણસો લુંટારાઓને પણ મદદ કરતા હતા તેથી આ અરસામાં મધ્ય હિંદ અને રજપુતાનામાં અરાજકતા વ્યાપી રહી હતી. લુટારાઓની ટોળીઓ ગરીબ પ્રજાને ઘણો ત્રાસ આપતી હતી. લૉર્ડ મિંટોએ શરૂઆતમાં તો આ બાબત તરફ આડા કાન કર્યા. ઉદેપુર, જયપુર અને જોધપુરનાં રજપુત રાજ્યો કંપનિનાં રક્ષિત રાજ્યો હતાં. ઉદેપુરની રાજકુમારી કૃષ્ણાના લગ્ન બાબતમાં જોધપુર અને જયપુરના રાજાઓ હરિફાઈમાં ઉતર્યા. જયપુરના રાજા જગતાસિંહે સિંધિઆની અને લૂંટારાઓના સરદાર અમીરખાનની સહાય લીધી અને જોધપુરના રાજા માનસિંહ સાથે લડાઈ જગાવી. માનસિંહ હારી ગયો પણ પછીથી તેણે લૂંટારાઓના સરદાર અમીરખાનને દર વર્ષના ૫૦ લાખ રૂપિઆ આપવાનું વચન આપી પોતાના પક્ષમાં લીધો. અમીરખાને હવે ઉદેપુરના રાણાને કહેવડાવ્યું કે કૃષ્ણાકુમારીને માનસિંહ સાથે પરણાવો. ઉદેપુરના રાણાએ એમ કરવાની ના કહી તેથી અમીરખાને ઉદેપુર રાજ્યમાં લૂંટ ચલાવવા માંડી. ઉદેપુરના રાણાએ આ સંજોગોમાં કંપનિ સરકારની મદદ માગી પણ લૉર્ડ મિંટો તો તટસ્થ રહેવા માગતો હતો તેથી ઉદેપુરના રાણાને મદદ આપવાની ના પાડી. હતાશ થયેલા ઉદેપુરના રાણાએ ઇ. સ. ૧૮૧૦ માં આખરે અમીરખાન સાથે સમાધાન કર્યું અને તેની માગણી મુજબ કૃષ્ણાકુમારીને ઝેર આપી મારી નાખી! અનુભવ પરથી લૉર્ડ મિંટોને માલમ પડ્યું કે ઇંગ્લંડથી આવતાં ફરમાન મુજબ હિંદી રાજ્યોની બાબતમાં તટસ્થતાની નીતિને ચુસ્ત રીતે વળગી રહેવાથી કંપનિ સરકારનો પ્રભાવ ઓછો થતો હતો. આ કારણથી બુંદેલખંડ અને નાગપુરના રાજ્યોની બાબતમાં મિંટોને વચમાં પડવું પડ્યું.

**મધ્ય હિંદમાં અરાજકતા**

બુંદેલખંડ અને નાગપુરમાં અમીરખાનના લુંટારાઓનો ત્રાસ અનહદ થઇ પડ્યો હતો. બુંદેલખંડમાં તોફાની સરદારો લૂંટારાઓના પક્ષમાં હતા અને તેઓ લોકોની અત્યંત પજવણી કરતા. લૉર્ડ મિંટોએ બુંદેલખંડમાં લશ્કર મોકલી આપ્યું જેણે લૂંટારાઓ ( પિંઢારાઓ ) ની પૂઠ લીધી અને અજયગઢ તથા કલિંજરના કિલ્લાઓ સર કર્યા. અમીરખાન રાજાઓને પણ ડરાવતો હતો. નાગપુરના રાજાએ અમીરખાન સામે રક્ષણ આપવા કંપનિ સરકારને વિનંતી કરી. લૉર્ડ મિંટોએ નાગપુર લશ્કર મોકલી આપ્યું જેણે અમીરખાનને નાગપુરના રાજ્યમાંથી હાંકી કાઢ્યો. પણ આખા મધ્ય હિંદમાં લૂંટારાઓનો જે ત્રાસ હતો તે આથી ખાસ ઓછો થયો નહિ.

સર ટૉમસ મનરો એક લશ્કરી અમલદાર હોવા છતાં બાહોશ રાજનીતિજ્ઞ હતો.* તે વહીવટી પ્રશ્નોનું સુંદર જ્ઞાન અને અનુભવ ધરાવતો હતો. બંગાળામાં

**સર ટૉમસ મનરોની કામગીરી**

કૉર્નવોલિસે દાખલ કરેલી 'કાયમી જમાબંધી'ની પદ્ધતિ મનરોને પસંદ ન હતી કારણ કે એ પદ્ધતિને લઇને કંપનિ સરકારના અમલદારો અને પ્રજા વચ્ચે સીધો સંપર્ક રહેતો નહિ. કૉર્નવોલિસે જીલ્લા કલેકટરોની ન્યાય વિષયક સત્તા ઓછી કરી હતી તે પણ મનરોને પસંદ ન હતું. મહેસુલ અને ન્યાયની બાબતમાં જીલ્લાનો વહીવટ બંગાળાની ઢબે મદ્રાસ ઇલાકામાં પણ દાખલ કરવા કંપનિના સંચાલકોએ પણ ભલામણ કરી હતી પરંતુ કૉર્નવોલિસે દાખલ કરેલા જીલ્લાના વહીવટની પદ્ધતિ અસંતોષકારક છે એમ જણાવી, મનરોએ મદ્રાસ ઇલાકામાં નવી પદ્ધતિ દાખલ કરવા ભલામણ કરી. મનરોની ભલામણનો સ્વીકાર થયો કારણ કે મનરોની

* સર ટૉમસ મનરો ઘણો બુદ્ધિશાળી અને દૂરદર્શી હતો. જો યોગ્ય સાવચેતી રાખવામાં ન આવશે તો કંપનિ સરકારનું હિંદી લશ્કર ભવિષ્યમાં બળવો ઉઠાવશે એવી આગાહી તેણે કરી હતી. આ રહ્યા તેના શબ્દો: " પ્રજામાં સ્વતંત્રતાની ભાવના જાગે એ પહેલાં જ આ લશ્કરમાં એ ભાવના પ્રગટી નીકળશે. યૂરોપી અમલદારો અને તેમના ચારિત્ર્ય માટે હાલ તેમને ( કંપનિ સરકારના હિંદી સિપાઈઓને ) જે માન છે તે જે દીવસે અદશ્ય થશે તે દીવસે તેઓ આપણી સરકારની સામે થશે—પોતાના દેશની આઝાદી મેળવવા માટે નહિ પણ દ્રવ્ય અને સત્તાની પ્રાપ્તિ માટે."

કાર્યશક્તિ અને બુદ્ધિબળ માટે કંપનિના કારભારીઓને પણ માન હતું. મનરોએ મદ્રાસ ઇલાકામાં જમીન મહેસુલ માટે 'રૈયતવારી પદ્ધતિ' દાખલ કરી જેથી કંપનિ સરકાર અને રૈયત વચ્ચે સીધો સંબંધ બંધાયો. જીલ્લા કલેક્ટરોને મૅજીસ્ટ્રેટની સત્તા પણ આપવામાં આવી અને તેઓ ખેડુતો અને ખેતીની સ્થિતિથી વાકેફ રહેવા જીલ્લામાં વખતો વખત પ્રવાસે નીકળવા લાગ્યા.

મોગલ પાદશાહ બાબરના સમયમાં પંજાબમાં સીખ ધર્મની સ્થાપના થઈ હતી અને ઘણા હિંદુઓ તેમજ કેટલાક મુસલમાનો પણ એ નવા ધર્મમાં જોડાયા હતા. સોળમી અને સત્તરમી સદીઓમાં સીખો

**પંજાબના સીખો**

મોગલ રાજ્યની વફાદાર અને શાંત પ્રજા હતી. ઔરંગઝેબે એ શાંત પ્રજાને ધર્મને બહાને છંછેડી હતી તેથી સીખોના ગુરૂઓ રાજકીય બાબતોમાં રસ લેવા લાગ્યા અને તેમણે સીખોને એકતા અને સંગઠ્ઠનના પાઠો શીખવ્યા. સીખો હવે ઝનૂની અને લશ્કરી પ્રજા બની અને આથમતાં મોગલ સામ્રાજ્યને પડકાર આપવા લાગી. સીખોના ગુરૂ ગોવિંદે અને ગુરૂ બંદાએ શીખ પ્રજાને મોગલો સામે લડાઈમાં ઉતારી. મુસલમાનોની રાજકીય સત્તા ઉથલાવી નાખવા સીખો મેદાને પડ્યા. મોગલ પાદશાહ બહાદુરશાહે ગુરૂ બંદાનો વધ કરાવ્યો પરંતુ સીખોનું મુસલમાનો સામેનું વેર તો તેથી ઉલટું વધ્યું. મોગલાઈ તૂટ્યા બાદ જ્યારે મરાઠાઓએ ઉત્તર હિંદમાં પ્રબળ સત્તા જમાવી ત્યારે તેમણે સીખો અને રજપુતો જેવી લડાયક પ્રજાનો સહકાર મેળવવા કશો પ્રયાસ કર્યો નહિ. ઈ. સ. ૧૭૬૧ ની પાણીપતની લડાઈમાં મરાઠાઓએ સખત હાર ખાધી અને તેઓએ લશ્કરી ઢબે પંજાબના બાર વિભાગો પાડ્યા. દરેક વિભાગ 'મિસલ' કહેવાતો જેના પર એક સરદારની દેખરેખ રહેતી. રાજકીય સ્વતંત્રતા માટે ઝંખતી સીખ પ્રજાએ અહમદશાહ દુર્રાણી અને તેના વંશજોને પંજાબમાં સુખે રાજ્ય કરવા ન દીધું અને વખત જતાં અફઘાનોને પંજાબમાંથી હાંકી કાઢી સીખ પ્રજા સ્વતંત્ર બની. સીખ સરદારોએ પંજાબમાં અને સરહિંદમાં હવે અલગ અલગ રાજ્યો સ્થાપ્યાં પરંતુ સ્વતંત્રતા મેળવ્યા બાદ સીખ સરદારોમાં કુસુંપ પેઠો. આનો લાભ લઈ કેટલાક મુસલમાન અને રજપુત સરદારોએ પણ પંજાબ પ્રાંતમાં સ્વતંત્ર રાજ્યો સ્થાપ્યાં. ઓગણીસમી સદીની શરૂઆતમાં મરાઠી સામ્રાજ્યનો પણ અસ્ત થવા લાગ્યો ત્યારે જમના

અને સતલજ નદીઓ વચ્ચે આવેલાં ઝિંદ, પતિઆલા અને નભાના સીખ રાજાઓએ કંપનિ સરકાર સાથે મિત્રાચારી બાંધવા માંડી. આમ પંજાબ અને સરહિંદમાં એકજ સીખ મહારાજ્ય હોવાને બદલે એક કરતાં વધારે અલગ અલગ રાજ્યો હતાં જેમની વચ્ચે એકતાનો અભાવ હતો.

આ નાનાં સીખ રાજ્યોને એક છત્ર હેઠળ આણનાર મહાપુરૂષ ઈ. સ. ૧૭૮૦ માં ચતુરસિંહ નામના સીખ જાગીરદારને ત્યાં જન્મ્યો. ચતુરસિંહનો આ પુત્ર બાળપણથી જ બહાદુર અને શૂરવીર હતો અને તેનું નામ રણજીતસિંહ હતું. રણજીતની માતા ઝિંદના સીખ રાજાની પુત્રી હતી. ચતુરસિંહ મરણ પામ્યો ત્યારે રણજીતની ઉમર ફક્ત બાર વર્ષની હતી તેથી રણજીતની માતા જાગીરનો કારભાર ચલાવતી. રણજીત અભણ હોવા છતાં ઘણો ચાલાક અને બાહોશ હતો. તેની માતાના વહીવટમાં તેને ખામી જણાયાથી રણજીતે જાગીરની વ્યવસ્થા પોતાના હાથમાં લઈ લીધી. સોળ વર્ષની ઉમરે રણજીતે સરદારી લીધી અને તે સીખ પ્રજાની આગેવાની લેવાના મનોરથો ઘડવા લાગ્યો. અઢાર વર્ષની ઉમરે તેણે કાબુલના શાહ ઝમાનશાહને મદદ કરી જેના બદલામાં રણજીતને લાહોરની સુબાગીરી મળી. ચાર વર્ષ બાદ તેણે અમૃતસર પોતાના કબજામાં લીધું. સરદાર ચતુરસિંહનો યુવાન પુત્ર રણજીત હવે રણજીતસિંહ બન્યો અને તેની ઝળકતી કારકીર્દિ હવે શરૂ થઈ. રણજીતસિંહ એક બહાદુર સૈનિક હોવા ઉપરાંત કાબેલ સેનાપતિ હતો. સીખ પ્રજાની લડાયક ઝનૂનને યોગ્ય માર્ગે વાળી, અને સીખ સરદારોને અને રાજાઓને એક છત્ર હેઠળ ભેગા કરી, ઉત્તર હિંદમાંથી અસ્ત પામેલાં મોગલ સામ્રાજ્યના સ્થાન પર સીખ સામ્રાજ્ય સ્થાપવાનાં સ્વપ્નાં યુવાન રણજીતસિંહ હવે સેવવા લાગ્યો. તેણે પોતાના લશ્કરને યૂરોપી ઢબે તાલીમ આપી અને પોતાના રાજ્યની હદ અને સત્તા વધારવા લાગ્યો. પંજાબની પશ્ચિમે મુસલમાની રાજ્યો હતાં અને પૂર્વમાં અંગ્રેજ કંપનિ અને તેના મિત્રરાજ્યોનો મુલક હતો. હિંદની વાયવ્ય સરહદનું પરદેશી મુસલમાન રાજ્યકર્તાઓ સામે રક્ષણ કરવું, કાશ્મીર, મુલતાન અને સિંધના રાજ્યો જીતી લેવાં અને અંગ્રેજ કંપનિની સત્તા જમના નદીની પશ્ચિમે વધવા ન દેવી—આ ત્રણ ધ્યેય રણજીતસિંહે પોતાની નજર સમક્ષ રાખ્યાં હતાં. બ્રિટિશ હિંદના ગવર્નર-જનરલ સર જ્યોર્જ

**રણજીતસિંહની કારકીર્દિ**

બાર્લોએ તટસ્થતાની નીતિ ( Non-intervention Policy ) ને વળગી રહ્યો હતો તેથી તેના સમયમાં પોતાના રાજ્યની હદ વધારવા માટે રણજીતસિંહને સુંદર તક મળી. રણજીતસિંહ આંખે કાણો હતો અને તેનો ડાબો હાથ તથા પગ રહી ગયા હતા. તેના શરીરમાં આ ખામીઓ હતી છતાં તે



રણજીતસિંહ

સિંહ જેવો દેખાતો અને સિંહની માફક પરાક્રમો કરતો તેથી તેને "પંજાબનો સિંહ" એવું ઉપનામ મળ્યું. આ પંજાબના સિંહે ઉપર જણાવેલાં તેનાં ત્રણ ધ્યેય ફળીભુત કરવા શું શું કર્યું તે હવે જોઇએ.

ઇ. સ. ૧૮૦૫ માં રણજીતસિંહે હોલ્કરને અંગ્રેજ કંપનિ સામે મદદ આપવાની ના પાડી અને અંગ્રેજો સાથે પોતાને લાભકારી કરાર કર્યો. માર્કિવસ વેલેસ્લિએ હિંદ છોડ્યું ત્યાર પછીનાં બે ત્રણ વર્ષોમાં રણજીતસિંહે સતલજ, બિઆસ અને રાવી વચ્ચેના દેશો જીતી લીધા અને અફઘાનોને પંજાબમાંથી કાઢી મૂક્યા. સીખ સરદારો અને રાજાઓ વચ્ચે સંપ ન હતો તેનો લાભ લઈ રણજીતસિંહે લુધીઆના જીતી લીધું અને માંહોમાંહે લડતા અને વઢતા નભા, પતિઆલા, અને ઝિંદ જેવાં રાજ્યોના સીખ રાજાઓ

**સીખ સત્તાનો વિકાસ અને બ્રિટિશ કંપનિ**

પાસે ખંડણી ઉઘરાવવા માંડી. પંજાબ અને સરહિંદમાંનાં તમામ રાજ્યોને પોતાનાં ખંડિઆં કે રક્ષિત રાજ્યો બનાવીને રણજીતસિંહ એક ચક્રવર્તિ સીખ મહારાજ્ય સ્થાપવા માગતો હતો. એકત્રિત સીખ મહારાજ્યની સરહદ જમના નદી સુધી પહોંચાડી અંગ્રેજ કંપનિના રાજ્યનો એ દિશામાં થતો વિસ્તાર અટકાવી દેવા રણજીતસિંહ ઘણો આતુર હતો. જો બધાં સીખ રાજ્યો એક છત્ર હેઠળ એકત્રિત થઈ અંગ્રેજ કંપનિ સરકાર સામે વ્યવસ્થિત મોરચો ઉભો ન કરે તો ભવિષ્યમાં સીખ રાજ્યો પોતાની સ્વતંત્રતા ગુમાવી કંપનિ સરકારનાં તાબેદાર રાજ્યો બની જશે એ ભાવિ શકયતા બાહોશ અને દૂરદર્શી રણજીતસિંહ આગળથી જોઈ શકયો હતો. સતલજ અને જમના નદી વચ્ચેનાં સીખ રાજ્યો રણજીતસિંહની વધતી જતી સત્તા જોઈ ચોંકયા. રણજીતસિંહે ખંડણી ઉઘરાવવા એ રાજ્યો પર ચડાઈ કરી એટલે એ રાજ્યોએ અંગ્રેજ કંપનિ સરકારની મદદ માગી. સીખ રાજ્યોની સરહદ અંગ્રેજ કંપનિ અને તેનાં મિત્ર રાજ્યોની સરહદ નજીક આવેલી હતી. તેથી લૉર્ડ મિંટો પણ રણજીતસિંહની પ્રવૃત્તિ પર ખાસ ધ્યાન આપતો હતો. રણજીતસિંહ જેવા સ્વતંત્ર અને મહાન્ રાજાની સત્તાને આગળ વધતી અટકાવવામાં ન આવે તો ભવિષ્યમાં તે કંપનિ સરકાર માટે પણ ભયરૂપ નીવડે એવી ગણત્રી કરી લૉર્ડ મિંટોએ તટસ્થતાની નીતિનો ત્યાગ કરી દરમિયાનગીરી કરવાનો નિશ્ચય કર્યો. લૉર્ડ મિંટોએ સર ચાર્લ્સ મેટકાફ નામના એક યુવાન અને અતિચતુર અમલદારને પંજાબ મોકલ્યો. મેટકાફે રણજીતસિંહ પર સુંદર છાપ પાડી અને રણજીતસિંહે અંગ્રેજ કંપનિ સાથે અમૃતસર મુકામે કરાર કર્યા; ઇ. સ. ૧૮૦૯. આ કરારથી સતલજ નદીને રણજીતસિંહના રાજ્યની પૂર્વ સીમા ઠરાવવામાં આવી, સતલજ અને જમના વચ્ચેનાં પતિઆલા, નભા, ઝિંદ અને કપુરથલાનાં સીખ રાજ્યો કંપનિ સરકારનાં આશ્રિત રાજ્યો બન્યાં અને રણજીતસિંહ પોતાના રાજ્યની ઉત્તર, પશ્ચિમ અને દક્ષિણ દિશામાં રાજ્યનો વિસ્તાર કરે તો કંપનિ સરકારે તેની આડે આવવું નહિ—આ શરતોએ રણજીતસિંહ અને કંપનિ સરકાર વચ્ચે મિત્રાચારીના કરાર થયા. બન્ને પક્ષોએ પોતાની શરતો પાળી અને રણજીતસિંહ જીવ્યો ત્યાં સુધી કંપનિ સરકારનો મિત્ર રહ્યો. વાયવ્ય સરહદ તરફથી પરદેશીઓ હિંદ પર હુમલો કરે એ સંભવ આ કરારથી ઘણો ઓછો થઇ ગયો. રણજીતસિંહને પણ આ કરારથી ફાયદો થયો અને તેણે

મુલતાન, પેશાવર, કાશ્મીર અને હઝારાના પ્રાંતો કબજે કર્યા. આ સમર્થ અને બાહોશ રાજ્યકર્તા ચાળીશ વર્ષ રાજ્ય કરી, ઈ. સ. ૧૮૩૯ માં મરણ પામ્યો.

**લૉર્ડ મિંટોની કામગીરી**

લૉર્ડ મિંટોને કંપનિના સંચાલકોએ ઈ. સ. ૧૮૧૩ માં ઇંગ્લંડ બોલાવી લીધો અને માર્કિવસ હેસ્ટિંગ્સને ગવર્નર-જનરલ તરીકે નીમી હિંદ મોકલી આપ્યો. મિંટોના સાત વર્ષના અમલમાં કંપનિ સરકારની "તટસ્થતાની નીતિ" આકરી કસોટીએ ચડી અને ખામીયુક્ત માલમ પડી. એ નીતિ અનુસાર રાજ્ય વહીવટ ચલાવવાની લૉર્ડ મિંટોની ઇચ્છા હતી કારણ કે કંપનિના સંચાલકો એ નીતિની હિમાયત કરતા હતા. પરંતુ અનુભવ પરથી લૉર્ડ મિંટોને સમજાયું કે કંપનિના રાજ્યોનો વિસ્તાર હિંદમાં મોટો હતો અને હિંદી રાજાઓ સાથે કંપનિ સરકારનો સંબંધ એવો ગુંચવાયેલો હતો કે કંપનિનાં રાજ્ય અને પ્રતિષ્ઠાને આંચ ન આવવા દેવી હોય તો "તટસ્થતાની નીતિ"ને ચુસ્તપણે વળગી રહેવું એ કોઈ પણ રીતે ઇચ્છવા યોગ્ય ન હતું. આ કારણથી લૉર્ડ મિંટોએ સંજોગો અનુસાર અને કંપનિ સરકારના હિત માટે અમુક વખતે હિંદી રાજ્યોની બાબતમાં દરમિયાનગીરી કરી. ઇરાન, અફઘાનિસ્તાન અને સિંધના રાજ્યકર્તાઓ સાથે મિત્રાચારીના કરારો કરી હિંદની વાયવ્ય સરહદ તરફથી નેપોલિઅનની ચડાઈ ન આવે એ માટે તેણે અગમચેતીનાં પગલાં લીધાં. હિંદી મહાસાગરમાં ફ્રેન્ચો અને વલંદાઓની સત્તા તોડવામાં મિંટોએ ઇંગ્લંડની સરકારને સક્રિય મદદ કરી. એના અમલનાં સાત વર્ષોમાં ઇસ્ટ ઇન્ડિઆ કંપનિની આર્થિક સ્થિતિ પણ સુધરી. લૉર્ડ મિંટોએ હિંદી સાહિત્યને ઉત્તેજન આપવા પણ પ્રયાસ કર્યો અને વેલેસ્લિના સમયમાં કંપનિના રાજ્યમાં ઉમેરાયલા મુલકોમાં વ્યવસ્થિત તંત્ર ચાલુ કર્યું.

**ઈ. સ. ૧૮૧૩ નો કંપનિનો પટ્ટો**

ઇસ્ટ ઇન્ડિઆ કંપનિના હિંદી રાજ્યમાં વહીવટ કેવી રીતે ચાલે છે એ જાણવા ઇંગ્લંડની પાર્લમેંટ કવચિત કવચિત પ્રયાસ કરતી. ઇ. સ. ૧૭૭૩ માં એ પાર્લમેંટે 'રેગ્યુલેટીંગ ઍક્ટ' પસાર કર્યો ત્યારથી એવી પ્રથા પડી હતી કે પાર્લમેંટે દર વીસ વર્ષે ઇસ્ટ ઇન્ડિઆ કંપનિને હિંદ અને પૂર્વના દેશો સાથે વેપાર કરવા નવેસરથી સનદ (ચાર્ટર) આપવી. સનદ નવેસરથી આપતી વખતે એ સનદમાં અમુક શરતો દાખલ કરવામાં આવતી

જે ઈસ્ટ ઇન્ડિઆ કંપનિને માન્ય રાખવી પડતી. સત્તરમી અને અઢારમી સદીમાં ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ સિવાય ઇંગ્લંડની બીજા કોઇ પણ કંપનિને કે કોઈ પણ અંગ્રેજ વેપારીને હિંદ સાથે વેપાર કરવાની છૂટ ન હતી. ઇ. સ. ૧૭૭૩ માં ઇસ્ટ ઇન્ડિઆ કંપનિને બીજાં વીસ વર્ષની મુદત વધારીને નવો પટો કે સનદ કરી આપી ત્યારે એ કંપનિના હિંદ સાથેના વેપારના ઇજારા પર કંઇક કાપ મૂકાયો હતો અને અમુક પ્રમાણમાં બીજા અંગ્રેજ વેપારીઓને હિંદ સાથે વેપાર કરવાની પરવાનગી અપાઈ હતી. એ જ વર્ષમાં ઇંગ્લંડને નેપોલિઅન સામે લાંબા વિગ્રહમાં ઉતરવું પડયું જેથી ઇંગ્લંડના યૂરોપખંડ સાથેના વેપારને ઘણું નુકસાન થયું. નેપોલિઅન ઇંગ્લંડને વશ કરવા માગતો હતો તેથી ઇંગ્લંડનો માલ યૂરોપખંડના બંદરોમાં ઉતરવા ન દેતો. આ સંજોગોમાં ઇંગ્લંડની સરકારે ઇંગ્લંડનો માલ ખપાવવા માટે હિંદના વિશાળ મુલક પર નજર ફેરવી. ઇ. સ. ૧૮૧૩ માં ઇસ્ટ ઇન્ડિઆ કંપનિને નવેસરથી સનદ આપવાનો પ્રસંગ આવ્યો ત્યારે ઇંગ્લંડની પાર્લમેંટે એ કંપનિનો હિંદ સાથે વેપાર કરવાનો ઇજારો તદ્દન રદ કર્યો અને માત્ર ચીન સાથેના વેપારનો તેનો ઇજારો ચાલુ રાખ્યો. ઇ. સ. ૧૮૧૩ ના પાર્લમેંટના આ કાયદાથી બધા અંગ્રેજ વેપારીઓને હિંદ સાથે વેપાર કરવાની છૂટ મળી એટલે ઇંગ્લંડનો માલ હિંદુસ્તાનના બજારોમાં ઢગલાબંધ આવવા લાગ્યો. વેપારની આ છૂટને ઇંગ્લંડના કારભારીઓએ "નિરંકુશ કે અબાધિત વેપાર" (Free Trade) નું રૂપાળું નામ આપ્યું પરંતુ એ છૂટથી હિંદને જે ગેરલાભ થયો તે હજી આજે પણ ચાલુ જ છે. સત્તરમી અને અઢારમી સદીમાં ઇસ્ટ ઇન્ડિઆ કંપનિનો વેપાર મોટે ભાગે હિંદનો માલ યૂરોપનાં બજારોમાં પહોંચાડવાનો હતો. ઇ. સ. ૧૮૧૩ થી એ સ્થિતિમાં ગંભીર ફેરફાર થઇ ગયો અને હિંદનો તૈયાર માલ ઇંગ્લંડ જવાને બદલે ઇંગ્લંડથી તૈયાર કે પાકો માલ હિંદમાં ઢગલાબંધ આવવા લાગ્યો, જેથી સમય જતાં આપણા દેશના હુન્નરઉદ્યોગોનો મોટે ભાગે નાશ થયો.

લૉર્ડ મિંટોનું બ્રિટિશ હિંદના ગવર્નર-જનરલ તરીકેનું સ્થાન લેનાર લૉર્ડ મોઇરા ઉર્ફે માર્કિવસ હેસ્ટિંગ્સે હિંદ આવવા અગાઉ ઘણાં વર્ષ સુધી મુલકી અને લશ્કરી ખાતામાં નોકરી કરી હતી. ઇંગ્લંડના રાજા જ્યોર્જ ત્રીજાના પાટવી કુંવરનો તે ખાસ મિત્ર હતો અને તેની ભલામણથી જ માર્કિવસ હેસ્ટિં-

ગ્સને ગવર્નર-જનરલની પદવી આપવામાં આવી હતી એમ માનવાને કારણો મળે છે. માર્કિવસ હેસ્ટિંગ્સની હિંદ આવવા અગાઉની કારકીર્દિ ખાસ નોંધલાયક ન હતી પરંતુ બ્રિટિશ હિંદના ગવર્નર-જનરલનો હોદ્દો તેણે ઇ. સ. ૧૮૧૪ માં હિંદ આવી સંભાળ્યો અને એ હોદ્દા પર નવ વર્ષ રહ્યો એ દરમિયાન હિંદમાં બ્રિટિશ રાજ્ય અને સત્તાનો વિસ્તાર કરવા તેણે અથાગ મહેનત કરી.

**ગવર્નર-જનરલ માર્કિવસ હેસ્ટિંગ્સ**

લૉર્ડ હેસ્ટિંગ્સ ઈ. સ. ૧૮૧૪ માં હિંદ આવ્યો ત્યારથી જ માર્કિવસ વેલેસ્લિની "આગળ ધસો" ની રાજ્યનીતિનાં પુનઃ મંડાણ થયાં. ઈ. સ. ૧૭૮૪ ના પિટના હિંદી કાયદામાં 'તટસ્થતાની નીતિ' (Non-intervention Policy) અનુસાર કંપનિ સરકારને હિંદમાં રાજ્યવહીવટ ચલાવવાની સૂચના કરવામાં આવી હતી. પિટના હિંદી કાયદામાં જાહેર થયેલી 'તટસ્થતાની નીતિ'ના ઉદ્દેશો તપાસતાં માલમ પડે છે કે એ ઉદ્દેશો એવા હતા કે તેમાંના એક ઉદ્દેશનું સાચું પાલન કરવા જતાં બીજો ઉદ્દેશ ઉડી જતો હતો. કંપનિ સરકારના હિંદી રાજ્યનો વિસ્તાર કરવા માટે નવા મુલકો જીતવાની કે મેળવવાની યોજનાનો ત્યાગ કરવો અને હિંદના દેશી રાજ્યોની બાબતોમાં માથું ન મારવું એ 'તટસ્થતાની નીતિ' નો એક સારો ઉદ્દેશ હતો. પરંતુ એજ 'તટસ્થતાની નીતિ' નો બીજો ઉદ્દેશ એ ઠેરવવામાં આવ્યો હતો કે કંપનિ સરકારે હિંદમાં રાજકીય સત્તાની સમતુલા (Balance of Power) જાળવી રાખવા હિંદના કોઈ પણ દેશી રાજ્ય કે દેશી રાજ્યોના સંઘની સત્તા એટલી હદે વધવા ન દેવી કે જેથી હિંદમાંના બ્રિટિશ રાજ્યને કશી પણ આંચ આવે. 'તટસ્થતાની નીતિ' નો આ બીજો ઉદ્દેશ એવો હતો કે જેથી પહેલા ઉદ્દેશને સાચી રીતે અમલમાં મૂકવો એ કામ લગભગ અશક્ય હતું. કૉર્નવૉલિસે બીજા ઉદ્દેશ માટે ખાસ કાળજી રાખી એટલે 'તટસ્થતાની નીતિ' નો ત્યાગ કરી મ્હૈસુરના ટીપુ સુલતાન સાથે વિગ્રહમાં ઉતરવાની તેને ફરજ પડી. સર જૉન શોરે પહેલા ઉદ્દેશને વધારે મહત્ત્વ આપ્યું અને તટસ્થતા જાળવી રાખી ત્યારે મરાઠાઓની સત્તા ઘણી વધી પડી જેથી કંપનિ સરકારને અને તેના મિત્રરાજ્યોને નુકસાન થયું. સર જ્યોર્જ બાર્લો, સર

**લૉર્ડ હેસ્ટિંગ્સની રાજ્યનીતિ**

જૉન શોરના દાખલાને અનુસર્યો જ્યારે લૉર્ડ મિંટોએ કૉર્નવૉલિસને પગલે ચાલી કંપનિ સરકારનું હિત સાચવવા જરૂર પડે 'તટસ્થતાની નીતિ' નો ત્યાગ કર્યો હતો. માર્કિવસ હેસ્ટિંગ્સ તો વેલેસ્લિની 'આગળ ધસો'ની નીતિનો હિમાયતી હતો તેથી તેણે તો હિંદ આવતાં વેંત જ 'તટસ્થતાની નીતિ' ને સત્તાવાર તિલાંજલી આપી. ઇસ્ટ ઇન્ડિઆ કંપનિના કારભારીઓએ પણ એ નિષ્ફળ નીવડેલી નીતિની હિમાયત બંધ કરી. માર્કિવસ હેસ્ટિંગ્સે હિંદ આવ્યા બાદ તુરતજ પોતાની રાજ્યનીતિનાં સૂત્રો ઘડી કાઢ્યાં. વેલેસ્લિનું અધુરૂં રહેલું કામ પુરૂં કરવું અને બ્રિટિશ સત્તાને હિંદની સાર્વભૌમ સત્તા (Sovereign Power) બનાવવી એ હેસ્ટિંગ્સની રાજ્યનીતિનું મુખ્ય ધ્યેય હતું.

**ગુરખાઓ સાથે વિગ્રહ**

માર્કિવસ વેલેસ્લિના સમયમાં કંપનિ સરકારનું રાજ્ય નેપાળની સરહદ સુધી આવી પહોંચ્યું હતું. નેપાળમાં વસતા ગુરૂખાઓ જેઓ કુદરતી લડવૈયાઓ છે તેઓના પૂર્વજો રજપુત જાતિના હતા એમ માનવાને કારણો મળે છે. બાર્લો અને મિન્ટોના અમલકાળમાં નેપાળના લડાયક ગુરખાઓએ પોતાનું રાજ્ય દક્ષિણ દિશામાં વધારવા પ્રયત્નો કર્યા હતા અને કંપનિ સરકારના ગોરખપુર જીલ્લામાં અને અયોધ્યાના રાજ્યમાં સવારીઓ લાવ્યા હતા. ઈ. સ. ૧૮૧૪ માં ગુરખાઓએ કંપનિ સરકારની સરહદમાંના કેટલાંક ગામો જીતી લીધાં તેથી લૉર્ડ હેસ્ટિંગ્સે ગુરખાઓને જીતેલાં ગામો કંપનિ સરકારને પાછાં સોંપી દેવા ફરમાન છોડ્યું. આ ગામોમાં ભુતબલ નામનું એક ગામ હતું ત્યાં હેસ્ટિંગ્સે અંગ્રેજ લશ્કર મોકલી આપ્યું. અંગ્રેજ ફોજ અને ગુરખાઓ વચ્ચે ઝપાઝપી થઈ જેમાં અંગ્રેજ ફોજ હારી ગઈ અને તેમનો સરદાર માર્યો ગયો. હેસ્ટિંગ્સ તો 'આગળ ધસો' ની નીતિનો ચુસ્ત હિમાયતી હતો તેથી તેણે નેપાળ પર ચડાઈ કરવા મોટા પાયા પર તૈયારીઓ કરી. હેસ્ટિંગ્સે એકી સાથે ચાર લશ્કરો જુદી જુદી દિશાએથી નેપાળ તરફ રવાના કર્યાં. નેપાળના પહાડી અને અજાણ્યા પ્રદેશમાં અંગ્રેજ લશ્કરોને ઘણી હાડમારી ભોગવવી પડી. ગુરખાઓ ઝનૂની લડવૈયા હતા અને તેઓ અંગ્રેજ સૈનિકોથી ડરતા ન હતા તેથી તેમણે મોટાં અંગ્રેજ લશ્કરોનો બહાદુરીથી સામનો કર્યો અને તેમાંનાં ત્રણ લશ્કરોને હરાવી પાછાં હઠાવ્યાં. કલંગાનો કિલ્લો સર કરવાના પ્રયાસમાં જનરલ જીલેસ્પિએ જાન ગુમાવ્યો. જનરલ ઑક્ટરલોનીની સરદારી

હેઠળનું ચોથું લશ્કર ગુરખાઓનો મોરચો તોડી નેપાળની રાજધાની ખટમંડુ તરફ આગળ ધસી રહ્યું હતું. ગુરખાઓ પોતાની આઝાદી માટે પ્રાણ પાથરવા તૈયાર હતા. પરંતુ તેમનાં શસ્ત્રો જુની ઢબનાં હતાં અને નેપાળ દરબારના કેટલાક સ્વાર્થી માંડલિકો દેશદ્રોહી બની અંગ્રેજોને મદદ આપવા તત્પર હતા. જનરલ ઑક્ટરલોનીએ બિલાસપુરના માંડલિક રાજાને પોતાના પક્ષમાં લીધો અને કેટલાક અગત્યના કિલ્લાઓ સર કર્યા. માલવનનો કિલ્લો અંગ્રેજોના હાથમાં ગયો ત્યારે ગુરખાઓની હિંમત ભાંગી છતાં તેમણે સંગ્રામ ચાલુ રાખ્યો. અલ્મોરા અને મકવાનપુર આગળ ગુરખાઓનો સરદાર અમરસિંહ હારી ગયો એટલે ગુરખાઓએ સંગ્રામ બંધ રાખ્યો અને નેપાળ દરબાર તથા કંપનિ સરકાર વચ્ચે ઈ. સ. ૧૮૧૬ માં સિગૌલી મુકામે સુલેહ થઈ. આ સુલેહથી નેપાળ દરબારે ખટમંડુમાં કંપનિ સરકારના રેસિડન્ટને રાખવાનું કબુલ કર્યું અને હાલનાં સિમલા, મસુરી, નૈનિતાલ વગેરે હવાખાવાનાં પ્રખ્યાત સ્થળો જ્યાં આવેલાં છે તે કુમાઉન અને તિરાઇ જીલ્લાઓ કંપનિ સરકારને આપ્યા. આ સુલેહથી ગુરખાઓ અને અંગ્રેજો વચ્ચે જે મિત્રાચારી થઈ તે ખાસ કરીને અંગ્રેજોને ઘણી લાભદાયક નીવડી. નેપાળ દરબારે આ સુલેહ કરતી વખતે, માર્કિવસ વેલેસ્લિએ સ્થાપિત કરેલી 'સહાયક યોજના' ન સ્વીકારી એ બીના નોંધપાત્ર છે.

લૉર્ડ હેસ્ટિંગ્સે ગુરખાઓ સામે ઉપાડેલો સંગ્રામ ચાલુ હતો એ દરમિયાન મરાઠાઓ અંગ્રેજો સાથે લડવાની જોશભેર તૈયારીઓ કરવા મંડ્યા હતા.

**મરાઠી રાજ્યો અને પિંઢારાઓ**

હિંદમાં બ્રિટિશ સત્તાનો વિસ્તાર થવાથી મરાઠાઓની સત્તા ક્ષીણ થવા લાગી હતી અને મરાઠી સામ્રાજ્ય અસ્ત થવાની અણી પર હતું. ક્ષીણ થતી સત્તાનો પુનરૂદ્ધાર કરવા મથતા મરાઠાઓએ પિંઢારાઓ જેવા લૂંટારૂઓને પણ પોતાના પક્ષમાં લીધા. પિંઢારાઓનો ધંધો લૂંટફાટ કરવાનો હતો અને હિંદુ તેમજ મુસલમાન ધર્મની ઘણી કોમોના બદમાસ માણસો પિંઢારાઓ બનતા. પિંઢારાઓનું કેન્દ્રસ્થાન માળવા હતું પરંતુ તેઓ ગુજરાત, ખાનદેશ, વરાડ અને નિઝામના રાજ્ય સુધી લૂંટો ચલાવતા અને નિર્દોષ લોકોને રંજાડતા. પિંઢારાઓ હંમેશાં ટોળાંબંધજ નીકળતા અને ગામડાંઓમાં ધાડો પાડી લૂંટ ચલાવતા તેમજ સ્ત્રીઓ અને નાની છોકરીઓનું પણ હરણ કરી

જતા. પિંઢારાઓના સરદારોમાં કરીમખાન અને ચિંતુ મુખ્ય હતા. પિંઢારાઓના સરદારો અને મરાઠી સરદારો વખતોવખત એકબીજાને મદદ આપતા. મરાઠી સરદારોની હૂંફને લઈને પિંઢારાઓ બેફામ ત્રાસ વર્તાવતા અને કમકમાટી ઉપજાવે એવાં દુષ્ટ કામો કરતા. ઓગણીસમી સદીની શરૂઆતથી પિંઢારાઓ બ્રિટિશ કંપનિ સરકારની સરહદમાં આવી લૂંટો ચલાવવા લાગ્યા હતા પરંતુ તેમની સામે જલદ પગલાં લેવાયાં ન હતાં તેથી પ્રજાને ઘણું સોસવું પડ્યું. ગુરખાઓ સાથેના વિગ્રહમાંથી પરવારી હેસ્ટિંગ્સે મરાઠાઓ સાથે સંગ્રામ જમાવ્યો ત્યારે પિંઢારાઓ મરાઠા સરદારોના લશ્કરમાં જોડાયા. છેલ્લો મરાઠી વિગ્રહ ખતમ થયો ત્યારે પિંઢારાઓનું જોર ઘણું ઓછું થયું કારણ કે મરાઠા સરદારો તરફથી તેમને હવે મદદ મળે એમ ન હતું. હિંદી રાજ્યકર્તાઓથી પિંઢારાઓનો ત્રાસ નાબુદ થઈ ન શક્યો તેથી લૉર્ડ હેસ્ટિંગ્સને લાગ્યું કે બ્રિટિશ કંપનિ સરકાર જો પોતાને હિંદની સાર્વભૌમ સત્તા તરીકે ગણાવવા માગતી હોય તો હિંદની પ્રજાને પિંઢારાઓના ત્રાસમાંથી ઉગારી લેવાની તેની ફરજ હતી. હેસ્ટિંગ્સે આ બાબત કંપનિના સંચાલકોને ઇંગ્લંડ લખી જણાવી અને પિંઢારાઓનો નાશ કરવાની પરવાનગી મેળવી. હેસ્ટિંગ્સે એક મોટું લશ્કર તૈયાર કર્યું અને ઇ. સ. ૧૮૧૭ માં દૌલતરાવ સિંધિઆ સાથે મિત્રાચારીના કરાર કર્યા અને પિંઢારાઓને દાબી દેવા માટે સિંધિઆએ મદદ આપવાનું કબુલ્યું. પિંઢારાઓ જે પ્રદેશમાં એકઠા થયેલા માલમ પડતા હતા તે પ્રદેશને અંગ્રેજ લશ્કરે ચારે કોરથી ઘેરી લીધો. હેસ્ટિંગ્સે અંગ્રેજ લશ્કરની ટુકડીઓની એવી વ્યૂહરચના કરી હતી કે પિંઢારાઓ ગભરાઈ ગયા. પિંઢારાઓ સામે કોઈ મોટી લદાઈ કરવી પડી નહિ અને ઘણા પિંઢારાઓ તેમજ તેમના સરદારો કંપનિ સરકારને શરણે આવ્યા. કેટલાક પિંઢારાઓ મરાયા, કેટલાક નાસી ગયા, કેટલાક કમોતે મુઆ અને કેટલાકે આપઘાત કર્યો. પિંઢારાઓના સરદારો પૈકી અમીરખાન અને કરીમખાન કંપનિ સરકારને શરણે આવ્યા અને તેમને ટોંક અને ગોરખપુરમાં જાગીરો આપવામાં આવી. વર્ષો થયાં લૂંટફાટ ચલાવી પ્રજાને રંજાડતા પિંઢારાઓ હવે છૂટા પડી ગયા અને તેઓ ખેતી કરવા લાગ્યા અથવા લશ્કરમાં જોડાયા. ઇ. સ. ૧૮૧૫ થી ૧૮૧૯ સુધીનાં ચાર વર્ષમાં હેસ્ટિંગ્સે આમ પિંઢારાઓની જડ કાઢી અને હિંદની પ્રજાને શાંતિ આપી.

ઈ. સ. ૧૮૦૨માં થયેલા વસઇના કોલકરારથી પેશ્વા બાજીરાવ બીજો અંગ્રેજ કંપનિનો રક્ષિત રાજા બન્યો હતો અને પોતાના રાજ્યમાં બ્રિટિશ સહાયકારી લશ્કર અને બ્રિટિશ રેસિડન્ટને રાખતો હતો. વેલેસ્લિની જોસદાર નીતિનો ઓચિંતો અંત આવ્યાથી અને વેલેસ્લિ પછીના બે ગવર્નર-જનરલો હિંદી રાજ્યોની બાબતોમાં માથું મારવા નારાજ હોવાથી સિંધિઆ અને હોલ્કર જેવા મરાઠી સરદારો પાછા જોર પર આવ્યા હતા. પેશ્વા

**છેલ્લો મરાઠી વિગ્રહ, ઈ. સ. ૧૮૧૭–૧૮**

બાજીરાવ બીજો પણ બ્રિટિશ કંપનિ સરકારનું ઉપરીપણું ફગાવી દેવા પ્રયાસ કરતો હતો. મરાઠી સરદારોમાં એકતાનો અભાવ હતો અને તેમનામાં રાજકીય દૂરંદેશીપણું ઓછું હતું. રજપુતો જેવી લડાયક અને શૂરવીર પ્રજા સાથે હાથ મીલાવી પરદેશી કંપનિ સરકારનો સામનો કરવાને બદલે મરાઠી સરદારો તો રજપુત રાજ્યોમાંથી 'ચોથ' ઉઘરાવવા સિવાય બીજું કશું કરતા નહિ. મરાઠી સરદારોના ત્રાસને લઈને ઉદેપુર, જોધપુર, જયપુર, બુંદી, કોટા, ડુંગરપુર, કૃષ્ણગઢ અને વાંસવાડા વગેરેના રજપુત રાજાઓ કંપનિ સરકારના આશ્રિત રાજાઓ બન્યા અને મરાઠાઓ સામે વૈરભાવ રાખવા લાગ્યા. પોતાની ગુમાવેલી સત્તા પાછી મેળવવાની ઉમેદથી મરાઠી સરદારો પિંઢારાઓ જેવા લુંટારાઓને પણ ઉશ્કેરતા અને ઉત્તેજન આપતા. આ કારણથી મરાઠી સરદારોની પ્રતિષ્ઠા ઓછી થઇ ગઇ અને ખાસ કરીને મધ્ય હિંદની પ્રજાનો તેમના પરથી વિશ્વાસ ઉડી ગયો. દૌલતરાવ સિંધિઆ પિંઢારાઓને મદદ કરવાનો વિચાર કરતો હતો એવો શક જવાથી લૉર્ડ હેસ્ટિંગ્સે ઇ. સ. ૧૮૧૭ માં સિંધિઆને સંધિ કરવાની ફરજ પાડી અને પિંઢારાઓને દાબી દેવા માટે તેની પાસેથી મદદનું વચન લીધું. વડોદરાના ગાયકવાડ સાથે પેશ્વા બાજીરાવને ખંડણી બાબત તકરાર ચાલ્યા કરતી હતી. એ તકરારના નિકાલ અંગે ગાયકવાડે કંપનિ સરકારની સલાહ મુજબ ગંગાધર શાસ્ત્રીને વકીલ તરીકે પુના પેશ્વા પાસે મોકલી આપ્યો. ગાયકવાડે કંપનિ સરકારનું ઉપરીપણું સ્વીકારેલું હતું એટલે લૉર્ડ હેસ્ટિંગ્સ ગાયકવાડ અને પેશ્વાની તકરારમાં વચ્ચે પડ્યો હતો. ગંગાધર શાસ્ત્રી અંગ્રેજોનો મિત્ર હતો તેથી તેના પર વેર લેવા પેશ્વાના મંત્રી ત્રિંબકજી ડેંગલેના માણસોએ ગંગાધર શાસ્ત્રીનું ખુન કર્યું. આ વખતે માઉન્ટસ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટન નામનો એક બાહોશ અમલદાર કંપનિ

સરકારના રેસિડન્ટ તરીકે પુનામાં રહેતો હતો. ગાયકવાડ અને પેશ્વા વચ્ચેના ઝઘડાનો ચુકાદો એલ્ફીન્સ્ટને પેશ્વાની વિરૂદ્ધ આપ્યો. આથી પેશ્વા બાજીરાવ છંછેડાયો અને અંગ્રેજો પર વેર લેવા અને મરાઠી સત્તાનો પુનરૂદ્ધાર કરવા તેણે સિંધિઆ, હોલ્કર, ભોંસલે વગેરે મરાઠી સરદારોને એકત્ર કરવા પ્રયાસ કર્યો. બાજીરાવનો આ પ્રયાસ તો ખરેખર 'રાંડ્યા પછીનાં ડહાપણ' જેવો હતો. રેસિડન્ટ એલ્ફીન્સ્ટન તુરત ચેતી ગયો અને પેશ્વાના લશ્કરને ખડકી આગળ હરાવ્યું અને એલ્ફીન્સ્ટને પુનાનો કબજો લીધો. કોરેગાંવ અને સાષ્ટીના યુદ્ધોમાં પણ પેશ્વાના લશ્કરનો પરાજય થયો એટલે પેશ્વા બાજીરાવ વરાડ તરફ નાસી ગયો જયાં સર જોન માલ્કમની ફોજે તેને ઘેરી લીધો અને પકડ્યો. પેશ્વાનો પક્ષ લઈ અંગ્રેજો સામે વિગ્રહમાં ઉતરનાર ભોંસલે અને હોલ્કર પણ હારી ગયા. સિંધિઆ તો એ વિગ્રહથી લગભગ અલગ જ રહ્યે હતો. અંગ્રેજો અને મરાઠાઓ વચ્ચેના આ છેલ્લા વિગ્રહનો ઇ. સ. ૧૮૧૮ માં અંત આવ્યો. વસઈના કરારનો ભંગ કરવા બદલ બાજીરાવ બીજાને આકરી સજા ખમવી પડી. તેને પદભ્રષ્ટ થયેલો જાહેર કરી અને તેને વાર્ષિક આઠ લાખ રૂપિઆનું પેન્શન બાંધી આપી કંપનિ સરકારે પેશ્વાનો લગભગ તમામ મુલક ખાલસા કર્યો. આ મુલક તે હાલના મુંબઈ ઈલાકાના મધ્ય અને દક્ષિણ વિભાગો છે. સતારાની ગાદી પર શિવાજીના એક વંશજને નામના રાજા તરીકે બેસાડવામાં આવ્યો. સિંધિઆ, હોલ્કર અને ભોંસલેએ કંપનિ સરકારની સર્વોપરિ સત્તા કબુલ રાખી.

**મરાઠી સત્તાનો અંત**

મરાઠી સત્તાનો પુનરૂદ્ધાર કરવાના બીજા બાજીરાવના અર્ધદગ્ધ પ્રયાસમાંથી મરાઠી સામ્રાજ્યનો વિનાશ જન્મ્યો. મોગલોને સ્થાને હિંદમાં મધ્યવર્તિ સત્તા મરાઠાઓએ સ્થાપી હતી પરંતુ તેઓ એ સત્તા સાચવી ન શકયા. મરાઠી સરદારોમાં કુસંપ અને માંહોમાંહેની લડાઇઓથી તેમ જ મરાઠી સરદારોની રજપુતો અને સીખો પ્રત્યેની ટૂંકી નજરવાળી નીતિથી મરાઠી સામ્રાજ્ય નાશ પામ્યું અને પરદેશી કંપનિ સરકાર હિંદમાં સાર્વભૌમ સત્તા બની ગઇ. છેલ્લા મરાઠી વિગ્રહને અંતે ઈ. સ. ૧૮૧૮ માં મરાઠી સત્તાનો સૂર્ય સદાને માટે આથમી ગયો. દિલ્હીના મોગલ પાદશાહને પણ પોતાનો આશ્રિત બનાવનાર અને ઠેઠ પેશાવર સુધી મરાઠી સત્તાની આણ વર્તાવનાર સિંધિઆ જેવા

મરાઠી સરદારો કે રાજાઓ પણ હવે અંગ્રેજ કંપનિના રક્ષણ હેઠળ આવ્યા અને સઘળાં મરાઠી રાજ્યોએ પોતાની સ્વતંત્રતા ગુમાવી.

**લૉર્ડ હેસ્ટિંગ્સના સુધારાઓ અને કામગીરી**

લૉર્ડ હેસ્ટિંગ્સની નવ વર્ષની કામગીરી બ્રિટિશ કંપનિના હિત માટે ઘણી જ કાર્યસાધક નીવડી. કંપનિ સરકારને હિંદની સાર્વભૌમ સત્તા બનાવવા વેલેસ્લિએ જે કાર્યની સફળ અને સચોટ શરૂઆત કરી હતી તે કાર્યની લૉર્ડ હેસ્ટિંગ્સે પૂર્ણાહુતિ કરી એમ ગણી શકાય. વેલેસ્લિની 'સહાયક યોજના' તેણે ગુજરાત, કાઠિઆવાડ અને રજપુતાનામાં અમલી બનાવી. ઇ. સ. ૧૮૧૪ માં લૉર્ડ હેસ્ટિંગ્સ હિંદ આવ્યો ત્યારે મરાઠાઓ અને ગુરખાઓ અંગ્રેજ કંપનિ સરકાર સામે ખટપટો કરી રહ્યા હતા અને પિંઢારાઓ નિરંકુશપણે મધ્ય હિંદ અને ગુજરાતની પ્રજાને રંજાડતા હતા. હેસ્ટિંગ્સની જોરદાર અને મકકમ નીતિને પરિણામે પિંઢારાઓનો નાશ થયો, ગુરખાઓ હાર્યા અને તમામ મરાઠી રાજ્યો અંગ્રેજ કંપનિને આધીન બન્યાં. છેલ્લા મરાઠી વિગ્રહમાં કંપનિ સરકારને પેશ્વાનો મુલક, બુંદેલખંડ, અજમેર પ્રાંત અને ખાનદેશ પાસેનો મુલક મળ્યાં અને તેથી કંપનિ સરકારના રાજ્યની સરહદ ઉત્તરમાં સતલજ નદીથી દક્ષિણમાં કન્યાકુમારી ભૂશિર સુધી અને પૂર્વમાં બંગાળાથી પશ્ચિમમાં સિંધ સુધી ફેલાઇ. 'તટસ્થતાની નીતિ' ને તિલાંજલી આપી લૉર્ડ હેસ્ટિંગ્સે વેલેસ્લિનું બાકી રહેલું કામ પૂર્ણ કર્યું તેથી બ્રિટિશ સત્તાને હિંદમાં સાર્વભૌમ પદ પર સ્થાપવાનું ખરૂં માન લૉર્ડ હેસ્ટિંગ્સને ઘટે છે. કંપનિના સરકારના રાજ્યમાં ઉમેરાયલા નવા મુલકોમાં વ્યવસ્થિત તંત્ર સ્થાપવાનું કાર્ય પણ હેસ્ટિંગ્સે ઉપાડી લીધું અને તે ઉપરાંત લૉર્ડ હેસ્ટિંગ્સે રાજ્યવહીવટમાં પણ મહત્વના સુધારાઓ દાખલ કર્યા. એના નવ વર્ષના અમલમાં ૨૮ યુદ્ધો થયાં છતાં તે આંતરિક વહીવટમાં સુધારા દાખલ કરવા તરફ પુરતું લક્ષ આપી શકયો એ તેની બુદ્ધિ અને શક્તિનો સુંદર પુરાવો છે. બ્રિટિશ સત્તાને હિંદમાં સાર્વભૌમ સત્તા બનાવવા ઉપરાંત બ્રિટિશ સત્તાને હિંદમાં લોકપ્રિય બનાવવાની પણ તેની નેમ હતી. આ કારણથી લૉર્ડ હેસ્ટિંગ્સે જાહેર હિતનાં કેટલાંક કાર્યો કર્યાં અને રસ્તાઓ, પૂલો અને નહેરો બંધાવવાનું કામ શરૂ કર્યું. તેણે પ્રજાની સગવડ ખાતર દિવાની અદાલતોની સંખ્યા વધારી અને ન્યાયાધિશોના પગાર વધારી તેમને

વધારે સત્તા આપી. પ્રજાને ઇન્સાફ મેળવવામાં અયોગ્ય ઢીલ ન થાય એ હેતુથી અદાલતોના કામકાજમાં પણ તેણે અમુક સુધારો દાખલ કર્યો. કૉર્નવોલિસે હિંદીઓ પ્રત્યે અણવિશ્વાસ બતાવ્યો હતો પરંતુ લૉર્ડ હેસ્ટિંગ્સે હિંદીઓને અદાલતોમાં ન્યાયાધિશ તરીકે નીમ્યા. લૉર્ડ હેસ્ટિંગ્સના વખતમાં ડેનીશ સંસ્થાન સિરામપુરના પાદરીઓએ ઈ. સ. ૧૮૧૮ માં "સમાચાર દર્પણ" નામનું પહેલું વર્તમાનપત્ર હિંદની દેશી ભાષામાં પ્રગટ કર્યું. હેસ્ટિંગ્સે વર્તમાનપત્રો પરના અમુક અંકુશો કાઢી નાખી બ્રિટિશ હિંદમાં વર્તમાનપત્રો પ્રગટ કરવાની પરવાનગી આપી. હેસ્ટિંગ્સે રૈયતવારી મહેસુલ પદ્ધતિ મદ્રાસ ઇલાકામાં કાયમ માટે ચાલુ રાખવાનો હુકમ કર્યો અને બંગાળાના ખેડુતોને જમીનદારો સામે સંરક્ષણ આપતો ધારો બહાર પાડ્યો. બ્રિટિશ હિંદની પ્રજાને કેળવણી આપવા માટે લૉર્ડ હેસ્ટિંગ્સે આતુરતા બતાવી અને કેટલેક સ્થળે શાળાઓ તથા કૉલેજો સ્થાપી. હિંદીઓને મોટા હોદ્દાઓ પર નીમી શકાય તે માટે તેમને સારી કેળવણી આપવાની જરૂર હતી, પરંતુ અત્યાર સુધી ઇસ્ટ ઇન્ડિઆ કંપનિએ કેળવણીનો પ્રચાર કરવા તરફ બહુજ થોડું લક્ષ આપ્યું હતું. હિંદુ વિદ્યાર્થીઓને યૂરોપની તથા એશિઆની ભાષાઓ અને વિદ્યા શીખવવા માટે લૉર્ડ હેસ્ટિંગ્સે કલકત્તામાં "હિંદુ કૉલેજ" ની સ્થાપના કરી. લૉર્ડ હેસ્ટિંગ્સની નવ વર્ષની કામગીરી જોતાં તેને એક સમર્થ રાજ્યસ્થાપક અને બાહોશ તેમજ વિશાળ દૃષ્ટિવાળો રાજ્યકર્તા ગણી શકાય. સિંગાપોરનું મથક ભવિષ્યમાં ઇંગ્લંડને ઉપયોગી નીવડશે એવી ગણત્રી કરી લૉર્ડ હેસ્ટિંગ્સે હિંદમાંથી એક કાફલો મોકલી એ મથક સર કર્યું હતું એ બીના પણ તેની રાજકીય દીર્ઘદૃષ્ટિ પુરવાર કરે છે.

---

## પ્રકરણ સાર

**(૧) વેલેસ્લિ પછીના બે ગવનર-જનરલો:—**

(અ) લૉર્ડ કૉર્નવોલિસનો ટૂંક અમલ:—વેલેસ્લિએ શરૂ કરેલો મરાઠી વિગ્રહ બંધ કરવા સિંધિઆ અને હોલ્કર સાથે સુલેહ કરવાની કૉર્નવોલિસની તૈયારી; હિંદ આવ્યા બાદ ત્રણ માસમાં જ તેનું મરણ.

(આ) **સર જ્યોર્જ બાર્લોનો અમલ :**—કંપનિના સંચાલકોની ઇચ્છા અનુસાર બાર્લોએ જાળવેલી તટસ્થતાની નીતિ; સિંધિઆ અને હોલ્કર સાથે સુલેહ કરી મરાઠી વિગ્રહનો અંત આણ્યો; મરાઠાઓને હાથે કંપનિના મિત્ર બનેલાં રજપુત રાજ્યોની પજવણી; વેલોરમાં કંપનિના હિંદી સિપાઈઓનું બંડ.

## (૨) લૉર્ડ મિંટોનો અમલ (ઈ. સ. ૧૮૦૭–૧૩):—

(ક) **ત્રાવણકોરમાં બંડ:**—કંપનિ સરકારનું ત્રાવણકોરનું રક્ષિત રાજ્ય; અંગ્રેજ સહાયક સૈન્યનો ભારે ખર્ચ; દિવાન તથા અંગ્રેજ રેસિડન્ટ વચ્ચે અણબનાવ–રેસિડન્ટની કચેરી પર હલ્લો અને હિંદી ખ્રિસ્તીઓની કતલ.

(ખ) **કંપનિના લશ્કરી અમલદારોનું બંડ :**—લશ્કરી અમલદારોને મળતું અમુક ભથ્થું મિંટોએ બંધ કરાવ્યું તેથી મછલીપટ્ટમ, શ્રીરંગપટ્ટમ, હૈદ્રાબાદ વગેરે સ્થળોએ કંપનિના લશ્કરી અમલદારોએ બળવો ઉઠાવ્યો; માલ્કમે બંડખોરોને શાંત પાડ્યા.

(ગ) **મધ્યહિંદમાં અરાજકતા :**—મરાઠાઓ મધ્ય હિંદ અને રજપુતાનામાં ફાવે તેમ વર્તતા–લૂંટારાઓની ટોળીઓને પણ મદદ આપતા; બુંદેલખંડ અને નાગપુરમાં લૂટારાઓનો ત્રાસ ઓછો કરવા મિંટોએ લશ્કર મોકલ્યું.

(ઘ) **સીખ સત્તાનો વિકાસ :**—મોગલાઈ તૂટ્યા બાદ પંજાબમાં સ્વતંત્ર સીખ રાજ્યોની સ્થાપના; રણજીતસિંહે સીખ રાજ્યોને એકત્રિત કર્યાં તેથી સીખ સત્તા ઘણી બળવાન્ બની; લૉર્ડ મિંટોએ રણજીતસિંહ સાથે મિત્રાચારીના કરાર કર્યા; રણજીતસિંહે મુલતાન વગેરે પ્રાંતો કબજે કર્યાં.

(ઙ) **મિંટોની પરદેશનીતિ:**—કંપનિ સરકારના હિંદમાંના મુલકને સુરક્ષિત રાખવા મિંટોએ ઇરાન, અફઘાનિસ્તાન

તથા સિંધ સાથે મિત્રાચારીના કરારો કર્યા; જાવા તથા ઍમ્બોયના વલંદાઓ પાસેથી જીતી લીધાં.

**(૩) માર્ક્વિસ હેસ્ટિંગ્સનો અમલ (ઈ. સ. ૧૮૧૩–૨૩):—**

(અ) **ગુરખાઓ સાથે વિગ્રહ:**—નેપાળના સ્વતંત્ર ગુરખાઓ પોતાનો મુલક વધારતા છેક કંપનિના તાબાના મુલકની લગોલગ આવ્યા; કંપનિની હદમાંનાં ગામડાંઓ પાછાં સોંપી દેવાની હેસ્ટિંગ્સની માગણીનો નેપાલના રાજાએ અનાદર કર્યો; હેસ્ટિંગ્સે નેપાલ સામે વિગ્રહ જાહેર કર્યો; સિગૌલીની સંધિથી વિગ્રહનો અંત; કુમાઉન અને તિરાઇ જીલ્લાઓ કંપનિને મળ્યા; ઈ. સ. ૧૮૧૬.

(આ) **પિંઢારાઓનો નાશ:**—પિંઢારઓનો મહાન ઉપદ્રવ–લૂટારાઓની મોટી ટોળીઓનું કેન્દ્રસ્થાન માળવા; ગુજરાત ખાનદેશ, વરાડ અને નિઝામના રાજ્ય સુધી પિંઢારાઓ લૂટો ચલાવતા અને નિર્દોષ પ્રજાને રંજાડતા; પિંઢારાઓ સાથે મરાઠી સરદારોની એકગાંઠ; હેસ્ટિંગ્સે લશ્કર મોકલી ચાર વર્ષમાં પિંઢારાઓની જડ કાઢી.

(ઇ) **મરાઠી સત્તાનો અંત:**—ગાયકવાડ અને પેશ્વા વચ્ચે ખંડણીની તકરાર–ગંગાધર શાસ્ત્રીનું ખૂન; પોતાની સત્તાનો પુનરૂદ્ધાર કરવા મરાઠી સરદારોનો પ્રયાસ; હેસ્ટિંગ્સે મરાઠાઓ સામે વિગ્રહ જાહેર કર્યો; મરાઠી સરદારોનો પરાજય–પેશ્વાની સત્તાનો અંત; હોલ્કર અને ભોંસલેએ કંપનિની સર્વોપરિ સત્તા સ્વીકારી; વિગ્રહને અંતે કંપનિને ઘણો મુલક મળ્યો; ઈ. સ. ૧૮૧૮.

(ઈ) **હેસ્ટિંગ્સની રાજ્યનીતિ:**—હેસ્ટિંગ્સની 'આગળ ધસો' ની જોરદાર અને મક્કમ નીતિ; કંપનિને હિંદની સર્વોપરિ સત્તા બનાવવાનું વેલેસ્લિનું કામ પૂર્ણ કર્યું; તટસ્થતાની નીતિનો સત્તાવાર ત્યાગ; બ્રિટિશ સત્તા હિંદમાં સાર્વભૌમ તેમજ લોકપ્રિય બનાવવાની નેમ.

---

## પ્રશ્નો

(૧) 'તટસ્થતાની નીતિ' ના મુખ્ય સૂત્રો કયાં હતાં ? એ નીતિ અનુસરવાથી અંગ્રેજ કંપનિને શા લાભાલાભ થયા તે સમજાવો.

(૨) રણજીતસિંહે સીખ સત્તાનો વિકાસ કેવી રીતે સાધ્યો ? લૉર્ડ-મિંટોએ સીખ સત્તાનો વિકાસ રૂંધવા કયાં પગલાં લીધાં ? પંજાબના પ્રશ્નનો મિંટોની પરદેશનીતિ સાથે શો સંબંધ હતો ?

(૩) લૉર્ડ હેસ્ટિંગ્સે ગુરખાઓ સામે શા માટે વિગ્રહ જાહેર કર્યો ? એ વિગ્રહને હેસ્ટિંગ્સે કેવી રીતે પાર ઉતાર્યો અને કંપનિ સરકાર માટે શા લાભ મેળવ્યા ?

(૪) પિંઢારાઓ કોણ હતા અને મરાઠી સરદારો સાથે તેમનો શો સંબંધ હતો ? હેસ્ટિંગ્સે પિંઢારાઓનો વિનાશ અને મરાઠી સત્તાનો અંત કેવી રીતે આણ્યાં ?

(૫) બ્રિટિશ સત્તાને હિંદમાં સાર્વભૌમ અને લોકપ્રિય બનાવવા લૉર્ડ હેસ્ટિંગ્સે શું શું કર્યું ? "લૉર્ડ હેસ્ટિંગ્સની કામગીરી લૉર્ડ વેલેસ્લિની કાર્યસિદ્ધિની પૂરક નીવડી" આ કથન સાબિત કરો.



# પ્રકરણ ૪ થું

## કંપનિ સરકારની સાર્વભૌમ સત્તાની જમાવટ

**હિંદમાં સર્વોપરિ રાજકીય સત્તા**

ઈસ્ટ ઇન્ડિઆ કંપનિએ આપણા દેશને કિનારે સત્તરમી સદીમાં વેપાર માટે કોઠીઓ નાખી ત્યારે કંપનિના કારભારીઓને કે એ કોઠીઓ પોતાના રાજ્યની સરહદમાં નાખવાની પરવાનગી આપનાર હિંદી રાજ્યકર્તાઓને સ્વપ્ને પણ ખ્યાલ ન હોય કે એ કોઠીઓમાં રહી, નફા તોટાને હિસાબે વેપાર કરતા ગણ્યા ગાંઠ્યાં અંગ્રેજો વેપારીઓમાંથી રાજ્યકર્તા બની જશે! કિનારે કિનારે સ્થાપેલી કોઠીઓમાં રહી કારભાર કરતા અંગ્રેજ સોદાગરોએ કોઠીઓમાંથી કિલ્લાઓ બાંધ્યા અને કિલ્લાઓ બાંધી આપણા દેશના કિનારા પર ધીમે ધીમે સત્તા જમાવવા લાગ્યા. અઢારમી સદીમાં મોગલ સામ્રાજ્ય તૂટ્યું એટલે મોગલ પાદશાહના પ્રાંતિક સુબેદારો પોતપોતાના પ્રાંતોના રાજ્યકર્તા બની ગયા. મોગલ પાદશાહની સર્વોપરિ સત્તા (Paramount Power) નાશ પામી એટલે સર્વોપરિ સત્તાનું સ્થાન મેળવવા મરાઠાઓ મેદાને પડ્યા. આ અરસામાં ઇસ્ટ ઇન્ડિઆ કંપનિના સમયસૂચક અને બાહોશ અમલદાર કલાઇવે બંગાળામાં અંગ્રેજ કંપનિની રાજકીય સત્તા જમાવી અને એ વેપારી કંપનિને બંગાળા અને બિહારમાં રાજ્યકર્તા બનાવી. અઢારમી સદીની અંધાધુંધીનો લાભ લઇ હિંદમાં પોતાનું રાજ્ય જમાવવા અંગ્રેજો અને ફ્રેન્ચો તીવ્ર હરિફાઇમાં ઉતર્યા જેમાં આખરે અંગ્રેજોનો વિજય થયો. ઇ. સ. ૧૭૪૪ થી ૧૭૭૪ સુધીનાં ત્રીસ વર્ષ દરમિયાન અંગ્રેજ કંપનિની રાજકીય સત્તા સાધારણ જ હતી પરંતુ વૉરન્ હેસ્ટિંગ્સ અને કૉર્નવૅાલિસના અમલકાળમાં અંગ્રેજ કંપનિ તો કંપનિ સરકાર બની અને તેની સત્તા મ્હૈસુર જેવાં મોટાં હિંદી રાજ્યની સત્તા કરતાં પણ વધારે બળવાન બની. ઇસ્ટ ઇન્ડિઆ કંપનિના ઇંગ્લંડમાં રહેતા કારભારીઓ તો નફા તોટાનો હિસાબ તપાસવા તરફ જ વધારે લક્ષ આપતા હતા અને કંપનિના અમલદારો કંપનિ માટે હિંદમાં નવા મુલકો જીતવા ખર્ચાળ યુદ્ધોમાં ઉતરે એ તેમને પસંદ ન

હતું. પરંતુ કલાઇવ અને હેસ્ટિંગ્સ જેવા સાહસિક અને બહાદુર અમલદારો ઇંગ્લંડની ભાવિ મહત્તાના સ્વપ્નાં સેવતા અને તેથી તેમણે હિંદની તે સમયની સ્થિતિનો લાભ લઈ, અને હિંદી રાજ્યકર્તાઓને માંહોમાંહે લડાવી, હિંદમાં અંગ્રેજ કંપનિનું રાજ્ય સ્થાપ્યું એટલું જ નહિ પણ મોગલ શહેનશાહને સ્થાને કંપનિ સરકારને હિંદની સર્વોપરિ સત્તા બનાવવા પ્રયાસો આદર્યા.

**વેલેસ્લિ અને હેસ્ટિંગ્સની કામગીરી**

કંપનિ સરકારના રાજ્યનો વિસ્તાર કરવા, તેની પ્રતિષ્ઠા વધારવા અને કંપનિ સરકારને હિંદની સાર્વભૌમ સરકાર (Sovereign Power) બનાવવા માર્કિવસ વેલેસ્લિ અને માર્કિવસ હેસ્ટિંગ્સે દીર્ઘદષ્ટિથી જે કામો કર્યાં તે એટલાં બધાં ફળદાયી નીવડ્યાં કે એ બન્ને ગવર્નર-જનરલોને હિંદમાંના હાલના બ્રિટિશ સામ્રાજ્યના સ્થાપકો ગણી શકાય. એ બન્ને ગવર્નર-જનરલોની દૃઢ માન્યતા એવી હતી કે કંપનિ સરકારના સુવ્યવસ્થિત રાજ્યની છત્રછાયા હેઠળ આવનાર હિંદી પ્રજાને સુખ મળશે અને હિંદુસ્તાનનો મોટો ભાગ કંપનિ સરકારના તાબામાં આવ્યાથી બ્રિટિશ પ્રજાને પણ લાભ મળશે. વેલેસ્લિ અને હેસ્ટિંગ્સ દૃઢાગ્રહી અને દૂરદર્શી રાજપુરૂષો હતા અને જગદ્વ્યાપી બ્રિટિશ સામ્રાજ્યની ભાવિ શકયતા તેઓ જોઈ શકયા હતા તેથી કોઇક વાર કંપનિના ઇંગ્લંડમાંના સંચાલકોની ઇચ્છા વિરૂદ્ધ જઇને પણ વેલેસ્લિ અને હેસ્ટિંગ્સ તેમની "આગળ ધસો"ની નીતિને વળગી રહ્યા. વેલેસ્લિ અને હેસ્ટિંગ્સના અમલકાળમાં ઇંગ્લંડના યૂરોપી હરિફોનો પરાજય થયો, મરાઠા સામ્રાજ્યનો અંત આવ્યો, સીખ સામ્રાજ્ય સ્થાપવાની યોજના નિષ્ફળ ગઈ અને અંગ્રેજ કંપનિ સરકારની સર્વોપરિ સત્તાની આડે આવે એવાં લગભગ બધાં હિંદી રાજ્યો કંપનિ સરકારનાં મિત્રરાજ્યો કે રક્ષિત રાજ્યો બની ગયાં. ઈ. સ. ૧૮૨૩ સુધીમાં પંજાબ અને બ્રહ્મદેશ બાદ કરતાં આખા હિંદમાં કંપનિ સરકારની સર્વોપરિ સત્તા સ્થપાઇ ચૂકી. ઓગણીસમી સદીની શરૂઆતમાં હિંદુસ્તાનનો લગભગ પોણો ભાગ રાજકીય ખંડિયેરોના ઢગલા સમાન દીસતો હતો. ખંડિયેરોના એ ઢગલામાંથી બ્રિટિશ કંપનિ સરકારના વેલેસ્લિ અને હેસ્ટિંગ્સ જેવા દીર્ઘદષ્ટા અને કર્તવ્યપરાયણ અમલદારોએ હિંદમાં બ્રિટિશ સામ્રાજ્યની વિશાળ ઇમારત ઉભી કરી.

પામર કંપનિના કિસ્સાથી * માર્ક્વિસ હેસ્ટિંગ્સને ઈ. સ. ૧૮૨૩ માં ગવર્નર-જનરલના હોદ્દાનું રાજીનામું આપી છૂટા થવાની ફરજ પડી અને તેની જગ્યાએ લૉર્ડ ઍમ્હર્સ્ટની નિમણૂક કરવામાં આવી.

**ગવર્નર-જનરલ લૉર્ડ ઍમ્હર્સ્ટ ઈ. સ. ૧૮૨૩-૨૮**

લૉર્ડ ઍમ્હર્સ્ટ હિંદ આવી પહોંચે ત્યાં સુધી કલકત્તાની કાઉન્સિલના વડા સભ્ય મિ. ઍડમે સાત માસ સુધી કામ ચલાઉ ગવર્નર-જનરલ તરીકે ફરજ બજાવી. લૉર્ડ ઍમ્હર્સ્ટ ઇંગ્લંડના એલચી તરીકે થોડો સમય ચીનમાં રહ્યો હતો. લૉર્ડ ઍમ્હર્સ્ટે બ્રિટિશ હિંદના ગવર્નર-જનરલ તરીકે આસરે પાંચ વર્ષ કામ કર્યું. એની પાંચ વર્ષની કારકીર્દિમાં બ્રહ્મદેશ સાથેનો વિગ્રહ એ સૌથી મહત્વનો બનાવ છે.

અઢારમી સદીમાં અલોમ્પરા નામના એક વીર પુરૂષે બ્રહ્મદેશને એક વિશાળ અને સ્વતંત્ર રાજ્ય બનાવ્યું. આરાકાન, પેગુ, આસામ, અને તેના-સરીમ બ્રહ્મદેશના આ સ્વતંત્ર રાજ્યના જ ભાગો ગણાતા. મોગલ પાદશાહો પણ બંગાળાની પૂર્વે પોતાનું સામ્રાજ્ય વધારી શક્યા ન હતા અને મરાઠાઓ પણ એ દેશમાં પ્રવેશ કરી શક્યા ન હતા. માર્ક્વિસ વેલેસ્લિના અમલમાં કેટલાક આરાકાનીઓ કંપનિ સરકારના રાજ્યમાં નાસી આવ્યા

**બ્રહ્મદેશનું સ્વતંત્ર રાજ્ય**

* હૈદ્રાબાદના નિઝામે વેલેસ્લિની 'સહાયક યોજના' સ્વીકારી ત્યાર બાદ તેના રાજ્યમાં પામર કંપનિ નામની અંગ્રેજોની એક શરાફી પેઢી સ્થપાઈ હતી. પામર કંપનિ નિઝામને વખતોવખત નાણાં ધીરતી અને નિઝામ પોતાનું દેવું વધાર્યે જતો. આર્કટના નબાબ મહમદઅલ્લીની માફક હૈદ્રાબાદનો નિઝામ પણ અંગ્રેજ લેણદારોના દેવામાં ડૂબી ગયો. નિઝામ પામર કંપનિના કારભારીઓથી દબાયલો રહેતો અને પરિણામે પામર કંપનિના કારભારીઓ નિઝામ પાસે મનમાન્યું કામ કરાવવા લાગ્યા. હૈદ્રાબાદમાં રહેલો કંપનિ સરકારનો રેસિડન્ટ મેટકાફ આ અંધેર સાંખી ન શક્યો તેથી તેણે ગવર્નર-જનરલ હેસ્ટિંગ્સને ફરિયાદ કરી. હેસ્ટિંગ્સે આથી દરમિયાનગીરી કરી અને ઉત્તર સરકાર પ્રાંત વેચી દઈ પામર કંપનિનું લેણું પતાવી દેવા તેણે નિઝામને ફરમાન કર્યું. નિઝામે ફરમાન માન્ય રાખ્યું પણ ગવર્નર-જનરલે પામર કંપનિ તરફ પક્ષપાત બતાવ્યો છે એ વાત છાની ન રહી.

હતા તેને વેલેસ્લિએ બ્રહ્મદેશના રાજાને સોંપ્યા ન હતા. ચિત્તાગોંગમાં વસવાટ કરીને રહેલા આ તોફાની આરાકાનીઓ વખતો વખત બ્રહ્મદેશની સરહદમાં જઈ લુંટફાટ ચલાવી પાછા કંપનિ સરકારની હદમાં નાસી આવતા. આ આરાકાનીઓને ચિત્તાગોંગમાંથી કાઢી મૂકવા માટે બ્રહ્મદેશના રાજાએ કલકત્તામાં રહેતા ગવર્નર-જનરલને લખ્યું હતું પણ તેનો સંતોષકારક જવાબ મળ્યો ન હતો.

**પહેલો બ્રહ્મી વિગ્રહ**

બ્રહ્મદેશના રાજાને આથી ચીડ ચઢી અને તેણે એવો દાવો રજુ કર્યો કે એક વખતે પૂર્વ બંગાળા આરાકાનના રાજાના તાબાનો મુલક હતો અને આરાકાન બ્રહ્મદેશના રાજ્યનો ભાગ બન્યો હોવાથી બ્રહ્મદેશના રાજાનો પૂર્વ બંગાળા પર હક છે. બંગાળાના ઉપસાગરમાંના શાહપુરી નામના ટાપુમાંથી બ્રહ્મદેશના રાજાએ અંગ્રેજ સૈનિકોને હાંકી કાઢ્યા અને તે ટાપુનો કબજો લીધો. લૉર્ડ ઍમ્હર્સ્ટે લશ્કર મોકલી એ બેટનો કબજો પાછો મેળવ્યો. બ્રહ્મદેશનો રાજા હવે અંગ્રેજોને બંગાળામાંથી હાંકી કાઢવાના નિર્ણય પર આવ્યો અને લડાઈ માટે ભારે તૈયારીઓ કરવા લાગ્યો. આસામ, મણિપુર અને કાચારના પદભ્રષ્ટ રાજાઓએ બ્રહ્મદેશના રાજા સામે કંપનિ સરકારની મદદ માગી. આ સંજોગોમાં લૉર્ડ ઍમ્હર્સ્ટે પણ બ્રહ્મદેશ સામે વિગ્રહ જાહેર કર્યો અને રંગુન પર ચડાઇ લઈ જવા માટે સર આર્ચિબૉલ્ડ કૅમ્પબેલની સરદારી હેઠળ એક મોટું લશ્કર મોકલી આપ્યું; ઈ. સ. ૧૮૨૪. બ્રહ્મદેશના ડુંગરો અને જંગલોથી ભરપૂર પ્રદેશોમાં અંગ્રેજ લશ્કરને ઘણી હાડમારીઓ નડી. વિગ્રહની શરૂઆતમાં તો બ્રહ્મદેશના સેનાધિપતિ મહાબંદુલે અંગ્રેજ લશ્કરને હરાવ્યું પણ પછીથી અંગ્રેજ લશ્કરે બ્રહ્મી લશ્કરને હરાવી નસાડી મૂકયું અને મહાબંદુલ અંગ્રેજો સામે લડતાં માર્યો ગયો. કૅમ્પબેલે પ્રોમ અને તિનાસરીમ પ્રાંતો સર કર્યા એટલે બ્રહ્મી રાજા ગભરાયો અને કંપનિ સરકાર સાથે સુલેહ કરવા તૈયાર થયો. ઇ. સ. ૧૮૨૬ માં યાન્દાબુ મુકામે બ્રહ્મદેશના રાજા અને અંગ્રેજ કંપનિ સરકાર વચ્ચે કોલકરાર થયા. આ કોલકરારથી આસામ, આરાકાન તથા તેનાસરીમના પ્રાંતો અંગ્રેજ કંપનિને સોંપવામાં આવ્યા તેમજ લડાઈના ખર્ચ બદલ બ્રહ્મી રાજાએ અંગ્રેજોને એક કરોડ રૂપિઆ આપ્યા. બ્રહ્મદેશની રાજધાની આવામાં હવે અંગ્રેજ કંપનિનો એક રેસિડન્ટ રહેવા લાગ્યો.

આસામ અને આરાકાન બંગાળા સાથે જોડી દેવામાં આવ્યાં અને તેનાસરીમમાં એક અંગ્રેજ કમિશનર નીમવામાં આવ્યો. બ્રહ્મી વિગ્રહમાં બન્ને પક્ષને ખૂબ નુકસાન થયું. અંગ્રેજોને બેહદ ધન ખરચવું પડ્યું તથા અનેક જાનોની ખુવારી થઈ. બ્રહ્મી દરબારને ધનહાનિ તો થઈ જ પણ તે ઉપરાંત આજસુધી જે કેટલાક સામંતો ખંડિયા હતા તે જુદા પડી ગયા. કંપનિને આવા ખર્ચાળ વિગ્રહમાં ઉતારવા બદલ કંપનિના સંચાલકો લૉર્ડ ઍમ્હર્સ્ટ ઉપર નારાજ થયા પણ આ વિગ્રહને અંતે કંપનિ સરકારને જે પ્રાંતો મળ્યા તેમાંથી અંગ્રેજોને ભવિષ્યમાં ઘણો ફાયદો થયો. આરાકાન અને તેનાસરીમ પ્રાંતો કંપનિના કબજામાં આવ્યા એટલે બંગાળાના ઉપસાગરના પૂર્વ ભાગમાં અંગ્રેજ કંપનિને દરિયાઈ હકો પણ મળ્યા.

**બરાકપુરના સિપાઇઓનું બંડ ઇ. સ. ૧૮૨૪**

બ્રહ્મી વિગ્રહની તૈયારીઓ ચાલતી હતી એ દરમિયાન ઈ. સ. ૧૮૨૪ માં એક ભિષણ બનાવ બન્યો. અંગ્રેજોના હિંદી રાજ્યનો મુખ્ય આધાર હિંદી સેના હતી અને એ હિંદી સેનાની વીરતા અને વફાદારીથી જ અંગ્રેજોનું રાજ્ય ટકી રહ્યું હતું. આ વફાદાર હિંદી સૈનિકો પ્રત્યે તેમના અંગ્રેજ માલિકોનું વર્તન સંતોષકારક ન હતું. બ્રહ્મી વિગ્રહની તૈયારીઓ ચાલવા માંડી ત્યારે પણ હિંદી સિપાઇઓ અને અંગ્રેજ સૈનિકો સાથે જુદું વર્તન રાખવામાં આવતું હતું. દેશી સિપાઇઓની ધાર્મિક તેમ જ સામાજીક લાગણીઓને બહુ ઓછું માન આપવામાં આવતું. બંગાળાના હિંદી સિપાઇઓએ પોતાની ફરિયાદો અંગ્રેજ અધિકારીઓ સમક્ષ રજુ કરી હતી પણ તેનું કશું પરિણામ આવ્યું ન હતું એ અરસામાં બરાકપુરની ૪૭ મી પલટનને બ્રહ્મદેશ જવાનો હુકમ મળ્યો અને કલકત્તાથી રંગુન સુધી દરિયા રસ્તે જવાની આજ્ઞા થઈ. આ પલટનના બધા સિપાઇઓ ઉચ્ચ જાતિના હિંદુઓ હતા અને તેમને દરિયા માર્ગે બ્રહ્મદેશ જવામાં ધર્મનો બાધ હતો કારણ કે સમુદ્રયાત્રા કરનારને જ્ઞાતિબહાર મૂકવામાં આવતા હતા. આ સિપાઇઓ જમીનમાર્ગે ગમે તે દેશમાં જવા અને લડવા ખુશી હતા પણ સમુદ્રમાર્ગે મુસાફરી ન કરવાના તેમણે શપથ લીધા હતા. સૈનિકોથી તેમના અમલદારોના હુકમનો અનાદર ન થઈ શકે એ લશ્કરી નિયમને આગળ કરી, પૅરેડ માટે આવેલી ૪૭ મી પલટનને અંગ્રેજ પલટનોએ ઘેરી લીધી

અને હિંદી સૈનિકો ઉપર તોપના ગોળાઓ છૂટ્યા. ૪૭ મી પલટનના મોટા ભાગના સિપાઇઓ ત્યાં જ મરણ પામ્યા, થોડાક નદીમાં ડૂબી ગયા અને જેઓ બચ્યા તેમને પાછળથી ફાંસીને લાકડે લટકાવવામાં આવ્યા. કંપનિ સરકારના લશ્કરમાંથી આ કમનસીબ ૪૭ મી પલટનનું નામ સદાને માટે ભૂંસાઈ ગયું. હિંદી સૈનિકો ઉપર ધાક બેસાડવા માટે અંગ્રેજ અમલદારોએ લીધેલું આ ક્રૂર પગલું સાવ અન્યાયી હતું.*

**ભરતપુરનો ઘેરો**

ભરતપુરના જાટ રાજ્યમાં આવેલો ભરતપુરનો કિલ્લો અજીત તથા અભેદ્ય ગણાતો. થોડાંક વર્ષ ઉપર અંગ્રેજ સેનાપતિ લૉર્ડ લેક એ ઐતિહાસિક કિલ્લા આગળ પરાજય પામ્યો હતો. આ પરાજય અંગ્રેજોના દિલમાં કાંટા જેમ ખૂંચતો હતો કારણ કે એ પરાજયથી દોઆબના પ્રદેશમાં અંગ્રેજોની પ્રતિષ્ઠા ઓછી થઈ ગઈ હતી. ઈ. સ. ૧૮૨૫ માં ભરતપુરના મહારાજા મૃત્યુ પામ્યા અને રાજ્યગાદી માટે પિત્રાઇઓમાં ઝઘડા થવા લાગ્યા એટલે આગલા પરાજયનું કલંક ધોઇ નાખવાની અંગ્રેજોને તક મળી. લૉર્ડ ઍમ્હર્સ્ટે બલવંતસિંહ નામના એક સગીર ઉમેદવારનો પક્ષ લીધો અને લૉર્ડ કૉમ્બરમિઅરની સરદારી હેઠળ એક મોટાં સૈન્યને પુષ્કળ તોપો સાથે ભરતપુર રવાના કર્યું. ભરતપુરની ફરતે ઘેરો નંખાયો. બલવંતસિંહ અને તેના પક્ષકારો તો અંગ્રેજો સાથે મળી ગયલા હતા એટલે ભરતપુરના બહાદુર જાટ યોદ્ધાઓમાં એકસંપ રહ્યો ન હતો. ભરતપુરના જાટોએ સવા માસ સુધી બહાદુરીભર્યો સામનો કર્યો પણ આખરે લૉર્ડ કૉમ્બરમિઅરે ગંજાવર સુરંગ ફોડાવી ભરતપુરના કિલ્લાની અભેદ્ય મનાતી દિવાલો તોડી, જાન્યુઆરી, ઈ. સ. ૧૮૨૬. ભરતપુરનો કિલ્લો સર કરી અંગ્રેજોએ આગલા રાજાના બાળ કુંવરને ગાદી પર બેસાડ્યો અને કંપનિ સરકારની ગયેલી લશ્કરી પ્રતિષ્ઠા પાછી મેળવી. ભરતપુરના કિલ્લાની અંદરના કેટલાંક લોકોને ફોડીને અને લાંચ આપીને અંગ્રેજોએ ભરતપુર પર જીત મેળવી છે એવી અફવા કેટલાંક વર્ષ સુધી પ્રચલિત રહી હતી.

---

* આ કમનસીબ બનાવ વિષે સર ચાર્લ્સ મૅટકાફે લખ્યું છે કે–“ જે સેનાની વફાદારી ઉપર આપણા સામ્રાજ્યના અસ્તિત્વનો આધાર છે, તેમને તેમના પોતાનાં જ તોપખાનાથી ઉડાવી દેવાનું કામ ખરેખર ભિષણ છે.”

લૉર્ડ એમ્હર્સ્ટ પછી લૉર્ડ વિલિયમ બેન્ટીન્ક બ્રિટિશ હિંદનો ગવર્નર–જનરલ નીમાયો. જ્યારે સર જ્યોર્જ બાર્લો કામ ચલાઉ ગવર્નર–જનરલ હતો ત્યારે બેન્ટીન્ક મદ્રાસનો ગવર્નર હતો. ઈ. સ. ૧૮૦૬ માં વેલોરમાં સિપાઈઓનું બંડ થયું ત્યારે બેન્ટીન્ક મદ્રાસના ગવર્નર તરીકે ચાલુ હતો પરંતુ એ બંડની બાબતમાં બેન્ટીન્કે બાહોશીથી કામ લીધું ન હતું તેથી તેને ઇંગ્લંડ બોલાવી લેવામાં આવ્યો હતો. ત્યાર બાદ બેન્ટીન્કે ઘણાં વર્ષ યૂરોપના જુદા જુદા દેશોમાં લશ્કરી નોકરી કરવામાં ગાળ્યાં. ઈ. સ. ૧૮૨૮ માં ઇસ્ટ ઇન્ડિઆ કંપનિએ તેને ગવર્નર–જનરલનું પદ આપી પાછો હિંદ મોકલ્યો. બેન્ટીન્ક હિંદ આવી પહોંચ્યો તે અગાઉના પાંચ માસ બેઇલિએ ગવર્નર–જનરલ તરીકે કામ કર્યું. બેન્ટીન્કના વિચારો અમુક બાબતોમાં ઘણા ઉદાર હતા તેથી ગવર્નર–જનરલ તરીકેના તેના સાત વર્ષના અમલમાં બ્રિટિશ હિંદની પ્રજાએ ડહાપણભર્યો અને શાંતિમય કારભાર અનુભવ્યો. હિંદના જૂના મુસલમાન રાજ્યકર્તાઓ અને અંગ્રેજોના અમલમાં કેટલો તફાવત હતો એ વિષે થોડાંક વર્ષ અગાઉ બેન્ટીન્કે પોતે લખ્યું હતું કે–"અનેક બાબતોમાં મુસલમાનોનું શાસન આપણાં શાસન કરતાં વધારે સારૂં હતું. મુસલમાનો જે દેશ જીતી લેતા ત્યાંજ વસવાટ કરતા, તેઓ દેશવાસીઓ સાથે ભળી જતા અને તેમને દરેક જાતના અધિકારો આપતા. આપણી રાજ્યનીતિ આનાથી અવળી એટલે કે લાગણીહીન, સ્વાર્થી અને સહાનુભૂતિ વગરની છે." લૉર્ડ બેન્ટીન્ક આ બધું સમજતો હતો એટલે તેણે સાત વર્ષ અમલ કેવી રીતે ચલાવ્યો તે આપણે જોઇએ.

**લૉર્ડ વિલિયમ બેન્ટીન્ક, ઈ. સ. ૧૮૨૮–૩૫**

લૉર્ડ બેન્ટીન્કને લૉર્ડ વેલેસ્લિની માફક વિગ્રહો કે યુદ્ધો બહુ પસંદ ન હતાં છતાં તે સંપૂર્ણ તટસ્થતાની નીતિમાં માનતો ન હતો. જે હિંદી રાજ્યોએ વેલેસ્લિની 'સહાયકારી યોજના' સ્વીકારી હતી તે રાજ્યોના આંતરિક વહીવટમાં અંગ્રેજ અમલદારો સાધારણ સંજોગોમાં માથું મારતા ન હતા. બેન્ટીન્કની માન્યતા એવી હતી કે આવાં રાજ્યોમાં જો ગંભીર ગેરવહીવટ ચાલતો હોય અને પ્રજાને રાજ્યકર્તા તરફથી ઘણોજ ત્રાસ સહન કરવો પડતો હોય તો કંપનિ સરકારે સાર્વભૌમ સત્તા તરીકે એવાં રાજ્યના આંતરિક વહીવટમાં

**બેન્ટીન્ક અને હિંદી રાજ્યો**

પણ દરમિયાનગીરી કરવી.* બેન્ટીન્કે પોતાની આ માન્યતા અનુસાર મ્હૈસુર અને કુર્ગના રાજ્યોની બાબતમાં હાથ નાખ્યો. મ્હૈસુરનો કૃષ્ણરાજા તેની રૈયત પર જુલમ કરતો હતો તેથી તેની રૈયતે બંડ ઉઠાવ્યું. લૉર્ડ બેન્ટીન્કે મ્હૈસુરમાં લશ્કર મોકલી આપી એ બંડ શમાવી દેવા રાજાને મદદ આપી. બંડ શમી ગયા પછી કૃષ્ણરાજાને પદભ્રષ્ટ કરવામાં આવ્યો અને ત્યારબાદ અર્ધી સદી સુધિ મ્હૈસુરનો રાજ્યવહીવટ અંગ્રેજ કમિશ્નરોના હાથમાં રહ્યો. સાધારણ લડાઈ કરવાથી કે યુક્તિપ્રયુક્તિથી કંપનિ સરકારનું રાજ્ય વધારી શકાય એમ હોય તો બેન્ટીન્ક તેમ કરવા તૈયાર હતો. પોતાની હકુમત હેઠળની હિંદી પ્રજાના હિત કરતાં અંગ્રેજ પ્રજાનું હિત બેન્ટીન્કને હૈયે વધારે હતું. ચા અને કૉફીના હિંદી ઉદ્યોગો અંગ્રેજોના હાથમાં આવે એ હેતુથી બેન્ટીન્કે કાચાર (કછાર) પ્રાંત અને કુર્ગનું રાજ્ય ખાલસા કર્યાં. મ્હૈસુરની પશ્ચિમે આવેલાં કુર્ગનાં નાના રાજ્યનો રાજા વીરરાજેન્દ્ર ગાંડો હોઈ ઘણાં ભયાનક ખૂનો કરતો હતો અને પ્રજાને ત્રાસરૂપ હતો તેથી કુર્ગની પ્રજાની સંમતિથી કુર્ગ ખાલસા કરવામાં આવ્યું છે એવો ખોટો દેખાવ બેન્ટીન્કે કર્યો. કાચારનું રાજ્ય આસામમાં આવેલું હતું. એ રાજ્યે લૉર્ડ ઍમ્હર્સ્ટના અમલમાં અંગ્રેજ

---

* કંપનિ સરકાર અને હિંદી રાજ્યો વચ્ચેનો રાજકીય સંબંધ જાણીબુઝીને અમુક બાબતોમાં અનિશ્ચિત રાખવામાં આવ્યો હતો એવી મતલબની ટીકા કરતાં લૉર્ડ મૅકોલેએ ઈ. સ. ૧૮૩૩ ના જુલાઇની દસમી તારીખના તેના આમની સભાના ભાષણમાં કહ્યું હતું : "હજી આજે પણ આપણે દીલ્હીના (મોગલ) પાદશાહને રીતસર પદભ્રષ્ટ થયેલો જાહેર કર્યો નથી. ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ તો એ પાદશાહના મહેલના વડા અધિકારી (Mayor of the Palace) ના પદથી સંતોષ માનતી આવી છે. ખરી વાત તો એ છે કે કલાઈવ અને હેસ્ટિંગ્સ બન્નેએ રાજનીતિના એક મુદ્દા તરીકે કંપનિનો રાજકીય દરજ્જો અનિશ્ચિત રહેવા દીધો હતો. એમ કરવાનો હેતુ એ હતો કે **જે હિંદી રાજ્યકર્તાઓના નામથી કંપનિના અમલદારો વહીવટ ચલાવતા હતા તે હિંદી રાજ્યકર્તાઓને કંપનિની સગવડ પ્રમાણે ખરા કે માત્ર નામધારી રાજ્યકર્તાઓ ગણી તેમની સાથે તે મુજબનું વર્તન રાખી શકાય."**

કંપનિ સરકારનું ઉપરીપણું સ્વીકાર્યું હતું. કાચારના રાજા ગોવિંદચંદ્ર નારિનનું ઈ. સ. ૧૮૩૦ માં કોઇકે ખૂન કર્યું. રાજા ગોવિંદચંદ્ર નારિનને કોઈ પુત્ર ન હતો તેથી બેન્ટીન્કે એ રાજ્યને શાંતિપૂર્વક ખાલસા કરીને બ્રિટિશ મુલકમાં ભેળવી દીધું. જેતિયાના રાજાએ કંપનિ સરકાર સાથે કરેલી સંધિની કેટલીક શરતોનો ભંગ કર્યો હતો તે કારણ બતાવી બેન્ટીન્કે એ રાજ્યનો પણ અમુક ભાગ ખાલસા કરી દીધો. બેન્ટીન્કે જોધપુર, જયપુર, ગ્વાલિઅર, ઝાંસી વગેરે બીજા હિંદી રાજ્યોના વહીવટમાં પણ જબરદસ્તીથી હાથ નાખ્યો હતો અને એ બધાં રાજ્યોનો બેન્ટીન્ક ધીરે ધીરે અંત આણવાની તૈયારીઓ કરતો હતો એવી અફવા લોકોમાં ઉડી હતી અને ઠેઠ કલકત્તાના સમાચારપત્રોમાં પણ એવી એક અફવા છપાઈ હતી.

લૉર્ડ વિલિયમ બેન્ટીન્ક એક બાહોશ અને સુધારક રાજ્યકર્તા હતો. લૉર્ડ ઍમ્હર્સ્ટના સમયમાં બ્રહ્મી વિગ્રહને લઇને કંપનિ સરકારની તિજોરી ખાલી થઈ ગઈ હતી. કંપનિ સરકારની આર્થિક સ્થિતિ સુધારવા અને સાથે પ્રજાને પણ સંતોષવા બેન્ટીન્કે ઘણા ઈલાજો અજમાવ્યા. બેન્ટીન્કના સાત વર્ષના અમલમાં કંપનિ સરકારના રાજ્યમાં મોટો વધારો ન થયો પરંતુ કંપનિ સરકારની હકુમત હેઠળના વિશાળ મુલકમાં બેન્ટીન્કે ડહાપણભરી સુવ્યવસ્થા સ્થાપી અને પ્રજાને મોટે ભાગે શાંતિ આપી. અંગ્રેજોના અમલ પ્રત્યે હિંદીઓ પ્રેમ ધરાવતા થાય એ હેતુથી બેન્ટીન્કે કેટલાક સારા સુધારાઓ દાખલ કરી ખ્યાતિ મેળવી. બેન્ટીન્કના અમલમાં ધોરી રસ્તાઓ સુધારવામાં આવ્યો અને કેટલીક નહેરો પણ બંધાઈ. લૉર્ડ કૉર્નવૉલિસ હિંદીઓને હંમેશાં નીચી પાયરીની નોકરીમાં જ દાખલ કરતો. હિંદીઓનો પ્રેમ સંપાદન કરવાને તેમજ કંપનિ સહકારનો વહીવટી ખર્ચ ઘટાડવાને બેન્ટીન્કે હિંદીઓને ઉંચા હોદ્દાઓ આપવા માંડ્યા. હિંદના વતનીઓને ઉંચા હોદ્દાઓ પર નીમવાની બેન્ટીન્કની નીતિને ઈ. સ. ૧૮૩૩ ના ચાર્ટર ઍકટથી વધારે ઉત્તેજન મળ્યું.

**બેન્ટીન્કની રાજ્ય-વ્યવસ્થા**

(અ) **ઠગોનો નાશ**:—ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં જે તોફાની ટોળીઓ હિંદુસ્થાનની પ્રજાને રંજાડતી હતી તે ટોળીઓમાં પિંઢારાઓની ટોળીઓ અને ઠગોની ટોળીઓ મુખ્ય હતી. લૉર્ડ હેસ્ટિંગ્સના અમલમાં પિંઢારાઓની

જુલમગાર ટોળીઓને ઉખેડી નાખવામાં આવી હતી પરંતુ ઠગોની ટોળીઓનો ત્રાસ હજી ચાલુજ હતો.ઠગ લોકો કાલિકાદેવીના ભકતો હોવા છતાં ઘાતકી ધુતારાઓ હતા અને મુસાફરોને આડે અવળે રસ્તે દોરી જઈ તેમને લુંટી લેતા અને પછીથી તેમને રૂમાલ વડે ફાંસો દઈ મારી નાખતા. ખૂન અને લુંટનો જ ધંધો લઈ બેઠેલા આ ઠગો નાની મોટી ટોળીઓમાં છૂપાવેશે ફર્યા કરતા અને વિશ્વાસુ મુસાફરોનો જીવ લેતા. લૉર્ડ બેન્ટીન્કે પ્રજાને શાંતિ આપવા ઠગોની ટોળીઓનું નિકંદન કાઢવાનો નિર્ણય કર્યો અને કર્નલ સ્લીમૅન તથા સ્મિથ નામના બે અમલદારોને એ કામ સોંપ્યું. કર્નલ સ્લીમૅને આ બાબતમાં મન



લૉર્ડ વિલિયમ બેન્ટીન્ક

મૂકી કામ કર્યું અને ધીરે ધીરે ઘણા ઠગોને પકડ્યા. હજારેક ઠગોને ફાંસી આપવામાં આવી અને જે ઠગોએ ગુન્હા કબુલ કર્યા અને બીજા ઠગો વિષે બાતમી આપી તેમને માફી આપવામાં આવી. ઠગોની ટોળીઓનો નાશ કર-

વાનું કપરૂં કામ જે ઈ. સ. ૧૮૩૧ માં શરૂ થયું હતું તે ઈ. સ. ૧૮૩૭ માં પૂર્ણ થયું અને પ્રજાને ઘણી રાહત તથા શાંતિ મળ્યાં.

( આ ) **વહીવટી સુધારાઓ :**—કંપનિ સરકારની આર્થિક સ્થિતિ સુધારવા તેમજ વહીવટમાં સુવ્યવસ્થા સ્થાપવા માટે લૉર્ડ બેન્ટીન્કે કેટલાક મહત્વના વહીવટી સુધારાઓ મક્કમપણે દાખલ કર્યા. વહીવટી ખર્ચમાં કાપકુપ કરવા માટે બેન્ટીન્કે એક સમિતિ નીમી જેણે અમલદારોના ભારી પગાર ઓછા કરવાની ભલામણ કરી. બેન્ટીન્કે જોયું કે કંપનિ સરકારના હિંદના વહીવટમાં દર વરસે આસરે એક કરોડ રૂપિઆની ખોટ આવતી હતી તેથી તેણે કાપકુપ સમિતિની ભલામણને મક્કમપણે અમલમાં મૂકી જેને પરિણામે બેન્ટીન્ક કંપનિના અમલદારોમાં અળખામણો બન્યો. બેન્ટીન્કે લશ્કરી અમલદારોનું ભથ્થું અર્ધું કરી નાખ્યું. ઉંચા હોદ્દાઓ પર અંગ્રેજોને નીમવાથી જે ભારે ખર્ચ થતો હતો તે ઘટાડવા બેન્ટીન્કે લાયક હિંદીઓને ઓછા પગારથી ઉંચા હોદ્દાઓ પર નીમવા માંડ્યા. ઇનામી જમીન ધરાવનારાઓને મહેસુલની માફી હતી તે બેન્ટીન્કે રદ કરી જેથી કંપનિની મહેસુલ આવકમાં વધારો થયો પરંતુ ઘણા જમીનદારોના કુટુંબો નિર્ધન બની ગયાં. બેન્ટીન્કે અફીણમાંથી કંપનિ સરકારને મળતી આવકમાં પણ વધારો કર્યો. બેન્ટીન્કનાં આ પગલાંઓથી કંપનિ સરકારની આર્થિક સ્થિતિ ઘણી સુધરી. બેન્ટીન્કે ન્યાયખાતામાં પણ અમુક સુધારાઓ દાખલ કર્યા. ફરતી અદાલતોને સ્થાને તેણે જીલ્લા કોર્ટો સ્થાપી, અદાલતમાં ફારસીને બદલે અંગ્રેજી તેમજ પ્રાંતિક દેશી ભાષા દાખલ કરી અને ન્યાયાધિશોના પગારમાં તેમજ સત્તામાં તેમના ઉચ્ચ હોદ્દાને છાજે એવો વધારો કર્યો. રેવન્યુ બૉર્ડો રદ કરી બેન્ટીન્કે રેવન્યુ કમિશ્નરોની નિમણુક કરી અને અલ્હાબાદમાં સદર દિવાની અને ફોઝદારી અદાલતોની સ્થાપના કરી.

( ઇ ) **સામાજીક સુધારાઓ :**—લૉર્ડ બેન્ટીન્ક કેટલીક બાબતોમાં ઉદાર અને સુધારક વિચારો ધરાવતો હતો. પ્રજાને સુખશાંતિ આપી તેનો પ્રેમ સંપાદન કરવો અને એ રીતે અંગ્રેજી રાજ્યની જડ મજબુત બનાવવી એ બેન્ટીન્કનો ઉદ્દેશ હતો. હિંદી પ્રજાના ઉપલા વર્ગોમાં કેળવણીનો પ્રચાર કરવા અને હિંદી પ્રજામાં પ્રચલિત એવા કેટલાક ખરાબ રિવાજો બંધ કરાવવા

બેન્ટીન્ક ઇંતેજાર હતો. હિંદુઓમાં પુરાતન કાળથી સતી થવાનો રિવાજ પ્રચલિત હતો. એ રિવાજ અનુસાર હિંદુ પત્નિને પોતાના મરણ પામેલા પતિની સાથે જ ચિતામાં બળી મરવું પડતું. કોઈ સ્ત્રીને સતી થવાનો વિચાર ન હોય તો પણ તેને બળજબરીથી પતિની સાથે ચિતામાં બળી મરવાની ફરજ પાડવામાં આવતી. મોગલ સમ્રાટ અકબરે આ સતી થવાનો રિવાજ બંધ કરવા પ્રયાસ કર્યો હતો પણ એ રિવાજનો સમૂળગો નાશ થયો ન હતો. બંગાળામાં સતી થવાનો રિવાજ ખૂબ જ પ્રચલિત હતો. બેન્ટીન્કે હિંદુ પંડિતોને ભેગા કરી, હિંદુ ધર્મમાં સતી થવાનો રિવાજ શાસ્ત્રાનુસાર છે કે



લૉર્ડ મૅકોલે

નહિ તે વિષે ચર્ચા કરી અને પછીથી એ રિવાજને સદંતર બંધ કરવાના નિર્ણય ઉપર આવ્યો. રૂઢીચુસ્ત હિંદુઓ તરફથી સતી થવાના ચાલને બંધ કરવા બાબતમાં વિરોધ ઉભો થશે એ બેન્ટીન્ક જાણતો હતો તેથી તેણે એ બાબતની પોતાની આખી યોજના કંપનિના સંચાલકોને ઇંગ્લંડ લખી જણાવી. પોતાના માર્ગમાં કેટલીક ગંભીર મુશ્કેલીઓ હોવા છતાં બેન્ટીન્કે

સમાજ સુધારા કરવામાં હિંમતપૂર્વક પગલું ભર્યું અને ઈ. સ. ૧૮૨૯ માં એવો કાયદો પસાર કર્યો કે સતી થનાર સ્ત્રીને તથા તેને સતી થવા દેવામાં મદદગાર બનનાર માણસોને સખત શિક્ષા થશે. રૂઢીચુસ્ત હિંદુઓ આ કાયદાથી ખળભળી ઉઠ્યા અને ઇંગ્લંડની પ્રીવી કાઉન્સિલ સુધી ફરિયાદ લઈ ગયા, પરંતુ રાજા રામમોહન રાય જેવા હિંદુ સુધારકો બેન્ટીન્કના પગલાંની તરફેણમાં હતા એટલે બેન્ટીન્કના કાયદા સામેનો વિરોધ ધીરે ધીરે ઓગળી ગયો.

(૪) **અંગ્રેજી કેળવણીની શરૂઆત** :—ઇસ્ટ ઇન્ડિઆ કંપનિએ ઈ. સ. ૧૭૫૭ પછી રાજ્યવહીવટ ચલાવનારી સંસ્થાનું સ્વરૂપ ધારણ કર્યું ત્યારે શરૂઆતમાં એ કંપનિએ તેના તાબામાં આવી ગયેલા મુલકોમાં કેળવણીનો પ્રચાર કરવા માટે લગભગ કશું જ કર્યું ન હતું. હિંદીઓને સરકારી નોકરીમાં નીમવાની જરૂર તો હતી જ પરંતુ ઉંચા હોદ્દાઓ ઉપર નીમી શકાય એવા લાયક હિંદીઓને યોગ્ય કેળવણી આપવાની જરૂરિઆત એથી વિશેષ હતી. ઈ. સ. ૧૮૧૩ સુધી અંગ્રેજ કંપનિ સરકારે પોતાના તાબામાં આવી ગયેલા મુલકોની પ્રજાને કેળવણી આપવાની જવાબદારી સ્વીકારી જ ન હતી. ઈ. સ. ૧૮૧૩ ના ચાર્ટર ઍક્ટની એક કલમ એવી હતી કે કંપનિએ દર સાલ કેળવણીના પ્રચાર અંગે એક લાખ રૂપિઆ વાપરવા. આ રકમમાંથી કેટલીક સંસ્કૃત પાઠશાળાઓને તથા અરબી અને ઉર્દુ મદ્રેસાઓને થોડી મદદ આપવામાં આવતી અને મોટા ભાગની રકમ ફાજલ પડી રહેતી. હિંદીઓને કેળવણી કેવા પ્રકારની આપવી–દેશી ઢબની કે અંગ્રેજી ભાષા દ્વારા પાશ્ચાત્ય ઢબની–તે વિષે ઘણી ચર્ચા થવા લાગી અને આ બાબતને અંગે બે પક્ષ પડી ગયા; સંસ્કૃત અને અરબીની હિમાયત કરનારો પક્ષ પૌર્વાત્ય ( Orientalist ) અને અંગ્રેજી ભાષા દ્વારા સાહિત્ય અને વિજ્ઞાનનો પ્રચાર કરવાની હિમાયત કરનારો પક્ષ પાશ્ચાત્ય ( Occidentalist ) કહેવાયો. પહેલા પક્ષનો નેતા હોરેસ વીલ્સન હતો જ્યારે બીજા પક્ષનો નેતા, ગવર્નર–જનરલની કાઉન્સિલનો ધારા ખાતાનો સભ્ય લૉર્ડ મૅકોલે હતો. લૉર્ડ મૅકોલેએ ઈ. સ. ૧૮૩૩ માં તેની પ્રસિદ્ધ નોંધમાં ભારપૂર્વક જણાવ્યું કે, " અંગ્રેજી ભાષા દ્વારા પાશ્ચાત્ય કેળવણી આપવાથી કેળવણી માટે મુકરર કરેલી રકમનો ઉત્તમમાં ઉત્તમ ઉપયોગ થઈ શકશે. " લૉર્ડ બેન્ટીન્ક મૅકોલેના મતનો હતો એટલે પૌર્વાત્ય પક્ષ હાર્યો અને

દૂરદર્શી બેન્ટીન્ક અને મૅકોલેની અંગ્રેજી કેળવણી આપવાની નીતિ ઈ. સ. ૧૮૩૫ થી અમલમાં મૂકાઈ. ઉર્દુ, ફારસી અને સંસ્કૃતનો અભ્યાસ કરાવતી સંસ્થાઓ હવે ઓછી થઈ ગઈ અને કંપનિ સરકારે તો માત્ર અંગ્રેજી શાળાઓ અને કૉલેજો ચલાવવા તરફજ ધ્યાન આપ્યું. કંપનિ સરકારે દેશી ભાષાની અવગણના કરી અને પ્રાથમિક કેળવણી પ્રત્યે દુર્લક્ષ્ય રાખ્યું જેથી મોટા ભાગની પ્રજા અભણ રહી. અંગ્રેજી કેળવણીથી જનસમાજને ફાયદો ન થયો એટલું જ નહિ પરંતુ જે થોડા ઘણા હિંદીઓએ અંગ્રેજી કેળવણીનો લાભ લીધો તેમનામાં માનસિક ગુલામીની ભાવના પ્રગટી.

**ઇ. સ. ૧૮૩૩ નો કંપનિનો પટ્ટો**

ઇસ્ટ ઇન્ડિઆ કંપનિને દર વીસ વર્ષે નવેસરથી પટ્ટો આપવામાં આવતો તે અનુસાર ઈ. સ. ૧૮૩૩ માં તેને નવો પટ્ટો કરી આપવામાં આવ્યો. ઇ. સ. ૧૮૩૩ ના પટ્ટામાં ઘણા મહત્વના ફેરફારો દાખલ કરવામાં આવ્યા. આ પટ્ટો આપવા માટે ઇંગ્લંડની પાર્લમેંટે ઈ. સ. ૧૮૩૩ માં એક કાયદો પસાર કર્યો જે ઇ. સ. ૧૮૩૩ ના 'ચાર્ટર ઍક્ટ' તરીકે ઓળખાય છે. એ કાયદાથી ઇસ્ટ ઇન્ડિઆ કંપનિને હિંદ અને પૂર્વના દેશોમાં વેપાર કરવાની સદંતર મનાઈ કરવામાં આવી અને તેને બીજાં વીસ વર્ષ માટે બ્રિટિશ હિંદનો રાજ્યવહીવટ ચલાવવાનું કામ સોંપવામાં આવ્યું. બંગાળાનો ગવર્નર–જનરલ આ કાયદાથી આખા બ્રિટિશ હિંદનો ગવર્નર-જનરલ બન્યો અને એ રીતે પ્રાંતિક સરકારોથી બ્રિટિશ હિંદની મધ્યસ્થ કે વડી સરકારને અલગ પાડવામાં આવી. આખા બ્રિટિશ હિંદના વહીવટ માટે ગવર્નર-જનરલને જવાબદાર ઠેરવવામાં આવ્યો. બ્રિટિશ હિંદ માટે કોઈ પણ કાયદો ઘડવો હોય કે કાંઇ પણ ખર્ચ કરવું હોય તો તે માટેની સત્તા માત્ર બ્રિટિશ હિંદની વડી સરકાર (એટલે કે ગવર્નર-જનરલ અને તેની કાઉન્સિલ) ને જ આપવામાં આવી એટલે પ્રાંતિક સરકારો હવે હિંદની વડી સરકારને સંપૂર્ણ રીતે આધીન બની. ગવર્નર-જનરલની કાઉન્સિલમાં એક વધારાનો સભ્ય નીમવામાં આવ્યો અને તેને બ્રિટિશ હિંદ માટે કાયદાઓ ઘડવાનું કામ સોંપવામાં આવ્યું તેથી એ વધારાનો સભ્ય ધારા-સભ્ય ( Law Member ) કહેવાયો. ધારા-સભ્યના આ હોદ્દા પર લૉર્ડ મૅકોલેની નિમણુક કરવામાં આવી. રોહિલખંડ, દિલ્હી, આગ્રા અને ગોરખપુર જે કંપનિ સરકારના તાબામાં આવી ગયેલાં હતાં તેનો એક જુદો

પ્રાંત બનાવવામાં આવ્યો. ઈ. સ. ૧૮૩૩ ના ‘ ચાર્ટર ઍક્ટ ’ ની એક કલમ એવી હતી કે, “ કોઈ પણ હિંદીને તેના ધર્મ, જન્મસ્થાન, જાત, વર્ણ કે એવા કોઈપણ ભેદને લીધે કંપનિની કોઈ પણ નોકરી કે જગાને માટે નાલાયક ગણવો નહિ.” આ કલમથી હિંદીઓને ઘણો ફાયદો થાય એમ હતું પરંતુ એ કલમનો ન્યાયપૂર્વકનો અમલ થયો નહિ અને મોટા હોદ્દાઓ ઉપર અંગ્રેજો જ મોટે ભાગે નીમાતા રહ્યા. આ કાયદાથી બ્રિટિશ તાજની કોઈ પણ પ્રજાને હિંદમાં આવી રહેવાની, વેપાર કરવાની અને ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવાની છૂટ આપવામાં આવી. આ છૂટનો ખ્રિસ્તી પાદરીઓએ દુરુપયોગ કર્યો કારણ કે સંખ્યાબંધ પાદરીઓ ખ્રિસ્તી ધર્મના પ્રચારકો ( Missionaries ) તરીકે હવે નિર્ભયપણે હિંદમાં ઘૂમવા લાગ્યા અને હિંદુ તથા મુસલમાન ધર્મોની નિંદા કરી લોકોને ખ્રિસ્તી બની જવાને આગ્રહભર્યો ઉપદેશ આપવા લાગ્યા. હિંદીઓ બધા ખ્રિસ્તી બની જાય એમાંજ બ્રિટિશ રાજ્યની હિંદમાં સ્થિરતા છે એવું ઘણા અંગ્રેજ અમલદારો માનતા હતા તેથી ખ્રિસ્તી પાદરીઓ ધર્મ પ્રચાર કરવામાં હદ ઓળંગી જતા તો પણ તેમને રોકવામાં ન આવતા. ઈ. સ. ૧૮૩૩ ના ‘ ચાર્ટર ઍક્ટ ’ની રૂએ હિંદમાં ચાલતા કાયદાઓનો સંગ્રહ કે એકીકરણ કરવા એક સમિતિ નીમવામાં આવી જેણે ‘ હિંદી ફોજદારી કાયદો–( Indian Penal Code )’ તૈયાર કર્યો.

લૉર્ડ વિલિઅમ બેન્ટીન્કે ખાસ કરીને સુધારક તરીકે હિંદી ઇતિહાસમાં નામના મેળવી છે પરંતુ બેન્ટીન્ક એક દૂરદર્શી રાજનીતિજ્ઞ હોવાથી તેણે ગવર્નર-જનરલ તરીકે જે રાજકીય મુત્સદ્દીગીરી બતાવી હતી તેનો પણ સ્પષ્ટ ઉલ્લેખ થવો જોઇએ.

**ભાવિ રાજ્ય વિસ્તાર માટેની તૈયારી**

અંગ્રેજોને થોડાં વર્ષ અગાઉ જેવો નેપોલિઅનનો ડર હતો તેવો આ સમયે તેમને રશિઆનો ડર લાગવા માંડ્યો હતો. રશિઆના રાજ્યની સરહદ અફઘાનિસ્તાનની લગોલગ આવી પહોંચી હતી. આ કારણથી અફઘાનિસ્તાન, પંજાબ અને સિંધ એ ત્રણ દેશો જે અંગ્રેજ સરકારથી સ્વતંત્ર હતા તેમના પર અંગ્રેજ સરકારની ઘણા વખતથી નજર પડી ચૂકી હતી. પંજાબ અને સિંધમાં પગપેસારો કરી રશિઆ વિરુદ્ધ ખટપટ જમાવવા ઇંગ્લંડના પ્રધાનમંડળે બેન્ટીન્કને સૂચના કરી. બેન્ટીન્ક પણ કંપનિ સરકારનો રાજ્યવિસ્તાર અને પ્રતિષ્ઠા વધે એ માટે તો ઘણો

જ ઉત્સુક હતો તેથી તેણે એ સૂચના માથે ચડાવી અને એક યુક્તિબાજ મુત્સદ્દીને છાજે એવી યોજના ઘડી. ભવિષ્યમાં કોઈવાર સિંધુ નદી વાટે લશ્કર લઈ જવાનો પ્રસંગ આવે તો કઈ કઈ મુશ્કેલીઓ આવવાનો સંભવ છે તેની પહેલેથી માહિતી મેળવવા બેન્ટીન્કે સિંધુ નદીમાં કંપનિના વહાણો મોકલવાની યોજના રચી. સિંધના સ્વતંત્ર અમીરો પાસેથી આ માટેની પરવાનગી યુક્તિપ્રયુક્તિથી મેળવવામાં આવી* ત્યાર પછી થોડા સમયમાં સિંધના અમીરો જોડે મિત્રાચારીના કરાર કરી, સિંધુ નદીનો માર્ગ અંગ્રેજો વેપાર અર્થે વાપરી શકે એવી છૂટ મેળવી. પંજાબનો રાજા રણજીતસિંહ કેટલાક સમયથી સિંધ જીતી લેવા આતુર હતો પણ હવે તો અંગ્રેજ કંપનિ સિંધ પોતાને જ માટે મેળવવા માગતી હતી તેથી રણજીતસિંહને મનાવી લેવાની જરૂર પડી. વિચક્ષણ બેન્ટીન્કે ઈ. સ. ૧૮૩૧ માં રણજીતસિંહ સાથેની અંગ્રેજ કંપનિની મિત્રતા વધારે દૃઢ બનાવવા માટે સતલજ નદીના કિનારા પર રોપડ મુકામે એક ભવ્ય દરબાર ભર્યો અને રણજીતસિંહને ખૂબ સન્માન આપ્યું. રણજીતસિંહે કંપનિ સરકાર સાથે મિત્રાચારીના નવા કરાર કર્યા. બેન્ટીન્કે પંજાબ તથા સિંધ સાથે કરેલી કંપનિની મિત્રાચારીનું પરિણામ એ આવ્યું કે થોડાંક વર્ષોમાં જ એ બન્ને સ્વતંત્ર દેશને બ્રિટિશ હિંદમાં ભેળવી દેવામાં આવ્યા.

લૉર્ડ વિલિયમ બેન્ટીન્કે ઈ. સ. ૧૮૩૫ માં ગવર્નર-જનરલના પદનો

---

* સિંધના સ્વતંત્ર અમીરો અંગ્રેજ વહાણોને સિંધુ નદીમાંથી પસાર ન થવા દે એટલા માટે એમ કહેવામાં આવ્યું કે ઇંગ્લંડના રાજા વિલિયમ ચોથા તરફથી પંજાબના રાજા રણજીતસિંહને એક ઘોડાગાડી ભેટ તરીકે મોકલવાની છે અને એ ગાડી જળમાર્ગથીજ પંજાબ પહોંચાડી શકાય એમ છે! બેન્ટીન્કની કાઉન્સિલનો એક સભ્ય સર ચાર્લ્સ મૅટકાફ આ કપટયોજનાની વિરુદ્ધ હતો. તેણે બેન્ટીન્કને જણાવ્યું હતું કે:– "રાજા રણજીતસિંહને ભેટ મોકલવાને બહાને સિંધુ નદીની ભૌગોલિક તપાસ કરવાની યોજના મને અતિશય અયોગ્ય લાગે છે. મારા મત પ્રમાણે આ એક એવી ચાલ છે જે આપણને શોભતી નથી." (ઈ. સ. ૧૮૩૯ ના ઑક્ટોબરમાં સર ચાર્લ્સ મેટકાફે મોકલાવેલી નોંધમાંથી).




બ્રિટિશ સામ્રાજ્ય; ઈ. સ. ૧૮૩૦

ત્યાગ કર્યો અને યશ તથા કીર્તિ સાથે તે સ્વદેશ ગયો. ગવર્નર-જનરલ તરીકેની સાત વર્ષની કારકીર્દીમાં બેન્ટીન્કે પ્રજાહિતનાં તેમજ કંપનિ સરકારના હિતનાં કેટલાંક મહત્વનાં કાર્યો કર્યાં જેથી બ્રિટિશ હિંદના ઇતિહાસમાં તે સારી નામના મૂકી ગયો. બેન્ટીન્કના રાજ્યવહીવટનું છેલ્લું શુભ કામ કલકત્તામાં એક ડાકટરી કૉલેજ સ્થાપવાનું હતું. માર્કિવસ વેલેસ્લીની માફક બેન્ટીન્કે કંપનિ સરકારનું રાજ્ય વધારવા વિગ્રહો ન ખેલ્યા છતાં તેણે વેલેસ્લીના જેટલી જ સેવા કંપનિ સરકારની કરી અને તે વેલેસ્લી કરતાં વધારે યશ મેળવવા ભાગ્યશાળી થયો. બેન્ટીન્કે હિંદમાં કંપનિ સરકારની જે સેવા કરી તેની યાદગીરીમાં કલકત્તામાં એક કીર્તિસ્તંભ કરવામાં આવ્યો. બેન્ટીન્કે બ્રિટિશ હિંદના રાજ્યવહીવટમાં સુવ્યવસ્થા સ્થાપી સ્થિરતા આણી અને હિંદમાં બ્રિટિશ અમલને લોકપ્રિય બનાવવા સફળ પ્રયાસો આદર્યા. બેન્ટીન્ક જ્યારે બ્રિટિશ હિંદનો ગવર્નર-જનરલ હતો એ અરસામાં દુનિયાભરમાં બ્રિટિશ સામ્રાજ્ય વિસ્તીર્ણ બન્યું (જુઓ નકશો નં. ૧૦) અને ગ્રેટ બ્રિટન અને સામ્રાજ્યના હિંદ જેવા દેશો વચ્ચે આગબોટો (સ્ટીમરો) નો વ્યવહાર શરૂ થયો. બેન્ટીન્કે પણ પોતાની શાંતિમય રીતે હિંદમાં બ્રિટિશ સામ્રાજ્યની જડ સજ્જડ બનાવી અને ભવિષ્યમાં પંજાબ તથા સિંધ હિંદી બ્રિટિશ સામ્રાજ્યના ભાગ બની જાય એ માટેની પૂર્વભૂમિકા તૈયાર કરી. પ્રજાને સુખશાંતિ આપવા ઉપરાંત બેન્ટીન્કે કંપનિ સરકારની આર્થિક સ્થિતિ પણ સદ્ધર બનાવી. બેન્ટીન્ક ઉદ્દામ નહિ પણ વિનીત પક્ષનો સામ્રાજ્યવાદી હતો.

**બેન્ટીન્કના કાર્યની સમાલોચના**

## પ્રકરણ સાર

### (૧) લૉર્ડ ઍમ્હર્સ્ટનો અમલ (ઇ. સ. ૧૮૨૩–૨૮):—

(ક) **પહેલો બ્રહ્મી વિગ્રહ**:—આવાના રાજાની આક્રમણકારી નીતિને લઇને ઍમ્હર્સ્ટે બ્રહ્મદેશ સાથે વિગ્રહ જાહેર કર્યો; અંગ્રેજ લશ્કરને બ્રહ્મદેશમાં ઘણીજ મુશ્કેલીઓ નડી; બ્રહ્મી સરદાર મહાબંદૂલો મરાયો—યાંદાબોની સુલેહથી વિગ્રહનો અંત આવ્યો; કંપનિને તિનાસરીમ, આસામ અને આરાકાન મળ્યાં; ઇ. સ. ૧૮૨૬.

(ખ) **બરાકપુરમાં સિપાઇઓનું બંડ:**—બ્રહ્મદેશ જવા માટે દરિયો ઓળંગવાની બરાકપુરની પલટનના હિંદુ સિપાઇઓએ પાડેલી ના; લશ્કરી શિસ્તના નામે એ સિપાઇઓને ક્રૂર સજા કરવામાં આવી.

(ગ) **ભરતપુરનો ઘેરો:**—ભરતપુર રાજ્યની ગાદી માટે બે હકદારો વચ્ચે તકરાર; ઍમ્હર્સ્ટે એક હકદારનો પક્ષ લઈ ભરતપુર પર કરેલી ચડાઈ–ભરતપુરના પુરાતન કિલ્લાનો નાશ.

(૨) **લૉર્ડ બેન્ટીન્કનો અમલ (ઇ. સ. ૧૮૨૮–૩૫):**—

(અ) **હિંદી રાજ્યોમાં દરમિયાનગીરી:**—કંપનિના જે આશ્રિત રાજ્યોમાં ગંભીર ગેરવહીવટ ચાલતો હોય ત્યાં દરમિયાનગીરી કરવાની બેન્ટીન્કની નીતિ; મ્હૈસુરના રાજાને પદભ્રષ્ટ કરી રાજ્યનો વહીવટ અંગ્રેજ કમિશનરોને સોંપ્યો; અંગ્રેજોના વેપારી હિત માટે કાચાર અને કુર્ગનાં રાજ્યો ખાલસા કર્યાં; જોધપુર, જયપુર, ગ્વાલિઅર વગેરે રાજ્યોના વહીવટમાં પણ બેન્ટીન્કે માથું માર્યું.

(આ) **ઠગોનો નાશ:**—મુસાફરોને ભોળવી તેમના જાન લેનાર ઠગની ટોળીઓનો ત્રાસ; સ્લિમૅન અને સ્મિથની સરદારી હેઠળ લશ્કર મોકલી બેન્ટીન્કે ઠગોનું નિકંદન કાઢ્યું.

(ઇ) **વહીવટી સુધારાઓ:**—કંપનિ સરકારની આર્થિક સ્થિતિ સુધારવા બેન્ટીન્કે વહીવટી તંત્રમાં કેટલાક ફેરફારો કર્યા; લશ્કરનું ભથ્થું અર્ધું કર્યું; રેવિન્યુ બોર્ડો બંધ કરી કમિશનરો નીમ્યા અને હિંદીઓને ઉંચા હોદ્દા પર નીમવાની શરૂઆત કરી; નવી અદાલતો સ્થાપી; ન્યાયાધિશોની સત્તા અને પગાર વધાર્યાં.

(ઈ) **સતીના ચાલની બંધી:**—સામાજીક સુધારા કરવાની બેન્ટીન્કની ઇચ્છા; હિંદુઓમાં સતી થવાનો દુષ્ટ રિવાજ; પુખ્ત વિચારણા બાદ બેન્ટીન્કે એક કાયદો કરી સતીના ચાલની બંધી કરી.

( ઉ ) **અંગ્રેજી કેળવણીની શરૂઆત :**—પ્રજાને કેળવણી આપવાની જવાબદારી કંપનિએ મોડી સ્વીકારી; શરૂઆતમાં સંસ્કૃત અને અરબી પાઠશાળાઓને મદદ; પ્રાથમિક કેળવણીની અવગણના કરી બેન્ટીન્કે અંગ્રેજી કેળવણી આપવા માટે સ્કુલો અને કૉલેજો ખોલાવી.

( ઊ ) **ઈ. સ. ૧૮૩૩ નો ચાર્ટર ઍક્ટ :**—ઈસ્ટ ઇન્ડિઆ કંપનિ પાસેથી તમામ વેપારી હકો લઈ લેવામાં આવ્યા; બંગાળાની સરકાર હિંદની વડી સરકાર બની; કાયદા ઘડવાની સત્તા માત્ર વડી સરકારના હાથમાં.

( ક ) **પંજાબ તથા સિંધ સાથે મિત્રાચારીના કરારો :**—અંગ્રેજ સરકારને રશિઆનો ડર; અફઘાનિસ્તાન સુધી આવી પહોંચેલી રશિઆની સરહદ; પંજાબ તથા સિંધમાં પગ પેસારો કરવા બેન્ટીન્કે રણજીતસિંહ તથા સિંધના અમીરો સાથે કરેલા મિત્રાચારીના કરારો.

---

## પ્રશ્નો

( ૧ ) પહેલો બ્રહ્મી વિગ્રહ કેવા સંજોગોમાં ઉપસ્થિત થયો અને લૉર્ડ ઍમ્હર્સ્ટે એ વિગ્રહને કંપનિ સરકારના લાભમાં કેવી રીતે પાર ઉતાર્યો ?

( ૨ ) બેન્ટીન્કની હિંદી રાજ્યો બાબતની નીતિની ચર્ચા કરો. એ નીતિને " દ્વિમુખી " ગણી શકાય કે કેમ તેનાં કારણો આપો.

( ૩ ) ગવર્નર-જનરલ તરીકેના સાત વર્ષના અમલમાં બેન્ટીન્કે કંપનિ સરકારનું અને તેની હિંદી પ્રજાનું હિત કેવી રીતે સાચવ્યું તેનો ટૂંક ખ્યાલ આપો. પંજાબ તથા સિંધ સાથે બેન્ટીન્કે કેવા કરાર કર્યા અને શા માટે ?

( ૪ ) નીચે જણાવેલા વિષયો ઉપર મુદ્દાસર વિવેચન કરો :—
( અ ) ઈ. સ. ૧૮૩૩ નો ચાર્ટર ઍક્ટ; ( બ ) બરાકપુરના સિપાઇઓનું બંડ; ( ૩ ) મૅકોલેની અંગ્રેજી કેળવણીની યોજના.

---

# સમય રેખા નં. ૩

## મરાઠી સત્તાનો ઉદય અને અસ્ત

ઈ. સ.

૧૬૨૫ +

શિવાજીનો જન્મ થયો (૧૬૨૭).

•

૩૫ +

•

૪૫ + શિવાજીએ પૂના પાસે સ્વતંત્ર હિંદુ રાજ્ય સ્થાપવાની તૈયારી કરી.

•

૫૫ +

• બિજાપુરના સુલતાને શિવાજી સાથે સુલેહ કરી.
શિવાજીએ કોંકણ સર કર્યું (૧૬૬૨).

શિવાજીએ રાજા નામ ધારણ કર્યું (૧૬૬૪).

૬૫ +

• શિવાજીએ સુરત બીજી વાર લૂંટ્યું.
શિવાજીએ છત્રપતિ તરીકે રાજ્યાભિષેક કરાવ્યો (૧૬૭૪).

૭૫ + શિવાજીએ કર્ણાટક, તાંજોર અને મ્હેસુર પર સ્વારી કરી.

• શિવાજી છત્રપતિ મરણ પામ્યા.
સંભાજી છત્રપતિ થયો (૧૬૮૧).

ઈ. સ.

૧૬૮૫ +

ઔરંગઝેબે સંભાજીનો વધ કરાવ્યો. ( ૧૬૮૯ ).

•

૯૫ +

જીંજીગઢ મોગલોના હાથમાં ગયો. ( ૧૬૯૮ ).

• છત્રપતિ રાજારામ મરણ પામ્યો.

૧૭૦૫ +

શાહુ છત્રપતિ બન્યો. ( તારાબાઈના અમલનો અંત ) (૧૭૦૮).

•

બાળાજી વિશ્વનાથ ( પેશ્વા ) ના હાથમાં લગલગ તમામ સત્તા આવી. ( ૧૭૧૪ ).

૧૫ +

• બાજીરાવ પેશ્વા બન્યો.

૨૫ + મરાઠાઓની સર્વોપરી સત્તા જામવા લાગી.

• છત્રપતિ શાહુએ કોલ્હાપુરના શિવાજી બીજાની સ્વતંત્રતા માન્ય રાખી ( મરાઠી રાજ્યના ભાગલા પડ્યા ).

૩૫ + ઉત્તર હિંદમાં મરાઠી રાજ્યો સ્થપાઈ ગયાં.

બાજીરાવ પેશ્વાએ ફિરંગીઓને હઠાવ્યા ( ૧૭૩૮ ).

• બાલાજી બાજીરાવ પેશ્વા થયો.

૪૫ + મરાઠી રાજ્યનો મોટો વિસ્તાર થયો. ( ૧૭૪૫–૬૦ ).

•

૫૫ +

· ઉદ્ગીરના યુદ્ધમાં મરાઠાઓએ નિઝામને સખત હાર આપી.
પાણીપતના યુદ્ધમાં મરાઠાઓની સખત હાર ( ૧૭૬૧ ).

૬૫ +

· મરાઠાઓએ શાહઆલમને દિલ્હીની ગાદીપર બેસાડ્યો ( ૧૭૭૧ ).
મરાઠાઓએ હૈદરઅલીને હરાવ્યો ( ૧૭૭૨ ).

૭૫ + અંગ્રેજો સાથે પહેલો વિગ્રહ શરૂ થયો.

·

અંગ્રેજો અને મરાઠાઓ વચ્ચે સાલબાઈના કરાર થયા (૧૭૮૨).

૮૫ + મહાદજી સિંધેએ ઉત્તર હિંદમાં જબરદસ્ત લાગવગ સ્થાપી.

·

૯૫ + નાના ફડનવીસે નિઝામને સખત હાર ખવડાવી.
નાના ફડનવીસ મરણ પામ્યો. ( મરાઠી સત્તાનો નાશ શરૂ થયો ).

· પેશ્વા બાજીરાવ બીજો અંગ્રેજોનો આશ્રિત બન્યો ( ૧૮૦૩ ).

૧૮૦૫ +

·

ઇંદોરનો રાજા જશવંતરાવ હોલ્કર મરણ પામ્યો ( ૧૮૧૧ ).

૧૫ + બીજા બાજીરાવ પેશ્વાને અંગ્રેજોએ પદભ્રષ્ટ કર્યો. ( ૧૮૧૮ ).
( અંગ્રેજોએ મરાઠી સામ્રાજ્યનો અંત આણ્યો ).

·

૧૮૨૫ +



# પ્રકરણ ૧ લું

## પંજાબ અને સિંધમાં બ્રિટિશ સત્તાનો વિસ્તાર

## (ઇ. સ. ૧૮૩૬–૪૮)

લૉર્ડ બેન્ટીન્ક ગવર્નર-જનરલનો હોદ્દો છોડી સ્વદેશ ગયો ત્યારે તેની જગ્યાએ કંપનિના એક અતિ બાહોશ અમલદાર, સર ચાર્લ્સ મેટકાફને તેની સેવાની કદર કરી ગવર્નર-જનરલ તરીકે નીમવામાં આવ્યો. મેટકાફ, તેના સમયના અંગ્રેજ અમલદારોના મુકાબલે ન્યાયપ્રિય અને સ્પષ્ટ વક્તા હતો અને હિંદની પ્રજાને માટે તેને કાંઇક સહાનુભૂતિ હતી. માર્કિવસ હેસ્ટિંગ્સે હિંદમાંના છાપખાનાઓ પર અંકુશ રાખવા જે કાયદો અમલમાં મૂકયો હતો તે સખત હોવાથી વર્તમાનપત્રો રાજકીય બનાવ સંબંધી સ્વતંત્ર અભિપ્રાય છૂટથી પ્રગટ કરી શકતાં નહિ. સુધારક બેન્ટીન્કે પણ છાપખાનાને યોગ્ય સ્વતંત્રતા આપવા બાબત લેશ માત્ર પણ સુધારો કર્યો નહિ. મેટકાફ એ સખત કાયદાની વિરુદ્ધ હતો કારણ કે તે સમજતો હતો કે વર્તમાનપત્રો દેશની પ્રગતિ સાધવા માટેનાં કિંમતી સાધનો છે. સર ચાર્લ્સ મેટકાફે ગવર્નર-જનરલ બન્યા પછી છાપખાનાની સ્વતંત્રતા નષ્ટ કરનારો એ અયોગ્ય કાયદો રદ કર્યો. કંપનિના ઇંગ્લંડમાંના સંચાલકો મેટકાફના આ ઉદાર પગલાંની કદર ન કરી શકયા પરંતુ ઉલટા છંછેડાયા અને તેમણે સર ચાર્લ્સ મેટકાફને ગવર્નર-જનરલના પદ ઉપરથી દૂર કર્યો.*

**સર ચાર્લ્સ મેટકાફ, ઇ. સ. ૧૮૩૫–૩૬**

---

* ઇસ્ટ ઇન્ડિઆ કંપનિના કારભારીઓએ સર ચાર્લ્સ મેટકાફ જેવા ન્યાયપ્રિય અને પ્રજા પ્રત્યે સહાનુભૂતિ ધરાવનાર ગવર્નર-જનરલને એ હોદ્દા ઉપર ઝાઝો સમય ટકવા ન દીધો અને મેટકાફે કંપનિની કરેલી તમામ સેવા ભૂલી જઈ તેને એ હોદ્દા ઉપરથી દૂર કર્યો ! પરંતુ મેટકાફે કરેલી અલ્પ સેવા હિંદની કદરદાન પ્રજા ન ભૂલી અને તેણે મેટકાફની યાદગીરી કાયમ રાખવા કલકત્તામાં ‘ મેટકાફ હૉલ ’ બંધાવી હિંદી પ્રજાની કૃતજ્ઞતા દર્શાવી.

**લૉર્ડ ઑકલૅન્ડ અને “કાળો કાયદો”**

આ પછીથી કંપનિના બીજા બાહોશ અમલદાર મો. એલ્ફિન્સ્ટનને તેની સુંદર કામગીરીના ઇનામ તરીકે બ્રિટિશ હિંદના ગવર્નર-જનરલનું પદ આપવાનું કંપનિના કારભારીઓએ વિચાર્યું પરંતુ પોતાની નાદુરસ્ત તબિયતના કારણે એલ્ફિન્સ્ટને એ મહાન પદનો સ્વીકાર કરવાની આનાકાની કરી. આથી ઇંગ્લંડના વડા પ્રધાનની ભલામણ અનુસાર લૉર્ડ ઑકલૅન્ડને ગવર્નર-જનરલ તરીકે નીમી હિંદ મોકલવામાં આવ્યો, ઇ. સ. ૧૮૩૬. લૉર્ડ ઑકલૅન્ડે હિંદ આવ્યા બાદ એક કાયદો કરી સદર દિવાની અદાલતની કાર્યપદ્ધતિમાં સહેજ ફેરફાર કરાવ્યો જેથી દિવાની દાવાઓની બાબતમાં હિંદીઓ અને યૂરોપિઅનો સમાન કોટિમાં મૂકાયા. લૉર્ડ ઑકલૅન્ડના આ કાયદાથી હિંદમાંના યૂરોપિઅનો છંછેડાયા, એ કાયદાને ‘કાળો કાયદો’ એવું ઉપનામ આપ્યું અને એ કાયદાને રદ કરાવવા ચળવળ ઉપાડી. ટૂંકી દૃષ્ટિવાળા એ યૂરોપિઅનો એમ સમજતા હતા કે હિંદી પ્રજા તેમની તાબેદાર પ્રજા હતી તેથી તેમને હિંદીઓ સાથે સમાન કોટિમાં મૂકવા ન જોઈએ. તેમની એ સમજ અયોગ્ય હતી તેથી તેમની ચળવળ નિષ્ફળ ગઈ.

**ઇંગ્લંડ–રશિઆની હરિફાઇ**

પંજાબ તથા સિંધ બાદ કરતાં લગભગ આખો હિંદુસ્તાન કંપનિ સરકારના હાથમાં આવી ગયો હોવાથી અને હિંદને કાયમ માટે પોતાના કબજામાં રાખવાની અંગ્રેજ સરકારની નેમ હોવાથી, હિંદનું પરદેશી શત્રુઓ સામે રક્ષણ કરવું એ કાર્ય હવે કંપનિ સરકારને માથે હતું. ઓગણીસમી સદીની શરૂઆતમાં અંગ્રેજોને જેટલો નેપોલિઅનનો ડર હતો તેટલો ડર ઓગણીસમી સદીના મધ્ય દાયકાઓમાં રશિઆનો હતો. મધ્ય એશિઆમાં સામ્રાજ્ય જમાવવાની નેમ ધરાવનાર ઇંગ્લંડ તથા રશિઆ બન્ને એક બીજાની રાજકીય પ્રવૃત્તિ તરફ શંકાની નજરે જોતાં હતાં. રશિઆ પોતાની સરહદ દક્ષિણ બાજુ વિસ્તારી અફઘાનિસ્તાનની લગોલગ આવવા માગતું હતું તેથી બ્રિટિશ મુત્સદ્દીઓને એવી શંકા આવી કે રશિઆનો હિંદુસ્તાન ઉપર ડોળો છે. રશિઆની ખટપટોનો સામનો કરવા ઇંગ્લંડ અફઘાનિસ્તાન અને ઈરાનમાં પોતાની લાગવગ વધારવા ઇંતેજાર હતું. ઇંગ્લંડ અને રશિઆની આ ઈર્ષ્યાભરી હરિફાઈ

યૂરોપના ઇતિહાસમાં "પૂર્વનો પ્રશ્ન" (Eastern Problem) એ નામે ઓળખાઈ.

**પહેલો અફ્ઘાન વિગ્રહ, ઈ. સ. ૧૮૩૮–૪૨**

લૉર્ડ ઑકલૅન્ડ હિંદ આવ્યો એ અરસામાં અફ્ઘાનિસ્તાનની ગાદી માટે, અહમદશાહ અબદલ્લીના વંશના શાહ શુજા અને અહમદશાહના મુખ્ય વજીરના વંશના દોસ્તમહંમદ વચ્ચે તકરાર ચાલી રહી હતી. દોસ્તમહંમદે શાહ શુજાને હરાવી નસાડ્યો હતો ત્યારે શાહ શુજા પંજાબમાં લુધિઆણામાં અંગ્રેજોના આશ્રયે આવી રહ્યો હતો. રાજગાદી માટે તકરાર ચાલતી હતી એ દરમિયાન સિંધના અમીરો કાબુલથી તદ્દન સ્વતંત્ર બની ગયા હતા અને રણજીતસિંહે પેશાવર જીતી લીધું હતું રણજીતસિંહ પાસેથી પેશાવર પાછું અપાવવા દોસ્તમહંમદે લૉર્ડ ઑકલૅન્ડને લખ્યું પણ રણજીતસિંહ કંપનિ સરકારનો મિત્ર હતો તેથી ઑકલૅન્ડે એ બાબતમાં દોસ્તમહંમદને સંતોષકારક જવાબ ન આપ્યો. દોસ્તમહંમદે આથી ઈરાનના શાહ સાથે મૈત્રિ કરી. દોસ્ત મહંમદ એક બળવાન રાજ્યકર્તા હતો અને અંગ્રેજો તેને રશિઆની વિરુદ્ધ પોતાના પક્ષમાં લેવા ઇંતેજાર હતા. રશિઆની સરકારે ઘણી વાર જાહેર કર્યું હતું કે તેનો ઈરાદો હિંદ ઉપર ચડાઈ કરવાનો નથી જ છતાં ઇંગ્લંડનું પ્રધાનમંડળ રશિઆ હિંદ પર ચડાઈ કરશે એવી ખોટી ધાસ્તિ વખતો વખત જાહેર કર્યા કરતું. ઇંગ્લંડના મુત્સદ્દીઓની ખરી નેમ તો કાબુલના અમીરને અંગ્રેજોનો રક્ષિત રાજ્યકર્તા બનાવવાની હતી. દોસ્તમહંમદને મનાવી લેવા માટે ઑકલૅન્ડે બર્ન્સ નામના અમલદારને કાબુલ મોકલી આપ્યો. બર્ન્સ તેના કાર્યમાં સફળ ન થયો.

(અ) **વિગ્રહનો પૂર્વાર્ધ**:—(લૉર્ડ ઑકલૅંડની અફ્ઘાન નીતિ)

રશિઆએ કાબુલમાં મોકલેલો એલચી દોસ્તમહંમદ સાથે ખટપટ કરી હિંદ પર ચડાઈ લઈ જવાની યોજના તૈયાર કરે છે એવી ખોટી અફવા ફેલાવવામાં આવી અને અંગ્રેજ કંપનિએ શાહ શુજાને કાબુલની ગાદી ઉપર બેસાડવા તેની સાથે અને રણજીતસિંહ સાથે કરાર કર્યો; ઈ. સ. ૧૮૩૮. અંગ્રેજો હવે અમીર દોસ્તમહંમદ સામે વિગ્રહમાં ઉતર્યા. ઈ. સ. ૧૮૩૯ માં એક મોટું લશ્કર સિંધુ નદી ઓળંગી બોલન ઘાટને માર્ગે અફ્ઘાનિસ્તાનમાં

દાખલ થયું. કંપનિની મુંબઈની ફોજ સિંધમાં થઈ કંદહાર પહોંચી. કંદહારનો કબજો સહેલાથી મળ્યો અને ત્યાં શાહ શુજાની આણ ફેરવવામાં આવી. ત્યાર પછી કંપનિના લશ્કરે ગિઝની પર હલ્લો કર્યો અને સખત લડાઈ પછી તે સર કર્યું. દોસ્તમહંમદ બોખારા નાસી ગયો અને અંગ્રેજ લશ્કરે શાહ શુજાને કાબુલની ગાદીએ બેસાડ્યો. શાહ શુજા અફઘાનોમાં લોકપ્રિય ન હતો તેથી સંકટને સમયે તેને મદદ કરવા કાબુલમાં અંગ્રેજ લશ્કર રાખવામાં આવ્યું. શાહ શુજાને સલાહ અને દોરવણી આપવા માટે કાબુલમાં એક અંગ્રેજ રેસિડન્ટ પણ રહ્યો. દોસ્તમહંમદ અંગ્રેજોને શરણે આવ્યો તેને પેન્શન આપી તેના કુટુંબ સાથે તેને કલકત્તામાં રાખવામાં આવ્યો. શાહ શુજાએ બેએક વર્ષ રાજ્ય કર્યું પરંતુ એ સમયે બંડો તો ચાલુ જ રહ્યાં. અફઘાનો અંગ્રેજોને દુશ્મનની નજરે જોતા હતા. અફઘાનિસ્તાનમાં જે અંગ્રેજ લશ્કર રહેલું હતું તેની સાથે કૅપ્ટન બર્ન્સ પણ હતો. આ કૅપ્ટનની બદચાલ વિષે અફઘાનોને અમુક બાતમી મળતાં તેઓ અત્યંત ઉશ્કેરાઈ ગયા અને દોસ્તમહંમદના પુત્ર અકબરખાનની આગેવાની હેઠળ તેમણે કાબુલમાં બળવો જગાવ્યો. કૅપ્ટન બર્ન્સનું ખૂન કરવામાં આવ્યું અને કાબુલમાં રહેતા અંગ્રેજ રેસિડન્ટ મૅકનૉટનને અકબરખાને ગોળીથી ઠાર માર્યો. બળવાખોરોએ કાબુલ સર કર્યું અને અંગ્રેજ લશ્કરે ખજાનો, તોપો વગેરે સાધનસામગ્રી તેમને સ્વાધીન કરી. શાહ શુજાનું પણ ખૂન થયું હતું એટલે અંગ્રેજ લશ્કર હવે હિંદ પહોંચી જવા ઇંતેજાર હતું. કાબુલથી હિંદ આવવા નિકળેલા આસરે પંદર હજાર અંગ્રેજ સૈનિકોને ઉંચા પહાડોની સાંકડી ખીણોમાંથી પસાર થવાનું હતું. પહાડી અફઘાનો તેમની પાછળ પડ્યા અને ડુંગર ઉપરથી તેમના પર મોટા મોટા ખડકો ગબડાવી અને ગોળીબાર ચલાવી તમામ અંગ્રેજ સૈનિકોનો નાશ કર્યો. ડૉ. બ્રાઇડન નામનો માત્ર એક જ અંગ્રેજ જીવતો રહ્યો જેણે જલાલાબાદ આવી એ મહાન્ આફતના સમાચાર આપ્યા. આ શરમજનક પરાજય માટે ગવર્નર-જનરલ ઑકલૅન્ડને જવાબદાર ગણી તેને એ હોદ્દા પરથી બરતરફ કરવામાં આવ્યો અને તેની જગાએ લૉર્ડ એલેનબરોની નિમણુક કરવામાં આવી, ઈ. સ. ૧૮૪૨. ઑકલૅન્ડની અફઘાન નીતિ સાવ વિનાશક નીવડી કારણ કે તેનામાં મુત્સદ્દીગીરી ન હતી. શાહ શુજાનો પક્ષ લેવાને બદલે તેણે રણજીતસિંહને પેશાવર બાબતમાં મનાવી લઈ, દોસ્તમહંમદ સાથે મિત્રાચારી બાંધી રશિઆની

લાગવગ ઓછી કરવાનો રસ્તો લીધો હોત તો અફઘાન વિગ્રહના પૂર્વાર્ધનાં આવાં શરમજનક અને વિનાશક પરિણામો ન આવત.

( આ ) **વિગ્રહનો ઉત્તરાર્ધ** :—કાબુલના બળવામાં વિજયી નીવડેલો અકબરખાન જલાલાબાદ પહોંચ્યો પણ સર રૉબર્ટ સેલ અને તેના બહાદુર સૈનિકોએ કિલ્લાને સાચવી રાખ્યો. કંદહારમાં જનરલ નૉટ રૉબર્ટ સેલની માફક અફઘાનો સામે ટક્કર ઝીલી રહ્યો હતો. નવો ગવર્નર-જનરલ લૉર્ડ એલેનબરો હિંદ આવ્યો કે તુરતજ તેણે જનરલ પોલૉકની સરદારી હેઠળ એક મોટું લશ્કર રૉબર્ટ સેલ અને જનરલ નૉટની મદદે મોકલી આપ્યું. જનરલ પોલૉકે સૈન્ય લઈ ખૈબરઘાટને માર્ગે કૂચ કરી અને ખૈબરઘાટનો માર્ગ મોકળો કર્યો. બીજું એક લશ્કર હિંદથી બોલનઘાટને માર્ગે કંદહાર પહોંચ્યું. જનરલ પોલૉકે જલાલાબાદ પહોંચી સર રૉબર્ટ સેલના સૈન્યને અફઘાનોના પંજામાંથી મુક્ત કર્યું અને પછી કાબુલ તરફ પ્રયાણ કર્યું. અકબરખાનનું લશ્કર હારી ગયું અને કાબુલ અંગ્રેજોના હાથમાં આવ્યું. જનરલ નૉટ પણ કંદહારથી આવી જનરલ પોલૉકને કાબુલ આગળ મળ્યો. કાબુલના કિલ્લાનો નાશ કરી અંગ્રેજ સૈન્યે અફઘાનોને પાછા હઠાવ્યા અને આગલા વર્ષનું કલંક ધોઇ નાખ્યું. અંગ્રેજ કેદીઓનો છૂટકારો થયો અને અફઘાનિસ્તાનમાંથી બધા અંગ્રેજ સૈનિકોને પાછા હિંદ બોલાવી લેવામાં આવ્યા. અફઘાન વિગ્રહના કડવા અનુભવે કંપનિ સરકારને કંઇક બોધપાઠ શીખવ્યો અને તેથી અફઘાનિસ્તાનના કામમાં માથું મારવું નહિ એવો ઠરાવ કરવામાં આવ્યો. ઇંગ્લંડના પામર્સ્ટન પ્રધાનમંડળની ઇચ્છા અનુસાર એ વિગ્રહ શરૂ કરવામાં આવ્યો હતો પરંતુ એ સાવ નિરર્થક નીવડ્યો. કલકત્તામાં રહેલો દોસ્તમહંમદ પાછો અફઘાનિસ્તાન ગયો અને કાબુલની ગાદીએ બેઠો અને અંગ્રેજ કંપનિ સરકારે તેને કાબુલના અમીર તરીકે સ્વીકાર્યો ! દોસ્તમહંમદે આ પછીથી અંગ્રેજો સાથે સારો સંબંધ રાખ્યો.

અફઘાન વિગ્રહ લૉર્ડ ઑકલૅન્ડની ૭ વર્ષની કારકીર્દિ પર કલંક સમાન છે. અફઘાનિસ્તાનને અંગ્રેજ સરકારના પંજામાં લેવા કૅપ્ટન બર્ન્સ જેવા અમલદારોની મદદથી તેણે બીછાવેલી જાળ સાવ નિષ્ફળ ગઈ. ઑકલૅન્ડની અફઘાન નીતિ ઇંગ્લંડના તે વખતના મુખ્ય પ્રધાન પામર્સ્ટનની સૂચનાઓ

ઉપર ઘડાયલી હતી. ખરી રીતે તો અફઘાન વિગ્રહની બાબતમાં ઑકલૅન્ડ તેમજ પામર્સ્ટન બન્ને ભીંત ભૂલ્યા હતા અને તેમની એ ભૂલ બદલ અંગ્રેજોને ઘણો ભોગ આપવો પડ્યો.

**લૉર્ડ ઑકલૅન્ડનો કારભાર**

લૉર્ડ ઑકલૅન્ડે અયોધ્યાના રાજ્યની બાબતમાં અયોગ્ય રીતે દખલગીરી કરી હતી. સતારાનો રાજા પ્રતાપસિંહ લોકપ્રિય હતો છતાં નજીવાં કારણ સર ઑકલૅન્ડે તેને ગાદી પરથી ઉઠાડી મૂક્યો અને કર્નુલને ખાલસા કર્યું. સિંધના અમીરો સાથે બેન્ટીન્કે કરેલી સંધિનો ઑકલૅન્ડે ભંગ કર્યો અને અમીરોની રજા સિવાય અંગ્રેજ લશ્કર સિંધમાં થઈ અફઘાનિસ્તાન તરફ મોકલી આપ્યું. એ અમીરોને નવી સંધિ કરવાની ફરજ પાડવામાં આવી જે અનુસાર અફઘાન વિગ્રહના ખર્ચ પેટે એ અમીરો પાસેથી એકવીશ લાખ રૂપિઆ પડાવવામાં આવ્યા; ઈ. સ. ૧૮૩૯.

**લૉર્ડ એલેનબરો અને સિંધનું રાજ્ય**

લૉર્ડ ઑકલૅન્ડે કરાવેલી નવી સંધિ 'સહાયક યોજના' અનુસારની હતી તેથી કંપનિ સરકારની સહાયક સેનાના ખર્ચ પેટે સિંધના અમીરોને દર સાલ ત્રણ લાખ રૂપીઆ કંપનિ સરકારને આપવાની ફરજ પાડવામાં આવી હતી. એ સંધિની રૂએ સિંધમાં કંપનિ સરકારના રેસિડન્ટ તરીકે મેજર આઉટ્રામને મોકલવામાં આવ્યો હતો. અફઘાન વિગ્રહ વખતે અંગ્રેજ લશ્કર સિંધના અમીરોની રજા સિવાય સિંધુ નદીને માર્ગે અફઘાનિસ્તાન તરફ ગયું હતું તેથી અમીરો દુભાયા હતા પરંતુ અફઘાન વિગ્રહ દરમિયાન તેમણે અંગ્રેજો વિરુદ્ધ કશી ચળવળ કરી ન હતી અને શાંત રહ્યા હતા. લૉર્ડ એલેનબરોની ઇચ્છા સિંધ પ્રાંત અમીરો પાસેથી પડાવી લેવાની હતી તેથી અફઘાન વિગ્રહનો અંત આવ્યા બાદ તેણે સિંધ તરફ નજર ફેરવી. એલેનબરો ઘણો સાહસિક સામ્રાજ્યવાદી હતો અને તેથી પંજાબ તથા સિંધ જીતી લઈ બ્રિટિશ રાજ્યનો હિંદમાં વધુ વિસ્તાર કરવા તે અત્યંત ઇંતેજાર હતો. સિંધમાં રહેતો અંગ્રેજ રેસિડન્ટ મેજર આઉટ્રામ કાર્યકુશળ અને ન્યાયવૃત્તિવાળો હતો. લૉર્ડ એલેનબરો સિંધના અમીરો સાથે લડાઈનું બ્હાનું શોધવા ઉત્સુક હતો તેથી અમીરો સાથે વળી એક નવી સંધિ કરવા માટે તેનો ખરડો મેજર આઉટ્રામ પર મોકલી આપ્યો. એ નવી સંધિની એક કલમ એવી હતી કે સિંધના અમીરોએ દર વરસ જે ત્રણ લાખ

રૂપિઆ ખંડણી તરીકે આપવાના હતા તેના બદલામાં તેમણે કંપનિ સરકારને અમુક મુલક આપી દેવો અને અમીરોએ ચલણી નાણાંના સિક્કાઓ પાડવાનો હક્ક છોડી દેવો. અમીરો આ નવી સંધિ પાછળની એલેનબરોની કપટભાવના કળી શકયા અને તેથી એ સંધિ કબુલ રાખવાની નાખુશી બતાવી, પરંતુ મેજર આઉટ્રામે અમીરોને સમજાવ્યા અને તેમની પાસે એ નવી સંધિ ઉપર સહી કરાવી. મેજર આઉટ્રામ સિંધને અંગ્રેજી રાજ્યમાં જોડી દેવાની પોતાની ઇચ્છા પાર પાડવામાં બરાબર મદદરૂપ ન નીવડશે એમ લાગવાથી એલેનબરોએ સર ચાર્લ્સ નેપીઅરને રેસિડન્ટ તરીકે સિંધ મોકલી આપ્યો અને તેને દિવાની તેમજ લશ્કરી સત્તા પણ સુપ્રત કરી. નેપીઅરે સિંધના અમીરોને ઉશ્કેરવા તેમની સાથે સાવ અયોગ્ય વર્તન ચલાવવા માંડ્યું જેથી અમીરોની ધીરજ ખૂટી અને તેમણે અંગ્રેજો સાથે લડી લેવાનો નિશ્ચય કર્યો. નેપીઅરે હૈદ્રાબાદની પાસે મીઆની મુકામે અમીરોને દારુણ યુદ્ધમાં હરાવ્યા અને હૈદ્રાબાદનો ખજાનો લૂંટ્યો. હૈદ્રાબાદ તરફ કૂચ કરી આવતા બીજા અમીરો પણ ડાબો મુકામે થયેલા યુદ્ધમાં હારી ગયા. અમીરો હવે હિંમત હારી ગયા અને પોતાનાં હથિયારો અંગ્રેજ સેનાધિપતિને સોંપી દઈ શરણ થયા; ઈ. સ. ૧૮૪૩. લૉર્ડ એલેનબરો અને તેના અમલદારોએ શરણે આવેલા અમીરો પ્રત્યે સહેજ પણ અમીરાઇ ન બતાવી અને ઘણાને દેશનિકાલની સજા કરી. સિંધ પ્રાંત કંપનિ સરકારના રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યો અને નેપીઅરને તેનો પહેલો ગવર્નર બનાવવામાં આવ્યો.

**એલેનબરોનો કારભાર ઈ.સ.૧૮૪૨–૪૪**

એલેનબરોએ જેતપુરનું રાજ્ય જપ્ત કરીને બુંદેલખંડના જ એક બીજા રાજાને સોંપી દીધું અને અયોધ્યાના નવાબ પાસેથી દસ લાખ રૂપિઆ કરજે લીધા. લૉર્ડ એલેનબરોએ ગ્વાલિઅરના રાજ્યમાં પણ દરમિયાનગીરી કરી અને તે સિંધિઆ સાથે લડાઈમાં પણ ઉતર્યો. ગ્વાલિઅરમાં દોલતરાવ સિંધિયાના મરણ બાદ ગાદી વારસ સગીર હોવાને લીધે સત્તા મેળવવા માટે ઘણી ખટપટો ચાલ્યા કરતી હતી. મહારાજા સિંધિઆની વિધવા મહારાણીએ ગવર્નર-જનરલ એલેનબરોના કહેવા મુજબ કારભાર ચલાવવા વચન આપ્યું હતું છતાં એલેનબરોએ ગ્વાલિઅરના

કામમાં માથું માર્યું. ગ્વાલિઅર રાજ્યમાં ૪૦,૦૦૦ મરાઠા સૈનિકોનું મોટું લશ્કર હતું જ્યારે ત્યાં રહેતી કંપનિની સહાયક સેના મુકાબલે ઘણી નાની હતી. પંજાબમાં રણજીતસિંહના મરણ પછી લશ્કરી સરદારો બહુ જોર પર આવી ગયા હતા. એલેનબરોને એવો ભય લાગ્યો કે પંજાબનું સીખ લશ્કર જો ગ્વાલિઅરની મોટી મરાઠી સેના સાથે સંપ કરી અંગ્રેજોની સામે થાય તો હિંદમાં સ્થપાયેલી અંગ્રેજોની સર્વોપરિ સત્તા ભયમાં આવી પડે. આ કારણથી ગ્વાલિઅર સામે એલેનબરોએ લડાઈ જાહેર કરી. સિંધિઆની મરાઠી સેના મહારાજપુર અને પનીઆર મુકામે થયેલાં યુદ્ધોમાં અંગ્રેજો સાથે બહાદુરથી લડી તો ખરી પરંતુ આખરે હારી ગઈ; ઈ. સ. ૧૮૪૩. ગ્વાલિઅર રાજ્યનું લશ્કર ૪૦,૦૦૦ ને બદલે માત્ર ૯૦૦૦ સૈનિકોનું કરી નાખવામાં આવ્યું અને ગ્વાલિઅરમાં રહેતી અંગ્રેજ સહાયક સેના મોટી કરવામાં આવી તેમજ તેના નિભાવ પેટે ગ્વાલિઅર રાજ્યનો અમુક ભાગ લઈ લેવામાં આવ્યો. સિંધ અને ગ્વાલિઅરના કિસ્સાઓ ઉપરથી કંપનિના સંચાલકોને લાગ્યું કે એલેનબરોની જોહુકમીથી કંપનિ સરકાર સામે નવા શત્રુઓ ઉભા થશે તેથી તેમણે એલેનબરોને સ્થાને લૉર્ડ હાર્ડિન્જની નિમણુક કરી; ઈ. સ. ૧૮૪૪.

---

* સિંધ ખાલસા કરવાનું લૉર્ડ એલેનબરોનું કૃત્ય ઘણું જ ગેરવ્યાજબી હતું. ઇંગ્લંડના સત્તાધિકારીઓએ પણ એલેનબરોના આ કામને વખોડી કાઢ્યું. સિંધ દેશ કબજે કરવાની ઇચ્છાથી જ સિંધના અમીરોને ઉશ્કેરી મૂકી લડાઈ ઉભી કરવામાં આવી હતી. સિંધ ખાલસા કરવાનું કામ નીતિની દૃષ્ટિએ કેટલું નિંદનીય હતું તે સર ચાર્લ્સ નેપીઅરના પોતાના જ શબ્દોમાંથી તરી આવે છે. આ રહ્યા તેના શબ્દો–" આપણને સિંધ પડાવી લેવાનો હક નથી તેમ છતાં આપણે તેમ કરીશું અને તે આપણી ધૂર્તતાનું ઘણુંજ લાભદાયી, ઉપયોગી અને પરોપકારી કામ ગણાશે ! " મેજર આઉટ્રામે પણ ઇંગ્લંડ જઈ સિંધના અમીરોને થયેલા અન્યાયો જાહેર કર્યા હતા અને ઇંગ્લંડના સત્તાધિકારીઓ સમક્ષ સ્પષ્ટ રીતે જાહેર કર્યું હતું કે– " અમીરોએ આપણો વિરોધ કરવાનો કદી પણ વિચાર સરખો કર્યો ન હતો અને તેઓ ઉપર બળાત્કારે વિગ્રહ લાદવામાં આવ્યો હતો." મેજર આઉટ્રામે અમીરોની તરફેણમાં ઘણા પ્રયાસો કર્યા પરંતુ તેનું કશું વળ્યું નહિ.

હિંદમાંથી ગુલામીની પ્રથા નાબુદ કરનારો એક કાયદો ઈ. સ. ૧૮૪૩ માં પસાર થયો તે બાદ કરતાં લૉર્ડ એલેનબરોના કારભાર દરમિયાન રાજ્યવહીવટમાં કાંઈ પણ સુધારા થયા ન હતા. એલેનબરો હિંદની ગરીબ પ્રજા ઉપર મીઠાનો કર વધારતો ગયો.

**પંજાબની પરિસ્થિતિ**

ઈ. સ. ૧૮૩૯ માં "પંજાબનો સિંહ" મહારાજા રણજીતસિંહ મરણ પામ્યો ત્યાર બાદ પંજાબમાં "દિવા પાછળ અંધારૂં" એવી સ્થિતિ થઈ જેને પરિણામે ગેરવ્યવસ્થા અને અંધાધુંધી પ્રસરવા લાગ્યાં. રણજીતસિંહના મરણ પછી બહાદૂર સીખ સૈન્ય (ખાલસા) ને કાબુમાં રાખી શકે એવી કોઈ શક્તિશાળી વ્યક્તિ પંજાબમાં ન હતી. રણજીતસિંહ પછી તેના પુત્ર કરણસિંહને ગાદી પર બેસાડવામાં આવ્યો હતો પરંતુ શૂરવીર પિતાનો એ નમાલો પુત્ર થોડા વખતમાં મરણ પામ્યો. ધ્યાનસિંહ તથા ગુલાબસિંહ નામના બે રજપુત સરદારો જે રણજીતાસિંહના માનીતા હતા તે હવે સત્તાધીશ બનવા દાવપેચ ખેલવા લાગ્યા. તેમણે શેરસિંહ નામના રણજીતસિંહના કહેવાતા પુત્રને ગાદીએ બેસાડ્યો પરંતુ ત્યાર પછી ખટપટો એટલી બધી વધી પડી કે શેરસિંહ અને ધ્યાનસિંહ બન્નેનાં ખૂન થયાં. હવે ધ્યાનસિંહનો પુત્ર હિરાસિંહ આગળ આવ્યો અને તેણે રણજીતસિંહના માનિતા પુત્ર ધુલિપસિંહને ગાદીએ બેસાડ્યો અને પોતે તેનો પ્રધાન બન્યો. ધુલિપસિંહની માતા અને હિરાસિંહ વચ્ચે બનાવ ન હતો તેથી સત્તા માટે ખેંચતાણ શરૂ થઈ અને પરિણામે અનેક ઝઘડા અને કાવત્રાં ઉભાં થયાં. દેશમાં બે પક્ષો પડી ગયા અને એ બન્ને પક્ષો લશ્કરને પોતાની તરફેણમાં રાખવા ખટપટો કરવા લાગ્યા. આ ખટપટોને અંતે સગીર રાજા ધુલિપસિંહની માતાનો પક્ષ ફાવ્યો અને પ્રધાન હિરાસિંહે પોતાનો જાન ગુમાવ્યો. ધુલિપસિંહની માતાએ તેના માનીતા સરદાર લાલસિંહને પ્રધાન બનાવ્યો. રાજ્યનો કારભાર હવે ધુલિપસિંહની માતા, પ્રધાન લાલાસિંહ અને લશ્કરનો સેનાપતિ તેજસિંહના હાથમાં આવ્યો. રણજીતસિંહના સમયની લડાયક સીખ સેના પાસે શું કામ લેવું એ પ્રશ્ન તેમને મુંઝવવા લાગ્યો.

રાજ્યના આ કારભારીઓ પાસે લશ્કરને પગાર ચુકવવા પૂરતાં નાણાં પણ ન હતાં તેથી લશ્કરના સિપાઇઓ કદાચ બંડ ઉઠાવે એવી તેમને ભીતિ

રહેતી હતી. ૮૮,૦૦૦ સૈનિકોનાં એ પ્રચંડ લશ્કરને કામમાં રોકાયલું રાખવાની મતલબથી લશ્કરી સરદારો સમક્ષ સીખ રાજ્યનો સતલજ પાર વિસ્તાર કરવાની યોજના રજુ કરવામાં આવી. લડાયક અને બહાદુર સીખ સૈનિકોએ એ યોજના વધાવી લીધી. સતલજ નદીથી કંપનિ સરકારની અને તેનાં રક્ષિત રાજ્યોની સરહદ શરૂ થતી હતી એટલે સીખ સૈન્યને શરૂઆતમાં જ અંગ્રેજો સાથે ઘર્ષણમાં આવવાનું થયું. લૉર્ડ એબેનબરોને કંપનિના સંચાલકોએ ઈ. સ. ૧૮૪૪ માં ઇંગ્લંડ બોલાવી લઈ ગવર્નર-જનરલ તરીકે સર હેન્રી હાર્ડિન્જને હિંદ મોકલી આપ્યો હતો. હાર્ડિન્જ બહારથી શાંતિપ્રિય દેખાતો હોવા છતાં અંદરખાને એલેનબરોના જેવો જ સામ્રાજ્યવાદી હતો. હાર્ડિન્જના અમલ દરમિયાન સીખો અંગ્રેજો સામે વિગ્રહમાં ઉતર્યા કારણ કે તેણે હિંદ આવતાં વેંત જ પંજાબની સરહદ ઉપર યુદ્ધની તૈયારીઓ શરૂ કરી. અંગ્રેજો સામે વિગ્રહમાં ઉતરવા માટે સીખો પાસે કેટલાંક સબળ કારણો હતાં. રણજીતસિંહને સિંધ પ્રાંત જીતી લેવાની મનાઈ કરનાર અંગ્રેજ કંપનિએ સિંધ પ્રાંત પોતે જ ખાલસા કરી દીધો હતો. કંપનિના સાહસિક અમલદારો સિંધના જેવા જ હાલ પંજાબના પણ કરવાને ઉત્સુક હતા એ વાત સીખોથી અજાણી ન હતી. કંપનિ સરકારે ફિરોઝપુર, અંબાલા, લુધિઆના વગેરે સ્થળોએ કિલ્લાઓ બાંધવા માંડ્યા હતા અને સતલજ નદી પર પુલ બાંધવાની શરૂઆત પણ કરી દીધી હતી. કંપનિના અમલદારોએ લાલસિંહ, તેજસિંહ અને ગુલાબસિંહ જેવા સીખ રાજ્યના આગેવાનોને ફોડવાની પ્રવૃત્તિ પણ શરૂ કરી દીધી હતી. ગવર્નર-જનરલ હાર્ડિન્જનું ધ્યેય સીખોને ઉશ્કેરીને તેમની તરફથી યુદ્ધની શરૂઆત કરાવવાનું જ હતું. હાર્ડિન્જનું ધ્યેય પાર પડ્યું અને સીખોએ ઈ. સ. ૧૮૪૫ ના ડિસેમ્બર મહિનામાં પોતાની સરહદ ઓળંગી અંગ્રેજ કંપનિના મુલક ઉપર હુમલો કર્યો. મુડકી નજીક અંગ્રેજો અને સીખો વચ્ચે પહેલી લડાઈ થઈ જેમાં લૉર્ડ ગફે સીખ સૈન્યને હરાવી પાછું હઠાવ્યું અને સીખ સૈન્યની કેટલીક તોપો કબજે કરી. ત્યાર બાદ બીજી એક ખુનખાર લડાઇ ફિરોઝપુર આગળ થઈ જેમાં ગવર્નર-જનરલ હાર્ડિન્જ પણ હાજર હતો. આ લડાઈમાં પણ સીખો આખરે હારી ગયા. આ લડાઈમાં મેજર બ્રૉડફૂટ જેવા મોટા અમલદારો અને બીજા અંગ્રેજ

**પહેલો સીખ વિગ્રહ**

સૈનિકો મરણ પામ્યા. પતિયાળાનો મહારાજા કદાચ સીખો સાથે ભળી જાય તેથી ગવર્નર-જનરલે તેને મોટી લાલચ આપી કંપનિના પક્ષમાં રાખ્યો. અંગ્રેજ સેના હવે સતલજ ઓળંગી લાહોર તરફ આગળ વધી એ પહેલાં અલીવાલ અને સોબ્રાઉન નામનાં બે સ્થળોએ યુદ્ધો થયાં જેમાં સીખો બહાદુરીથી લડ્યા છતાં હારી ગયા. લાલસિંહ, તેજસિંહ અને બીજા નેતાઓ ઉપરથી સીખ સેનાનો વિશ્વાસ ઉઠી ગયો હતો તેથી તેમણે જમ્મુના રજપુત રાજા ગુલાબસિંહને પોતાનો નેતા બનાવ્યો. પરંતુ ગુલાબસિંહ પણ વિશ્વાસઘાતી અને દેશદ્રોહી નીવડ્યો અને સીખોએ પોતાની સ્વતંત્રતા ગુમાવી.

**લાહોરનો કરાર અને તેનાં પરિણામો**

હાર્ડિન્જ અંગ્રેજ લશ્કર સાથે લાહોર નજીક આવી પહોંચ્યો એટલે સગીર રાજા ધુલિપસિંહની માતા ઝિંદારાણીએ ગવર્નર-જનરલ હાર્ડિન્જ સાથે ઈ. સ. ૧૮૪૬ ના ડિસેમ્બરની ૧૬ મી તારીખે સંધિ કરી જે લાહોરની સંધિ કે ભૈરોંવાલની સંધિ તરીકે ઓળખાઈ. કાશ્મિરનું વિશાળ રાજ્ય સેખ ઇમામુદ્દીન પાસેથી પડાવીને ગુલાબસિંહને તેના દેશદ્રોહના ઈનામ તરીકે આપવામાં આવ્યું પરંતુ બીજા દેશદ્રોહી લાલસિંહને કેદ કરી દેહરાદૂન મોકલી દેવામાં આવ્યો. સતલજ તથા બિઆસ નદી વચ્ચેનો મુલક અંગ્રેજ કંપનિએ લઈ લીધો અને તે ઉપરાંત વિગ્રહના ખર્ચ પેટે સીખો પાસેથી દોઢ કરોડ રૂપિઆનો દંડ લીધો. સગીર રાજા ધુલિપસિંહ ઉમર લાયક થાય ત્યાં સુધી તેની માતા ઝિંદારાણીએ આઠ સરદારોની એક સમિતિની મદદથી રાજ્યવહીવટ ચલાવવો એવું ઠર્યું. લાહોરમાં એક અંગ્રેજ રેસિડન્ટ રાખવામાં આવ્યો અને એમ પણ ઠરાવવામાં આવ્યું કે ઉપર જણાવેલી સમિતિએ એ અંગ્રેજ રેસિડન્ટની સૂચના અનુસાર રાજ્યવહીવટ ચલાવવો. લાહોરની સંધિની એક કલમ એવી હતી કે પંજાબના મહારાજાએ પોતાનું લશ્કર ઘટાડીને માત્ર ૨૦,૦૦૦ સૈનિકોનું જ રાખવું અને પોતાને ખર્ચે કંપનિ સરકારની એક સહાયક સેના પંજાબમાં રાખવી. ઝિંદારાણી પાસે હવે માત્ર નામની જ સત્તા રહી હતી. લાહોરની સંધિ પ્રમાણે તે દોઢ લાખનું સાલિઆણું મેળવવા પુરતી જ હકદાર હતી. અંગ્રેજો સાથેના વિગ્રહ દરમિયાન બહાદુર સીખોનો વિશ્વાસઘાત કરી અંદરખાનેથી અંગ્રેજોના પક્ષમાં ભળી જનાર સેનાપતિ તેજસિંહ ઉપર જણાવેલી સમિતિનો એક સભ્ય નીમાયો હતો.

લાહોરમાં અંગ્રેજ કંપનિના રેસિડન્ટ તરીકે સર હેન્રી લૉરેન્સ નીમાયો. કાશ્મિર–જમ્મુનું નવું રાજય ઉભું કરવામાં આવ્યું તેથી પણ સીખ મહારાજયનો વિસ્તાર ઓછો થઈ ગયો. આમ પહેલા સીખ વિગ્રહને અંતે થયેલા લાહોરના કરારથી પંજાબના શૂરા સીખોની સ્વતંત્રતા હણાઈ ગઈ અને મહારાજા રણજીતસિંહના સીખ મહારાજયને કાતીલ ફટકો લાગ્યો.

**લૉર્ડ હાર્ડિન્જની કામગીરી**

રણજીતસિંહના સ્વતંત્ર સીખ મહારાજયને હાર્ડિન્જે કંપનિ સરકારનું એક રક્ષિત રાજય બનાવી દીધું એ કામગીરી બદલ ઇંગ્લંડના સત્તાધિકારીઓએ હાર્ડિન્જને ઉમરાવ પદ અપાવ્યું અને ઇનામ તરીકે તેને હિંદની તિજોરીમાંથી દર વરસે ત્રણ હજાર પૌંડનું વર્ષાસન આપવું એવો ઠરાવ કર્યો. બહાદુર સીખોના પંજાબની જે કફોડી સ્થિતિ થઈ તેવી સ્થિતિ શૂરા ગુરખાઓના નેપાળમાં પણ ઉત્પન્ન કરવા હાર્ડિન્જે એક યુક્તિપૂર્વકની યોજના ઘડી હતી પરંતુ તે યોજના ટૂંક સમયમાં ફળીભૂત થાય એવા સંજોગો નેપાળમાં જણાયા નહિ. હાર્ડિન્જ લૉર્ડ બેન્ટીન્કની માફક અંગ્રેજી રાજયને હિંદમાં લોકપ્રિય બનાવવા ઇંતેજાર હતો તેથી તેણે સુધારાઓ કરવા તરફ પણ યોગ્ય લક્ષ આપ્યું હતું. બેન્ટીન્કે બ્રિટિશ હિંદમાં સતી થવાના ચાલની બંધી કરી હતી; હાર્ડિન્જે કંપનિ સરકારનાં રક્ષિત રાજયોમાં પણ સતી થવાના ચાલની બંધી કરાવી. ગંગા નદીમાંથી નહેરો કાઢી ખેડુતોને પાણી પુરૂ પાડવાની યોજના હાર્ડિન્જે શરૂ કરાવી. લૉર્ડ બેન્ટીન્કના સમયથી હિંદમાં વરાળયંત્રોનો ઉપયોગ શરૂ ગયો હતો. હાર્ડિન્જે હિંદમાં વરાળયંત્રની મદદથી દોડતી ‘ રેલ્વે ’ ગાડીઓ ચાલુ કરવાની સાહસિક યોજનાઓને પુષ્ટી આપી. લૉર્ડ બેન્ટીન્કે અને મૅકોલેએ બ્રિટિશ હિંદમાં અંગ્રેજી શિક્ષણ આપવાની શરૂઆત કરી હતી અને અંગ્રેજી શાળાઓ તથા કૉલેજો ખોલાવી હતી. અંગ્રેજી શિક્ષણથી માનસિક ગુલામી ઉત્પન્ન થશે એવી સાચી ધાસ્તી સંખ્યાબંધ હિંદીઓ સેવતા હતા તેથી અંગ્રેજી શાળાઓ અને કૉલેજોમાં, બંગાળા બાદ કરતાં બ્રિટિશ હિંદના બીજા પ્રાંતોમાં, વિદ્યાર્થીઓની સંખ્યા ઓછી રહેતી હતી. અંગ્રેજી કેળવણી દાખલ કરવાનું એક ધ્યેય એ હતું કે વહીવટી તંત્ર ચલાવવા જોઈતા અમલદારો અને કારકુનો અંગ્રેજી શાળાઓ અને કૉલેજોમાં તૈયાર થઈ શકે. એ ધ્યેય અનુસાર હાર્ડિન્જે જાહેર કર્યું કે કંપનિ સરકારની અંગ્રેજી સ્કૂલો અને કૉલેજોમાં ભણેલા

હિંદીઓને સરકારી નોકરી માટે ખાસ પસંદગી આપવામાં આવશે. આ જાહેરાતથી હિંદી પ્રજાનો મધ્યમ વર્ગ અંગ્રેજી કેળવણી તરફ વધારે આકર્ષાયો કારણ કે દેશના હુન્નરઉદ્યોગો તૂટવા માંડ્યા હોવાથી મધ્યમ વર્ગને નોકરી ઉપર આધાર રાખવો પડે એવા સંજોગો ઉભા થયા. ખ્રિસ્તિ ધર્મના આદેશ અનુસાર રવિવારની રજા પાળવાનો હાર્ડિન્જે ઠરાવ કર્યો અને હિંદમાં રહેતા યૂરોપિઅન સિપાઇઓ માટે તેણે ઘણી નવો સગવડો કરી આપી. હાર્ડિન્જે ગવર્નર-જનરલનું પદ ઇ. સ. ૧૮૪૮ માં છોડ્યું અને તેની જગ્યાએ લૉર્ડ ડેલ્હાઉસિ બ્રિટિશ હિંદનો ગવર્નર-જનરલ નીમાયો.

---

## પ્રકરણ સાર

### (૧) લૉર્ડ બેન્ટીન્ક પછી:—

(અ) **સર ચાર્લ્સ મૅટકાફ:**—બેન્ટીન્ક પછી ગવર્નર-જનરલ નીમાયો; વર્તમાનપત્રો ઉપરના અંકુશો દૂર કર્યા તેથી કંપનિના સંચાલકોએ તેને ઇંગ્લંડ બોલાવી લીધો; ઈ. સ. ૧૮૩૬.

(આ) **લૉર્ડ ઑકલૅન્ડ અને અફઘાન વિગ્રહ:**—મધ્ય એશિઆમાં રાજ્ય જમાવવા ઇંગ્લંડ અને રશિઆ વચ્ચે હરિફાઈ; રશિઆની લાગવગ ઓછી કરવા કાબુલના અમીરને અંગ્રેજોના રક્ષણ હેઠળ આણવાની ઇંગ્લંડના પ્રધાનમંડળની નેમ; ગવર્નર-જનરલ ઑકલૅન્ડે તેથી કાબુલના અમીર દોસ્તમહંમદ વિરુદ્ધ શાહ શુજાને અમીર બનાવવાનું બીડું ઝડપ્યું; અંગ્રેજ લશ્કર અફઘાનિસ્તાનમાં ગયું અને શાહ શુજાને ગાદીએ બેસાડ્યો; બે ત્રણ વર્ષ બાદ દોસ્તમહંમદના પુત્ર અકબરખાનની આગેવાની હેઠળ અફઘાનોએ બંડ કર્યું; અફઘાનિસ્તાનમાં રહેતું ૧૬,૦૦૦ નું અંગ્રેજ લશ્કર નાશ પામ્યું.

## (૨) લૉર્ડ એલેનબરોનો અમલ (ઇ. સ. ૧૮૪૨-૪૪)

(ક) **અફઘાન વિગ્રહની સમાપ્તિ:**—ઑકલૅન્ડની જગ્યાએ ગવર્નર-જનરલ તરીકે નીમાયલા એલેનબરોએ અફઘાનો પર વેર લીધું અને અફઘાનોને હરાવ્યા; દોસ્તમહંમદને કાબુલના અમીર તરીકે સ્વીકાર્યો.

(ખ) **સિંધના અમીરો સાથે લડાઈ:**—આગલા કરારોનો ભંગ કરી ઑકલેન્ડે તથા એલેનબરોએ સિંધના અમીરોને કરેલી કનડગત; સામ્રાજ્યવાદી એલેનબરોની સિંધ પડાવી લેવાની નેમ; અમીરો સાથે અયોગ્ય વર્તણૂક ચલાવી તેમને ઉશ્કેરી મૂકી અંગ્રેજો સામે લડાઈમાં ઉતાર્યા; સર ચાર્લ્સ નેપીઅરે અમીરોને મિઆની તથા હૈદ્રાબાદ પાસે હરાવ્યા; અમીરો શરણે થયા છતાં સિંધ ખાલસા કરવામાં આવ્યું.

(ગ) **એલેનબરોની જોહુકમી:**—જેતપુરનું રાજ્ય જપ્ત કર્યું અને ગ્વાલિઅર રાજ્યના કારભારમાં દરમિયાનગીરી કરી ગ્વાલિઅર સામે લડાઈ જાહેર કરી; સિંધિઆનું લશ્કર મહારાજપુર અને પનીઆર મુકામે હારી ગયું; એલેનબરોએ પોતાની મનગમતી શરતો સિંધિઆ પાસે કરાવી.

## (૩) લૉર્ડ હાર્ડિન્જનો અમલ (ઈ. સ. ૧૮૪૪-૪૮)

(અ) **પહેલો સીખ વિગ્રહ:**—રણજીતસિંહના મરણ બાદ સીખ મહારાજ્યમાં અંધાધુંધી; સત્તા મેળવવા માટે રાજ્ય કુટુંબના સભ્યો અને લશ્કરી સરદારોનાં કાવત્રાં અને ઝઘડા; પંજાબ પ્રાંત હજમ કરી જવાની એલેનબરોની ઇચ્છા; એલેનબરોને ઇંગ્લંડ બોલાવી લઇ તેની જગ્યાએ લૉર્ડ હાર્ડિન્જની નિમણૂક; સતલજની સરહદ આગળ અંગ્રેજ લશ્કરની જમાવટ અને યુદ્ધ માટેની તૈયારી; લાલસિંહ અને તેજસિંહ જેવા ફૂટેલા સીખ નેતાઓએ સીખ લશ્કરને ઉશ્કેરી અંગ્રેજો સામે યુદ્ધમાં ઉતાર્યું; મુડકી,

ફિરોજપુર વગેરે સ્થળોએ સીખોનો પરાજય; લાહોરના કરારથી લડાઇનો અંત; સીખોની સ્વતંત્રતાનો નાશ.

( ૫ ) **હાર્ડિન્જના સુધારા**:—કંપનિના રક્ષિત રાજ્યોમાં સતી થવાના ચાલની બંધી કરી; ગંગા નદીની નહેરોની યોજના શરૂ કરી; રેલ્વેની યોજનાઓને પુષ્ટિ આપી; અંગ્રેજી રાજ્ય અને અંગ્રેજી કેળવણી લોકપ્રિય બનાવવા પ્રયાસો કર્યા.

---

## પ્રશ્નો

( ૧ ) અંગ્રેજો અફ્ઘાનો સામે શા માટે વિગ્રહમાં ઉતર્યા તે સમજાવો અને લૉર્ડ ઑકલૅન્ડની અફ્ઘાન નીતિ ( Afghan Policy ) વિષે ચર્ચા કરો.

( ૨ ) સિંધ પ્રાંત અંગ્રેજોએ કેવી રીતે મેળવ્યો તે સવિસ્તર જણાવો. એલેનબરોની રાજ્યનીતિને સામ્રાજ્યવાદી શા માટે ગણવામાં આવે છે ?

( ૩ ) રણજીતસિંહનું સીખ રાજ્ય અંગ્રેજ કંપનિનું મિત્રરાજ્ય હતું છતાં સીખો અને અંગ્રેજો વચ્ચે લૉર્ડ હાર્ડિન્જના અમલમાં શા માટે વિગ્રહ જાગ્યો અને તે વિગ્રહનાં શાં પરિણામો આવ્યાં ?

# પ્રકરણ ૨ જું

## કંપનિનો અંતિમ રાજ્યવિકાસ

## (ઇ. સ. ૧૮૪૮–૫૬)

લૉર્ડ હાર્ડિન્જ ગવર્નર-જનરલનો હોદ્દો છોડી ઈ. સ. ૧૮૪૮ ના જાન્યુઆરી માસમાં ઇંગ્લંડ ગયો અને તેની જગ્યાએ ગવર્નર-જનરલ તરીકે લૉર્ડ ડેલ્‌હાઉસિ હિંદ આવ્યો. ડેલ્‌હાઉસિ, અમીરી ખવાસનો એક યુવાન રાજ્યદ્વારી પુરુષ હતો. તેના પિતાએ એક વાર કંપનિ સરકારની હિંદી સેનાના મુખ્ય સેનાપતિ તરીકે કામ કર્યું હતું. હિંદ આવવા અગાઉ તે ઇંગ્લંડમાં સર રૉબર્ટ પીલના મંત્રિમંડળમાં વેપાર ખાતાંનો પ્રધાન હતો ત્યારે રેલ્વેનો વ્યવહાર ઇંગ્લંડમાં વધારવા માટે તેણે ઉત્સાહપૂર્વક કામ કરી બતાવ્યું હતું. ડેલ્‌હાઉસિ નાનપણથી જ બાહોશ હતો અને ૨૫ વર્ષની ઉમરે તો તે ઇંગ્લંડની પાર્લમેંટનો સભ્ય બન્યો હતો. વેપાર ખાતાંના પ્રધાન તરીકે ડેલ્‌હાઉસિએ ઇંગ્લંડમાં સુંદર કામ કરી પોતાની શક્તિ અને બાહોશીનો પૂરાવો આપ્યો હતો તેથી ૩૫ વર્ષની યુવાન વયે બ્રિટિશ હિંદના ગવર્નર-જનરલનો મહાન્ હોદ્દો તેને આપવામાં આવ્યો. ડેલ્‌હાઉસિ પગે લંગડો અને શરીરે નાજુક હતો છતાં આઠ વર્ષ સુધી તેણે હિંદનું રાજ્યતંત્ર જોરદાર નીતિ અનુસાર ચલાવ્યું અને બ્રિટિશ સત્તાને હિંદમાં સંપૂર્ણ રીતે સાર્વભૌમ બનાવી. ડેલ્‌હાઉસિ કર્તવ્યપરાયણ હતો અને તેનું સંકલ્પબળ અપાર હતું તેથી તેની અગાઉના વેલેસ્લિ અને હેસ્ટિંગ્સ જેવા ગવર્નર-જનરલોના કાર્યની તેણે સુંદર પૂર્ણાહુતિ કરી અને સમસ્ત હિંદને બ્રિટિશ સત્તાની હકુમત હેઠળ આણી હિંદમાંના બ્રિટિશ સામ્રાજ્યને તેણે હાલનું સ્વરૂપ આપ્યું.

**ગવર્નર-જનરલ લૉર્ડ ડેલ્‌હાઉસિ ઇ. સ. ૧૮૪૮–૫૬**

હિંદમાં અંગ્રેજી સામ્રાજ્યનો અંતિમ વિસ્તાર કરનાર લૉર્ડ ડેલ્‌હાઉસિએ લૉર્ડ વેલેસ્લિની માફક પોતાની રાજ્યનીતિનાં સૂત્રો હિંદ આવતાં વેંતજ નક્કી કરી નાખ્યાં હતાં એમ માનવાને સબળ કારણો મળે છે. સમસ્ત

હિંદને બ્રિટિશ સત્તાની હકુમત હેઠળ આણવો, હિંદમાં ઇંગ્લંડનો વેપાર વધારવો, હિંદના નબળાં દેશી રાજ્યોને જીતી લઈ, ખાલસા કરી કે જપ્ત કરી કંપનિ સરકારનાં રાજ્ય સાથે ભેળવી દેવાં અને કંપનિ સરકારની આવક વધારવી, કંપનિ સરકારના મુલકોની વચ્ચે વચ્ચે આવેલાં નાનાં મોટાં દેશી રાજ્યોને કોઈ પણ બહાને જીતી લઇ કે ખાલસા કરી કંપનિના રાજ્યના જુદા જુદા વિભાગો કે પ્રાંતો વચ્ચે સળંગ

**ડેલ્હાઉસિની રાજ્યનીતિનાં સૂત્રો**



લૉર્ડ ડેલ્હાઉસિ

વ્યવહાર સ્થાપી હિંદમાંના બ્રિટિશ રાજ્યની એકતા સાધવી અને નહેરો, કેળવણી, રસ્તાઓ, તાર, પોષ્ટ અને રેલ્વે વગેરે સુખસાધનોની સગવડ પ્રજાને કરી આપી અંગ્રેજી અમલને હિંદમાં લોકપ્રિય બનાવવો—ડેલ્હાઉસિની સામ્રાજ્યવાદી રાજ્યનીતિનાં આ મુખ્ય સૂત્રો હતાં. વેલેસ્લિની ‘સહાયક

યોજના' સ્વીકારી કંપનિ સરકારનાં રક્ષિત કે ખંડિઆં બનેલાં ઘણાં હિંદી રાજ્યોમાં પ્રજાને ત્રાસ હતો કારણ કે બહારના દુશ્મનો સામે તેમજ પ્રજાના બળવા સામે કંપનિ સરકારની મદદ મળવાની ખાત્રી હોવાથી ઘણા રાજ્યકર્તાઓ પોતાની ફરજો ભૂલી એશઆરામી અને જુલ્મી બન્યા હતા. આવા રાજ્યકર્તાઓની પ્રજા કંપનિ સરકારની પ્રજા થવાનું કદાચ વધારે પસંદ કરે એ સ્વાભાવિક હતું તેથી સહેજ પણ બહાનું મળે તો તેનો લાભ લઈ હિંદી રાજ્યોને ખાલસા કરી હિંદમાં બ્રિટિશ સામ્રાજ્યનો વિસ્તાર કરવા ડેલ્હાઉસિ ઘણો આતુર હતો.

**સીખ સત્તાનો વિનાશ**

લૉર્ડ ડેલ્હાઉસિ કટ્ટર સામ્રાજ્યવાદી હતો અને તેથી તેની અગાઉના ગવર્નર-જનરલોએ હિંદમાં જમાવેલાં બ્રિટિશ સામ્રાજ્યથી તેને સંતોષ થાય એમ ન હતો. જરૂર પડે સંગ્રામો ખેલીને પણ સમસ્ત હિંદને બ્રિટિશ રાજ્યમાં સમાવી દેવાની તેને ઉમેદ હતી. એ સમયે ઇંગ્લંડના સત્તાધિકારીઓની નીતિ પણ એવી હતી કે આખા હિંદના નકશાને બ્રિટિશ સામ્રાજ્યના લાલ રંગથી રંગી દેવાના ધ્યેયથી હિંદમાંનાં દેશી રાજ્યોની સંખ્યા ઘટાડતા જવું. લૉર્ડ ડેલ્હાઉસિની આઠ વર્ષની કારકીર્દિમાં ઘણા અવનવા બનાવો બન્યા જેમાંનો પહેલો મહત્વનો બનાવ પંજાબના સીખો સાથેનો વિગ્રહ હતો. લૉર્ડ હાર્ડિન્જના સમયમાં થયેલો પહેલો સીખ વિગ્રહ લાહોરના કરારની રૂએ ઈ. સ. ૧૮૪૬ માં સમાપ્ત થયો હતો. ત્યાર બાદ સીખ રાજ્યના વહીવટમાં લાહોરમાં રહેતા અંગ્રેજ રેસિડન્ટની દરમિયાનગીરી વધતી જતી હતી અને સગીર રાજા ધુલિપસિંહની વિધવા માતા ઝિંદારાણી પાસેથી રાજ્યવહીવટ અંગેની તમામ સત્તા લઈ લેવામાં આવી હતી. અંગ્રેજ રેસિડન્ટ ઝિંદારાણીના પ્રતિનિધિ તર્રીકે સીખ રાજ્યનો વહીવટ ચલાવતો તેથી સીખ સરદારો અને જમીનદારો ઘણા ખળભળી ઉઠ્યા. અંગ્રેજો સાથેના પહેલા વિગ્રહમાં થયેલો પરાજય પણ બહાદુર સીખોને ઘણો સાલતો હતો અને પરાજયનું કલંક ટાળવા અંગ્રેજો પર વેર વાળવા ઘણા સીખો ઉત્સુક હતા. સીખ રાજ્યના મુલતાન પ્રાંતમાં મુળરાજ નામનો એક સ્વતંત્રમિજાજી સીખ સુબો હતો. લાહોરમાં રહેતા અંગ્રેજ રેસિડન્ટે તેની પાસેથી મુલતાન પ્રાંતનો હિસાબ માગ્યો. મુળરાજે આ માગણીને અપમાનજનક ગણી પોતાના

હોદ્દાનું રાજીનામું આપી દીધું. લાહોરના રેસિડન્ટે હવે મુળરાજની જગ્યાએ ખાનસિંહને સુબા તરીકે મુલતાન મોકલી આપ્યો. ખાનસિંહની સાથે મુલતાન ગયેલા ઍન્ડરસન અને એગ્ન્યુ નામના બે અંગ્રેજ અમલદારોને મુળરાજે મારી નંખાવ્યા અને મુલતાનમાં અંગ્રેજો વિરુદ્ધ બળવો જગાવ્યો. લાહોરની સંધિ અનુસાર સીખ રાજ્યના લશ્કરમાંથી છૂટા કરવામાં આવેલા સૈનિકોને મૂળરાજે ભેગા કર્યા. મુળરાજે મુલતાનનો કિલ્લો કબજે કર્યો. અંગ્રેજ લશ્કરે મુલતાનને ઘેરો ઘાલ્યો પણ તે ઉઠાવી લેવાની તેમને ફરજ પડી. પોતાની સ્વતંત્રતા પાછી મેળવવા ઉત્સુક બનેલા સંખ્યાબંધ સીખો હવે મુળરાજને પડખે આવી ઉભા. પંજાબના સીખ રાજ્ય પર ચઢાઈ કરવાને લૉર્ડ ડેલ્હાઉસિને હવે જોઈતું બહાનું મળ્યું અને તેણે સીખો સામે વિગ્રહ જાહેર કર્યો; ઈ. સ. ૧૮૪૮. તેણે લૉર્ડ ગફની સરદારી હેઠળ ૨૦,૦૦૦ સૈનિકોને પંજાબ મોકલી આપ્યા. કાબુલના અમીર દોસ્તમહંમદે સીખોને બનતી મદદ આપી પરંતુ અંગ્રેજ અમલદારોએ પંજાબના મુસલમાનોને સીખોથી યુક્તિપૂર્વક અલગ પડ્યા. લૉર્ડ ગફની સરદારી નીચે અંગ્રેજ લશ્કરે મુલતાનને ઘેરો ઘાલી તે સર કર્યું તે અગાઉ રામનગર પાસે થયેલાં યુદ્ધમાં લૉર્ડ ગફે હાર ખાધી હતી. ઈ. સ. ૧૮૪૯ માં ચાલીઅનવાલાની ખૂનખાર લડાઈ થઈ જેમાં અંગ્રેજ સૈનિકોનો ઘાણ નીકળી ગયો. પરંતુ ફેબ્રુઆરી માસમાં ગુજરાત નામના ગામડા નજીક જે યુદ્ધ થયું તેમાં સીખોએ સંપૂર્ણ હાર ખાધી. આ પછીથી સીખ લશ્કર શરણે આવ્યું અને સીખોની મદદે આવેલા અફઘાનો પંજાબ છોડી કાબુલ તરફ ચાલ્યા ગયા. ડેલ્હાઉસિને નવા મુલકો મેળવવાની ઘણી ભૂખ હતી. તેથી તેણે પંજાબ પ્રાંતને હિંદના અંગ્રેજી રાજ્યમાં મેળવી દીધો અને રાજા ધુલિપસિંહને વર્ષાસન બાંધી આપી ઇંગ્લંડ મોકલી આપ્યો. સીખ પ્રજાને નિઃશસ્ત્ર બનાવવા સીખ લશ્કર (ખાલસા) ને વિખેરી નાખવામાં આવ્યું અને સીખોને કંપનિ સરકારની વફાદાર રૈયત બનાવવા પંજાબના આંતરિક વહીવટમાં લૉર્ડ ડેલ્હાઉસિએ કેટલાક સુધારાઓ દાખલ કરાવ્યા. એક વખતનો લાહોરનો રેસિડન્ટ સર હેન્રી લૉરેન્સ પંજાબ પ્રાંતનો પહેલો ચીફ કમિશનર નીમાયો. આમ બીજા સીખ વિગ્રહને અંતે સીખોની સ્વતંત્રતાનો લોપ થયો અને તેમની રાજકીય સત્તા વિનાશ પામી. 'પંજાબના સિંહ' ના મરણ બાદ માત્ર દશ વર્ષમાં પંજાબ પ્રાંત પરદેશી શાસકોના પંજામાં આવી ગયો અને સીખ સામ્રાજ્યનું સ્વપ્નું ઉડી ગયું.

લૉર્ડ ઍમહર્સ્ટના અમલ દરમિયાન અંગ્રેજો અને બ્રહ્મી લોકો વચ્ચે પહેલો વિગ્રહ થયો હતો એ વિષે આપણે અગાઉ વાંચી ગયા છીએ. એ વિગ્રહને અંતે થયેલી યાંદાબુની સંધિની રૂએ બ્રહ્મદેશની રાજ્યધાની આવામાં અંગ્રેજ કંપનિનો રેસિડન્ટ રહેતો હતો. બ્રહ્મદેશમાં રહેતા અંગ્રેજો અને બ્રહ્મીઓ વચ્ચે સારો સંબંધ રહેતો ન હતો અને અંગ્રેજોને એમ લાગતું કે બ્રહ્મદેશના રાજા અને તેની બ્રહ્મી પ્રજા તરફથી તેમને અન્યાય થતો હતો. ઈ. સ. ૧૮૫૧ માં લૉર્ડ ડેલ્હાઉસિએ કમાન્ડર લેમ્બર્ટની સરદારી હેઠળ બે અંગ્રેજ લડાયક વહાણો કલકત્તાથી રંગુન મોકલી આપ્યાં. લેમ્બર્ટે રંગુન પહોંચી રંગુનમાં રહેતા અંગ્રેજો પાસેથી બ્રહ્મદેશના રાજા વિરુદ્ધ ફરિયાદો એકઠી કરી. આ ફરિયાદો બેહુદી હતી* છતાં ડેલ્હાઉસિએ બ્રહ્મદેશના રાજા પાસેથી એ ફરિયાદો બાબતનો ખુલાસો પાંચ અઠવાડિઆમાં માગ્યો. બ્રહ્મી રાજાએ એ ફરિયાદોને સાચી માની અંગ્રેજોને થયેલી નુકસાની ભરી આપવાની કબુલાત આપી. બ્રહ્મી રાજા અંગ્રેજો સાથે મિત્રાચારી જાળવવા ઈંતેજાર હતો. છતાં કમાન્ડર લેમ્બર્ટે એવું બહાનું બતાવ્યું કે રંગુનનો બ્રહ્મી ગવર્નર અંગ્રેજો સાથે ગેરવર્તણુક ચલાવે છે. રંગુનના બારામાં પડેલું બ્રહ્મી રાજાનું એક જહાજ લેમ્બર્ટે પકડ્યું અને અંગ્રેજો તથા બ્રહ્મીઓ વચ્ચેનો બીજો વિગ્રહ શરૂ થયો. ઈ. સ. ૧૮૫૨ ના એપ્રિલમાં અંગ્રેજોના લડાયક જહાજોએ રંગુન તથા ડાલાના કિનારા ઉપર ગોળીબાર શરૂ કર્યો. ડેલ્હાઉસિ તો યુદ્ધો ખેલીને પણ બ્રિટિશ સત્તાનો વિસ્તાર કરવાને તત્પર જ હતો એટલે તેણે લેમ્બર્ટની મદદે એક મોટી સેના રંગુન તરફ રવાના કરી. બ્રહ્મી પ્રજા લડાઈ માટે તૈયાર ન હતી તેથી સંખ્યાબંધ બ્રહ્મીઓનો સંહાર થયો. અંગ્રેજ લશ્કરે રંગુન સર કર્યું અને ત્યાર બાદ બસીન અને પ્રોમ સર કર્યાં અને પેગુ પ્રાંતનો આખો કિનારો અંગ્રેજોના હાથમાં આવી ગયો. લૉર્ડ ડેલ્હાઉસિ પોતે બ્રહ્મદેશ પહોંચ્યો અને પેગુ પ્રાંત અંગ્રેજોએ બળથી જીતી

**બ્રહ્મદેશમાં બ્રિટિશ સત્તાનો વિસ્તાર**

---

* વિખ્યાત અંગ્રેજ મુત્સદ્દી કૉબ્ડને બ્રિટિશ પાર્લમેંટના સરકારી કાગળોને આધારે બીજા બ્રહ્મી વિગ્રહનો જે ઇતિહાસ લખ્યો છે તેમાં તેણે આ ફરિયાદોને બેહુદી કે વજુદ વગરની ગણાવી છે.

લીધો છે માટે તેની માલિકી હવે અંગ્રેજ કંપનિની છે એમ જાહેર કરી પેગુ પ્રાંતને હિંદમાંના બ્રિટિશ સામ્રાજ્ય સાથે જોડી દીધો; ડિસેમ્બર, ૧૮૫૨.




આસામ અને બ્રહ્મદેશમાં બ્રિટિશ સત્તાનો વિસ્તાર.

બ્રહ્મી લશ્કર ઉત્તર બ્રહ્મદેશમાં હઠી ગયું હતું એટલે કિંમતી ખનીજોથી ભરેલો પેગુ પ્રાંત અંગ્રેજોના કબજામાં આવી ગયો. ઉત્તર અથવા ઉપલા બ્રહ્મદેશમાં

કૂચ ન કરતાં ડેલ્હાઉસિએ વિગ્રહ બંધ કરાવ્યો કારણ કે તે બાહોશ રાજ્ય દ્વારી પુરુષ સમજતો હતો કે ઉત્તર બ્રહ્મદેશ તરફ તેજ અરસામાં કૂચ કરવામાં સલામતી ન હતી. ડેલ્હાઉસિએ વિગ્રહ બંધ પાડ્યો ત્યારે બ્રહ્મી રાજ અને અંગ્રેજ કંપનિ સરકાર વચ્ચે વિધિસરની કશી સંધિ કરવામ આવી નહિ.

**ડેલ્હાઉસિની ખાલસા પદ્ધતિ**

લૉર્ડ ડેલ્હાઉસિને રાજ્યવિસ્તારનો લોભ લૉર્ડ વેલેસ્લિ કરતાં પણ વધાર હતો. વેલેસ્લિએ હિંદી રાજ્યોને અંગ્રેજ કંપનિ સરકારનાં આશ્રિત મિત્રરાજ્યે બનાવવામાં સફળતા મેળવી હતી. ડેલહાઉસિની નેમ હિંદી રાજ્યોની સંખ્યા ઘટાડતા જવાની હતી તેથ તેણે વેલેસ્લિની 'સહાયક પદ્ધિતિ'ને પણ ટપી જાય એવી 'ખાલસા પદ્ધતિ' (Doctrine of Lapse) ઉપજાવી કાઢી તેનો અમલ કરવા માંડ્યો. ડેલ્હાઉસિન 'ખાલસા પદ્ધતિ'નું મુખ્ય સૂત્ર એ હતું કે કંપનિ સરકારનો કોઈ ખંડિએ રાજા અપુત્ર હોય તો તેણે કંપનિ સરકારની પરવાનગી સિવાય પુત્ર દત્તક લેવો નહિ અને દત્તક પુત્રને રાજ્યગાદી આપવી નહિ, કારણ કે રાજ્ય ખાનગી નહિ પણ જાહેર મિલકત હોવાથી દત્તક પુત્રનો તેના પર કશો અધિકાર નથી. દત્તક પુત્રને રાજાની ખાનગી મિલકત મળી શકે પણ અપુત્ર રાજાન રાજ્યનો વારસ તો દેશની સાર્વભૌમ સત્તા એટલે કે કંપનિ સરકાર જ ગણાય એમ ડેલ્હાઉસિ માનતો હતો તેથી તેણે અપુત્ર રાજાઓનાં મરણ બાદ તેમનાં રાજ્યો ખાલસા કરી બ્રિટિશ હિંદ સાથે જોડી દેવા માંડ્યાં. ડેલ્હાઉસિ એમ પણ માનતો હતો કે હિંદી રાજાઓના અમલ કરતાં અંગ્રેજોનો અમલ હિંદની પ્રજાને માટે વધારે સારો હતો તેથી જો કોઈ હિંદી રાજાને પુત્ર નહિ હોય અને ગાદીનો સીધો હકદાર વારસ નહિ રહે તો તકનો લાભ લઇ તેનું રાજ્ય ખાલસા કરી દેવું. ડેલ્હાઉસિની 'ખાલસા પદ્ધતિ"નો અમલ સતારાન પુરાતન રાજ્યથી શરૂ થયો. સતારાનો રાજા આપાસાહેબ ઈ. સ. ૧૮૪૮ મ અપુત્ર મરણ પામ્યો તે અગાઉ તેણે પોતાના વારસ તરીકે દત્તક પુત્ર લેવાન કંપનિ સરકાર પાસે પરવાનગી માગેલી, પરંતુ ડેલ્હાઉસિએ પરવાનગી આપવ ના પાડેલી છતાં આપાસાહેબે એક છોકરાને વિધિપૂર્વક દત્તક લીધેલો આપાસાહેબ મરણ પામ્યો ત્યારે તેના દત્તક પુત્રને સતારાની ગાદી આપવ

મુંબઈના તે વખતના ગવર્નરે ડેલ્હાઉસિને ભલામણ કરી પરંતુ એ ભલામણ માન્ય ન રાખતાં ડેલ્હાઉસિએ સતારાનું રાજ્ય ખાલસા કર્યું. રજપુતાનામાં આવેલાં નાનકડાં કરોલી સંસ્થાનનો રાજા અપુત્ર મરણ પામ્યો તે અગાઉ તેણે અંગ્રેજ રેસિડન્ટની સલાહથી પોતાના વારસ તરીકે દત્તક પુત્ર લીધો હતો; એ અપુત્ર રાજા મરણ પામ્યો ત્યારે તેનું રાજ્ય તેના દત્તક પુત્રને ન આપતાં ખાલસા કરવાની ડેલહાઉસિની નેમ હતી, પરંતુ કંપનિના સંચાલકોએ તેને તેમ કરતાં અટકાવ્યો કારણ કે કરોલી સંસ્થાન કંપનિ સરકારનું 'રક્ષિત મિત્ર-રાજ્ય' હતું. ખરી રીતે તો 'ખાલસા પદ્ધતિ' કંપનિના માત્ર ખંડિઆં રાજ્યોને જ લાગુ પડતી હતી પરંતુ કયાં રાજ્યોને ખંડિઆં કે માંડલિક રાજ્યો ગણવાં અને કયાં રાજ્યોને 'રક્ષિત મિત્રરાજ્યો' ગણવાં એ બાબત ગૂંચવાડા-ભરેલી હતી તેથી 'ખાલસા પદ્ધતિ'નો ફાવે તેમ અમલ કરવામાં આવ્યો. નાગપુરનો રાજા અપુત્ર મરણ પામ્યો એટલે ડેલ્હાઉસિએ નાગપુરનું મોટું રાજ્ય તુરત ખાલસા કરી દીધું કારણ કે એ રાજ્યની આવક ઘણી મોટી હતી અને એ રાજ્યની સરહદમાં કપાસ ઉગાડનાર ફળદ્રુપ મુલક આવેલો હતો. ડેલ્હાઉસિએ આ પ્રમાણે ઝાંસી, જઈતપુર, સંબલપુર, વગેરે રાજ્યો પણ ખાલસા કરી બ્રિટિશ હિંદ સાથે જોડી દીધાં અને અપુત્ર મરણ પામનાર હિંદી રાજ્યકર્તાઓનાં રાજ્યકુટુંબોને કફોડી હાલતમાં મૂક્યાં. ડેલ્હાઉસિને હિંદમાં બ્રિટિશ સામ્રાજ્યનો વિસ્તાર કરવાનો નાદ લાગ્યો હતો તેથી તેણે દત્તક પુત્ર લેવાની હિંદુઓની પુરાતન ધાર્મિક રૂઢીની અવગણના કરી હિંદુ રાજ્યકર્તાઓમાં અસંતોષ અને ભયની લાગણીઓ પ્રગટાવી.

**હિંદી રાજ્યોની જપ્તિ**

લૉર્ડ ડેલ્હાઉસિ તો કટ્ટર સામ્રાજ્યવાદી હતો એટલે બ્રિટિશ સામ્રાજ્યમાં નવા નવા મુલકો ઉમેરવા તે ઘણો જ ઉત્સુક રહેતો. ઉત્તર હિંદમાં આવેલું અયોધ્યાનું રાજ્ય ફળદ્રુપ અને મોટું હતું અને તેની આવક કેટલાય કરોડ રૂપિઆની હતી. અયોધ્યાનો નવાબ વજીર કંપનિ સરકારનો જુનો દોસ્ત હતો અને કંપનિ સરકારના કેટલાય ગવર્નર-જનરલોએ નવાબ વજીર પાસેથી વખતોવખત નાણાંની મદદ મેળવી હતી. નવાબ વજીરે વેલેસ્લિની 'સહાયક યોજના' સ્વીકારેલી હતી તેથી તે પોતાનાં રાજ્યની અંદરના અને બહારના શત્રુઓથી નિર્ભય રહેતો કારણ કે કંપનિનું સહાયક

સૈન્ય તેના રાજ્યના રક્ષણ માટે તૈયાર હતું. આ કારણથી નવાબ વજી એશઆરામી અને બેપરવા બન્યો હતો. કંપનિ સરકારનાં 'રક્ષિત મિત્રરાજ્યો




બ્રિટિશ હિંદ; ઈ. સ. ૧૮૪૮–૫૬

બનેલાં અયોધ્યા જેવાં ઘણાં હિંદી રાજ્યોના રાજ્યકર્તાઓ કંપનિ સરકારન

છત્રછાયા મળવાથી એશઆરામી બન્યા હતા અને પોતાની પ્રજા પ્રત્યેની પોતાની ફરજો ભૂલવા લાગ્યા હતા. હિંદી રાજ્યોની આવી સ્થિતિ જોઈ ડેલ્હાઉસિને લાગ્યું કે અંગ્રેજી રાજ્યની પ્રજા હિંદી રાજ્યોની પ્રજા કરતાં વધારે સુખી છે માટે ગેરવહીવટ અને અવ્યવસ્થાને બહાને કેટલાંક હિંદી રાજ્યોને જપ્ત કરી બ્રિટિશ હિંદ સાથે જોડી દેવામાં આવે તો એવાં હિંદી રાજ્યોની પ્રજા તરફથી કશો વાંધો ઉઠશે નહિ. અવ્યવસ્થા તથા અંધેરના કારણે ડેલ્હાઉસિએ જે રાજ્યો જપ્ત કર્યાં તેમાં અયોધ્યા પહેલું હતું. ડેલ્હાઉસિએ નવાબ વજીરને ગાદી છોડી દેવાની સૂચના કરી પરંતુ તેનો અમલ થયો નહિ તેથી ડેલ્હાઉસિએ નવાબને પેન્શન બાંધી આપી તેનું રાજ્ય ખાલસા કર્યું. ખેરપુરના અમીરનો વહીવટ અસંતોષકારક છે એમ જણાવી ડેલ્હાઉસિએ તેનું રાજ્ય પણ જપ્ત કર્યું અને અમીરને ત્રણ ચાર લાખની ઉપજવાળી એક જાગીર આપી. ડેલ્હાઉસિએ જે હિંદી રાજ્યો ખાલસા અથવા જપ્ત કર્યાં તેની ભૌગોલિક સ્થિતિ વિષે વિચાર કરતાં માલમ પડે છે કે ડેલ્હાઉસિએ ખાલસા અને જપ્તીનું કાર્ય તેની સુંદર રાજકીય તેમજ વ્યાપારી બુદ્ધિ અનુસાર કર્યું હતું. ઇંગ્લંડને માટે વેપારની દૃષ્ટિએ રૂ અને ચા મહત્વની ચીજો હતી અને તેથી હિંદમાં જે પ્રદેશોમાં આ બે

---

* ઈ. સ. ૧૮૪૫ ના જાન્યુઆરી માસના 'કલકત્તા રિવ્યુ.'માં સર હેન્રી લૉરેન્સે લખ્યું હતું કે "આપણા હિંદી ઇતિહાસમાં, અયોધ્યા પ્રાંતમાં અંગ્રેજોની દખલ એ અંગ્રેજોના નામ પર એક કાળા કલંક સમાન છે." છતાં અયોધ્યાની લીલીછમ ધરતીનું પ્રલોભન લૉર્ડ ડેલ્હાઉસિ માટે નાનું સુનું ન હતું. અયોધ્યાના નવાબોએ સદા અંગ્રેજોને મદદ કરી હતી છતાં ઇ. સ. ૧૮૫૬ માં ડેલ્હાઉસિએ પોતાનો નિશ્ચય જાહેર કર્યો કે અયોધ્યાની સલ્તનત કંપનિના રાજ્યમાં જોડી દેવામાં આવશે. આજ સમયમાં અયોધ્યાના નવાબ વાજીદ અલીશાહનું શાસન તથા તેના ચારિત્ર્યને કલંકિત કરનારાં પુસ્તકો લખાવવામાં આવ્યાં. આ બાબત વિષે ઇતિહાસ લેખક સર જૉન કેનો અભિપ્રાય જાણવા જેવો છે—"......આપણામાં એક રિવાજ થઈ પડ્યો છે કે પ્રથમ કોઈ દેશી રાજાનું રાજ્ય લઈ લઈએ છીએ અને પછી પદચ્યુત નરેશને કે તેના ઉત્તરાધિકારીને ખોટેખોટા બદનામ કરીએ છીએ."

ચીજો પુષ્કળ પ્રમાણમાં થતી હતી અથવા થાય એમ હતી તે પ્રદેશો અંગ્રેજી રાજ્યમાં ભેળવી દેવા ડેલ્હાઉસિ ઘણો ઇંતેજાર હતો. આજે દાર લીંગની ચા ઘણી વખણાય છે; એ દાર્જીલીંગની આજુબાજુનો પ્રદે સિકિમના સ્વતંત્ર રાજ્યનો ભાગ હતો. સિકિમનો રાજા સ્વતંત્ર હતો છ ડેલ્હાઉસિએ નજીવું બહાનું કાઢી દાર્જીલીંગની આજુબાજુનો પ્રદેશ સિકિમ રાજા પાસેથી લઈ લીધો અને બંગાળા ઇલાકા સાથે જોડી દીધો. નિઝામ તાબાનો વરાડ પ્રાંત હિંદમાં સૌથી વધારે રૂ ઉગાડનારો પ્રદેશ હતો. કંપ સરકાર નિઝામ પાસે આસરે ૪૦ લાખ રૂપિઆ માગતી હતી. ડેલ્હાઉસિ સૂચનાથી નિઝામને એવું કરારનામું કરવું પડ્યું કે દેવું અદા કરવા તેણે વર પ્રાંત, અને રાયચુર તથા નવલદુર્ગ પરગણાં અંગ્રેજ કંપનિને સોંપી દે નિઝામનું દેવું વસુલ થયેથી એ મુલક કંપનિ સરકારે પાછો નિઝામને સોં દેવો એવી શરત હતી, પણ એ શરતનું પાલન થયું નથી અને નિઝામ પાસે લીધેલો એ મુલક હજી આજે પણ અંગ્રેજ સરકારના જ કબજામાં છે.

**હિંદી રાજ્યકર્તાઓનાં વર્ષાસનો અને ખિતાબો**

લૉર્ડ ડેલ્હાઉસિએ હિંદી રાજ્યો ખાલસા કર્યાં અને જપ્ત કર્યાં એટલું નહિ પણ જે હિંદી રાજ્યકર્તાઓ કંપનિ સરકારની છત્રછાયા હેઠળ નામ સત્તા ભોગવતા અને અમુક ખિતાબો ધરાવી અને વ સનો મેળવી સંતોષ માનતા, તેમને પણ ડેલ્હાઉસિ રાજ્યવિસ્તારની વ્યાપક યોજનાને પરિણામે ઘણું સહ કરવું પડ્યું. કર્ણાટકનો નવાબ મરણ પામ્યો ત્યારે તે વારસને ડેલ્હાઉસિએ નવાબના હકો ભોગવવાની મના કરી અને કંપનિ સરકાર તરફથી કર્ણાટકના નવાબ અપાતું પેન્શન બંધ કરવામાં આવ્યું. તાંજોરનો રાજા મરણ પામતાં તે દત્તક પુત્રને પણ પેન્શન આપવાનું બંધ કરવામાં આવ્યું. છેલ્લો પેશ્વા બાજ રાવ બીજો બીઠુરમાં રહી કંપનિ સરકારનું પેન્શન ખાતો હતો તે જ્યા મરણ પામ્યો ત્યારે ડેલ્હાઉસિએ બાજીરાવ બીજાના દત્તક પુત્ર નાના સાહેબ પેન્શન આપવાનું બંધ કર્યું. દિલ્હીનો નામધારી મોગલ પાદશાહ બહાદુરશા કંપનિ સરકારનો આશ્રિત હતો અને તેની પાસેથી 'હિંદના પાદશાહ' અધિકારો એક પછી એક એમ છીનવી લેવામાં આવ્યા હતા. ડેલ્હાઉસિ નેમ દિલ્હીના પાદશાહની પદ્ધિ નાબુદ કરી દેવાની હતી પરંતુ કંપનિ

સંચાલકોએ ઇંગ્લંડથી જે સૂચનાઓ મોકલી તેને માન આપી, ડેલૂહાઉસિએ દિલ્હી ખાલસા કરી દઈ મોગલ શહેનશાહના વંશજોને પેન્શન આપવાનું બંધ કરી દેવાનું ઉતાવળિયું પગલું ભર્યું નહિ. ડેલૂહાઉસિએ અયોધ્યા ખાલસા કર્યા પછી અયોધ્યા પ્રાંતના જમીનદારો અને તાલુકદારોની પણ સતામણી કરી અને ઘણા વંશપરંપરાના જમીનદારોની જાગીરો જપ્ત કરી. હિંદની નાની મોટી જાગીરોની તપાસ કરવા માટે ડેલૂહાઉસિએ 'ઇનામ કમિશન' નીમ્યું હતું જેની ભલામણ અનુસાર લગભગ વીસ હજાર જાગીરો જપ્ત કરી અંગ્રેજી રાજ્યમાં ભેળવી દેવામાં આવી.

**ડેલૂહાઉસિના સુધારા**

લૉર્ડ ડેલૂહાઉસિએ અંગ્રેજ કંપનિના રાજ્યનો હિંદમાં અંતિમ વિસ્તાર કર્યો એટલું જ નહિ પણ બ્રિટિશ હિંદના રાજ્યતંત્રમાં તેણે મહત્વના સુધારાઓ કર્યા અને પ્રજાને સુખસગવડનાં સાધનો પૂરાં પાડવા માટે ઉદ્યમી પ્રયાસો કર્યા. સમસ્ત હિંદને બ્રિટિશ સામ્રાજ્યના લાલ રંગથી રંગી દેવું તેમજ બ્રિટિશ અમલ હિંદમાં લોકપ્રિય બનાવવો એ લૉર્ડ ડેલૂહાઉસિનું રાજકીય ધ્યેય હતું. બ્રિટિશ અમલને લોકપ્રિય બનાવવા ડેલૂહાઉસિએ કેટલાંક લોકોપયોગી ખાતાંઓ ખોલાવ્યાં. ઈ. સ. ૧૮૫૩ માં ડેલૂહાઉસિની સૂચનાથી સર જૉન વુડે કેળવણી વિષે એક ખરીતો ( Dispatch ) બહાર પાડ્યો જે અનુસાર બ્રિટિશ હિંદના દરેક પ્રાંતમાં જાહેર કેળવણી ખાતું (Department of Public Instruction) સ્થપાયું અને પ્રાંત વાર એક વિદ્યાપીઠ (યુનિવર્સિટિ) ખોલવામાં આવી. સર જૉન વુડના આ ખરીતાના પરિણામે હિંદમાં અંગ્રેજ કેળવણીને ઘણું ઉત્તેજન મળ્યું અને તે ઉપરાંત જીલ્લાઓમાં પ્રાથમિક નિશાળો પણ સરકારના ખર્ચે ખોલવામાં આવી. પ્રજાકીય મદદથી જે નિશાળો ખોલવામાં આવે તેને સરકાર તરફથી મદદ (ગ્રાન્ટ) આપવાની પ્રથા પણ આજ વખતથી શરૂ થઈ. રસ્તા તથા પુલો બંધાવવા, નહેરો ખોદાવવી અને જાહેર ઉપયોગનાં એવાં બીજાં કામો કરાવવા માટે ડેલૂહાઉસિએ એક જાહેર બાંધકામ ખાતું (પબ્લિક વર્કર્સ ડિપાર્ટમેન્ટ) પણ ખોલ્યું. શણ, કપાસ, ચા, રેશમ વગેરે ચીજોનો વેપાર ખીલવવાના હેતુથી ડેલૂહાઉસિએ તપાસ સમિતિઓ નીમી. ડેલૂહાઉસિએ વ્યવહારના સાધનો વિષે ઉંડો અભ્યાસ કર્યો હતો અને

યંત્રબળથી ચાલતા વ્યવહારના સાધનો હિંદમાં દાખલ કરવા તે ઘણો આતુર હતો. ઈ. સ. ૧૮૫૩ માં હિંદમાં વીસ માઇલ લાંબી આગગાડીની સડક પહેલ-વહેલી બંધાઈ અને ત્યાર બાદ હિંદના ઘણા મોટા વિસ્તારમાં આગગાડીની સડકો બંધાઈ ગઈ તેથી વેપારનો ઘણો વધારો થયો અને લોકોને મુસાફરી કરવાની સારી સગવડ મળી. ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં યૂરોપમાં ઘણી વૈજ્ઞાનિક શોધખોળો થઈ હતી જેને પરિણામે હેરત પમાડે એવાં યંત્રો ચાલુ થયાં. આપણા દેશમાં પણ ડેલ્હાઉસિના સમયમાં યંત્રયુગ ( Age of machinery ) ની શરૂઆત થઈ અને તેથી વેપારઉદ્યોગમાં અણધાર્યાં પરિવર્તનો થવા માંડ્યાં. લૉર્ડ ડેલ્હાઉસિના સમયમાં પહેલ વહેલાં તાર ( Telegraph ) ના દોરડાં નાખવામાં આવ્યાં અને એ વીજળીના તારના દોરડાં મારફતે દૂર-દૂરના પ્રદેશોમાં સંદેશાઓ ઘણીજ ઝડપથી પહોંચતા થયા. જ્યારે આગગાડીઓ ન હતી ત્યારે કાસદો મારફત ટપાલ મોકલવામાં આવતી અને કાગળ મોકલવાનો ખર્ચ ઘણો થતો. ડેલ્હાઉસિએ ટપાલખાતું ચાલુ કર્યું અને પોષ્ટની ટીકીટો દાખલ કરી જેથી લોકોના કાગળો ઘણા ઓછા ખર્ચે જવા લાગ્યા. મુંબઈ, મદ્રાસ અને કલકત્તાના બંદરોને તેમની આજુબાજુના વેપાર પ્રદેશ ( Hinter Land ) સાથે રસ્તાઓ તથા રેલ્વેથી જોડવાની યોજનાઓ ઘડવામાં આવી. ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ જ્યારે એક વેપારી કંપનિ હતી ત્યારથી વહીવટી તંત્રમાં જે કેટલીક રૂઢીઓ કે પ્રથાઓ ચાલ્યા કરતી હતી તે ડેલ્હાઉસિએ બંધ કરાવી અને બ્રિટિશ હિંદની રાજ્યપદ્ધતિને તેણે આધુનિક સ્વરૂપ આપ્યું. બ્રિટિશ હિંદના ગવર્નર-જનરલને પ્રાંતિક સરકારો ઉપર દેખરેખ રાખવા ઉપરાંત બંગાળા ઇલાકાનો કારભાર પણ ચલાવવાનો હતો. સમય જતાં અંગ્રેજ કંપનિનું રાજ્ય એટલું બધું વધી ગયું કે ગવર્નર-જનરલને માથે સંખ્યાબંધ નવી ફરજો આવી પડી. આ સંજોગોમાં બંગાળા ઇલાકાનો વહીવટ ચલાવવા માટે તેને ભાગ્યેજ સમય મળતો. આ ખામી દૂર કરવા માટે ઈ. સ. ૧૮૫૩ માં બંગાળાનો વહીવટ કરવા માટે એક જુદો લેફ્ટેનન્ટ-ગવર્નર નીમવામાં આવ્યો. દરેક પ્રાંતની સરકારને એવો હુકમ કરવામાં આવ્યો કે તેમણે દર વર્ષે પોતપોતાના પ્રાંતના વહીવટ વિષે ગવર્નર-જનરલને એટલે કે હિંદની મધ્યસ્થ કે વડી સરકારને સવિસ્તર અહેવાલ મોકલવો. ગવર્નર-જનરલને હવે બ્રિટિશ હિંદના જુદા જુદા પ્રાંતોના વહીવટ

ઉપર યોગ્ય દેખરેખ રાખવાનો પૂરતો સમય મળ્યો. ઇ. સ. ૧૮૫૩ માં કલકત્તામાં પહેલી ધારાસભા સ્થપાઈ. એ ધારાસભામાં બાર સભાસદો બેસતા અને બ્રિટિશ હિંદ માટે કાયદાઓ ઘડતા. સનદી નોકરી (સિવિલ સર્વિસ) માટેની જાહેર પરિક્ષામાં હિંદી ઉમેદવારો પણ બેસી શકે એવો નિયમ ડેલ્હાઉસિએ દાખલ કરાવ્યો.

**ઇ. સ. ૧૮૫૩ નો કંપનિનો પટો**

ઇસ્ટ ઇન્ડિઆ કંપનિને દર વીસ વર્ષે ઇંગ્લંડના રાજા તથા પાર્લમેંટ તરફથી નવો પટો અથવા સનદ (Charter) આપવામાં આવતી. ઇ. સ. ૧૮૩૩ માં કંપનિને જે સનદ આપી હતી તેની મુદત ઇ. સ. ૧૮૫૩ માં પૂરી થતી હોવાથી કંપનિને નવી સનદ મેળવવાની જરૂર હતી. ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ એક વેપારી મંડળી મટી રાજ્યકર્તા બની હતી અને હિંદ જેવો વિશાળ દેશ તેની હકુમત હેઠળ આવી ગયો હતો. એક વેપારી મંડળી હિંદ જેવડા મોટા દેશ ઉપર રાજ્ય ચલાવે તે સામે ઇંગ્લંડના ઘણા લોકોનો વાંધો હતો. આ કારણથી જ્યારે ઇ. સ. ૧૮૫૩ માં ઇસ્ટ ઇંડિઆ કંપનિને નવી સનદ આપવામાં આવી ત્યારે તેમાં એક કલમ એવી દાખલ કરવામાં આવી કે બ્રિટિશ તાજ અને પાર્લમેંટ ગમે તે સમયે હિંદનો કારભાર કંપનિના હાથમાંથી પોતાના હાથમાં લઈ શકે. કંપનિના સંચાલકો (ડાયરેક્ટરો) ની સંખ્યા ચોવીસથી ઘટાડી અઢારની કરવામાં આવી અને એવું પણ ઠેરવવામાં આવ્યું કે છ સંચાલકોએ હિંદમાં દશ વર્ષ નોકરી કરી અનુભવ મેળવેલો હોવો જોઇએ. બંગાળા માટે જુદો લેફ્ટેનન્ટ-ગવર્નર નીમાયો અને ગવર્નર-જનરલને સત્તા આપવામાં આવી કે તેણે જરૂર લાગે કમિશ્નરો નીમી નવા રાજકીય વિભાગો કે પ્રાંતો બનાવવા. હિંદી સનદી નોકરી (આઇ. સી. એસ.) માટે ઇંગ્લંડમાં જાહેર પરીક્ષાઓ લેવી અને હિંદીઓને પણ તે પરીક્ષાઓમાં બેસવાની છૂટ આપવી એ પણ ઇ. સ. ૧૮૫૩ ની નવી સનદથી જ ઠર્યું. આ સનદ આપતી વખતે ઇંગ્લંડની પાર્લમેંટ જે કાયદો કર્યો તેમાં બીજી પણ અમુક કલમો હતી. ગવર્નર-જનરલની કાઉન્સિલમાં જે ચોથો સભ્ય ઉમેરાયો હતો તેને બીજા સભ્યો જેટલા અધિકારો આપવામાં આવ્યા. કલકત્તામાં જે ધારાસભા સ્થપાઇ તેમાં પ્રાંતિક સરકારોના ચાર પ્રતિનિધિઓને સ્થાન આપવામાં આવ્યું. ધારાસભાના સભ્યોને ઠરાવો રજુ કરવાના તેમજ

સવાલો પૂછવાના હક્કો પણ આપવામાં આવ્યા. ઇ. સ. ૧૮૫૩ ના નવા પટાથી એકંદરે કંપનિના સંચાલકોની સત્તા ઉપર ઘણો કાચ પડ્યો પરંતુ એ પટાને પરિણામે બ્રિટિશ હિંદના રાજયતંત્રમાં કેટલાક સુધારાઓ થયા.

લૉર્ડ ડેલ્હાઉસિ એક ઉદ્યમી અને બાહોશ પણ આપખુદ મુત્સદ્દી હતો અને બ્રિટિશ હિંદના ગવર્નર-જનરલ તરીકેની તેની આઠ વર્ષની કારકીર્દિમાં તેણે અનેકરંગી કાર્યો કર્યાં. નબળી તબીયત હોવા છતાં આઠ વર્ષ સુધી જહેમત ઉઠાવી ડેલ્હાઉસિએ જે અનેક કાર્યો કર્યાં તેથી તેની તબીયત વધારે ખરાબ બની ગઈ અને ઈ. સ. ૧૮૫૬ માં હિંદ છોડી તે ઇંગ્લંડ ગયો ત્યારબાદ તે માત્ર ચાર જ વર્ષ જીવી શકયો અને ૪૮ વર્ષની ઉમરે મરણ પામ્યો.

**લૉર્ડ ડેલ્હાઉસિની રાજ્યનીતિના ગુણદોષ**

ડેલ્હાઉસિએ હિંદમાં અંગ્રેજ કંપનિના રાજયનો અંતિમ વિસ્તાર કર્યો, અને બ્રિટિશ સત્તાને સમસ્ત હિંદની સર્વોપરિ સત્તા બનાવી હેસ્ટિંગ્સ અને વેલેસ્લિના કાર્યની સુંદર પૂર્ણાહુતિ કરી. ડેલ્હાઉસિને હિંદમાંના બ્રિટિશ સામ્રાજયના સ્થાપકોની હારમાળામાં પ્રથમ પંક્તિમાં મૂકવામાં આવે છે એ વ્યાજબી જ છે. ડેલ્હાઉસિ વેલેસ્લિની માફક સામ્રાજયવાદી હતો, એ બન્નેમાં અખૂટ કાર્યશક્તિ અને અપાર મનોબળ હતાં પરંતુ ડેલ્હાઉસિ વેલેસ્લિ કરતાં મોટો સુધારક હતો. હિંદમાં બ્રિટિશ અમલને લોકપ્રિય બનાવવા ડેલ્હાઉસિએ જે વિવિધ સુધારાઓ દાખલ કર્યા તેને પરિણામે હિંદમાં બ્રિટિશ રાજયતંત્ર મજબુત બન્યું અને એકધારી રાજયપદ્ધતિથી વહીવટ ચાલવા લાગ્યો. હિંદી રાજયોની બાબતમાં ખાલસા પદ્ધતિ અમલમાં મૂકી હિંદી રાજયકર્તાઓનાં મન તેણે ઉંચાં ન કર્યાં હોત તો ડેલ્હાઉસિએ દાખલ કરેલા વિવિધ સુધારાઓને વધારે ઝળકતી ફત્તેહ મળી હોત. ડેલ્હાઉસિને સત્તાનો ભારે શોખ હતો અને રાજયવિસ્તારની તેને અતિશય ભૂખ હતી તેથી હિંદી રાજયકર્તાઓ અને તાલુકદારોની બાબતમાં તેણે ખાલસા અને જપ્તિની જે નીતિનો જોશભેર અમલ કર્યો તથી કંપનિ સરકાર વિરુદ્ધ તિવ્ર અસંતોષ પ્રગટ્યો જેને પરિણામે ઇ. સ. ૧૮૫૭ માં બળવો સળગી ઉઠ્યો. પ્રજાને ઉપયોગી કાર્યો અને સુધારાઓ કરવા માટે ડેલ્હાઉસિએ ઘણી જહેમત ઉઠાવી હતી, છતાં એકંદરે તો તેણે હિંદમાં અંગ્રેજ કંપનિને સત્તાના શ્રેષ્ઠ શિખરે પહોંચાડવા તરફ વધારે

લક્ષ આપ્યું હતું. બ્રિટિશ સત્તાને હિંદની સંપૂર્ણ રીતે સાર્વભૌમ સત્તા (Sovereign Power) બનાવી ડેલ્હાઉસિએ પોતાની મુત્સદ્દીગીરીનો પરચો બતાવ્યો. અમુક અમુક હિંદી રાજ્યો જ ખાલસા અને જપ્ત કરી, હિંદી રાજ્યોની વચમાં કેવી કુનેહથી અને દીર્ઘદષ્ટિથી ડેલ્હાઉસિએ અંગ્રેજોની હકુમત હેઠળનો પ્રદેશ ગોઠવી દીધો, અને બ્રિટિશ હિંદના પ્રાંતોની સરહદ એક બીજા સાથે જોડી દીધી તે આ પ્રકરણમાં આપેલા બ્રિટિશ હિંદના નકશાનો અભ્યાસ કરવાથી માલમ પડશે.

---

## પ્રકરણ સાર

### (૧) ગવર્નર-જનરલ લૉર્ડ ડેલહાઉસિ (ઈ. સ. ૧૮૪૮-૫૬)

ગવર્નર-જનરલ તરીકે હિંદ આવવા અગાઉ ઇંગ્લંડમાં વેપાર ખાતાંનો પ્રધાન. તેની અખૂટ કાર્યશક્તિ અને બાહોશી; હિંદમાં ઇંગ્લંડનો વેપાર વધારવા અને હિંદી રાજ્યોને જીતી, જપ્ત કરી કે ખાલસા કરી સમસ્ત હિંદમાં બ્રિટિશ સત્તાનો વિસ્તાર કરવાની તેની નેમ.

### (૨) બીજા સીખ તથા બ્રહ્મી વિગ્રહો :—

(અ) પંજાબના સીખ રાજ્યમાં લાહોરના અંગ્રેજ રેસિડન્ટની દરમિયાનગીરી; સીખોનો અંગ્રેજો સામેનો રોષ; મુલતાનના સુબા મુળરાજ સાથે ચકમક; સીખ લશ્કરનો મોટો ભાગ મુળરાજને પડખે આવી ઉભો; સીખો અને અંગ્રેજો વચ્ચે વિગ્રહ શરૂ થયો; રામનગર અને ચીલીઅનવાલાની લડાઈ-ઓમાં અંગ્રેજોની હાર; ગુજરાતના યુદ્ધમાં સીખોની હાર; સીખ લશ્કર અંગ્રેજોને શરણે આવ્યું; ડેલ્હાઉસિએ પંજાબ ખાલસા કર્યું; ઈ. સ. ૧૮૪૯.

(બ) બ્રહ્મદેશમાં રહેતા અંગ્રેજો અને બ્રહ્મીઓ વચ્ચે અણબનાવ; બ્રહ્મી રાજાની અંગ્રેજો સાથે મિત્રાચારી જાળવવાની ઈંતે-જારી—અંગ્રેજોને થયેલાં નુકસાનનો બદલો આપવાની હા;

અંગ્રેજ કેપ્ટન લેમ્બર્ટ અને રંગુનના બ્રહ્મી ગવર્નર વચ્ચે ચકમક; બ્રહ્મી રાજાનું જહાજ કબજે કરી લેમ્બર્ટે શરૂ કરેલો વિગ્રહ; બ્રહ્મીઓ વિગ્રહ માટે તૈયાર ન હતા; ડેલ્હાઉસિએ મોકલેલાં મોટાં લશ્કરે બ્રહ્મી લશ્કરને હરાવ્યું અને પેગુ પ્રાંત કબજે કર્યો; ઈ. સ. ૧૮૫૨.

**(૩) ખાલસા અને જપ્ત થયેલાં રાજ્યો :—**

(ક) **ખાલસા પદ્ધતિ :**—હિંદી રાજા અપુત્ર મરણ પામે તો તેનું રાજ્ય તેના દત્તક પુત્રને ન આપતાં સાર્વભૌમ સત્તા તરીકે અંગ્રેજ સરકારે ખાલસા કરવું એવી ડેલ્હાઉસિની જાહેરાત; આ નીતિ અનુસાર સતારા, નાગપુર, ઝાંસી, જઇતપુર, સંબલપુર વગેરે રાજ્યો ખાલસા કર્યાં; હિંદી રાજાઓ આ નીતિથી ભડકી ઉઠ્યા.

(ખ) **હિંદી રાજ્યોની જપ્તિ :**—હિંદી રાજ્યોની સંખ્યા ઘટાડતા જવાની ડેલ્હાઉસિની નીતિ; કંપનિ સરકારના રક્ષિત રાજ્યોના એશઆરામી અને બેપરવા રાજાઓ તરફથી પ્રજાને દુ:ખ; ગેરવહિવટ અને અવ્યવસ્થાને કારણે ડેલ્હાઉસિએ અયોધ્યા, ખેરપૂર વગેરે રાજ્યો જપ્ત કર્યાં.

**(૪) ડેલ્હાઉસિના સુધારાઓ :—**

(અ) સર જૉન વુડના ખરીતા અનુસાર દરેક પ્રાંતમાં કેળવણી ખાતું ખોલ્યું અને પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાઓ અને વિદ્યાપીઠો સ્થાપી; રસ્તા, પુલો, નહેરો વગેરે જાહેર બાંધકામ માટે જુદું ખાતું ખોલ્યું; રેલ્વે, તાર અને ટપાલ ખાતાં ચાલુ કર્યાં; ઈ. સ. ૧૮૫૩ માં કલકત્તામાં પહેલી હિંદી ધારાસભા સ્થપાઈ.

(આ) **કંપનિનો નવો પટો (ઈ. સ. ૧૮૫૩) :**—આ પટાની કલમો અનુસાર રાજ્યતંત્રમાં કેટલાક સુધારા થયા; બંગાળા માટે જુદો લેફ્ટેનન્ટ-ગવર્નર નીમાયો; હિંદી સનદી નોકરી

માટે જાહેર પરીક્ષા લેવાની અને હિંદી ઉમેદવારોને પરીક્ષામાં બેસવા દેવાની પ્રથા ચાલુ થઈ; કંપનિના સંચાલકોની સત્તા પર મોટો કાપ પડ્યો.

## પ્રશ્નો

(૧) અંગ્રેજ કંપનિ સીખો સામે શા માટે વિગ્રહમાં ઉતરી? બીજા સીખ વિગ્રહનું શું પરિણામ આવ્યું?

(૨) દક્ષિણ બ્રહ્મદેશ અંગ્રેજોના કબજામાં કેવી રીતે આવી ગયો? બીજા બ્રહ્મી વિગ્રહનાં કારણો વિષે ચર્ચા કરો.

(૩) નીચેના વિષયો ઉપર ટૂંક નોંધ લખો:—
(અ) ડેલ્હાઉસિની ખાલસા પદ્ધતિ (Doctrine of Lapse),
(આ) ડેલ્હાઉસિના સુધારાઓ, (ઇ) ઈ. સ. ૧૮૫૩ નો કંપનિનો પટો.

# પ્રકરણ ૩ જું

## કંપનિ સરકારની એક સદી (ઈ. સ. ૧૭૫૭–૧૮૫૭)

**સર્વોપરિ રાજકીય સત્તા માટે હરિફાઈ**

ઈ. સ. ૧૭૫૭ માં પ્લાસીનું યુદ્ધ થયું તે અગાઉ ઈસ્ટ ઇન્ડિઆ કંપનિના તાબામાં હિંદનો કોઈ પણ મુલક ન હતો પરંતુ ઈ. સ. ૧૮૫૬ માં લૉર્ડ ડેલ્હાઉસિ ગવર્નર–જનરલનું પદ છોડી ઇંગ્લંડ ગયો ત્યારે ખંડ સમાન આપણા મોટા દેશમાં ઈસ્ટ ઇન્ડિઆ કંપનિ સંપૂર્ણ રીતે સાર્વભૌમ સત્તા ધરાવતી હતી. હિંદના નાનાં મોટાં અનેક રાજ્યો અંગ્રેજ કંપનિ સરકારનાં 'રક્ષિત મિત્રરાજ્યો' એટલે કે માંડલિક રાજ્યો બની ચૂક્યાં હતાં. હિંદથી હજારો માઈલ દૂર આવેલા નાનકડા બેટની મુઠ્ઠીભર વેપારી પ્રજાએ એક સદીમાં સમસ્ત હિંદ ઉપર પોતાનું આધિપત્ય જમાવ્યું એ બીના આપણા પુરાતન દેશના ઇતિહાસની એક શરમજનક અને આશ્ચર્ય-જનક ઘટના છે. અઢારમી સદીમાં મોગલ સામ્રાજ્યની ભવ્ય ઈમારત તૂટી ત્યારે તેના ખંડિયેરો ઉપર નવાં સામ્રાજ્યો રચવા માટે મરાઠાઓ, સીખો અને હિંદમાં વેપાર કરવા આવેલા સાહસિક યૂરોપિયનો મેદાને પડ્યા. પ્લાસીના યુદ્ધ પછી કલાઇવે બંગાળામાં અંગ્રેજી સત્તાનો પાયો નાખ્યો ત્યારથી અંગ્રે-જોની રાજકીય મહત્વાકાંક્ષા વધી અને તેઓ હિંદમાં વેપાર કરવા આવેલી બીજી યૂરોપી પ્રજાઓ સાથે રાજકીય હરિફાઈમાં ઉતર્યા. આપણા દેશવાસી-ઓને તેમજ રાજ્યકર્તાઓને વર્ષો થયાં કુસુંપનો અસાધ્ય રોગ લાગુ પડેલો હતો અને તેમનામાં રાષ્ટ્રીય ભાવનાનો અભાવ હતો. તેઓ પરદેશીઓ ઉપર વધુ પડતો વિશ્વાસ મૂકતા હતા અને તેથી વેપારનાં ઓઠાં હેઠળ છૂપાયલી રાજકીય ચાલબાજી તેમનાથી ઓળખી શકાય એમ ન હતું. હિંદમાં વેપાર કરવા આવેલી અંગ્રેજ અને ફ્રેન્ચ પ્રજા દક્ષિણ હિંદમાં રાજકીય સત્તા જમાવવા માટે જ્યારે હરિફાઈમાં ઉતરી ત્યારે તેમણે હિંદી રાજ્યકર્તાઓને પણ આપસઆપસમાં લડાવી અંગ્રેજ–ફ્રેન્ચ હરિફાઈમાં પક્ષકારો તરીકે ખેંચ્યા.

આ હરિફાઈમાં જ્યારે અંગ્રેજોએ ફ્રેન્ચો ઉપર વિજય મેળવ્યો ત્યારે અંગ્રેજોની મહત્વાકાંક્ષા ઓર વધી અને અંગ્રેજ કંપનિના બાહોશ અને દીર્ઘદષ્ટિવાળા અમલદારોએ અંગ્રેજ કંપનિને હિંદની સર્વોપરિ સત્તા બનાવવા અવનવી યોજનાઓ અજમાવી અને તેમાં સફળતા મેળવી. રાજકીય સત્તા માટેની હરિફાઈમાંથી વલંદાઓ અને ડેન લોકો તો શરૂઆતથી જ ખસી ગયા હતા. ઈ. સ. ૧૮૨૪ માં વલંદાઓએ સુમાત્રા ટાપુમાંની અંગ્રેજ કોઠીઓના બદલામાં પોતાની હિંદમાંની કોઠીઓ અંગ્રેજોને સોંપી દીધી. ઇ. સ. ૧૮૪૫ માં ડેન્માર્કે પોતાનાં બે હિંદી મથકો અંગ્રેજ કંપનિને વેચ્યાં. ઇ. સ. ૧૭૬૧ ના પાણીપતના યુદ્ધમાં મરાઠાઓએ સજ્જડ હાર ખાધી એટલે તેમણે હિંદમાં જમાવેલી સર્વોપરિ રાજકીય સત્તાને કારમો ફટકો લાગ્યો. મોગલ શહેનશાહની સાર્વભૌમ સત્તા તો અઢારમી સદીની શરૂઆતથી જ તૂટેલી હતી એટલે હવે હિંદમાં કોઈ મધ્યવર્તી સત્તા રહી ન હતી કે જે હિંદનાં નાનાં મોટાં હિંદુ અને મુસલમાન રાજ્યોને અંકુશમાં રાખી શકે. અઢારમી સદીના ઉત્તરાર્ધમાં હિંદમાં જે અંધાધુંધી વ્યાપી હતી તેનો લાભ લઈ વેલેસ્લિ જેવા મુત્સદ્દી અંગ્રેજે હિંદી રાજ્યોને વશ કરવાની ચાવી શોધી કાઢી. મરાઠી સરદારોએ અલગ અલગ સ્વતંત્ર રાજ્યો સ્થાપ્યાં હતાં અને તેમની વચ્ચે સહકાર કે સંપનો અભાવ હતો. મરાઠાઓએ જો રજપુતો અને સીખો સાથે રાજકીય સંગઠન સાધ્યું હોત તો અંગ્રેજો હિંદમાં સર્વોપરિ રાજકીય સત્તા કદાપિ પણ સ્થાપી શકતે નહિ. વેલેસ્લિની 'સહાયકારી યોજના'એ હિંદી રાજ્યકર્તાઓની સ્વતંત્રતા ઉપર છૂપો છતાં કાતીલ ઘા કર્યો. વેલેસ્લિથી ડેલ્હાઉસિના સમય સુધીમાં આપણા દેશના નકશા ઉપર બ્રિટિશ સામ્રાજ્યનો લાલ રંગ ઝડપથી પથરાતો ગયો અને અર્ધી સદી જેટલા એ ટૂંકા સમયમાં બ્રિટિશ સત્તા સમસ્ત હિંદની સાર્વભૌમ સત્તા (Sovereign Power) બની ગઈ. પ્લાસીના યુદ્ધથી માંડી ઇ. સ. ૧૮૫૭ ના બળવા સુધીની એક સદી વિગ્રહોથી ભરેલી હતી. એ સદીમાં અંગ્રેજોએ ચોમેર લડાઇઓ જગાવી અથવા તો જાગેલી લડાઇઓમાં ભાગ લીધો અને તેમનો પક્ષ મોટે ભાગે બધી લડાઇઓમાં ફાવ્યો કારણ કે તેમના પક્ષમાં રહી સંખ્યાબંધ હિંદી સૈનિકો અને રાજ્યકર્તાઓ તેમના જ દેશબાંધવો સામે જંગ ખેલ્યા અને તેમના અંગ્રેજ મિત્રોને વિજય

અપાવ્યો.* ઇ. સ. ૧૭૫૭ થી ઇ. સ. ૧૮૫૭ સુધીની એક સદીમાં સર્વોપરિ રાજકીય સત્તા માટે તીવ્ર હરિફાઈ ચાલી તેમાં અંગ્રેજોને આશ્ચર્યજનક ફત્તેહ મળી.

**કંપનિ અને હિંદી રાજ્યો વચ્ચેનો સંબંધ**

ઈસ્ટ ઇન્ડિઆ કંપનિના અંગ્રેજ નોકરો હિંદમાં વેપાર અર્થે સત્તરમી સદીની શરૂઆતથી આવીને રહેવા લાગ્યા ત્યાર બાદ લગભગ દોઢસો વર્ષ સુધી તેઓ હિંદી રાજાઓના આશ્રિતો તરીકે હિંદનાં જુદાં જુદાં રાજ્યોની સરહદમાં રહી શાંતિમય રીતે વેપાર કરી ખાતા. સંજોગવશાત્ પ્લાસીના યુદ્ધે અંગ્રેજ વેપારીઓને હિંદમાં વહીવટકર્તા અને પછીથી રાજ્યકર્તા બનાવ્યા અને એક સદીમાં તો હિંદનાં અનેક નાનાં મોટાં રાજ્યો તેમના એક વખતના આશ્રિતો (અંગ્રેજો) ના જ આશ્રિતો બની ગયા! ઈ. સ. ૧૭૫૭ થી ઈ. સ. ૧૮૫૭ સુધીની એક સદીમાં કંપનિ અને હિંદી રાજ્યો વચ્ચેના સંબંધમાં ઘણાં રૂપાંતરો થયાં. ઈ. સ. ૧૭૪૪–૭૪ સુધીનાં ત્રીસ વર્ષ દરમિયાન અંગ્રેજ કંપનિની સત્તા મુખ્ય હિંદી રાજ્યોની સત્તા કરતાં હલકી હતી, પરંતુ ઈ. સ. ૧૭૭૪–૧૮૦૪ સુધીનાં ત્રીસ વર્ષ દરમિયાન કંપનિની સત્તા મોટાં હિંદી રાજ્યોની સત્તાની બરાબરી કરતી થઈ. વેલેસ્લિથી ડેલ્‌હાઉસિના સમય સુધીની અર્ધી સદીમાં કંપનિની સત્તા હિંદમાં સંપૂર્ણ રીતે સર્વોપરિ બની શકી અને તેથી અંગ્રેજ ગવર્નર-જનરલો જે પહેલાં હિંદી રાજ્યોને 'મિત્ર રાજ્યો' ગણતા તે હવે તેમને 'રક્ષિત કે માંડલિક

* "અંગ્રેજોનો પક્ષ હિંદમાં જેટલા સંગ્રામો જીત્યો તે સંગ્રામો અંગ્રેજોએ જીત્યા નથી પણ હિંદીઓએ અંગ્રેજો માટે જીતીને પોતાના વિજયનું ફળ અંગ્રેજોને ચરણે ધરી દીધું છે. કર્નલ માલેસને 'ધી ડીસાઇસિવ બૅટલ્સ ઑફ ઇન્ડિઆ" નામના પોતાના પુસ્તકમાં સ્વીકાર કર્યો છે કે ઈ. સ. ૧૭૫૭ થી ૧૮૫૭ સુધી જે અસંખ્ય લડાઇઓ હિંદીઓ તથા અંગ્રેજો વચ્ચે થઇ તેમાં એક પણ લડાઈ એવી નથી કે જેમાં એક બાજુએ કેવળ અંગ્રેજો હોય અને બીજી બાજુ કેવળ હિંદીઓ હોય, અને એવી લડાઇઓમાં હિંદીઓ ઉપર અંગ્રેજોએ વિજય પ્રાપ્ત કર્યો હોય." (પંડીત સુંદરલાલ કૃત "ભારતમેં અંગ્રેજી રાજ્ય" માંથી.)

રાજ્યો' ગણવા લાગ્યા અને હિંદી રાજ્યકર્તાઓ તેમના તાબેદાર હોય એ મુજબનું વર્તન ચલાવવા લાગ્યા. ગવર્નર-જનરલો સમય અને સંજોગો પિછાણી પોતાની સગવડ અનુસાર હિંદી રાજ્યકર્તાઓને કંપનિ સરકારના બરોબરીયા તરીકે કે મિત્રો તરીકે કે ખંડિઆ રાજાઓ તરીકે ગણતા. અંગ્રેજ ગવર્નર-જનરલો નાણાંભીડને બહાને કંપનિના હિંદી મિત્રરાજ્યો પાસેથી વખતોવખત નાણાંની મદદ પણ લેતા.

કંપનિના સંચાલકો અને ગવર્નરોએ કંપનિ અને હિંદી રાજ્યો વચ્ચેનો સંબંધ જાણીબૂઝીને અનિશ્ચિત રહેવા દીધો હતો એ બીના કંપનિનો મોગલ પાદશાહ સાથેનો સંબંધ તપાસવાથી માલમ પડે છે.

**દિલ્હીના મોગલ પાદશાહ સાથેનો સંબંધ**

મોગલ પાદશાહ શાહઆલમે ઈ. સ. ૧૭૬૫ માં કલાઈવને બંગાળા તથા બિહારની 'દિવાની' આપી હતી. શાહઆલમ ઈ. સ. ૧૮૦૬ માં મરણ પામ્યો ત્યાં સુધી હિંદમાં રહેતા અંગ્રેજો પોતાને દિલ્હી સમ્રાટની પ્રજા ગણાવતા. અંગ્રેજ ગવર્નર-જનરલ જ્યારે મોગલ પાદશાહને મળવા જતો ત્યારે તેને નજરાણું ધરતો અને પોતાને સ્થાને અદબથી ઉભો રહેતો. દરેક ગવર્નર-જનરલની સિક્કા-મહોરમાં 'દિલ્હી કે બાદશાહકા ફિદવી ખાસ' (એટલે કે ખાસ નોકર) એવા શબ્દો કોતરવામાં આવતા. શાહઆલમના મરણ બાદ જ્યારે અંગ્રેજોને મરાઠાઓનો તથા બીજા હિંદી રાજાઓનો ભય નાબુદ થયો ત્યારે દિલ્હીમાં રહેતા અંગ્રેજ રેસિડન્ટે મોગલ પાદશાહ પ્રત્યેનું વર્તન ફેરવવા માંડ્યું અને પાદશાહ તથા તેના દરબારનું અપમાન થાય એવી રીતનું વર્તન રાખવા માંડ્યું. ઈ. સ. ૧૮૩૭ માં બહાદુરશાહ દિલ્હીની ગાદીએ આવ્યો ત્યાર બાદ તેણે કંપનિ સરકારની મોગલ પાદશાહ પ્રત્યેની અવિનયી વર્તણુક સામે ફરિયાદ કરવા રાજા રામમોહનરાયને પોતાના વકીલ તરીકે ઇંગ્લંડ મોકલી આપ્યો પરંતુ તેમાં કશું વળ્યું નહિ. લૉર્ડ એલેનબરોના અમલકાળમાં મોગલ પાદશાહને અમુક પ્રસંગે અપાતું નજરાણું બંધ કરવામાં આવ્યું. બહાદુરશાહ પછી દિલ્હીની ગાદીનો વારસ કોને નીમવો એ બાબત અંગે ગવર્નર-જનરલ અને દિલ્હીનો રેસિડન્ટ જે અયોગ્ય ખટપટમાં ઉતર્યા તે ઉપરથી બહાદુરશાહ તેમજ દિલ્હીના પ્રજાને શંકા ગઈ કે કંપનિ સરકાર મોગલ પાદશાહની પદ્દી જ નાબુદ કરવા માગે છે. આવી શંકા રાખવા માટે

સબળ કારણો હતાં તેથી કંપનિ સરકારની કૃતઘ્નતાથી છંછેડાયલા બહાદુરશાહ તથા તેની પ્રજાએ ઈ. સ. ૧૮૫૭ ના બળવામાં ભાગ લીધો.

ઇંગ્લંડની રાણી ઇલિઝાબેથે ઇસ્ટ ઇન્ડિઆ કંપનિને હિંદ અને પૂર્વના બીજા દેશો સાથે વેપાર કરવાનો ઇજારો આપ્યો હતો અને તે બાબતની સનદ (Charter) આપી હતી; ઇ. સ. ૧૬૦૦. ઇસ્ટ ઇન્ડિઆ કંપનિને મળેલા ઇજારાની મતલબ એ હતી કે ઇંગ્લંડની બીજી કોઈ પણ વેપારી કંપનિ કે ઇંગ્લંડના બીજા કોઈ પણ વેપારીઓ હિંદ અને પૂર્વના દેશનો સાથે સીધી રીતે વેપાર કરી શકે નહિ. કંપનિનો કારભાર માલીક મંડળ (કોર્ટ ઑફ પ્રોપ્રાયટર્સ) તરફથી નીમાતી સમિતિ ચલાવતી. કંપનિની સ્થાપના બાદ લગભગ દોઢસો વર્ષ સુધી કંપનિનું ધ્યેય મુખ્યત્વે કરીને વેપારનું જ હતું તેથી કંપનિ તરફથી જે કાયદાકાનુનો ઘડાતા તે માત્ર કંપનિના હિંદમાં રહેતા નોકરોને માટે જ હતા. પ્લાસીના યુદ્ધ બાદ ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ એક વેપારી સંસ્થા મટી રાજ્યકર્તા બની અને તેના કબજામાં હિંદનો જે મુલક આવ્યો તેનો વહીવટ કરવા માટે રીતસરનું રાજ્યબંધારણ ઘડી કાઢવાની જરૂર પડી. પ્લાસીના યુદ્ધ પછી કંપનિના નોકરોએ બંગાળા અને બિહારના વહીવટમાં જ્યારે અંધાધુંધી ચલાવી અને બંગાળાની નવાબીનું જાણે કે જાહેર લીલામ કર્યું ત્યારે ઇંગ્લંડની પાર્લમેન્ટના કેટલાક સભ્યોનું એ બીના તરફ ધ્યાન ખેંચાયું. ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ તેની હકુમત હેઠળના હિંદી મુલકમાં યોગ્ય રીતે રાજ્યવહીવટ ચલાવે એ હેતુથી ઇંગ્લંડની પાર્લમેંટે ઈ. સ. ૧૭૭૩ માં 'રેગ્યુલેટિંગ ઍક્ટ' પસાર કર્યો. ઈ. સ. ૧૭૭૩ સુધી હિંદમાંનાં અંગ્રેજ સંસ્થાનો ઇસ્ટ ઇન્ડિઆ કંપનિની માલિકીનાં ગણાતાં અને તેમનો વહીવટ કંપનિના કારભારીઓ સ્વતંત્ર રીતે કરતા. 'રેગ્યુલેટિંગ ઍક્ટ' થી કંપનિના અધિકાર ઉપર ઇંગ્લંડની પાર્લમેંટ એટલે સરકારનો અંકુશ શરૂ થયો અને કંપનિના અમર્યાદિત હક્કો ઉપર પહેલ વહેલો કાપ પડ્યો. અગિઆર વર્ષ બાદ પાર્લમેંટે જે 'પિટનો હિંદી કાયદો' પસાર કર્યો તેની રૂએ કંપનિના માલિકોની રાજકીય સત્તા ઉપર વધુ કાપ પડ્યો અને કંપનિના હિંદી મુલકોના વહીવટ ઉપર દેખરેખ રાખવાનું કામ ઇંગ્લંડની સરકારે નીમેલા ૭ કમિશનરોના અંકુશ

**કંપનિના રાજ્ય-વહીવટ પર પાર્લમેંટનો અંકુશ**

મંડળ ( બોર્ડ ઑફ કન્ટ્રોલ ) ને સોંપવામાં આવ્યું. હિંદમાં રહેતો કંપનિ સરકારનો ગવર્નર-જનરલ અંકુશ મંડળની સંમતિ સિવાય હિંદી રાજાઓ સાથે હવે વિગ્રહ કે સંધિ કરી શકતો નહિ. આમ કંપનિ ધીમે ધીમે બ્રિટિશ પાર્લમેંટને આધીન બનતી ગઈ. ઇંગ્લંડના હિતની દૃષ્ટિએ જેટલી મહત્ત્વની બાબતો હતી તેટલી બાબતો વિષેજ અંકુશ મંડળ હિંદમાંના કંપનિના અમલદારોની રાજ્યનીતિ ઉપર દેખરેખ રાખતું પરંતુ ઇંગ્લંડનાં હિત માટે, હિંદમાં રહેતો ગવર્નર-જનરલ જો હિંદી રાજ્યો સાથે કંપનિ સરકારે કરેલી સંધિઓનો ભંગ કરતો તો પણ ઇંગ્લંડની પાર્લમેંટ કે સરકાર તરફથી ગવર્નર-જનરલને ભાગ્યે જ ઠપકો મળતો* ઇસ્ટ ઇન્ડિઆ કંપનિને હિંદ અને પૂર્વના દેશો સાથે વેપાર કરવાને ઇંગ્લંડની સરકાર તરફથી આપવામાં આવેલી સનદ કાયમ માટેની ન હતી. ઈ. સ. ૧૭૭૩ પછીથી જ્યારે જ્યારે કંપનિની સનદની મુદત પૂરી થતી અને નવી સનદ આપવાનો પ્રસંગ આવતો ત્યારે બ્રિટિશ પાર્લમેંટ તરફથી કંપનિના હિંદી મુલકના વહીવટ બાબત તપાસ ચલાવવામાં આવતી અને એ વહીવટમાં અમુક સુધારા વધારા કરવા માટે નવી સનદમાં અમુક કલમો પાર્લમેંટ તરફથી દાખલ કરવામાં આવતી. ઈ. સ. ૧૮૧૩ માં નવી સનદ આપતી વખતે પાર્લમેંટે જે કાયદો કર્યો તેમાં સ્પષ્ટ કરવામાં આવ્યું કે ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ હિંદમાં જે મુલકોનો કબજો ધરાવે છે તે મુલકો ઉપર સર્વોપરિ હક કંપનિનો નહિ પણ ઇંગ્લંડની સરકારનો છે. વીસ વર્ષ બાદ વળી પાછી નવી સનદ આપવામાં આવી ત્યારે પાર્લમેંટે જે કાયદો કર્યો તેમાં એમ જાહેર કરવામાં આવ્યું કે કંપનિ સરકારના તાબામાં હિંદનો જે વિશાળ મુલક છે તેની ખરી માલિકી બ્રિટનના રાજાની છે. આમ વર્ષો જતાં કંપનિની સત્તા ઘટતી જ ગઈ અને બ્રિટિશ પાર્લમેંટ અને તાજનો હિંદી વહીવટ ઉપ-

---

* પ્રખ્યાત અંગ્રેજ ઇતિહાસ લેખક સર જૉન કે ઇંગ્લંડમાંની “ઇન્ડિઆ ઑફીસ” ના ‘રાજકારણી અને ગુપ્ત વિભાગ’નો મંત્રી હતો. તેણે કલકત્તા રિવ્યુ’ના પ્રથમ પુસ્તકમાં લખ્યું છે કે— “એમ લાગે છે કે જાણે અંગ્રેજ કંપનિ સરકારે સંધિભંગનો ઇજારો જ રાખ્યો હતો. જો ચાલુ સંધિપત્રોને તોડવાના દંડ રૂપે તેનો પ્રદેશ છીનવી લેવામાં આવે તો આ વખતે બ્રહ્મપુત્રાથી સિંધુ સુધીની એક તસુ જમીન પણ અંગ્રેજો પાસે બાકી રહી શકે નહી.”

રનો અંકુશ વધતોજ ગયો. ઈ. સ. ૧૮૫૩ માં નવી સનદ આપતી વખતે કંપનિના ભાગીદારો તરફથી નીમાતા સંચાલકો ( ડાયરેક્ટર્સ ) ના હાથમાંથી કંપનિના હિંદમાંના અમલદારો નીમવાની સત્તા પણ લઈ લેવામાં આવી.

ઈ. સ. ૧૬૦૦ માં ઇસ્ટ ઇન્ડિઆ કંપનિની સ્થાપના થઈ ત્યારથી ઇ. સ. ૧૮૫૮ માં હિંદી બળવાને કારણે કંપનિ પાસેથી હિંદ અંગેની તમામ સત્તા લઈ લેવામાં આવી એ અઢી સદી દરમિયાન કંપનિના વહીવટી બંધારણમાં સંજોગો અનુસાર અનેક ફેરફારો થયા. શરૂઆતમાં તો કંપનિનું બંધારણ વેપારી પેઢીની ઢબનું જ હતું. કંપનિના ભાગીદારો ( શેર હોલ્ડર્સ ) તરફથી કંપનિનું કાર્ય ચલાવવા માટે ઇંગ્લંડમાં બે મંડળો નીમાતાં—માલિક મંડળ ( કોર્ટ ઑફ પ્રોપ્રાયટર્સ ) અને સંચાલક અથવા કારોબારી મંડળ ( બોર્ડ ઑફ ડાયરેક્ટર્સ ). પાંચસો પૌંડના શેરો ધરાવનારને માલિક મંડળમાં એક મત આપવાનો અધિકાર હતો. સંચાલક મંડળની ચૂંટણી દર વર્ષે માલિક મંડળ તરફથી થતી. સંચાલક મંડળના હાથમાં ઇ. સ. ૧૭૮૩ સુધી કંપનિના કારભારની તમામ સત્તા રહી પરંતુ એ વર્ષમાં 'પિટ્ટનો હિંદી કાયદો' પાર્લમેંટે પસાર કર્યો ત્યારથી સંચાલક મંડળની સત્તા ઘટવા લાગી અને ઇંગ્લંડની સરકાર તરફથી નીમાતા અધિકારીઓના અંકુશ મંડળ ( બોર્ડ ઑફ કન્ટ્રોલ ) ની સત્તા વધવા લાગી. ઈ. સ. ૧૭૭૩ થી ૧૮૫૩ સુધીમાં બ્રિટિશ પાર્લમેંટે કંપનિને નવી સનદો આપતી વખતે જે કાયદાઓ પસાર કર્યા તેથી કંપનિના બંધારણમાં ઘણા ફેરફારો થયા કારણ કે ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ માત્ર વેપારી મંડળી રહેવાને બદલે ધીમે ધીમે એક મહાન રાજ્યકર્તા બની ગઈ હતી. કંપનિ તેની હકુમત હેઠળના હિંદી મુલકમાં વ્યવસ્થિત રાજ્યવહીવટ ચલાવે, એ મુલકની પ્રજા પ્રત્યે રાજ્યકર્તા તરીકેની ફરજો બજાવે, અને હિંદી વહીવટ ઉપર પાર્લમેંટનો અંકુશ વધતો રહે એ હેતુથી બ્રિટિશ પાર્લમેંટે, કંપનિના બંધારણમાં ફેરફારો કરાવવા માટે, વખતો વખત કાયદાઓ કર્યા, જેની વિગતવાર કલમો આપણે આગળ જોઈ ગયા છીએ.

**કંપનિનું વહીવટી બંધારણ**

આપણા દેશના ઇતિહાસમાં સત્તરમી સદી મહાન મોગલ પાદશાહોની ભવ્ય સદી હતી. હિંદનું પ્રજાજીવન અને તેના હુન્નરઉદ્યોગો એ જમાનામાં ઉન્નતિનાં શિખર ઉપર હતાં. અઢારમી સદી એક દૃષ્ટિબિંદુથી જોતાં મરાઠી

સામ્રાજ્યની સદી હતી પરંતુ એજ સદીમાં જે વિચિત્ર રાજકીય અંધાધુંધી ચાલી તેનો લાભ ઉઠાવી અંગ્રેજ કંપનિના સાહસિક અને બાહોશ અમલદારોએ હિંદમાં અંગ્રેજી સત્તાનો પાયો નાખ્યો એટલું જ નહિ પણ અંગ્રેજ સત્તાને હિંદની સર્વોપરિ રાજસત્તા બનાવી. પ્લાસીના યુદ્ધથી વૉટર્લુના યુદ્ધ સુધીની આસરે અર્ધી સદી દરમિયાન અંગ્રેજોએ હિંદમાં અનેક રાજકીય અને આર્થિક લાભો મેળવ્યા.

**હુન્નર ઉદ્યોગ, કેળવણી અને પ્રજાજીવન**

કંપનિના નોકરો હિંદમાંથી દર વર્ષે આસરે પા અબજ રૂપિઆ ઇંગ્લંડ મોકલવા લાગ્યા. પરંતુ અઢારમી સદીના અંત સુધી તો હિંદુસ્તાન હુન્નર ઉદ્યોગોની દૃષ્ટિએ દુનિયામાં ઉન્નત સ્થાન ધરાવતો હતો અને લોકો પોતાના જીવનની જરૂરિયાતો અથવા તો એશઆરામની ચીજો માટે પરદેશ ઉપર ભાગ્યેજ આધાર રાખતા. દુનિયાના બીજા દેશો સાથેના હિંદના વેપારનું પાસું કાયમ હિંદની તરફેણમાં જ રહેતું, હિંદમાં બનેલો માલ એશિઆ, યૂરોપ અને આફ્રિકામાં થોકબંધ જતો અને તે માલના બદલામાં સોનું અને ખાસ કરીને ચાંદી જેવી કિંમતી ધાતુઓ હિંદમાં આવ્યા કરતી. અઢારમી સદીની રાજકીય અંધાધુંધીની પ્રજાજીવન ઉપર ખાસ ઉંડી અસર થઈ ન હતી અને લોકો સ્વાશ્રયી, ઉદ્યમી અને એકંદરે સુખી હતા. ગ્રામ પંચાયતો જેવી ગ્રામસંસ્થાઓ ગામડાંઓનો વહીવટ ચલાવતી અને સ્વરાજ્ય ભોગવતી. કેળવણી અને પ્રજાની સુખાકારી વગેરે બાબતોનો વહીવટ એ ગ્રામસંસ્થાઓ મારફત જ ચાલતો. પરંતુ ઓગણીસમી સદીની શરૂઆતથી આ વસ્તુસ્થિતિ બદલાવા લાગી. વરાળયંત્રની શોધ પછીની અર્ધી સદીમાં ઇંગ્લંડના ઉદ્યોગધંધાએ આશ્ચર્યજનક પ્રગતિ કરી. યંત્રોની મદદથી ઇંગ્લંડમાં બનતો ઢગલાબંધ માલ ખપાવવા માટે અંગ્રેજોએ હિંદ ઉપર નજર ઠેરવી. ઈ. સ. ૧૮૧૩ માં ઇસ્ટ ઇન્ડિઆ કંપનિને નવો પટો આપતી વખતે ઇંગ્લંડની પાર્લમેંટે જે કાયદો પસાર કર્યો તેથી ઇંગ્લંડના હુન્નરઉદ્યોગો માટે હિંદમાં બજારો ઉત્પન્ન થયાં જ્યારે હિંદના હુન્નર ઉદ્યોગોની પાયમાલી શરૂ થઈ. હિંદથી ઇંગ્લંડ જતા માલ ઉપર પચાસથી છસો ટકા સુધીની ભારે જકાત નાખવામાં આવી જ્યારે ઇંગ્લંડના માલ ઉપર માત્ર નામની જકાત નાખી અથવા તો વગર જકાતે તેને હિંદમાં આવવા દીધો. ઈ. સ. ૧૮૧૩ થી ઈ. સ. ૧૮૩૩

સુધીનાં માત્ર વીસ વર્ષ દરમિયાનમાં એકલા બંગાળાના વણકરોના હાથમાંથ
૧૮૦ લાખ રૂપિઆની વાર્ષિક આવક જતી રહી. હિંદી બનાવટો અ
કારીગરીનું રહસ્ય જાણી લેવા માટે અનેક તરકીબો કંપનિના અમલદા
તરફથી રચાઈ જેમાં તેમને સફળતા મળી, દેશના હુન્નર ઉદ્યોગોનો નાશ થ
લાગ્યો એટલે પ્રજા નિર્ધન બની અને સામાજીક તેમજ કેળવણીના વિષયો
જાણે કે અંધકાર ફેલાવા લાગ્યો. કંપનિ સરકારે ઇ. સ. ૧૮૩૩ પછ
અંગ્રેજી કેળવણી આપવા માટે શાળાઓ તેમજ કૉલેજો ખોલી પરંતુ પ્રજાન
મોટો ભાગ અભણ રહ્યો કારણ કે પ્રાથમિક કેળવણી બાબતમાં સરકા
તરફથી જે વ્યવસ્થા કરવામાં આવી હતી તે તદ્દન અસંતોષકારક હતી.
વહાણોનો ઉદ્યોગ, લોખંડનો ઉદ્યોગ, કાગળનો ઉદ્યોગ, કાપડ વણાટનો મહા
ઉદ્યોગ વગેરે હિંદના પ્રાચીન ઉદ્યોગધંધાઓનો વિનાશ થયો તેથી સમૃદ્ધિવા
હિંદ નિર્ધન બન્યો. સ્વરાજ્ય ભોગવતી ગ્રામ સંસ્થાઓ કંપનિ સરકાર
રાજ્યલોભ આગળ તૂટવા લાગી. પુરાતન કાળથી હિંદની ગ્રામસંસ્થાઓન
સંચાલનમાં જે પ્રજાકીય રાજ્યવ્યવસ્થાનું તત્ત્વ હતું તે અદૃશ્ય થયું અ

* "આ સમયે એવાં અસંખ્ય માણસો છે કે જેઓ પોતાનાં બાળકોન
શિક્ષણનો લાભ આપી શકતા નથી,......મને કહેતાં દુઃખ થાય છે કે આ
થવાનું કારણ દેશ ધીરે ધીરે નિર્ધન થતો જાય એ છે. જ્યારથી હિંદમ
બનેલા સુતરાઉ કાપડને બદલે ઇંગ્લંડમાં બનેલા કાપડનો આ દેશમાં પ્રચા
કરવામાં આવ્યો છે ત્યારથી આ દેશના કારીગરોના જીવનનિર્વાહ માટેન
સાધનો ઘણાં ઘટી ગયાં છે.......દેશનું ધન જુના વખતના દેશી દરબાર
અને દેશી નોકરોના હાથમાંથી યુરોપિયનોના હાથમાં જઈ પડ્યું છે. અ
યુરોપિયન નોકરો પ્રતિદિન ધન ઢસડી ઢસડીને બહાર લઈ જાય છે, એનાથ
પણ આ દેશ નિર્ધન બનવા લાગ્યો છે. સરકારી મહેસુલ અતિ સખતાઈથ
વસુલ કરવામાં આવે છે...મધ્યમ વર્ગના અને નીચલા વર્ગના લોકોમાં હવ
એટલી શક્તિ રહી નથી કે તેઓ પોતાનાં બાળકોના શિક્ષણનો ખર
ભોગવી શકે, એથી ઉલટું બાળકો થોડી ઘણી પણ મજુરી કરી શકે એવ
થાય કે તરતજ માબાપો, પોતાના જીવનની જરૂરિયાતોને પૂરી પાડવા ખાત
આ બાળકોને તેમની કુમળી વયમાં જ મજુરીએ લગાડે છે." (બેલાર
જીલ્લાના અંગ્રેજ કલેક્ટર મી. કૅમ્પબેલના ઈ. સ. ૧૮૨૩ની ૧૭મ
ઑગસ્ટના અહેવાલમાંથી.)

આખા દેશના બધા વિભાગોમાં અને દૂરદૂરનાં બધાં ગામડાંઓમાં મધ્યવર્તિ સરકારની એકહથ્થુ સત્તાનો ડંકો વાગવા લાગ્યો. અંગ્રેજી કેળવણીના પ્રચારથી પશ્ચિમની જડવાદી સંસ્કૃતિની આપણાં પ્રજાજીવન ઉપર અસર થવા લાગી. અંગ્રેજી કેળવણી લેનાર ઘણા હિંદીઓ હિંદી સંસ્કૃતિને તુચ્છકારવા લાગ્યા અને યુરોપિઅનોના સંસર્ગથી શરાબ પીવાની ટેવ વધતી ગઇ. હિંદી કળા અને સાહિત્ય ઉત્તેજનના અભાવે નિસ્તેજ બનવા લાગ્યાં અને એશઆરામની તેમ જ દેખાવની પરદેશી ચીજો ખરીદવાની લોકોને ટેવ પડવા લાગી.

**રાજા રામમોહનરાય અને સામાજીક સુધારાઓ**

સતી થવાના ચાલની બંધી કરાવવામાં બેન્ટીન્કને હાર્દીક ટેકો આપનાર રાજા રામમોહનરાય તેના જમાનાનો એક મહાન્ હિંદી હતો. રાજા રામમોહનરાય એક વિદ્વાન અને આગેવાન સમાજસુધારક હતો. આ બંગાળી સુધારક અંગ્રેજી કેળવણીનો હિમાયતી હતો કારણ કે તે માનતો હતો કે હિંદની પ્રાચીન સંસ્કૃતિ અને પશ્ચિમની સંસ્કૃતિના સમન્વયમાંથી હિંદીઓની ઉન્નતિ સાધી શકાય એમ હતી. હિંદુ સમાજમાં સદીઓ થયાં ચાલી આવતા સતી થવાના રિવાજને કાયદાથી નાબૂદ કરાવવા રાજા રામમોહનરાયે તનતોડ પ્રયાસો કર્યા હતા જેમાં તેને આખરે સફળતા મળી. સ્ત્રીઓએ પણ જાહેર સંસ્થાઓમાં કેળવણી લેવી જોઈએ એવો રાજા રામમોહનરાયનો મત હતો. તેના જમાનાના રૂઢિચુસ્તો એમ માનતા હતા કે અંગ્રેજ કેળવણી લેનાર વ્યક્તિઓમાં જંગલાપણું આવી જાય છે અને તેઓ દારૂડિઆ બની જઈ પોતાનાં માતાપિતા તરફ પણ તિરસ્કારની નજરે જુએ છે. રૂઢિચુસ્તોના આવા પ્રચારનો રાજા રામમોહનરાયે મક્કમપણે સામનો કર્યો હતો તેથી એક સુધારક તરીકે તે ઘણી પ્રસિદ્ધિમાં આવ્યો. ઇસ્ટ ઇન્ડિયા કંપનિના હિંદમાંના અમલદારોએ દિલ્હીના મોગલ પાદશાહને અન્યાય કર્યો હતો તે બદલ પોતાની ફરિયાદ રજુ કરવા માટે પાદશાહે રાજા રામમોહનરાયને પોતાના વકીલ તરીકે ઇંગ્લંડ મોકલ્યો હતો. એ મહાન્ હિંદી નર ઈ. સ. ૧૮૩૩ માં ઇંગ્લંડમાં જ મરણ પામ્યો. રાજા રામમોહનરાય ફારસી, લેટિન, હિબ્રુ, અરબી, અંગ્રેજી અને ઉર્દુ ભાષાઓનો અભ્યાસી હતો. તે એમ

માનતો હતો કે હિંદીઓની પરતંત્રતા તેમની ધાર્મિક અને સામાજીક કુરૂઢિઓને જ આભારી છે તેથી એ કુરૂઢિઓ નાબુદ કરવા તેણે ઘણા પ્રયાસો



રાજા રામમોહનરાય

કર્યા. ન્યાતજાતના અયોગ્ય ભેદોને ફગાવી દેવા, વિધવાને પુનર્લગ્ન કરવાની છૂટ આપવી, બાળલગ્નો બંધ કરવાં, પડદાની પ્રથા બંધ કરી સ્ત્રીઓને કેળવણી આપવી અને સંકુચિત ધાર્મિક સંપ્રદાયોને લઇને સમાજમાં પેઠેલો સડો દૂર કરવો–રાજા રામમોહનરાયે શરૂ કરેલા સુધારાઓના આ વિષયો હતા. રાજા રામમોહનરાયે "બ્રહ્મસમાજ" નામનો એક નવો ધાર્મિક પંથ પણ ચાલુ કર્યો હતો જેના ઘણા અનુયાયીઓ આજે પણ હિંદમાં છે. અંગ્રેજી કેળવણીના પ્રતાપે હિંદનાં બીજા પ્રાંતોમાં પણ રાજા રામમોહનરાય જેવા સુધારકો પાકયા અને હિંદના સામાજીક જીવનમાં નવો જમાનો શરૂ થયો.

ઇસ્ટ ઇન્ડિયા કંપનિ જે સંજોગવશાત્ હિંદની સાર્વભૌમ સરકાર બની હતી તે આખરે તો વેપારી સરકાર હતી તેથી વેપારની સગવડ માટે તેણે

વ્યવહારનાં સાધનોનો વિકાસ કરવા તરફ યોગ્ય લક્ષ આપ્યું. ઇંગ્લંડમાં તો ઓગણીસમી સદીની શરૂઆતમાં વરાળયંત્રોનો ઉપયોગ સારા પ્રમાણમાં શરૂ થઈ ગયો હતો પરંતુ હિંદમાં યંત્રવાદનો પગપેસારો ત્યાર બાદ શરૂ થયો. વરાળયંત્રોનો ઉપયોગ હિંદમાં શરૂ થયો તે અગાઉ પણ વ્યવહારનાં નવાં સાધનો હિંદમાં જોવામાં આવતાં. રથો અને પાલખીઓને સ્થાને, સારા રસ્તાવાળાં શહેરોમાં ઘોડાગાડીઓ અને બગીઓ ફરતી માલમ પડતી અને મનોહર પોષાકવાળા 'કોચમેનો' સૌનું ધ્યાન ખેંચતા. ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં હિંદમાં રેલ્વેનો વિકાસ થયો ન હતો તેથી દેશના અંદરના ભાગમાં માલ લઈ જવા લાવવા માટે કેટલીક પેઢીઓ રચાઈ હતી. આવી પ્રથમ પેઢી કાનપુરમાં તાન્તીમલ નામના એક શ્રીમંત હિંદુએ સ્થાપી હતી. ઇ. સ. ૧૮૪૯ માં તેણે "ઇંગ્લંડ ટ્રાન્સીટ કંપનિ" નામની એક કંપનિ સ્થાપી અને એ કંપનિએ ટપાલ તથા માલ લઈ જવા લાવવાનું કામ શરૂ કર્યું. પ્રથમ તો તેણે કલકત્તાથી કાનપુર વચ્ચે અશ્વથી ખેંચાતી ગાડીઓનો વ્યવહાર શરૂ કર્યો અને તે પછી દિલ્હી, આગ્રા, મિરત વગેરે સ્થળો સુધી એ વ્યવહારનો વિસ્તાર થયો. આ પછીથી કલકત્તા, દિલ્હી વગેરે સ્થળોમાં પણ આવી કંપનિઓ સ્થપાઈ અને રસ્તાઓ સારા થતાં ઉતારૂઓને માટે પણ સારા અશ્વો અને ગાડીઓ રાખવામાં આવ્યાં. ઇ. સ. ૧૮૫૦ માં કંપનિ સરકારે બનારસ, મિરત, આગ્રા અને દિલ્હી વચ્ચે બંધ ગાડીઓનો વ્યવહાર શરૂ કર્યો. એ ગાડીઓ દર કલાકે સાત માઇલની ઝડપે પ્રવાસ કરતી અને દર માઇલે એક આના લેખે ભાડું લેવામાં આવતું. લૉર્ડ ડેલ્હાઉસિના અમલકાળમાં રેલ્વે અને તાર તથા ટપાલની યોજનાઓ શરૂ થઇ ત્યારથી વ્યવહારના સાધનોમાં ક્રાંતિકારી ફેરફારો શરૂ થયા. રેલ્વે, સ્ટીમરો અને તાર જેવાં વ્યવહારનાં ઝડપી સાધનોથી હિંદના વેપાર ઉદ્યોગનો અમુક દિશામાં વિકાસ થયો. વ્યવહારના માર્ગો નિર્ભય અને વ્યવહારનાં સાધનો ઝડપી બનવાં લાગ્યાં અને હિંદના જૂદાજૂદા પ્રાંતો વચ્ચે વ્યાપારી અને સામાજીક વ્યવહાર વધવા લાગ્યો. ઇ. સ. ૧૮૫૭ સુધીમાં હિંદમાં ૩૦૦ માઈલ લાંબી રેલ્વે લાઇનો નંખાઈ ગઈ હતી જો કે રેલ્વેનો મોટો વિકાસ તો ત્યાર પછીનાં વર્ષોમાં જ થયો. કલકત્તામાં રેલ્વે ટ્રેનો શરૂ

**વ્યવહારનાં સાધનોનો વિકાસ**

થઈ * ત્યારે લોકોમાં ખુબ ઉત્સાહ હતો અને પહેલી ટ્રેનમાં બેસવા માટે ૩૦૦ જણાએ ટીકીટો માટે અરજી કરી હતી પરંતુ ટ્રેનમાં તેટલા માણસો માટે જગ્યા ન હતી તેથી ઘણાને નિરાશ થવું પડ્યું હતું.

---

## પ્રકરણ સાર

### (૧) સર્વોપરિ રાજકીય સત્તા માટે કંપનિની હરિફાઈ:—

(અ) કંપનિની રાજકીય સત્તાનો પ્લાસીના યુદ્ધ પછીની એક સદીમાં વધારો—બંગાળામાં અંગ્રેજી સત્તાનો પાયો નંખાયા બાદ અંગ્રેજોની હિંદમાં મહારાજ્ય સ્થાપવાની ઝંખના; મરાઠાઓ, સીખો અને હિંદમાંના યૂરોપિઅનો વચ્ચે સાર્વભૌમ સત્તા જમાવવા માટે તિવ્ર હરિફાઇ; મરાઠાઓ અને ફ્રેન્ચોની રાજકીય સત્તા તૂટી; અંગ્રેજ ગવર્નર-જનરલો વેલેસ્લિ અને ડેલ્હાઉસિની નીતિને પરિણામે અંગ્રેજ સત્તા હિંદમાં સર્વોપરિ બની.

(આ) અંગ્રેજ કંપનિ અને હિંદી રાજ્યો:—કંપનિ અને હિંદી રાજ્યો વચ્ચેના સંબંધમાં વખત જતાં ઘણાં રૂપાંતરો થયાં; કંપનિના ગવર્નર-જનરલો જે પહેલાં હિંદી રાજ્યોને 'મિત્ર રાજ્યો' ગણતા તેને પછીથી 'રક્ષિત કે માંડલિક રાજ્યો' ગણવા લાગ્યા; કંપનિ સરકાર શરૂઆતમાં પોતાને મોગલ શહેનશાહની 'માંડલિક' ગણાવતી પરંતુ જેમ જેમ કંપનિની સત્તા વધતી ગઈ તેમ તેમ કંપનિ સરકાર તરફથી મોગલ શહેનશાહને મળતી ખંડણી, માન વગેરે ઓછાં થતાં ગયાં.

### (૨) અંગ્રેજ કંપનિના વહીવટ ઉપર પાર્લમેંટનો અંકુશ:—

ઇંગ્લંડના રાજ્યકર્તા તરફથી મળતી સનદોની રૂએ અંગ્રેજ કંપનિ

---

* બંગાળામાં રેલ્વે લાઇનો નાખવાની શરૂઆત થઈ ત્યારે હાવરા અને પુન્રાહ વચ્ચે રાત્રે ટ્રેનો દોડાવવામાં આવતી નહિ એટલુંજ નહિ પણ રવીવારને રજાનો દિવસ ગણી રેલ્વેમાં પણ રજા પડાતી !

હિંદમાં વહીવટ ચલાવતી; અંગ્રેજ કંપનિ સંજોગવશાત હિંદમાં રાજ્યકર્તા બની ગઈ તેથી તેના વહીવટ ઉપર ઇંગ્લંડની પાર્લમેંટે નજર રાખવા માંડી હતી; કંપનિ તેના હિંદી મુલકમાં યોગ્ય વહીવટ ચલાવે એ હેતુથી, પાર્લમેંટે ઈ. સ. ૧૭૭૩ માં રેગ્યુલેટિંગ ઍક્ટ પસાર કર્યો; ઈ. સ. ૧૭૮૪ માં પિટ્ટનો કાયદો પસાર કર્યો; દર વીસ વરસે કંપનિને નવી સનદ આપતી વખતે પાર્લમેંટ કાયદો કરતી; પાર્લમેંટનો હિંદના વહીવટ ઉપરનો અંકુશ વધતો ગયો.

## (૩) અંગ્રેજ કંપનિના અમલની એક સદીમાં હિંદની પરિસ્થિતિ :—

(અ) હિંદના હુન્નર ઉદ્યોગો :—અઢારમી સદીના અંત સુધી હિંદી હુન્નરઉદ્યોગોની આબાદ સ્થિતિ; ઇ. સ. ૧૮૧૩ ના ચાર્ટર ઍક્ટ પછી હિંદી હુન્નરઉદ્યોગોની પાયમલી શરૂ થઈ; કંપનિ સરકાર ઇંગ્લંડના હુન્નરઉદ્યોગો માટે હિંદમાં બજારો હાથ કરવા લાગી; હિંદથી ઇંગ્લડ જતા માલ ઉપર ભારે જકાત; અંગ્રેજોએ હિંદની પ્રાચીન બનાવટો અને કારીગરીનું રહસ્ય જાણી લીધું; હિંદના અનેક ઉદ્યોગો નાશ પામવા લાગ્યા અને દેશ નિર્ધન બનવા લાગ્યો.

(આ) સામાજીક સુધારાઓ અને કેળવણી :—ઓગણીસમી સદીમાં અંગ્રેજી કેળવણીનો પ્રચાર શરૂ થયો; રાજારામમોહનરાય જેવા સમાજસુધારકો આગળ આવ્યા; સતી થવાનો ચાલ, વિધવા પુનર્લગ્ન, પડદાની પ્રથા વગેરે બાબતોમાં સુધારાઓ શરૂ થયા; કંપનિ સરકારે પ્રાથમિક કેળવણી તરફ આપેલું દુર્લક્ષ્ય.

(ઇ) વ્યવહારનાં સાધનોનો વિકાસ:—રથો અને પાલખીઓને સ્થાને ઘોડાગાડીઓ અને બગીઓ; વરાળયંત્રની શોધ થયા પછી તાર, રેલ્વે અને સ્ટીમરોને લઇને વ્યવહારનાં સાધનો ઝડપી બન્યાં અને વેપારને ફાયદો થયો.

---

## પ્રશ્નો

(૧) હિંદમાં સાર્વભૌમ સત્તા જમાવવા માટેની હરિફાઈમાં અંગ્રેજોને જે ફતેહ મળી એ માટે તમે કયાં કયાં કારણો આપી શકો?

(૨) અંગ્રેજ કંપનિ સરકારના હિંદમાંના વહીવટ ઉપર ઇંગ્લંડની પાર્લમેંટે ઈ. સ. ૧૮૫૭ સુધી કેટલે અંશે અને કેવી રીતે અંકુશ રાખ્યો હતો?

(૩) પ્લાસીના યુદ્ધ પછીની એક સદીમાં હિંદની રાજકીય, સામાજીક અને ઔદ્યોગિક સ્થિતિમાં શા ફેરફારો થયા?

---

## પ્રકરણ ૪ થું

### સત્તાવનનો સંગ્રામ

પ્લાસીના યુદ્ધ પછીની એક સદીમાં બ્રિટિશ સત્તાનો હિંદમાં મહાન્ અને ઝડપી વિસ્તાર કેવી રીતે થયો તે આપણે અગાઉ જોઈ ગયા છીએ. લૉર્ડ ડેલ્હાઉસિ ઈ. સ. ૧૮૫૬ માં બ્રિટિશ હિંદના ગવર્નર-જનરલનો હોદ્દો છોડી ઇંગ્લંડ ગયો તે વખતે અંગ્રેજ કંપનિ સરકારની આણ હિંદની સાર્વભૌમ સરકાર તરીકે સમસ્ત હિંદમાં ફરતી હતી. લગભગ આખો હિંદુસ્તાન બ્રિટિશ સામ્રાજ્યના લાલ રંગથી રંગાઈ ગયો હતો.

**કંપનિ સરકાર સામે મહાન્ બળવો**

પરંતુ બ્રિટિશ સત્તાનો હિંદમાં જેટલા પ્રમાણમાં વિકાસ થયો હતો તેટલા



લૉર્ડ કૅનિંગ

પ્રમાણમાં હિંદના નાના મોટા રાજ્યકર્તાઓ, જમીનદારો અને સામાન્ય પ્રજા-જનોની સ્વતંત્રતા હણાઈ ગઈ હતી. પરદેશી અંગ્રેજ અમલદારો પોતાના ઉપર હકુમત ચલાવે એ બીના ઘણાને સાલતી હતી. ગયેલી સ્વતંત્રતા પાછી

મેળવવા માટે ઘણા હિંદીઓ ઈંતેજાર હતા પરંતુ દેશની વસતિ અનેક વર્ગો, ધર્મો અને પક્ષો અનુસાર વહેંચાઈ ગયેલી હોવાથી સંપ અને સંગઠનનો અભાવ હતો. લૉર્ડ ડેલ્હાઉસિ પછી લૉર્ડ કૅનિંગ ગવર્નર-જનરલ તરીકે હિંદ આવ્યો ત્યારે હિંદનું રાજકીય વાતાવરણ બહારથી શાંત દેખાતું હતું પરંતુ પરદેશી સરકાર સામેનો અસંતોષ અંદરખાનેથી ધુંધવાયા કરતો હતો. ઈ. સ. ૧૮૫૭ માં એ અસંતોષે કંપનિ સરકાર સામેના બળવાનું સ્વરૂપ લીધું. લશ્કરના સિપાઈઓમાં લડાયક જુસ્સો સ્વાભાવિક રીતે જ વધારે સતેજ હોવાથી, પરદેશી સરકારની ધુંસરી ફેંકી દેવા માટે સ્વાતંત્ર્ય યુદ્ધ જગાવવામાં કંપનિ સરકારના હિંદી સિપાઈઓએ પહેલ કરી.

**બળવાનાં કારણો**

કંપનિ સરકાર સામે બળવો જગાવવામાં કંપનિ સરકારના હિંદી સિપાઈ-ઓએ આગેવાની લીધી તેથી એ બળવાને ઘણા ઇતિહાસકારો 'સિપાઈઓનો બળવો' એ નામથી ઓળખાવે છે, પરંતુ એ બળવાનાં જુદાં જુદાં કારણો તપાસીએ તો માલમ પડશે કે જે સ્વતંત્રતા મેળવવા લગભગ બધાજ હિંદીઓ ઉત્સુક હતા તે સ્વતંત્રતા મેળવવાના ધ્યેયથી જ હિંદી સિપાઈઓએ કંપનિ સરકાર સામે બળવો ઉઠાવ્યો હતો. આ કારણથી ઈ. સ. ૧૮૫૭–૫૮ ના બળવાને માત્ર 'સિપાઇઓનો બળવો' કહેવા કરતાં સ્વતંત્રતા મેળવવા માટેનો સંગ્રામ કહેવો એ વધારે ઉચિત લાગે છે. હિંદમાં સર્વસત્તાધારી બનેલી કંપનિ સરકાર સામે બળવો કેમ જાગ્યો એ માટેનાં કારણો આપણે જાણવાં જોઈએ. (અ) **રાજકીય કારણો:**—અંગ્રેજ કંપનિ સરકારની સત્તા હિંદમાં સાર્વભૌમ બની હોવાથી તમામ હિંદી રાજ્યકર્તાઓ પરદેશી સરકારના તાબેદાર કે ખંડિયા રાજાઓની નામોશી ભરેલી સ્થિતિમાં મૂકાયા હતા. કેટલાક હિંદી રાજ્યકર્તાઓને આ સ્થિતિ સાલતી હતી. લૉર્ડ ડેલ્હાઉસિની ખાલસા પદ્ધતિએ બળતામાં ઘી હોમ્યું અને ઘણા હિંદી રાજ્યકર્તાઓને એવી દહેશત લાગી કે કંપનિ સરકાર ધીમે ધીમે તમામ હિંદી રાજ્યોને ખાલસા કરવા માગે છે. લૉર્ડ ડેલ્હાઉસિની રાજ્યનીતિને પરિણામે અયોધ્યા, ઝાંસી, દિલ્હી વગેરે રાજ્યોના રાજ્યકર્તાઓને ગંભીર અન્યાય થયો હતો. અયોધ્યાના નવાબને ડેલ્હાઉસિએ ગાદી ઉપરથી ઉઠાડી મૂકી તેનું રાજ્ય ખાલસા કરી દીધું હતું અને અયોધ્યાના તાલુકાદારો અને જમીનદારોના

કિંમતી હકો ડૂબાડ્યા હતા. ડેલ્‌હાઉસિએ નીમેલાં ઈનામી કમિશનની ભલામણો અનુસાર ઘણા ઈનામદારોની જાગીરો જપ્ત કરવામાં આવી હતી. ઝાંસીની રાણીએ દત્તક લીધેલા પુત્રને ગાદી વારસ તરીકે સ્વીકારવાની ના પાડી ડેલ્‌હાઉસિએ ઝાંસીનું રાજ્ય પણ ખાલસા કર્યું હતું. પૂનાના બાજીરાવ પેશ્વાના દત્તક પુત્ર નાના સાહેબનું પેન્શન પણ ડેલ્‌હાઉસિએ બંધ કર્યું હતું. કંપનિ સરકારના અમલદારોને હાથે દિલ્હીના મોગલ પાદશાહની વખતોવખત માનહાનિ થતી હતી. મોગલ પાદશાહને કંપનિ સરકાર તરફથી અપાતું પેન્શન પણ હવે લગભગ બંધ કરવામાં આવ્યું. આ બધાં કારણોને લઇને હિંદી રાજ્યકર્તાઓનાં મન ઉંચાં રહેતાં હતાં અને કંપનિ સરકારની શુભનિષ્ઠા ઉપરથી તેમનો વિશ્વાસ ઉઠતો જતો હતો. બ્રિટિશ હકુમત હેઠળની હિંદી પ્રજા ઉપર જમીન મહેસુલ અને કરનો બોજો વધતો જતો હતો. પ્રજાને અસંતોષ વ્યક્ત કરવા માટે ધારાસભા જેવાં સાધનો ન હતાં. કંપનિ સરકારના વહીવટમાં તમામ રાજકીય સત્તા મધ્યવર્તિ સરકાર તરીકે કંપનિ સરકારે પોતાના હાથમાં કેન્દ્રિત કરી દીધી હતી તેથી સ્વરાજ્ય ભોગવતી સ્થાનિક સંસ્થાઓની રાજકીય સત્તાનો અંત આવ્યો હતો.

(બ) **ધાર્મિક અને સામાજીક કારણો** :—હિંદમાં સ્થપાયલી અંગ્રેજી સત્તા કાયમ માટે હિંદમાં ટકી રહે અને હિંદીઓ અંગ્રેજી રાજ્યને કાયમ વફાદાર રહે એ માટે હિંદીઓને ખ્રિસ્તીઓ બનાવવાની અવળી નીતિ અંગ્રેજ કંપનિના ઘણા અમલદારો અનુસરતા હતા. હિંદમાં આવીને રહેલા સંખ્યાબંધ ખ્રિસ્તી પાદરીઓ હિંદીઓને ખ્રિસ્તી થવાના લાભો બતાવી તેમને હિંદુ અને મુસલમાન ધર્મો છોડી દેવાનો છડેચોક ઉપદેશ કરતા હતા. અંગ્રેજ કંપનિ સરકારે સતી થવાના ચાલની બંધી કરી હતી અને વિધવાપુનર્લગ્નનો કાયદો પસાર કર્યો હતો તેથી રૂઢિચુસ્ત હિંદુઓ એમ માનવા લાગ્યા હતા કે કંપનિ સરકાર, હિંદુઓના ધાર્મિક અને સામાજીક જીવનમાં દરમિયાનગીરી કરી હિંદુ ધર્મ અને સંસ્કૃતિનો લોપ કરવા માગે છે. કંપનિ સરકારે દાખલ કરેલા સુધારાઓ પ્રત્યે મુસલમાનો પણ શંકાની નજરે જોતા હતા. સરકાર તરફથી અંગ્રેજી કેળવણીને અપાયલું મહત્વ મુસલમાન તેમજ હિંદુ ધર્મગુરૂઓને પસંદ ન હતું કારણ કે અંગ્રેજી કેળવણીદ્વારા શીખવાતી પશ્ચિમની સંસ્કૃતિ પ્રાચીન હિંદુ અને ઇસ્લામ સંસ્કૃતિથી નિરાળી

હતી. સમાજમાં લાગવગ ધરાવનાર અને સમાજને દોરવણી આપનાર ઘણા હિંદુ તેમજ મુસલમાન જમીનદારોના કુટુંબો કંપનિ સરકારની ચૂસણ-નીતિને લઇને પાયમાલ થઈ ગયાં હતાં. કંપનિ સરકારના અંગ્રેજ અમલદારો હિંદને પરદેશ ગણતા હતા અને હિંદીઓ સાથે દિલસોજીભર્યો સંબંધ રાખવાને બદલે હિંદીઓને પોતાનાથી નીચા સામાજીક દરજ્જાના ગણતા.

( ક ) **હિંદી સિપાઇઓનો અસંતોષ**:—કંપનિ સરકારના હિંદી સિપાઇઓનો અસંતોષ ઘણોજ ઉગ્ર હતો અને તેથી જ તેમણે કંપનિ સરકાર સામે બળવો જગાવવામાં આગેવાની લીધી. અંગ્રેજ કંપનિની સત્તા હિંદમાં સદ્ધર બનાવવામાં હિંદી સિપાઇઓ અને લશ્કરી અમલદારોએ સંગીન ફાળો આપ્યો હતો છતાં, જ્યારે કંપનિ સરકારની સત્તા સદ્ધર બની રહી એટલે હિંદીઓને લશ્કરમાં ઉંચા હોદ્દાઓ અપાતા બંધ થવા લાગ્યા. શૂરવીર અને સાહસિક હિંદી સિપાઇઓની મહત્વાકાંક્ષા રૂંધાવા લાગી કારણ કે મહત્વાકાંક્ષાની સિદ્ધિ માટેનું ક્ષેત્ર લગભગ બંધ થઈ ગયું હતું. લશ્કરના અંગ્રેજ ઉપરી અમલદારો હિંદી સિપાઇઓની ધાર્મિક અને સામાજીક માન્યતાઓની અવગણના કરતા. દાખલા તરીકે કંપનિના બંગાળામાંના હિંદી સિપાઇઓનો મોટો ભાગ ઉચ્ચ વર્ણના હિંદુ બ્રાહ્મણો હતા. તેમને જ્યારે બંગાળાની બહાર મોકલવામાં આવતા ત્યારે તેમની ધાર્મિક માન્યતા અનુસાર સુવા બેસવાની કે રાંધવાની કશી પણ સગવડ આપવામાં ન આવતી. હિંદુ સિપાઇઓ સમુદ્ર પ્રવાસને ધર્મથી વિરુદ્ધ માનતા છતાં તેમને દરિયો ઓળંગવાની ફરજ પાડવામાં આવતી. આમ હિંદી સિપાઇઓમાં પરદેશી અંગ્રેજી સરકાર સામે બેદીલિ ફેલાઈ રહી હતી એટલામાં એ બેદિલીને ઉગ્ર સ્વરૂપ આપનાર એક તાત્કાલિક કારણ મળી આવ્યું. કંપનિ સરકારે તાજેતરમાં એન્ફીલ્ડ રાઈફલ નામની નવી જાતની બંદુક દાખલ કરી હતી જેમાં વપરાતાં કારતુસને ગાય તથા ડુક્કરની ચરબી* લગાડવામાં આવતી

---

* ચાર્લ્સ બૉલે આ વિપ્લવનો જે ઇતિહાસ લખ્યો છે તેમાં તેણે જણાવ્યું છે કે ડિઝરાયલી ( જે પાછળથી બ્રિટનનો વડો પ્રધાન બન્યો તે ) પણ એમ માનતો હતો કે ચરબીવાળી કારતૂસને વિપ્લવનું સાચું કારણ ગણી શકાય નહિ. જસ્ટીસ મેકાર્થિ નામનો ઇતિહાસ લેખક પણ લખે છે:— "સાચી હકીકત તો એ છે કે ઉત્તરના અને વાયવ્યના મોટા ભાગની પ્રજા

હતી એવી ગપ ઉરાડવામાં આવી. આવાં કારતૂસો તેમની પાસે વપરાવી કંપનિ સરકાર હિંદુ તેમજ મુસલમાન સિપાઇઓને ધર્મભ્રષ્ટ કરવા માગે છે એવો પ્રચાર હિંદી સિપાઇઓની છાવણીઓમાં થયો એટલે અસંતોષનો દાવાનળ ચોતરફ સળગી ઉઠ્યો. હિંદી સિપાઇઓના અસંતોષનું મુખ્ય કારણ તો એ હતું કે લશ્કરમાં ઉંચા હોદ્દાઓ માત્ર અંગ્રેજોને જ આપવામાં આવતા અને છોકરવાદ અંગ્રેજ અમલદારો અનુભવી અને ઘડાયલા હિંદી સિપાઇઓ ઉપર અવિનયીપણે ઉપરીપણું ભોગવતા.”

**બળવાના આગેવાનો**

કંપનિ સરકાર સામે બળવો જગાવવાની પહેલ કરનાર હિંદી સિપાઇઓ પાસે પૂરતાં સાધનો ન હતાં તેમજ વ્યવસ્થિત કાર્યક્રમ ન હતો એટલું જ નહિ પણ તેમને યોગ્ય દોરવણી આપનાર કુશળ આગેવાનો પણ બહુ જ થોડા સાંપડ્યા. દિલ્હીના મોગલ પાદશાહમાં આગેવાની લેવાની શક્તિ ન હતી. હિંદી રાજાઓ અને નવાબોનો મોટો ભાગ પણ સિપાઇઓના બળવાથી અલગ રહ્યો. બળવો ઉઠાવનાર સિપાઇઓને જે આગેવાનો સાંપડ્યા તેમાં છેલ્લા પેશ્વા બાજીરાવનો દત્તક પુત્ર નાનાસાહેબ,* ઝાંસીની બહાદુર રાણી લક્ષ્મીબાઈ, જગદીશપુર બાંદા અને બાણકોટ જેવાં નાનકડાં રાજ્યોના રાજ્યકર્તાઓ, અને સેનાપતિ તાત્યા ટોપે મૂખ્ય હતા. અયોધ્યા અને રોહિલખંડના તાલુકદારો બળવાખોર સિપાઇઓના પક્ષમાં જોડાયા હતા અને અયોધ્યાનો રજપૂત જાગીરદાર રાજા હનુમતસિંહ તેમનો આગેવાન હતો. જગદી-

---

અંગ્રેજ કંપનિ સરકારની સામે થઈ ગઈ હતી. ચરબીવાળી કારતૂસોનો ઝઘડો તો ફક્ત ચિનગારી જ હતી જે અકસ્માત્ આ સળગી ઉઠે એવા દારૂગોળામાં આવી પડી......એ બળવો એક રાષ્ટ્રીય અને ધાર્મિક યુદ્ધ હતું.”

* નાનાસાહેબે તેના સલાહકાર અજીમુલ્લાખાંને પોતાના પેન્શન સંબંધી અપીલ કરવા ઇંગ્લંડ મોકલી આપ્યો હતો. સ્વતંત્રતા મેળવવા માટે હિંદમાં અંગ્રેજ સરકાર વિરુદ્ધ સંગ્રામ જાગવાનો હતો એ અજીમુલ્લાખાં જાણતો હતો તેથી એ ભાવિ સંગ્રામ અંગે અન્ય યૂરોપી રાષ્ટ્રોની હિંદીઓ માટે મદદ મેળવવા તે યૂરોપના જુદા જુદા દેશોમાં ઘૂમ્યો હતો. પરંતુ અજીમુલ્લાખાંને તેના આ પ્રયાસમાં ખાસ સફળતા મળી ન હતી.

શપુરનો રાજા કુંવરસિંહ બિહાર પ્રાંતના વિપ્લવકારીઓનો નેતા હતો. ઠેરઠેર ઘૂમીને સામાન્ય જનતાને વિપ્લવમાં જોડાવા માટે સમજાવનાર સેંકડો પ્રચારકોમાં ફૈઝાબાદનો જમીનદાર મૌલવી અહમદશાહ સૌથી મોખરે હતો. પરંતુ આ બધા આગેવાનોમાં એવી કોઇ પ્રતિભાશાળી વ્યક્તિ ન હતી જે આગેવાનો અને લશ્કરી સરદારો ઉપર અંકુશ રાખી શકે અને સંગઠન તથા એક સંપથી વિપ્લવનું કામ યોગ્ય રીતે આગળ ધપાવી શકે.

**બળવાનો વિસ્તાર**

બળવાની શરૂઆત બંગાળા અને મિરતથી થઈ હતી અને જોત જોતામાં તેનો વિસ્તાર લગભગ આખા ઉત્તર હિંદમાં થઈ ગયો. લખનૌ, દિલ્હી, આગ્રા, અંબાલા, ભરતપુર, ગ્વાલિઅર, કાનપુર, અલ્હાબાદ, કાશી, જવનપુર, દીનાપુર, સાગર, ચંદેરી, ઝાંસી, ભોપાળ, નિમચ, કોટા મહિદપુર અને આબુ વગેરે સ્થળોમાં બંડ દાવાનળની માફક ફેલાઇ ગયું. દક્ષિણ હિંદમાં હૈદ્રાબાદ, ઔરંગાબાદ અને કોલ્હાપુરમાં હિંદી સિપાઇઓએ બંડ ઉઠાવ્યું હતું પરંતુ તે એવે કવખતે અને અવ્યવસ્થિત રીતે કે તેનું દમન કરવાનું કામ અત્યંત સરળ બની ગયું. વિપ્લવના પ્રચારકો દક્ષિણ હિંદના અગત્યના મથકોએ પહોંચી તો ગયા હતા પરંતુ મુંબઈ અને મદ્રાસ ઇલાકાના હિંદી સિપાઇઓ કંપનિ સરકાર સામે બળવો જગાવવા તૈયાર ન થયા. આમ, એકંદરે જોતાં, ઈ. સ. ૧૮૫૭–૫૮ ના વિપ્લવનો વિસ્તાર મુખ્યત્વે કરીને ઉત્તર હિંદમાં જ થયો અને ઉત્તર હિંદ જ વિપ્લવનું મુખ્ય ક્ષેત્ર રહ્યું. દક્ષિણ હિંદે પણ જો વિપ્લવકારીઓને સાથ આપ્યો હોત તો મુંબઈ અને મદ્રાસની અંગ્રેજ સેના ઉત્તર હિંદમાં પહોંચી જઇ બિહાર, અયોધ્યા, બનારસ અને અલ્હાબાદ બળવાખોરોના કબજામાંથી પાછાં જીતી લઈ શકત નહિ. ઉત્તર હિંદમાં પણ બધા હિંદીઓએ બળવાખોર સિપાઇઓને સાથ આપ્યો ન હતો. હિંદી રાજ્યકર્તાઓનો મોટો ભાગ, પંજાબના સીખો અને નેપાળના ગુરખાઓ કંપનિ સરકારની મદદે ગયા. રોહિલખંડ, દિલ્હી, આગ્રા, ઝાંસી અને અયોધ્યામાં પ્રજાનો મોટો ભાગ વિપ્લવકારીઓને પડખે ઉભો રહ્યો એટલે ઉત્તર હિંદના એ ભાગોમાં કંપનિ સરકાર સામેનો બળવો પ્રજાકીય અને વ્યાપક હતો. ઉત્તર હિંદના બીજાં મથકોમાં બળવો માત્ર સ્થાનિક જ હતો કારણ કે તેમાં લશ્કરના હિંદી સિપાઇઓ સિવાય બીજાઓએ ખાસ ભાગ લીધો હતો




સત્તાવનના સંગ્રામ સમયનું ઉત્તર હિંદ

નહિ. એ મથકોમાં કંપનિ સરકાર સામેનો બળવો માત્ર હિંદી સિપાઇઓનો જ બળવો હતો એમ કહી શકાય.

**કંપનિ સરકાર સાથે સંગ્રામ**

અંગ્રેજ કંપનિ સરકાર સાથે હિંદી સિપાઇઓએ ઈ. સ. ૧૮૫૭ ના મે માસમાં સંગ્રામ શરૂ કર્યો. બંગાળાના હિંદી સિપાઇઓએ તો જાન્યુઆરી માસથી જ અંગ્રેજી ઉપરી અમલદારોના હુકમોનો અનાદર કરવા માંડ્યો હતો. પ્લાસીના યુદ્ધથી હિંદમાં અંગ્રેજ સત્તાના મંડાણ થયાં હતાં અને એ યુદ્ધ થયાંને બરાબર એક સદી પૂરી થઈ હતી તેથી તે સાથે અંગ્રેજી રાજ્યનો પણ અંત આવનાર છે એવી ભવિષ્યવાણી બહાર પડી હતી, અને ઘણા લશ્કરી સિપાઈઓની એ ભવિષ્યવાણી ઉપર ખાસ શ્રદ્ધા હતી. બરાકપૂર, કલકત્તા, અંબાલા અને લખનોની હિંદી પલટણોએ માર્ચ મહિનામાં અંગ્રેજ અમલદારોના હુકમો માનવાની ના પાડી હતી અને બંડખોર સૈનિકોને સજા કરવામાં આવી હતી. નાનાસાહેબ અને બીજાઓ જેમને કંપનિ સરકારે અન્યાય કર્યો હતો તેઓ પ્રજાને અને ખાસ કરીને સિપાઇઓને કંપનિ સરકાર વિરુદ્ધ વિપ્લવ જગાવવા ઉશ્કેરતા હતા અને વિપ્લવના પ્રચારકો હિંદી લશ્કરની છાવણીઓમાં છૂપું પ્રચારકાર્ય કરતા જતા હતા. આગળ જણાવેલાં કારણોને લઇને હિંદી પ્રજાના અમુક વર્ગોમાં અસંતોષનો દાવાનળ ધુંધવાયા કરતો હતો. હિંદી સિપાઈઓનો અસંતોષ સૌથી ઉગ્ર હતો. ચરબીવાળાં કારતુસોની બાબતે અસંતોષના દારૂગોળામાં ચિનગારી મૂકી અને ભારેલો અગ્નિ આખરે ભભૂકી ઉઠ્યો. મિરત છાવણીના આસરે નેવું જેટલા હિંદી સિપાઈઓએ કારતુસો વાપરવાની ના પાડી કારણકે તેમને એવી દહેશત હતી કે એ કારતુસો ઉપર ગાયની તથા ડુક્કરની ચરબી લગાડેલી હતી. કારતુસો વાપરવાની ના પાડનાર હિંદી સિપાઈઓને મે માસની નવમી તારીખે કેદ કરવામાં આવ્યા અને તેમને આકરી શિક્ષા કરવામાં આવી. મિરત છાવણી-માંના તમામ હિંદી સિપાઈઓ આથી ઘણા જ ઉશ્કેરાઈ ગયા. તેમણે દશમી તારીખે ખુલ્લી રીતે બંડ ઉઠાવ્યું, તેમના અંગ્રેજ ઉપરી અમલદારોને ઠાર કર્યા અને પછીથી તો જે અંગ્રેજો તેમની નજરે પડ્યા તેમને વીંધી નાખી તેઓ ૧૧ મી તારીખે દિલ્હી જઈ પહોંચ્યા. અંગ્રેજ કંપનિ સરકારને પદભ્રષ્ટ થયેલી જાહેર કરી દિલ્હીના મોગલ પાદશાહને હિંદના શહેનશાહ તરીકે જાહેર કરવામાં

આવ્યો. ન્યાતજાતના ભેદો ભુલી જઈ, પરદેશી અંગ્રેજ શાસકોને હિંદમાંથી હાંકી કાઢવા માટે સૌ હિંદવાસીઓને એકત્ર થઈ જવાની હાકલ કરતો એક પ્રેરણાત્મક ઢંઢેરો મોગલ પાદશાહ બહાદુરશાહે બહાર પાડ્યો. મિરતના બળવાખોર સિપાઈઓ સાથે દિલ્હીના હિંદી સિપાઈઓ જોડાઈ ગયા અને ત્યાર બાદ ઉત્તર હિંદની એક પછી એક હિંદી પલટણે કંપનિ સરકાર સામે ખુલ્લી રીતે બળવો ઉઠાવ્યો. કાનપુરની હિંદી પલટણે જ્યારે બળવો ઉઠાવ્યો ત્યારે નાનાસાહેબે તેમની આગેવાની લીધી કારણ કે તે તો વિપ્લવ શરૂ થવાની આતુરતાથી રાહ જોયા કરતો હતો. નાનાસાહેબની આગેવાની હેઠળ બળવાખોર લશ્કરે કાનપુરનો કબજો લીધો અને કાનપુરમાં રહેતા અંગ્રેજોને નાનાસાહેબને શરણે થવાની ફરજ પડી. શરણે થયેલા આસરે ૪૫૦ અંગ્રેજો જ્યારે હોડીઓમાં બેસી ગંગા નદીને બીજે પાર ચાલ્યા જતા હતા ત્યારે તેમના ઉપર ગોળીબાર કરવામાં આવ્યો જેથી પાંચ અંગ્રેજો સિવાય બાકીના બધા મરણ પામ્યા. કાનપુરનો બનાવ હિંદી બળવાખોરો અને તેમના આગેવાનો માટે કલંકરૂપ હતો, જોકે આપણે એટલું યાદ રાખવું જોઈએ કે કાનપુરમાં અને અન્ય સ્થળોએ પણ ઘણા હિંદીઓએ અંગ્રેજ સ્ત્રીપુરુષો અને બાળકોને પોતાના જીવના જોખમે પણ બચાવી લીધાં હતાં. બળવાખોરોએ હવે નાનાસાહેબને પેશ્વા તરીકે જાહેર કર્યો. બળવાનો દાવાનળ ઉત્તર હિંદમાં ચોમેર ફેલાઈ ગયો અને પરિણામે કંપનિ સરકારના અંગ્રેજ અમલદારો આ અણધારી આફતથી ભયભીત બની ગયા, છતાં તેમણે ધૈર્યથી અને અડગપણે બળવાખોરોનો સામનો કરવા માંડ્યો. પંજાબના સીખ સિપાઈઓ કંપનિ સરકારને ચુસ્તપણે વફાદાર રહ્યા. નેપાળના ગુરખાઓ કંપનિ સરકારને પડખે રહી હિંદી વિપ્લવકારીઓ સામે ખૂનખાર યુદ્ધોમાં ઉતર્યા. કર્નલ નેઇલ અને જનરલ હૅવલોકની સરદારી હેઠળનાં અંગ્રેજ લશ્કરે નાનાસાહેબને હરાવ્યો અને કાનપુર પાછું જીતી લીધું. આ સમયે હિંદી સિપાઈઓની સંખ્યાને મુકાબલે અંગ્રેજ સિપાઈઓનું પ્રમાણ ઓછું હતું અને આખા હિંદુસ્તાનમાં ૪૫,૦૦૦ થી વધારે અંગ્રેજ સૈનિકો ન હતા. હિંદુસ્તાને ગુમાવેલી સ્વતંત્રતા પાછી મેળવવા માટે હિંદી સિપાઈઓ કંપનિ સરકાર સામે રણે ચઢ્યા પરંતુ હિંદી રાજાઓ અને નવાબો એ સ્વાતંત્ર્ય સંગ્રામમાં જોડાવાને બદલે કંપનિ સરકારને મદદ આપવા લાગ્યા. અયોધ્યા પ્રાંતમાં માત્ર સિપાઈઓ જ નહિ

પરંતુ તાલુકદારો, જમીનદારો અને સામાન્ય પ્રજાજનો પણ કંપનિ સરકાર સામેના વિપ્લવમાં જોડાયા હતા. લખનૌ રેસીડેન્સી ઉપર વિપ્લવકારીઓ હલ્લો લઈ ગયા હતા પરંતુ રેસીડેન્સીમાંના બહાદુર અંગ્રેજોએ બે માસ સુધી ઘેરો ટકાવી રાખ્યો એટલામાં બીજા પ્રાંતોમાંથી અંગ્રેજ લશ્કરની મદદ આવી પહોંચી. દક્ષિણ હિંદમાં આ વિપ્લવના ઝાઝા છાંટા ઊડ્યા ન હતા તેથી મદ્રાસ અને મુંબઈની અંગ્રેજ ટુકડીઓ ઉત્તર હિંદમાં બળવાખોરોનો સામનો કરવાને આવી પહોંચી. સર કૉલીન કૅમ્પબેલની આગેવાની હેઠળનાં અંગ્રેજ લશ્કરે નાનાસાહેબના સેનાપતિ તાત્યા ટોપેને હરાવ્યો અને લખનૌ બળવાખોરોના હાથમાંથી જીતી લીધું. ઝાંસીની શૂરવીર રાણી લક્ષ્મીબાઈએ પણ કંપનિ સરકાર સામેના સંગ્રામમાં ઝંપલાવ્યું હતું. રાણી લક્ષ્મીબાઈ અને તાત્યા ટોપેના સંયુક્ત લશ્કરે ઉત્તર હિંદમાં મોટો વિસ્તાર કબજે કર્યો હતો પરંતુ વિપ્લવકારીઓના આગેવાનોમાં સંગઠન ન હતું તેથી પોતાના ધ્યેયની સિદ્ધી માટે તેઓ વ્યવસ્થિતપણે પગલાં લઈ શક્યા નહિ. હિંદ બહારના અંગ્રેજોના દુશ્મનો કે હરિફો તરફથી પણ હિંદી વિપ્લવકારીઓને કશી મદદ મળી શકી નહિ* દિલ્હી જે વિપ્લવકારીઓનું કેન્દ્રસ્થાન હતું તેને અંગ્રેજ સેનાપતિ નિકલ્સને ઘેરો ઘાલ્યો અને દિલ્હી આખરે અંગ્રેજોના હાથમાં પાછું ગયું. પાદશાહ બાહાદુરશાહ અને તેનાં કુટુંબને કેદ કરવામાં આવ્યાં, બહાદુરશાહને દેશનિકાલની સજા કરી બ્રહ્મદેશ મોકલી દેવામાં આવ્યો અને તેના બે પુત્રો તથા એક પૌત્રને અંગ્રેજ સેનાપતિ હડસને ગોળીથી ઠાર કર્યા. અંગ્રેજ સેનાપતિ સર હ્યુ રોઝે મધ્ય હિંદમાંના વિપ્લવકારીઓને હરાવ્યા અને દાબી દીધા. સર હ્યુ રોઝે રાણી લક્ષ્મીબાઈ અને તાત્યા ટોપેનાં લશ્કરની પૂઠ પકડી. તેણે ગ્વાલિઅરનો કિલ્લો સર કર્યો એટલે વિપ્લવકારીઓનું જોર ઓછું થઈ ગયું. રાણી લક્ષ્મી-

---

* નાનાસાહેબે અંગ્રેજો વિરુદ્ધ રશિઆના ઝાર સાથે અજીમુલ્લાખાં મારફત સંધિ કરી છે એવી એક અફવા આ વિપ્લવના દિવસોમાં સંભળાઈ હતી. ઇટાલીના વિખ્યાત દેશભક્ત ગેરીબાલ્ડીએ હિંદીઓને તેમના સ્વાતંત્ર્ય સંગ્રામમાં મદદ આપવાને માટે લશ્કર લઇને હિંદ આવવાની તૈયારી કરી હતી પરંતુ ઈટાલીમાં આંતરિક કલહો જાગી ઉઠતાં, ગેરીબાલ્ડી હિંદીઓને સક્રિય મદદ આપવાની તેની યોજના અમલમાં મૂકી શક્યો નહિ.

બાઈ અંગ્રેજો સાથે લડતાં લડતાં મરાઈ અને તાત્યા ટોપે નાસી ગયો, પરંતુ પાછળથી કેદ પકડાયો અને તેને ફાંસી દેવામાં આવી. વિપ્લવકારીઓનાં મથકો એક પછી એક પડવા લાગ્યાં એટલે તેમની છાવણીઓમાં નિરાશાનું વાતાવરણ જામ્યું. ઇંગ્લંડ અને બ્રિટિશ સામ્રાજ્યનાં બીજાં સંસ્થાનોમાંથી કંપનિ સરકારની મદદે ઘણું લશ્કર હિંદમાં આવી પહોંચ્યું હતું તેથી બળવાખોર હિંદી સિપાઈઓનો જુસ્સો કમી થઈ ગયો હતો. ઈ. સ. ૧૮૫૮ ના મે માસ પછી બળવો શાંત પડવા લાગ્યો અને બળવાનો મુખ્ય આગેવાન નાનાસાહેબ તરાઇના જંગલોમાં નાસી ગયો.

**બળવાની નિષ્ફળતા**

હિંદમાંની બ્રિટિશ સત્તાને શરૂઆતમાં હચમચાવી મૂકનાર હિંદી વિપ્લવનું આખરે શમન થઈ ગયું. વિપ્લવકારીઓના હૃદયમાંનો થનગનાટ થંડો પડી ગયો અને હિંદને આઝાદી અપાવવા માટે હિંદી સિપાઈઓએ આપેલા ભોગો અને ઉઠાવેલી જહેમત સૌ એળે ગયાં. બળવાખોર સિપાઇઓની ટુકડીઓ એક પછી એક શરણે આવી ગઇ અને ઈ. સ. ૧૮૫૮ ના અંત સુધીમાં તો દેશમાં સર્વત્ર શાંતિ પથરાઈ ગઈ. અયોધ્યા અને રોહિલખંડના તાલુકદારો જેમણે વિપ્લવકારીઓને સુંદર સાથ આપ્યો હતો તેઓ પણ હવે શાંત થઇ ગયા. વિપ્લવકારીઓનું રાજકીય અને ધાર્મિક સ્વતંત્રતા મેળવવાનું ધ્યેય સિદ્ધ ન થયું એટલે ઈ. સ. ૧૮૫૭–૫૮ નો વિપ્લવ નિષ્ફળ ગયો એમ કહી શકાય.

**નિષ્ફળતાનાં કારણો** :—આ વિપ્લવ નિષ્ફળ કેમ ગયો તે માટે જે કારણો આપી શકાય તેમાંના મુખ્ય કારણો નીચે પ્રમાણે છે :—( ૧ ) વિપ્લવનું ક્ષેત્ર ફક્ત ઉત્તર હિંદમાં જ મર્યાદિત રહ્યું; દક્ષિણ હિંદમાં વિપ્લવનો ફેલાવો થયો નહિ તેમ જ દક્ષિણ હિંદના વતનીઓ તરફથી ઉત્તર અને મધ્ય હિંદના વિપ્લવકારીઓને મદદ પણ મળી નહિ. ( ૨ ) ઉત્તર હિંદના ઘણા ભાગોમાં બળવો ફક્ત સ્થાનિક જ હતો અને તેમાં એકલા હિંદી સિપાઇઓએ જ ભાગ લીધો હતો. પંજાબ પ્રાંતની લગભગ બધી હિંદી ટુકડીઓ અને બંગાળાની ઘણી ટુકડીઓએ કંપનિ સરકાર સામે બળવો જગાવનાર પોતાના હિંદી ભાઇઓને સાથ આપ્યો નહિ એટલું જ નહિ પણ તેમનો બળવો

શમાવી દેવા કંપનિ સરકારને સક્રિય મદદ કરી. પંજાબના સીખ અને નેપાળના ગુરખા સૈનિકો કંપનિ સરકારને પડખે ઉભા રહી પોતાના દેશબંધુઓની સામે લડ્યા. ( ૩ ) બળવો ઉઠાવનાર હિંદી સૈનિકો પાસે પૂરતાં સાધનો ન હતાં, તેમને કુશળ આગેવાનો બહુ ઓછા મળ્યા અને હિંદી રાજાઓ* અને નવાબોએ તેમને મદદ આપવાને કે તટસ્થ રહેવાને બદલે કંપનિ સરકારને વફાદાર રહી બળવાનું શમન કરવામાં કંપનિ સરકારને હાર્દિક મદદ આપી. ( ૪ ) રોહિલખંડ, અયોધ્યા, દિલ્હી અને આગ્રા તથા ઝાંસીમાં વિપ્લવને સામાન્ય પ્રજાના મોટા ભાગનો ટેકો હતો તેથી એ ભાગોમાં વિપ્લવ પ્રજાકીય કહી શકાય, પરંતુ હિંદના બીજા ભાગોમાં વિપ્લવકારી હિંદી સિપાઇઓને રાજ્યકર્તાઓનો કે સામાન્ય પ્રજાનો ભાગ્યે જ કશો સહકાર મળ્યો. (૫) ધર્મ અને વર્ણના ભેદોને લઇને વિપ્લવકારી સૈનિકો અને તેમના નેતાઓમાં મતમતાંતર ઘણો રહેતો; દા. ત. મુસલમાન સિપાઇઓ મોગલ પાદશાહ બહાદુરશાહને અને હિંદુ સિપાઇઓ નાનાસાહેબને પેશ્વા તરીકે અખીલ હિંદના ચક્રવર્તિ રાજ્યકર્તા તરીકે આગળ ધરતા હતા.

( ૬ ) જો પહેલાંના સંકેત અનુસાર એક જ દીવસે અને બધે સ્થળે એકી સાથે જ જો વિપ્લવ શરૂ થયો હોત તો અંગ્રેજો માટે એ વિપ્લવને શમાવી

---

* સંગ્રામ શરૂ થયા બાદ પણ જયપુર, જોધપુર, સિંધિઆ અને હોલ્કર જેવા રાજાઓ પણ વિપ્લવને સાથ આપવાનો નિર્ણય કરી શકયા નહિ ત્યારે મોગલ પાદશાહ બહાદુરશાહે તેમના ઉપર તેમ જ બીજા હિંદી રાજાઓ ઉપર જે પત્ર મોકલ્યો હતો તેમાં લખ્યું હતું કે: " મારા મનની એવી મુરાદ છે કે ગમે તે રીતે અને ગમે તે ભોગે અંગ્રેજોને હિંદની બહાર હાંકી મૂકવા. મારી એ પ્રબળ ઇચ્છા છે કે સમસ્ત હિંદ આઝાદ બને. આ ઇચ્છા પૂરી કરવા માટે જે સંગ્રામ શરૂ કરવામાં આવ્યો છે તે, આ બધી જોખમદારીને પોતાના શિર ઉપર ઉઠાવી શકે, દેશની જુદી જુદી શક્તિઓનું સંગઠન કરી તેમને એક જ ધ્યેયની પ્રાપ્તિ માટે વાપરી શકે, અને પોતે સમસ્ત પ્રજાનો પ્રતિનિધિ છે એમ પોતાને જાહેર કરી શકે એવી કોઇ એક વ્યક્તિ જ્યાં સુધી બહાર પડીને આ ક્રાંતિકારી સંગ્રામની નેતાગીરી પોતાના હાથમાં નહિ લે ત્યાં સુધી, ફત્તેહમંદ થઇ શકે નહિ. "

દેવાનું કામ લગભગ અશક્ય બની જાત. પરંતુ બળવાખોર સિપાઈઓના આગેવાનોમાં જરૂરી સંગઠન ન હતું તેમ જ તેમની પાસે વ્યવસ્થિત કાર્યક્રમ ન હતો. વિપ્લવના નેતાઓમાં એવી એક પણ પ્રતિભાશાળી વ્યક્તિ ન હતી જેનું સમસ્ત હિંદની પ્રજા ઉપર વજન પડી શકે અથવા તો જેની દોરવણી અનુસાર હિંદવાસીઓનો મોટો ભાગ આઝાદી માટેની હાકલને માન આપી સ્વાતંત્ર્ય સંગ્રામમાં ઝુકાવે.

(ખ) **પરિણામો :**—ઇ. સ. ૧૮૫૭–૫૮ નો વિપ્લવ એક મહાન્ બનાવ હતો અને તેનાં પરિણામો પણ ગંભીર આવ્યાં. એ પરિણામોની અસર એટલી બધી ઊંડી અને વ્યાપક નીવડી કે ઇ. સ. ૧૮૫૮ પછીથી હિંદના ઇતિહાસમાં એક નવો જ યુગ શરૂ થયો એમ ગણી શકાય. મુસલમાન સૈનિકો અને જમીનદારોએ વિપ્લવમાં ભાગ લીધો હતો તેથી પંજાબના સીખોએ મુસલમાનો સામેનું તેમનું ઐતિહાસિક વેર લેવા માટે પરદેશી કંપનિ સરકારને હાર્દીક મદદ આપી હતી. અંગ્રેજ સરકારના અમલદારોએ વિપ્લવ પછીનાં ઘણાં વર્ષો સુધી મુસલમાનોની પ્રવૃત્તિ ઉપર કડક અને શંકાશીલ નજર રાખી. બળવામાં સામેલ થનાર હિંદુ સિપાઈઓમાં ઉત્તર હિંદના બ્રાહ્મણો અને ક્ષત્રિયો મુખ્ય હતા તેથી એ જ્ઞાતિના હિંદુ ઉમેદવારોની અંગ્રેજ સરકારના લશ્કરમાં ભરતી કરવાની લગભગ મનાઇ થઈ. અંગ્રેજ સરકારે તમામ હિંદી સિપાઇઓ ઉપરથી વિશ્વાસ ઉઠાવી લીધો, તેમને લશ્કરમાં ઉંચા હોદ્દાઓ ન આપવા અને તેમને તોપખાનાંમાં કોઈ પણ જગ્યા ન આપવી એવા ઠરાવો કર્યા. યુરોપિઅનોની હત્યા કરવાનો અને તેમાં ભાગ લેવાનો જે જે સિપાઇઓ ઉપર આરોપ મૂકાયો તેમને દેહાંતદંડની સજા થઈ જ્યારે બાકીના સિપાઇઓને માફી આપવામાં આવી. અંગ્રેજ અમલદારોનો એક વર્ગ એવું માની બેઠો કે પરદેશી શાસન ફગાવી દેવાની ભાવના હિંદીઓમાં અંગ્રેજ કેળવણીને લઇને પ્રગટી હતી તેથી હવે હિંદીઓને પશ્ચિમની સંસ્કૃતિ અને વિજ્ઞાનથી બહુ પરિચિત બનવા ન દેવા. ઇંગ્લંડના કારભારીઓને હવે એમ લાગ્યું કે ઇસ્ટ ઇન્ડિયા કંપનિ જેવું એક વેપારી મંડળ હિંદ જેવા વિશાળ દેશ પર અસરકારક રાજ્યવહીવટ ચલાવવા નાલાયક છે. આ કારણથી ઇસ્ટ ઇન્ડિયા કંપનિની તમામ સત્તાનો અંત આણી હિંદનો વહીવટ બ્રિટિશ તાજ અને પાર્લમેંટ હસ્તક મૂકવા માટે ઇંગ્લંડની પાર્લમેંટમાં ઇ. સ. ૧૮૫૮ માં એક

કાયદો પસાર કરવામાં આવ્યો. હિંદી રાજાઓ અને નવાબોએ વિપ્લવના કટોકટીના દિવસોમાં કંપનિ સરકારને સક્રિય મદદ કરી તેથી બ્રિટિશ હિંદની સરકાર અને હિંદી રાજ્યકર્તાઓ વચ્ચેનો સંબંધ વધુ નિકટ અને મિત્રાચારી ભર્યો બન્યો. ઇ. સ. ૧૮૫૭ નો વિપ્લવ થયો જ ન હોત તો લૉર્ડ ડેલૂહાઉસિ પછીના ગવર્નર-જનરલોએ ડેલૂહાઉસિની ખાલસા અને જપ્તિની નીતિનું અનુકરણ કરી કદાચ તમામ હિંદી રાજ્યોનો અંત આણ્યો હોત. હિંદી રાજ્યકર્તાઓના બધા વ્યાજબી હક્કો જાળવી અને તેમનો મોભ્ભો સાચવી રાખી તેમનાં રાજ્યોને સુરક્ષિત રાખવાં એવી નીતિ અંગ્રેજ સરકારે વિપ્લવ પછી શરૂ કરી. હિંદમાંની બ્રિટિશ સત્તા જ્યારે ભયમાં આવી પડે ત્યારે હિંદી રાજ્યકર્તાઓ તેમને વફાદાર રહી મદદરૂપ નીવડે એવી આશાથી આ નીતિ અમલમાં મૂકવામાં આવી હતી. અંગ્રેજ મુત્સદ્દીઓની એ આશા વિપ્લવ પછીના આઠ દાયકાઓમાં ફળીભુત થઈ છે. ઈ. સ. ૧૮૫૭–૫૮ ના વિપ્લવ પછી બ્રિટિશ હિંદની સરકારે હથિયારબંધીનો કાયદો ઘણો કડક બનાવ્યો જેને પરિણામે હિંદની પ્રજા સંપૂર્ણપણે નિઃશસ્ત્ર થઈ અને તેનો લડાયક જુસ્સો સાવ અદ્રશ્ય થયો.

ઈ. સ. ૧૮૫૭–૫૮ ના વિપ્લવને લઈને આપણા દેશના રાજ્યતંત્રમાં મહાન્ પરિવર્તન થયું. ઇંગ્લંડના પ્રધાનમંડળે વિપ્લવની જવાબદારી ઇસ્ટ ઇન્ડિયા કંપનિના શિર ઉપર ઢોળી તેને હિંદ જેવા મહાન દેશનો વહીવટ ચલાવવા માટે નાલાયક ઠેરવી.

**ઈ. સ. ૧૮૫૮ નો હિંદી કાયદો**

ઇંગ્લંડની પાર્લમેંટે હિંદના વહીવટ અંગે ઈ. સ. ૧૮૫૮ માં જે કાયદો પસાર કર્યો તેની મુખ્ય કલમો નીચે પ્રમાણે હતી:—( ૧ ) ઇસ્ટ ઇન્ડિયા કંપનિ પાસેથી હિંદના રાજ્યકર્તા તરીકેની તમામ સત્તા લઈ લેવી અને હિંદનો રાજ્યવહીવટ બ્રિટિશ તાજ અને પાર્લમેંટ હસ્તક મૂકવો. ( ૨ ) ગ્રેટ બ્રિટન અને દરિયાપારનાં બ્રિટિશ સંસ્થાનોની મહારાણી વિક્ટોરીઆને હિંદુસ્તાનના રાજ્યકર્તાની સત્તા સોંપવી અને બ્રિટિશ હિંદના ગવર્નર-જનરલને બ્રિટિશ રાજ્યકર્તાનો પ્રતિનિધિ ગણી તેને 'વાઇસરોય' નો ઇલ્કાબ આપવો.* ( ૩ ) બ્રિટિશ સરકાર તરફથી

---

* આ કલમની રૂએ, લૉર્ડ કૅનિંગ જે ઈ. સ. ૧૮૫૬ થી બ્રિટિશ હિંદનો ગવર્નર-જનરલ હતો તેને બ્રિટિશ હિંદના 'વાઇસરોય'ની પદ્વી આપવામાં



મહારાણી વિક્ટોરીઆ

આવી. ગવર્નર-જનરલ તરીકેની ફરજ ઉપરાંત લૉર્ડ કૅનિંગે 'વાઈસિરૉય' એટલે કે બ્રિટિશ રાજ્યકર્તાના પ્રતિનિધિ તરીકેની પણ અમુક ફરજ બજાવવાની હતી.

નીમાયલા અંગ્રેજ ઉપરી અમલદારો હિંદમાં રહી હિંદનો વહીવટ ચલાવે તે ઉપર દેખરેખ રાખવા ઇંગ્લંડમાં પંદર સભ્યો અને એક સેક્રેટરીની સમિતિ નીમવી. આ સમિતિ વખત જતાં હિંદી વજીરની સભા (India Council) ના નામથી ઓળખાવા લાગી. (૪) આ સેક્રેટરી અને તેની સમિતિની સંમતિ સિવાય બ્રિટિશ હિંદના ગવર્નર-જનરલ અને ગવર્નરો હિંદની મહેસુલ-માંથી ખર્ચ કરી શકે નહિ અને તેમણે સેક્રેટરી અને તેની સમિતિની સૂચના અનુસાર હિંદનો રાજ્યકારભાર કરવો. (૫) સેક્રેટરી અને તેની સમિતિના સભ્યોનો પગાર હિંદની તિજોરીમાંથી આપવો. (૬) ઇસ્ટ ઇન્ડિયા કંપનિનાં દેવાંને હિંદી સરકારનું દેવું ગણવું. (૭) હિંદના વહીવટ માટે સેક્રેટરી અને તેની સમિતિને હિંદની પ્રજાને નહિં પરંતુ બ્રિટિશ તાજ અને પાર્લમેંટને જવાબદાર ગણવાં. (૮) બ્રિટિશ પાર્લમેંટની પરવાનગી સિવાય હિંદી સરકારે હિંદ બહાર લડાઈ કે સંધિ કરવી નહિ. ઈ. સ. ૧૮૫૮ ના હિંદી કાયદાની આ કલમો ઉપરથી માલમ પડશે કે હિંદનું રાજ્યતંત્ર, એ કાયદાની રૂએ, અમલદારશાહી રાજ્યતંત્ર બની ગયું. હિંદના વહીવટ ઉપર બ્રિટિશ પાર્લમેંટને આ કાયદાથી સર્વોપરિ સત્તા મળી અને એવું ઠર્યું કે હિંદના રાજ્યબંધારણમાં ફેરફાર કરવાનો અધિકાર બ્રિટિશ પાર્લમેંટ સિવાય બીજા કોઈનો નથી. ગવર્નર-જનરલ, ગવર્નરો અને બીજા બધા અમલદારો હિંદની પ્રજાને નહિં પરંતુ બ્રિટિશ તાજ અને પાર્લમેંટને જવાબદાર ઠર્યા તેથી હિંદનાં રાજ્યવહી-વટમાં પ્રજાકીય તંત્રનું કશુંય તત્ત્વ રહ્યું નહિ. ઇસ્ટ ઇન્ડિયા કંપનિ પાસેથી હિંદના રાજ્યવહીવટની લગામ પોતાના હાથમાં લઈ લીધા બાદ, બ્રિટિશ પાર્લમેંટે હિંદના વહીવટ ઉપર વધારે કાળજીપૂર્વક ધ્યાન આપવાને બદલે ઉલટું ઓછું ધ્યાન આપવા માંડ્યું અને હિંદની પ્રજાનાં હિતોનો દ્રોહ કર્યો.

---

## પ્રકરણ સાર

### (૧) ઈ. સ. ૧૮૫૭ નો બળવો અને તેનાં કારણો :—

(અ) **રાજકીય કારણો** :—લૉર્ડ ડેલ્હાઉસિની નીતિથી હિંદી રાજ્યકર્તાઓનાં મન ઉંચાં થયાં હતાં; અયોધ્યા, દિલ્હી, ઝાંસી વગેરે રાજ્યોના રાજ્યકર્તાઓને થયેલો અન્યાય;

ઇનામદારો અને તાલુકદારોનો પણ અસંતોષ; રાજકીય સત્તાનું કડક કેન્દ્રીકરણ–સ્વરાજ્ય ભોગવતી સ્થાનિક સંસ્થાઓની રાજકીય સત્તાનો અંત.

(આ) **ધાર્મિક અને સામાજીક કારણો**:—ખ્રિસ્તી ધર્મનો હિંદમાં પ્રચાર કરવા માટે ખ્રિસ્તી પાદરીઓ અને કંપનિના અમલદારોના પ્રયાસો; સતી થવાની બંધી કરી અને વિધવાપુનર્લગ્ન માટે કાયદો કર્યો તેથી રૂઢિચુસ્તોનો અસંતોષ; અંગ્રેજી કેળવણી પરત્વે ધર્મગુરૂઓની નાપસંદગી; કંપનિના અંગ્રેજ અમલદારો હિંદીઓ સાથે સમાનતા ન રાખતા.

(ઈ) **હિંદી સિપાઈઓનો અસંતોષ**:—હિંદી સિપાઈઓને કંપનિના લશ્કરમાં ઉંચા હોદ્દાઓ આપવામાં ન આવતા; તેમની ધાર્મિક અને સામાજીક પ્રથાઓની અંગ્રેજ અમલદારો અવગણના કરતા; ગાય તથા ડુક્કરની ચરબીવાળાં કારતુસોએ બળતામાં ઘી હોમ્યું.

(૨) **બળવાના આગેવાનો અને બળવાનો વિસ્તાર**:—

(ક) **બળવાના આગેવાનો**:—બળવાખોરોને કુશળ આગેવાનો ઘણા મળ્યા નહિ; આગેવાનોમાં મુખ્ય નાનાસાહેબ, રાણી લક્ષ્મીબાઈ, તાત્યા ટોપે, મૌલવી અહમદશાહ, રાજા કુંવરસિંહ વગેરે હતા; બધા આગેવાનો ઉપર જેનું વજન પડી શકે એવી પ્રતિભાશાળી વ્યક્તિ આ બધાંમાં કોઈ પણ ન હતી.

(ખ) **બળવાનો વિસ્તાર**:—બળવાનો મુખ્ય વિસ્તાર ઉત્તર હિંદમાં જ થયો; દક્ષિણ હિંદમાં બળવાખોરોને સાથ ન મળ્યો; ઉત્તર હિંદમાં પણ ફક્ત દિલ્હી, અયોધ્યા અને ઝાંસીમાં જ બળવો પ્રજાકીય હતો, બીજાં સ્થળોએ માત્ર સ્થાનિક જ હતો.

(ગ) **બળવાની પ્રગતિ**:—શરૂઆત બંગાળા અને મિરતમાંથી થઈ; જુન ૧૮૫૭ પછી દાવાનળની માફક ઉત્તર હિંદમાં ચોમેર ફેલાયો; અંગ્રેજોની કાનપુરમાં કતલ; બળવા-

ખોરોએ અગત્યના મથકો સર કર્યાં; મોગલ પાદશાહને હિંદના શહેનશાહ તરીકે જાહેર કર્યો; મદ્રાસ, મુંબઈ વગેરે મથકોમાંથી અંગ્રેજ લશ્કરો આવી પહોંચ્યા બાદ બળવાખોર સેનાઓની હાર થવા લાગી; રાણી લક્ષ્મીબાઇનું મરણ અને નાનાસાહેબ તથા તાત્યા ટોપેની હાર.

**(૩) બળવાનો અંત અને તેનાં પરિણામો :—**

(અ) **બળવાની નિષ્ફળતાનાં કારણો :**—ઈ. સ. ૧૮૫૮ ની શરૂઆતથી જ બળવો શાંત પડવા લાગ્યો; વિપ્લવકારીઓના નેતાઓમાં સંપ તથા સંગઠનનો અભાવ; હિંદી સિપાઈઓ પાસે પૂરતાં સાધનો ન હતાં; હિંદી રાજ્યકર્તાઓનો મોટો ભાગ તેમ જ શીખો અને ગુરખાઓ કંપનિ સરકારની મદદે ગયા; દક્ષિણ હિંદ બળવાથી લગભગ અલગ રહ્યું.

(બ) **બળવાનાં પરિણામો :**—મુસલમાનો ઉપર અંગ્રેજ સરકારની શંકાશીલ નજર રહી; ઉચ્ચ વર્ણના હિંદુઓ માટે સરકારી લશ્કરનાં દ્વાર બંધ થયાં; હિંદીઓને લશ્કરમાં ઉંચા હોદ્દાઓ અને તોપખાનામાં કોઈ પણ જગ્યાઓ અપાતી બંધ થઈ; અંગ્રેજ સરકાર અને હિંદી રાજ્યો વચ્ચેનો સંબંધ વધુ મિત્રાચારી ભર્યો અને નિકટનો બન્યો; ઈસ્ટ ઇન્ડિયા કંપનિનું અસ્તિત્વ બંધ થયું અને હિંદનો રાજ્યવહીવટ બ્રિટિશ તાજ અને પાર્લમેંટને સોંપાયો.

---

## પ્રશ્નો

(૧) ઈ. સ. ૧૮૫૭–૫૮ ના વિપ્લવને માત્ર 'સિપાઇઓનો બળવો' કહેવો એ કેટલે અંશે યથાર્થ છે? આ વિપ્લવ કે બળવાના કારણોની વિગતવાર સમજુતી આપો.

(૨) સત્તાવનનો સંગ્રામ શાથી નિષ્ફળ ગયો? એ નિષ્ફળતાનાં કારણો શો બોધપાઠ પુરો પાડે છે?

(૩) ઈ. સ. ૧૮૫૭–૫૮ ના વિપ્લવની આપણા દેશના ભાવિ ઉપર શી અસર થઈ?

# સમય રેખા નં. ૪

## તુલનાત્મક સમય રેખા : અઢારમી સદી

### બ્રિટિશ સત્તાનો ઉદય

### હિંદુસ્તાનમાં

ઈ. સ.

૧૭૦૦ + અંગ્રેજોએ બંગાળામાં કલકત્તાને કેન્દ્રસ્થાન બનાવ્યું.

·

૧૦ +

· અંગ્રેજોને શાહી ફરમાનથી વેપાર અંગેના ખાસ હક્કો મળ્યા (૧૭૧૭).

૨૦ +

· બ્રિટિશ કંપનિને પાર્લમેંટ તરફથી નવી સનદ મળી (૧૭૨૬)

૩૦ +

·

૪૦ +

· હિંદમાં રાજ્ય સ્થાપવા માટે બ્રિટિશ અને ફ્રેન્ચો વચ્ચે વિગ્રહ શરૂ થયો.

૫૦ +

આર્કટના ઘેરામાં ક્લાઈવની ફત્તેહ (૧૭૫૧).

ઈ. સ.

૧૭૫૫ ·

પ્લાસીના યુદ્ધમાં ક્લાઇવિની જીત ( ૧૭૫૭ ).
અંગ્રેજોએ મછલીપટ્ટણ તથા ઉ. સરકાર સર કર્યાં ( ૧૭૫૯ ).

૬૦ +

· બંગાળા, બિહાર અને ઓરિસ્સામાં બ્રિટિશ કંપનિ રાજ્યકર્તા બની.

૭૦ +

બ્રિટિશ કંપનિ માટે પાર્લામેંટે રેગ્યુલેટીંગ ઍક્ટ પસાર કર્યો (૧૭૭૩).

·

૮૦ +

. બ્રિટિશ કંપનિ માટે પાર્લામેંટે પિટનો કાયદો પસાર કર્યો (૧૭૮૪).

૯૦ +

કુર્ગ, બારમહાલ અને મલબાર અંગ્રેજોના કબજામાં આવ્યાં ( ૧૭૯૨ ).

·

કાનડા અને કોઇમ્બતુર બ્રિટિશ કંપનિને મળ્યા.
સુરત, બેલારી અને કુડાપ્પા બ્રિટિશ કંપનિના કબજામાં આવ્યાં.

૧૮૦૦ + તાંજોર અને કર્ણાટક બ્રિટિશ કંપનિએ ખાલસા કર્યાં.

## હિંદ બહાર

ઈ. સ.

૧૭૦૦ +

જીબ્રાલ્ટર અંગ્રેજોના તાબામાં આવ્યો ( ૧૭૦૪ ).

·

૧૦ +

ન્યુબ્રન્સવીક અંગ્રેજોના તાબામાં આવ્યું ( ૧૭૧૩ ).

·

ઈ. સ.

૧૭૨૦ +

•

૩૦ +

પોલૅંડની ગાદી અંગેના વિગ્રહમાં બ્રિટન વચ્ચે પડ્યું ( ૧૭૩૩ ).

•

૪૦ +

ઑસ્ટ્રેલીઆની ગાદી અંગેના વિગ્રહમાં બ્રિટન વચ્ચે પડ્યું (૧૭૪૨).

•

એલા શાપેલની સંધિથી ફ્રાન્સ સાથેનો વિગ્રહ બંધ થયો ( ૧૭૪૮).

૫૦ +

•

અંગ્રેજોએ ક્વિબેક જીત્યું ( ૧૭૫૯ ).

૬૦ +

કૅનેડા બ્રિટિશ સંસ્થાન બન્યું ( ૧૭૬૩ ).

•

૭૦ +

•

૮૦ +

•

ઈ. સ.
૧૭૮૫ ·
ન્યુ સાઉથવેલ્સ ( ઑસ્ટ્રેલીઆ ) બ્રિટિશ સંસ્થાન બન્યું (૧૭૮૭)
૯૦ +

· કેપ ઓફ ગુડ હોપનો અંગ્રેજોએ કબજો લીધો.
ટ્રીનીડાડ અંગ્રેજોના તાબામાં આવ્યો ( ૧૭૯૭ ).
૧૮૦૦ + માલ્ટા અંગ્રેજોના તાબામાં આવ્યો.

---

## સમય રેખા નં. ૫

## તુલનાત્મક સમય રેખા : ઓગણીસમી સદી

### બ્રિટિશ સામ્રાજ્યનો વિકાસ

### હિંદુસ્તાનમાં

ઈ. સ.
૧૮૦૦ +
દોઆબ અને રોહિલખંડ બ્રિટિશ કંપનિને સ્વાધીન થયાં (૧૮૦૧
હિંદમાં બ્રિટિશ સત્તા સર્વોપરિ બનવા લાગી ( ૧૮૦૩ ).
( દિલ્હી અને આગ્રા બ્રિટિશ લશ્કરે જીતી લીધાં. )
·

૧૦ +

· લંકા બેટ બ્રિટિશ કંપનિના તાબામાં આવ્યો.
ગુરખાઓએ કમાઉન અંગ્રેજોને સ્વાધીન કર્યું ( ૧૮૧૬ ).
પેશ્વાનો મુલક હિંદમાંનાં બ્રિટિશ રાજ્ય સાથે જોડી દેવાયે
( ૧૮૧૮

ઈ. સ.

૨૦ +

૧૮૨૫ ·

આરાકાન, આસામ અને તેનાસરીમ અંગ્રેજોના તાબામાં આવ્યાં (૧૮૨૬).

૩૦ +

હિંદમાંની બ્રિટિશ કંપનિને વેપાર કરવાની મના થઈ (૧૮૩૩).
કુર્ગને બ્રિટિશ કંપનિએ ખાલસા કર્યું (૧૮૩૪).

·

૪૦ +

બ્રિટિશ કંપનિએ સિંધ જીત લીધો (૧૮૪૩).

·

બ્રિટિશ કંપનિએ પંજાબ અને સતારાના રાજ્યો ખાલસા કર્યાં (૧૮૪૯).

૫૦ +

બ્રિટિશ કંપનિએ રંગુન અને પેગુ કબજે કર્યાં (૧૮૫૨).
બ્રિટિશ કંપનિએ નાગપુર અને ઝાંસી ખાલસા કર્યાં (૧૮૫૩).

·

બ્રિટિશ કંપનિએ અયોધ્યાનું રાજ્ય ખાલસા કર્યું (૧૮૫૬).
હિંદુસ્તાન બ્રિટિશ સામ્રાજ્યનો ભાગ બન્યું (૧૮૫૮).

૬૦ +

બ્રહ્મદેશ અંગ્રેજોના તાબામાં આવ્યો (૧૮૬૨).

·

૭૦ +

·

ઈ. સ.
૮૦ +

·
ઉપલા બ્રહ્મદેશને બ્રિટિશ હિંદ સાથે જોડી દીધો ( ૧૮૮૬ ).
૯૦ +

૧૮૯૫ ·

૧૯૦૦ +

## હિંદ બહાર

ઈ. સ.
૧૮૦૦ +

ગીઆના ( દ. અમેરિકા ) બ્રિટિશ સંસ્થાન બન્યું ( ૧૮૦૩
·
કેપ ઑફ ગુડ હોપ અને ટાસ્માનીયા બ્રિટિશ સંસ્થાનો
( ૧૮૦
૧૦ + મોરીશયસ ટાપુ અંગ્રેજોના હાથમાં આવ્યો.

·
સીંગાપોર બ્રિટિશ મથક બન્યું ( ૧૮૧૯ ).
૨૦ +
નાતાલમાં બ્રિટિશ વસાહત સ્થપાઈ ( ૧૮૨૩ ).
·
પશ્ચિમ ઑસ્ટ્રેલીઆ બ્રિટિશ સંસ્થાન બન્યું ( ૧૮૨૯ ).
૩૦ +
દક્ષિણ ઑસ્ટ્રેલીઆ બ્રિટિશ સંસ્થાન બન્યું ( ૧૮૩૪ ).
·
એડન બ્રિટિશ મથક બન્યું ( ૧૮૩૯ ).
૪૦ + ન્યુઝીલૅંડ બ્રિટિશ સંસ્થાન બન્યું.
હોંગ કોંગ અંગ્રેજોના તાબામાં આવ્યું ( ૧૮૪૧ ).

ઈ. સ.

•

૧૮૫૦ +

•

૧૮૬૦ + ક્વીન્સલૅંડ બ્રિટિશ સંસ્થાન બન્યું.

•

કૅનેડાનું નવું બ્રિટિશ સંસ્થાનિક રાજ્ય ( ૧૮૬૭ ).

૭૦ + બેસુટો લૅંડમાં અંગ્રેજોની વસાહત ( ૧૮૭૧ ).

ફીજી ટાપુઓ બ્રિટિશ સામ્રાજ્યનો ભાગ બન્યા ( ૧૮૭૪ ).

•

સાઇપ્રસ ટાપુ અંગ્રેજોને મળ્યો ( ૧૮૭૮ ).

૮૦ +

બેચુઆના લૅંડમાં બ્રિટિશ વસાહત.

•

રોડેશીઆમાં બ્રિટિશ વસાહત. ( ૧૮૮૯ ).

૯૦ +

•

ખાર્ટુમ ( સુદાન ) અંગ્રેજોએ કબજે કર્યું ( ૧૮૯૮ ).

૧૯૦૦ +

ટ્રાન્સવાલ અને ઓરેંજ ફ્રીસ્ટેટ બ્રિટિશ સામ્રાજ્ય સાથે જોડી દેવાયાં ( ૧૯૦૧ ).



# પ્રકરણ ૧ લું

## હોમ ગવર્નમેન્ટ

સત્તરમી સદીની શરૂઆતમાં ઇંગ્લંડના લોકોનું લક્ષ હિંદ તરફ દોરાયું અને એ લોકોની એક વેપારી કંપનિ હિંદ સાથેના વેપારાર્થે સ્થાપવામાં આવી.

**પૂર્વ વૃત્તાંત**

મોગલ અને મરાઠા રાજ્યોનાં પતન થયાં તે અરસામાં હિંદમાં સર્વત્ર અંધાધુંધી અને કલહ ચાલતાં હતાં. ઇસ્ટ-ઇન્ડિયા કંપનીએ એ અંધાધુંધી અને કલહનો પુરો લાભ લઇ હિંદના રાજ્યકારણમાં માથું મારવાની શરૂઆત કરી અને ધીમે ધીમે વધુને વધુ પ્રદેશ પોતાના કબ્જામાં લેવાનું શરૂ કર્યું. ઈ. સ. ૧૭૭૪ ની સાલ સુધીમાં તો કંપનિના હાથમાં એટલો બધો પ્રદેશ આવી ગયો કે તેની વ્યવસ્થા કરવાનું કાર્ય કંપનિને માટે ઘણું જ મુશ્કેલ થઈ પડ્યું. તેથી બ્રિટિશ પાર્લમેન્ટને કંપનિના હિંદમાંના કારભારને અંકુશ હેઠળ આણવા માટે તાત્કાલિક પગલાં લેવાની ફરજ પડી અને બ્રિટિશ પાર્લામેન્ટે 'નિયામક ધારો' ( Regulatnig Act ) પસાર કરી કંપનિના કારભારમાં માથું મારવાની શરૂઆત કરી ત્યાર પછી 'પિટનો ધારો' (Pitt's India Bill) પસાર થયો અને એ ધારાની રૂએ કંપનિ પાસેથી હિંદના રાજ્યકારભાર અંગેની ઘણી સત્તા લઇ લેવામાં આવી અને તે 'બૉર્ડ ઑફ કન્ટ્રોલ' ના હાથમાં મૂકવામાં આવી. કંપનિના હાથમાં તો ફક્ત વેપાર વિષયક સત્તા જ રહી. ધીમે ધીમે પાર્લામેન્ટે નવા નવા કાયદાઓ પસાર કરી કંપનિની સત્તાનાં બધાં સૂત્રો પોતાના હાથમાં લઈ લીધાં અને અંતે ઈ. સ. ૧૮૫૭ ના બળવા પછી પાર્લામેન્ટે કંપનિનો સર્વ કારભાર નાબુદ કરી તે બ્રિટિશ તાજને સોંપ્યો. આ રીતે ઇ. સ. ૧૮૫૮ થી હિંદનો સવ કારભાર, ઇંગ્લંડની પાર્લમેન્ટે નક્કી કરેલા ધારા ધોરણોનુસાર ગવર્નર–જનરલ હિંદમાં રહી ચલાવી રહ્યો છે.

**હોમ ગવર્નમેન્ટ અને ઇન્ડિયા ગવર્નમેન્ટ**

હિંદનો રાજ્યકારભાર બે ભાગોમાં વહેંચાઇ ગયો છે—કેટલાક અમલદારો અને તેમની કચેરીઓ ઇંગ્લંડમાં રહી અમુક કારભાર કરે છે, અને તેઓને સંયુકતપણે 'હોમ ગવર્નમેન્ટ' કહે છે. ત્યારે બીજી બાજુ હિંદના કારભારનો બાકીનો વહીવટ કેટલાક અમલદારો હિંદમાં રહી ચલાવે છે અને તેઓને સંયુક્તપણે 'ઇન્ડિયા ગવર્નમેન્ટ' કહે છે.

હિંદ પર સંપૂર્ણ સત્તા બ્રિટિશ તાજની છે, અને ઇંગ્લંડની પાર્લામેન્ટ હિંદનો સમસ્ત કારભાર તાજને નામે ચલાવી રહી છે. હિંદના સમસ્ત કારભારને, પાર્લામેન્ટને સર્વાંશે જવાબદાર એવો જે માણસ ઇંગ્લંડમાં રહી દોરી રહ્યો છે તેને હિંદી વઝીર (The Secretary of State for India) કહે છે. હિંદી વઝીર એ પાર્લામેન્ટમાં વધુમતિ ધરાવતા પક્ષના આગેવાન સભ્યોમાંનો એક છે. વળી એ બ્રિટિશ પ્રધાન મંડળનો પણ સભ્ય છે. પોતાનો પક્ષ જ્યાં સુધી પાર્લામેન્ટમાં બળવાન હોઈ વધુમતિ ધરાવતો હોય ત્યાં સુધી જ હિંદી વઝીર પોતાનો હોદ્દો ભોગવી શકે છે, અને જ્યારે પાર્લામેન્ટમાં તેનો પક્ષ નબળો પડે ત્યારે તેને રાજીનામું આપવાની ફરજ પડે છે. પાર્લામેન્ટની જવાબદારી હેઠળ તે હિંદનો સમસ્ત કારભાર ચલાવે છે, અને તેને પાર્લામેન્ટના સંપૂર્ણ અંકુશ નીચે રહેવું પડે છે. પાર્લામેન્ટમાં પૂછાયેલા હિંદ વિષેના કોઇ પણ પ્રશ્નનો સંતોષકારક જવાબ આપવા તે પાર્લામેન્ટને સર્વથા બંધાયલો છે. જો કદી પાર્લામેન્ટને તેનો કારભાર સંતોષકારક ન લાગે તો તેની સામે ઠપકાની દરખાસ્ત (vote of censure) પસાર કરી તેને રાજીનામું આપવાની ફરજ પાડી શકે છે. બ્રિટિશ પ્રધાન મંડળનો સભ્ય હોવાથી અને બ્રિટિશ પ્રધાન મંડળના બધાં કાર્યો વધુમતિથી જ નક્કી થતાં હોવાથી, હિંદી વઝીરને તે મંડળની રૂખ પ્રમાણે જ ચાલવું પડે છે. આ ઉપરાંત તેને વડા પ્રધાનની દોરવણી હેઠળ રહી પોતાનું કાર્ય કરવાનું છે. તેથી જો હિંદી વઝીર બ્રિટિશ પ્રધાન મંડળનાં વલણ વિરુદ્ધ કાર્ય કરે તો તેને રાજીનામું આપ્યે જ છુટકો.

**હિંદી વઝીર અને તેના મંત્રીઓ**

હિંદી વઝીરને તેના કારભારમાં મદદ કરવા બે મદદનીશ મંત્રીઓ આપવામાં આવ્યા છે–જે મંત્રી તેને પાર્લામેન્ટના કામમાં મદદ કરે છે તે 'પાર્લામેન્ટરી અંડર સેક્રેટરી' કહેવાય છે. આ મંત્રી પણ તેના ઉપરીની જેમ પાર્લામેન્ટમાં વધુમતિ ધરાવતા પક્ષનો સભ્ય હોય છે; અને તેનો પક્ષ જ્યાં સુધી પાર્લામેન્ટમાં બળવાન હોય ત્યાં સુધી જ તે પોતાના હોદ્દાપર રહી શકે છે. ચાલુ પ્રથાનુસાર હિંદી વઝીર જે સભાનો સભ્ય હોય તેજ સભાનો સભ્ય તેનો આ મંત્રી ન હોઈ શકે પણ તે સિવાયની બીજી સભાનો સભ્ય હોય છે. પોતાના ગૃહમાં હિંદ વિષે પૂછવામાં આવતા દરેક પ્રશ્નનો ઉત્તર આ મંત્રી

હિંદી વઝીર વતી આપે છે. હિંદી વઝીરના બીજા મંત્રીને કાયમી મદદનીશ મંત્રી (Permanent Under Secretary) કહે છે. તે હિંદી કચેરી (India Office) નો વડો અમલદાર હોય છે અને તે પાર્લામેન્ટનો સભ્ય બની શકતો નથી. ઇંગ્લંડમાં સનદી નોકરીના અનુભવવાળો માણસ જ આ હોદ્દો મેળવી શકે છે. તેનો હોદ્દો કાયમી હોવાથી હરહંમેશા બદલાયા કરતા હિંદી વઝીરને તેની પુખ્ત સલાહ ઘણી જ અમૂલ્ય થઈ પડે છે. આ બે મંત્રીઓ ઉપરાંત હિંદી વઝીરને નોકરોનો એક મોટો સ્ટાફ આપવામાં આવ્યો છે જે હિંદી કચેરીના સ્ટાફને નામે ઓળખાય છે. આ કચેરી હિંદ અંગેનો તમામ પત્રવ્યવહાર ચલાવે છે.

હિંદી વઝીરના હોદ્દા પર ઘણીવાર હિંદથી તદ્દન અજ્ઞાત એવા માણસની નિમણૂક થાય છે. આ કારણથી હિંદ વિષે સંપૂર્ણ જ્ઞાન ધરાવતા નિષ્ણાત સલાહકારોની હિંદી વઝીરને સહાય આપવામાં આવે છે.

**હિંદી સભા** આ સલાહકારોની સંખ્યા ત્રણથી ૭ જેટલી હોય છે, અને તેમની નિમણૂક પાંચ વર્ષ માટે કરવામાં આવે છે. આ સલાહકારોમાંથી અડધાએ દશ વર્ષ હિંદમાં રહી શહેનશાહની નોકરી કરેલી હોવી જોઇએ અને તેમની નિમણૂક વખતે તેઓએ હિંદમાંથી નોકરી છોડ્યાને બે વર્ષ કરતાં વધુ સમય થયેલો ન હોવો જોઇએ. તેમને વાર્ષિક પગાર ૧૩૫૦ પૌંડ મળે છે અને તેઓમાં જે કોઈ હિંદનો વતની હોય તેને ૬૦૦ પૌંડનું વધારાનું ભથ્થું આપવામાં આવે છે. તેમનું મુખ્ય કાર્ય તો હિંદી વઝીરને હિંદ વિષેના ગુંચવાડાભર્યા પ્રશ્નો પર નિષ્ણાત સલાહ આપવાનું જ છે. હિંદી વઝીર તેમની સલાહ પ્રમાણે કામ કરવા બંધાયલો નથી, પરંતુ સનદી નોકરીને અંગે હીંદી વઝીરને જે હક્કો આપવામાં આવ્યા છે તેનો ઉપયોગ કરતી વખતે આ સલાહકારોની સલાહ ખાસ જરૂરી છે. ૧૯૩૫ નો નવો કાયદો અમલમાં આવ્યો તે પહેલાં આ કાર્ય હિંદી સભા (India Council) ના સભ્યો કરતા હતા. ઇ. સ. ૧૯૩૫ ના નવા હિંદી કાયદાની રૂએ હિંદી સભા કાઢી નાખી તેની જગ્યાએ ઉપરોક્ત ખાસ સલાહકારોની નિમણૂક કરવામાં આવી છે.

અત્યારે નવા કાયદાનુસાર હિંદનો ગવર્નર-જનરલ તથા પ્રાંતના ગવર્નરો બ્રિટિશ

તાજના સીધા પ્રતિનિધિ હોઈ તેમને તેમના કાર્યક્ષેત્રમાં ઘણી જ વિશાળ સત્તા અને સ્વતંત્રતા આપવામાં આવી છે. ઈ. સ. ૧૯૩૫ નો નવો કાયદો અમલમાં આવ્યો તે પહેલાં આ અમલદારો હિંદી વઝીરના અંકુશ હેઠળ રહેતા. આમ છતાં આજે પણ અમુક કાર્યમાં તેઓને હિંદી વઝીરના અંકુશ હેઠળ રાખવામાં આવ્યા છે—અણધાર્યા સંજોગોમાં બ્રિટિશ તાજની પ્રતિષ્ઠાને ખાતર અને હિંદના સંરક્ષણ અને શાંતિ માટે જ્યારે તેઓ પોતાની ખાસ જવાબદારીને પહોંચી વળવા પોતાને મળેલા ખાસ હક્કોનો ઉપયોગ કરે છે ત્યારે તેઓને હિંદી વઝીરની સૂચનાઓ અનુસાર પગલાં લેવાં પડે છે. નવા કાયદાએ ગવર્નર-જનરલ તથા ગવર્નરોને આટલી બધી ખાસ સત્તા આપી છે તેમ છતાં હિંદી વઝીરની સત્તા ખાસ ઓછી થઈ એમ લાગતી નથી, કારણ કે સંરક્ષણ, પરદેશ સાથેનો સંબંધ, હિંદી સનદી નોકરી વગેરે ખાસ અગત્યની બાબતો તો હિંદી વઝીરની સત્તા અને દેખરેખ હેઠળ છે.

**હિંદી વઝીરની સત્તા**

હિંદી વઝીર ઉપરાંત ઇંગ્લંડમાં રહી જે એક બીજો અમલદાર હિંદ વિષેનું કેટલુંક કામકાજ કરે છે તે ‘હાઈ કમિશ્નર ફૉર ઇન્ડિયા’ના નામથી ઓળખાય છે. હિંદથી ઇંગ્લંડ વિદ્યાભ્યાસ માટે જતા વિદ્યાર્થીઓને યોગ્ય માર્ગદર્શન આપી તે તેમને જોઇતી સગવડ કરી આપે છે. વળી હિંદી સરકારને હિંદમાં વહીવટ અંગે ઘણી ચીજોની જરૂર પડે છે. યુરોપના બજારના ભાવતાલ જાણી હાઈ કમિશ્નર સગવડ પડતા ભાવે તે ચીજો ખરીદી હિંદમાં મોકલે છે. હાઈ કમિશ્નરનો પગાર હિંદની તિજોરીમાંથી અપાય છે તેથી તે હિંદી સરકારનો નોકર હોઈ હિંદના લાભાર્થે વર્તવા બંધાયલો છે.

**હાઈ કમિશ્નર ફૉર ઈન્ડિયા**

## પ્રશ્નો

૧ ‘હોમ ગવર્નમેન્ટ’ એટલે શું? ‘હોમ ગવર્નમેન્ટ’ માં કયા કયા અમલદારોનો સમાવેશ થાય છે? તેમની સત્તા અને ફરજોનો ટૂંક પરિચય આપો.

૨ બ્રિટિશ પાર્લામેન્ટ હિંદના વહીવટ માટે કેટલે અંશે જવાબદાર છે અને તે જવાબદારી તે કેવી રીતે અદા કરે છે તે સ્પષ્ટ રીતે સમજાવો.

૩ ૧૯૩૫ ના નવા કાયદાથી ‘હોમ ગવર્નમેન્ટ ’માં કયા કયા ફેરફારો થયા છે તે ટૂંકમાં લખો.

૪ હિંદી વઝીર, તેના સલાહકારો અને તેના મદદનીશ મંત્રીઓ એ વિષય પર ટૂંક નોંધ લખો.

# પ્રકરણ ૨ જું

## હિંદમાંની મધ્યવર્તિ સરકાર

આગલા પ્રકરણમાં, હિંદના સમસ્ત રાજ્યકારભારના વિષયને આપણે બે ભાગમાં વહેંચી નાખ્યો હતો—'હોમ ગવર્નમેન્ટ' અને 'ઇન્ડિયા ગવર્નમેન્ટ.' 'હોમ ગવર્નમેન્ટ' વિષે આપણે આગલા પ્રકરણમાં વાંચી ગયા; હવે આપણે 'ઇન્ડિયા ગવર્નમેન્ટ' વિષેની હકીકતો જાણવી જોઈએ.

'ઇન્ડિયા ગવર્નમેન્ટ'ને બે ભાગમાં વહેંચી શકાય (૧) મધ્યવર્તિ સરકાર (The Central Government) અને (૨) પ્રાંતિક સરકાર (The Provincial Government). અત્યારે મધ્યવર્તિ સરકારનો કારભાર ૧૯૧૯ ના કાયદા મુજબ જ ચાલે છે. સંયુક્ત રાજ્યતંત્ર સંપૂર્ણ અમલમાં જ્યારે આવશે ત્યારે જ તેમાં ફેરફારો કરવામાં આવશે.

મધ્યવર્તિ સરકારનો વડો અમલદાર ગવર્નર-જનરલ છે. તેની નિમણૂક શહેનશાહ પોતાના વડા પ્રધાનની સલાહ મુજબ કરે છે. તે આગળ પડતા ઉમરાવ કુટુંબનો માણસ હોઈ ઇંગ્લંડના રાજકીય તેમજ સામાજીક ક્ષેત્રમાં ઘણી લાગવગ ધરાવે છે. મધ્યવર્તિ સરકારનો વહીવટ ચલાવવા તેને એક મદદનીશ સભા આપવામાં આવી છે; તેને કારોબારી સભા (Executive Council) કહે છે. હાલ એ કારોબારી સભાના કુલ નવ સભ્યો છે અને ગવર્નર-જનરલ એ સભાનો પ્રમુખ છે. સભાનું ઘણુંખરું કામકાજ બહુમતિથી થાય છે અને ગવર્નર-જનરલ તે મુજબ વર્તે છે. તેને ઘણીજ અસાધારણ સત્તા આપવામાં આવી છે અને તે અનુસાર જો તેને બહુમતિનો નિર્ણય ભૂલભર્યો લાગે તો તે તે નિર્ણયને બાજુએ મૂકી પોતાના મત પ્રમાણે વર્તી શકે છે. ગવર્નર-જનરલ પોતાના દરેક સભ્યને એક એક વહીવટનું ખાતું વહેંચી આપે છે. દરેક ખાતાનું સાધારણ કામકાજ તે ખાતાનો સભ્ય પોતાની બુદ્ધિ અનુસાર કરે છે; પણ અસાધારણ અને અગત્યનું કામકાજ કારોબારી સભામાં વિવેચન, ચર્ચા

**ગવર્નર-જનરલ અને તેની કારોબારી સભા**

અને નિર્ણય માટે મૂકાય છે. દરેક ખાતાનો વહીવટ પ્રજાને બીનજવાબ-દાર છે.

કારોબારી સભા ઉપરાંત મધ્યવર્તિ સરકારના વહીવટ અંગે જોઇતા કાયદા ઘડવા માટે એક ધારામંડળ છે; એ ધારામંડળ બે ગૃહનું બનેલું છે—લોક-સભા ( Legislative Assembly ) અને રાજસભા ( Council of State ). લોકસભામાં કુલ ૧૪૪ સભ્યો છે, જેમાંથી ૧૦૩ ચૂંટાયલા અને બાકીના નીમાયલા ( nominated ) છે. રાજસભામાં કુલ ૬૦ સભ્યો છે, જેમાંથી ૩૩ ચૂંટાયલા અને બાકીના નીમાયલા છે. લોકસભાની નાણાવિષયક સત્તા રાજસભાની સત્તા કરતા વધારે છે. બન્ને

**મધ્યવર્તિ ધારામંડળ**



ધારાસભાનું મકાન, ન્યુ દિલ્હી

સભાની ધારાવિષયક અને કારોબારી સત્તા સમાન છે. ધારાસભાની મંજૂ-રીથી ખર્ચવાની રકમની માગણી ફક્ત લોકસભા પાસેજ રજુ કરી શકાય

છે, અને એ સભા આ માગણી નામંજૂર પણ કરી શકે છે, અગર તેમાં ઘટાડો પણ કરી શકે છે. બન્ને ગૃહના સભ્યોની ચૂંટણી સીધી રીતે જ કરવામાં આવે છે.

**સંયુક્ત રાજ્યતંત્ર**

હવે જ્યારે ૧૯૩૫ ના કાયદા મુજબ રચાયલું સંયુક્ત રાજ્યતંત્ર ( Federation ) સંપૂર્ણ અમલમાં આવશે ત્યારે મધ્યવર્તિ સરકારના બંધારણ અને ધારાધોરણમાં શું શું ફેરફારો થશે તે આપણે જોઇએ. જે રાજ્યતંત્રની અંદર દેશના જુદા જુદા સ્વતંત્ર રાજ્યો અગર ભાગો, પોતાના જ પ્રતિનિધિઓની બનેલી મધ્યવર્તિ સરકારના અમલ હેઠળ હોઈ, પોતપોતાના પ્રાંતોમાં સ્વતંત્ર અમલ ચલાવવા છૂટા હોય છે તેને ' સંયુક્ત રાજયતંત્ર ' કહે છે. આ પ્રકારનું રાજ્યતંત્ર યુનાઇટેડ સ્ટેઇટ્સ ઑફ અમેરિકામાં છે. આ પ્રકારના બંધારણમાં વહીવટના વિષયોને બે ભાગમાં વહેંચવામાં આવે છે; જુદા જુદા રાજ્યોના સામાન્ય હિતના વિષયો જેવા કે રેલ્વે, સંરક્ષણ વગેરે મધ્યવર્તિ સરકારને સુપ્રત કરવામાં આવે છે, અને જે વિષયોમાં દરેક રાજ્યનું હિત જુદું પડતું હોય છે તે વિષયોનો વહીવટ દરેક રાજ્યને પોતાની ઇચ્છાનુસાર ચલાવવાની છૂટ હોય છે. આ વિષયોના કારભારમાં મધ્યવર્તિ સરકાર માથું મારી શકે નહી. બન્નેમાં કોઈ ઉંચું નીચું નથી, બન્નેની સત્તાનું કેન્દ્ર એક જ છે અને બન્નેના વહીવટના ખાતાં જુદાં હોવા છતાં તેમનો કાર્યપ્રદેશ એક જ છે. આથી ઉલટા રાજ્યતંત્રને કેન્દ્રિત રાજ્યતંત્ર કહેવામાં આવે છે જે ઇંગ્લંડમાં ચાલુ છે. એ બંધારણ મુજબ એ રાજ્યની તમામ સત્તા અને વહીવટના સઘળાં સૂત્રો દેશની સર્વોપરિ પાર્લામેન્ટના હાથમાં છે. સંયુક્ત રાજ્યતંત્ર માટે બે વસ્તુની ખાસ જરૂર છે—( ૧ ) એ બંધારણમાં દાખલ થનાર અંગો સ્વતંત્ર રાજકીય અંગો ( Independent Political Units ) હોવાં જોઇએ, અને ( ૨ ) તેમની આવા બંધારણમાં દાખલ થવાની ઇચ્છા હોવી જોઇએ. ૧૯૩૫ ના કાયદા મુજબ હિંદને આવું સંયુક્ત રાજ્યતંત્ર આપવાનું નક્કી કરવામાં આવ્યું છે. આવા રાજ્યતંત્ર માટે પ્રથમ સ્વતંત્ર રાજકીય અંગોની ખાસ જરૂર છે, અને તેથી જ કાયદા વડે હિંદના પ્રાંતોને પ્રાંતિક સ્વરાજ્ય ( Provincial Autonomy ) આપી સ્વતંત્ર બનાવ્યા છે, અને તેમની વતી તેમને આ બંધારણમાં દાખલ થવાની ઇચ્છા શહેનશાહે

બતાવી છે. હિંદના જુદા જુદા પ્રાંતો ઉપરાંત આ બંધારણમાં હિંદના દેશી રાજ્યોને દાખલ કરવાની યોજના ઘડવામાં આવી છે. દેશી રાજ્યકર્તાઓ પોતાના રાજ્યોમાં આંતરિક કારભાર ચલાવવાની સ્વતંત્રતા ભોગવતા હોવાથી તેમને ' પ્રવેશ પત્ર ' (Instrument of Accession) દ્વારા આ બંધારણમાં જોડાવાની તેમની ઇચ્છા પ્રદર્શિત કરવી પડશે, અને જ્યારે તેઓ એમ કરશે ત્યારે જ સંયુક્ત રાજ્યતંત્ર સ્થાપવા માટે શહેનશાહ ઢંઢેરો બહાર પાડશે. આવાં સંયુક્ત રાજ્યતંત્રમાં ગવર્નરના અગિયાર પ્રાંતો, કમિશ્નરના છ પ્રાંતો તથા તેમાં દાખલ થવાની ઇચ્છા બતાવનાર દેશી રાજ્યોનો સમાવેશ કરવામાં આવશે. સંયુક્ત રાજ્યતંત્રનો કારભાર શરૂ થતાં મધ્યવર્તિ સરકારનો કારભાર નીચે પ્રમાણે ચાલશે.

**સંયુકત રાજ્યતંત્ર અને મધ્યવર્તિ સરકાર**

ગવર્નર-જનરલ મધ્યવર્તિ સરકારનો વડો અમલદાર ગણાશે. તેની નિમણૂક શહેનશાહ ઇંગ્લંડના વડા પ્રધાનની સલાહ લઈ ત્યાંના આગળ પડતા અમીર કુટુંબમાંથી કરશે અને તે શહેનશાહનો હિંદમાં પ્રતિનિધિ ગણાશે. તેને વાર્ષિક પગાર રૂ. ૨,૫૦,૦૦૦ મળશે, અને તેની નિમણૂક પાંચ વર્ષ માટે થશે. મધ્યવર્તિ સરકારને વહીવટ માટે સોંપવામાં આવેલાં ખાતાંઓ બે ભાગમાં વહેંચાઈ જશે. સંરક્ષણ, આંતર-રાષ્ટ્રીય સંબંધ અને એવાં બીજાં કેટલાંક ખાતાંઓ ગવર્નર-જનરલના અંગત વહીવટના ખાતાંઓ કહેવાશે. તેનો વહીવટ તે પોતાના અંગત અભિપ્રાય પ્રમાણે કરશે. એ વહીવટ માટે તે સલાહકારો નીમી શકશે, પણ તેમની સંખ્યા ત્રણથી વધુ રાખી શકાશે નહિ. તેમની સલાહ ગવર્નર-જનરલને બંધનકર્તા રહેશે નહિ. આ ખાતાના વહીવટ માટે ગવર્નર-જનરલ મધ્યવર્તિ સરકારને નહિ, પણ હિંદી વઝીર અને ઇંગ્લંડની પાર્લામેન્ટને જવાબદાર રહેશે. એ સિવાયના બીજાં બધાં ખાતાંઓનો વહીવટ ગવર્નર-જનરલને તેના પ્રધાનોની સલાહ મુજબ કરવો પડશે, અને તે માટે તે મધ્યવર્તિ ધારાસભાને સર્વથા જવાબદાર રહેશે. તેમ છતાં નવા કાયદાથી ગવર્નર-જનરલની ખાસ જવાબદારી ગણી તેને પહોંચી વળવા તેને અમુક ખાસ હક્કો આપવામાં આવ્યા છે, અને તે હક્કોનુસાર કટોકટીના અને વિશિષ્ટ સંજોગોમાં તે પોતાની બુદ્ધિ મુજબ વર્તવા છૂટો રહેશે. પ્રધાનોને હસ્તક સોંપવામાં આવેલાં ખાતાંઓમાં પણ

ગવર્નર-જનરલ આ મુજબ વર્તી શકશે. નીચેની બાબતોમાં ગવર્નર-જનરલ પોતાની બુદ્ધિ મુજબ વર્તી શકશે :—(૧) હિંદ તથા હિંદના કોઈ પણ ભાગમાં સુલેહ શાંતિનો ભંગ થવાનો સંભવ હોય ત્યારે; (૨) મધ્યવર્તિ સરકારની નાણાવિષયક સ્થિરતા જોખમમાં હોય ત્યારે; (૩) જાહેર નોકરોનાં હિત અને હકકોના પાલન માટે; (૪) દેશી રાજ્યોના માનમરતબો અને હકકો જાળવવા માટે; (૫) લઘુમતિ કોમના હિતની બાબતોમાં અને (૬) હિંદ સાથેના બ્રિટન કે બર્માના વેપારને ઇરાદાપૂર્વક તોડી પાડવાના પ્રયત્નો અટકાવવા માટે.

**ગવર્નર–જનરલની સત્તા અને તેનો કારભાર**

પોતાનાં અંગત વહીવટનાં ખાતાંઓનો કારભાર ગવર્નર-જનરલ તેના સલાહકારોની મદદથી ચલાવશે, અને પ્રધાનોને સોંપેલાં ખાતાંઓનો વહીવટ પ્રધાનોની મદદથી ચલાવશે. પોતાની ખાસ જવાબદારીને પહોંચી વળવા તે પોતાની બુદ્ધિ મુજબ વર્તન કરી શકશે. શહેનશાહ તરફથી મળેલાં 'સૂચના પત્ર' (Instrument of Instruction) ને આધારે અને તે અનુસાર તે પોતાના પ્રધાનોની નિમણૂક કરશે. પ્રધાન મંડળની સભાનો તે પ્રમુખ રહેશે. જુદાં જુદાં ખાતાંઓ પ્રધાનોને વહીવટ ચલાવવા માટે તે વહેંચી આપશે. બન્ને ધારાસભાઓને તે બેઠક માટે બોલાવી શકશે, સંબોધી શકશે અને મોકૂફ પણ રાખી શકશે. રાજસભાને તે બરખાસ્ત કરી શકશે નહિ, પણ લોકસભાને કરી શકશે. મધ્યવર્તિ ધારાસભામાં પસાર થયેલો કોઈપણ ખરડો તેની સહી વગર કાયદો બની શકશે નહિ. આવો ખરડો સુધારા વધારા માટે અને ફરી વિચારણા કરવા માટે તે ધારાસભા પર પાછો મોકલી શકશે અગર શહેનશાહની સંમતિ માટે અનામત પણ રાખી શકશે. અણધાર્યા અને કટોકટીના સંજોગોમાં શહેનશાહના રાજ્યની પ્રતિષ્ઠા જાળવવા ખાતર તે વટહુકમો (Ordinances) બહાર પાડી શકશે, તેમજ પોતાની ખાસ સત્તાથી કરવાનાં કામો અંગે તે ગવર્નર-જનરલનો કાયદો (Governor-General's Act) બહાર પાડી શકશે. વર્ષની શરૂઆતમાં અંદાજપત્ર ઘડી કઢાવી તે ધારાસભાના બન્ને ગૃહ સમક્ષ રજુ કરાવશે. ધારાસભા જો અમુક બાબતોમાં નાણા નામંજુર કરે તો તે પોતાની ખાસ સત્તાથી તે મંજૂર કરી શકશે. વળી આ કાયદાથી ઘડાયલું નવું રાજ્યબંધારણ જો

કદાચ ભાંગી પડે અગર અટકી જાય તો જાહેરાત કરી મધ્યવર્તિ સરકારની બધી અગર અમુક સત્તા તે પોતાને હસ્તક લઈ અમુક વખત માટે હિંદનું રાજ્યતંત્ર ચલાવી શકશે.

મધ્યવર્તિ સરકારના જવાબદાર ખાતાંનો વહીવટ ચલાવવા ગવર્નર-જનરલ પ્રધાનોની નિમણૂક કરશે. આ પ્રધાનોની સંખ્યા વધુમાં વધુ દશ હોઈ શકશે. શહેનશાહ તરફથી મળેલા સૂચનાપત્ર મુજબ ધારાસભામાં વધુમતિ ધરાવતા પક્ષના આગેવાનોની સલાહ લઈ ગવર્નર-જનરલ તેના પ્રધાનોની નિમણૂક કરશે. ધારાસભામાં જ્યાં સુધી તેમનો પક્ષ વધુમતિ ધરાવી બળવાન રહે ત્યાં સુધી આ પ્રધાનમંડળ અસ્તિત્વમાં રહેશે. તેઓ ધારાસભાને પોતાના કાર્યક્ષેત્રમાં સંપૂર્ણ જવાબદાર રહેશે. ધારાસભાએ ઠરાવેલો પગાર તેમને આપવામાં આવશે. જો તેમની વિરુદ્ધ ધારાસભામાં ઠપકાની દરખાસ્ત પસાર થાય તો તેમને રાજીનામું આપવાની ફરજ પડશે.

**ગવર્નર-જનરલનું પ્રધાનમંડળ**

સંયુક્ત રાજ્યતંત્ર જ્યારે અમલમાં આવશે ત્યારે મધ્યવર્તિ ધારામંડળને બે ભાગમાં વહેંચવામાં આવશે. લોકસભા ( Federal Assembly ) અને રાજસભા ( Federal Council ). લોકસભાની મુદત પાંચ વર્ષની રહેશે પણ રાજસભા કાયમની રહેશે. રાજસભામાંથી દર ત્રણ વર્ષે ત્રીજા ભાગના સભ્યો નિવૃત્ત થશે. લોકસભાના બધા સભ્યો ચૂંટાઇને આવશે નહિ. લોકસભાના સભ્યોની સંખ્યા ૩૭૫ જેટલી રહેશે, તેમાંથી ૧૨૫ જેટલા સભ્યો દેશી રાજ્યોના પ્રતિનિધિઓ હશે. બ્રિટિશ હિંદના પ્રતિનિધિઓ માટે આડકતરી ચૂંટણીનું ધોરણ લોકસભા માટે રાખવામાં આવશે. રાજસભાના સભ્યોની કુલ સંખ્યા ૨૬૦ જેટલી હશે, તેમાંથી ૧૦૪ જેટલા દેશી રાજ્યોના પ્રતિનિધિઓ, ૧૫૦ બ્રિટિશ હિંદના પ્રતિનિધિઓ અને ૬ ગવર્નર-જનરલે બ્રિટિશ હિંદમાંથી પસંદ કરેલા પ્રતિનિધિઓ હશે. આ સભા માટેની ચૂંટણીનું ધોરણ સીધું તેમ જ આડકતરૂં એમ બન્ને પ્રકારનું રાખવામાં આવશે.

**મધ્યવર્તિ ધારામંડળ**

લોકસભા તેમ જ રાજસભાને નાણાવિષયક, ધારાવિષયક અને કારોબારી હકકો સમાન પ્રમાણમાં આપવામાં આવશે. મધ્યવર્તિ સરકારના વહીવટ

અંગે જરૂરી કાયદાઓ માટે બન્ને ગૃહ ખરડો પસાર કરી શકશે. એક બીજાના કારભાર પર અંકુશ રાખવા બન્ને ગૃહ સવાલ તેમ જ પેટાસવાલ પૂછી શકશે. અગત્યના પ્રશ્નપર ચર્ચા માટે સભા મોકૂફીની દરખાસ્ત ( Adjournment Motion ) રજૂ કરી શકશે. કોઈપણ પ્રશ્ન સંબંધમાં પોતાનો અભિપ્રાય દર્શાવવા ઠરાવ ( Resolution ) પસાર કરી શકશે. પ્રધાનમંડળ સામે ઠપકાની દરખાસ્ત પસાર કરી તેને રાજી-નામું આપવાની ફરજ પાડી શકશે. ધારાસભાની મંજૂરીથી થતા ખર્ચની રકમમાં વધારો યા ઘટાડો કરી શકશે અગર તે નામંજુર પણ કરી શકશે.

**મધ્યવર્તિ ધારા-મંડળના હક્કો અને અધિકાર**

---

## પ્રશ્નો

( ૧ ) સંયુક્ત રાજયતંત્ર અમલમાં આવશે ત્યારની અને અત્યારની મધ્યવર્તિ કારોબારી સરકાર વચ્ચેનો તફાવત જણાવો.

( ૨ ) ગવર્નર-જનરલની સત્તા અને ફરજોનું ટૂંક વર્ણન કરી તેની વાઈસરોય તરીકેની સત્તા પર વિવેચન કરો.

( ૩ ) નવા કાયદા અનુસારના સંયુક્ત રાજયતંત્ર હેઠળની મધ્યવર્તિ ધારાસભાના બંધારણ અને તેના અધિકાર ઉપર ટૂંક નિબંધ લખો.

( ૪ ) ટૂંક નોંધ લખો:—ગવર્નર-જનરલની કારોબારી સભા, પ્રવેશ પત્ર, વટહુકમ, ગવર્નર-જનરલનો કાયદો, ગવર્નર-જનરલની ખાસ જવાબદારીના વિષયો.

---

# પ્રકરણ ૩ જું

## પ્રાંતિક સરકાર અને વહીવટી ખાતાંઓ

**અનામત અને સોંપાયલાં ખાતાં**

પ્રાંતોને ઇ. સ. ૧૯૩૫ ના નવા હિંદી કાયદા અનુસાર પ્રાંતિક સ્વરાજ્ય મળ્યું તે પહેલાં પ્રાંતિક વહીવટના ખાતાં બે ભાગમાં વહેંચવામાં આવ્યાં હતાં. કેટલાંક ખાતાં અનામત કહેવાતાં અને તેમનો વહીવટ ગવર્નર કારોબારી સભાના સભ્યોની મદદથી ચલાવતો. આ ખાતાંનો વહીવટ ધારાસભાને જવાબદાર ન હતો. બીજાં ખાતાંનો વહીવટ ગવર્નર તેના પ્રધાનોની મદદથી ચલાવતો અને તે ખાતાં સોંપાયલાં ખાતાં કહેવાતાં. આ ખાતાંનો વહીવટ ધારાસભાને જવાબદાર હતો. ધારાસભામાં ત્યારે બે ગૃહ ન હતાં. તેના સભ્યો પૈકી કેટલાકને ગવર્નર નીમતો અને મોટા ભાગના સભ્યો ચૂંટાઇને આવતા. ગવર્નર તેના પ્રાંતના વહીવટ માટે તેના ઉપરી ગવર્નર-જનરલને જવાબદાર રહેતો.

**પ્રાંતિક સ્વરાજ્ય**

૧૯૩૫ ના કાયદાનું એક અંગ-પ્રાંતિક સ્વરાજ્ય ( Provincial Autonomy ) જ્યારથી અમલમાં આવ્યું ત્યારથી ઉપરોક્ત પદ્ધતિનો અંત આવ્યો છે. ભવિષ્યમાં અમલમાં આવનાર સંયુક્ત રાજ્યતંત્ર માટે તેમાં દાખલ થનાર પ્રાંતો સ્વતંત્ર રાજકીય અંગો હોવાં જોઈએ, અને તેથી જ પ્રાંતોને ઈ. સ. ૧૯૩૭ ના એપ્રીલ માસથી પ્રાંતિક સ્વરાજ્ય આપવામાં આવ્યું છે. ગવર્નર હવે ગવર્નર-જનરલની સંપૂર્ણ સત્તા હેઠળ નથી કારણ કે તેને હવે શહેનશાહના સીધા પ્રતિનિધિરૂપ ગણવામાં આવ્યો છે. પ્રાંતના સામાન્ય વહીવટમાં હવે ગવર્નર-જનરલનું કે હિંદી વઝીરનું ઉપરીપણું રહ્યું નથી. હવે પહેલાંની જેમ પ્રાંતિક વહીવટના ખાતાં બે ભાગમાં જુદાં પાડવામાં આવ્યાં નથી. બધાં ખાતાં લોકોના ચૂંટાયલા પ્રતિનિધિઓની બનેલી ધારાસભાના પ્રધાનોને સોંપવામાં આવ્યાં છે, અને તે પ્રધાનો તે ખાતાંના વહીવટ માટે ધારાસભાને સર્વથા જવાબદાર રહે છે. પ્રાંતના વહીવટમાં હવે સાધારણ રીતે બાહ્ય

દખલગીરી રહી નથી. આમ છતાં, પ્રાંતિક સ્વરાજ્ય જોઈએ તેટલું સ્વતંત્ર નથી. પ્રાંતિક સ્વરાજ્યરૂપી ભવનની બધી કુંચીઓ તો હજુ પણ ગવર્નરના હાથમાં રાખવામાં આવી છે, અને તે ધારે ત્યારે તે કુંચીઓનો ઉપયોગ કરવા કાયદાથી છૂટો છે. કેટલીક મહત્ત્વની બાબતોમાં ગવર્નરની ખાસ જવાબદારી ગણવામાં આવી છે, અને એ જવાબદારીને પહોંચી વળવા એને ખાસ સત્તા આપવામાં આવી છે. જ્યારે ગવર્નર પોતાની ખાસ જવાબદારીને પહોંચી વળવા અસાધારણ પગલાં ભરે અગર પોતાની ખાસ સત્તાનો ઉપયોગ કરે ત્યારે ત્યારે તેને ગવર્નર-જનરલ, હિંદી વઝીર અને બ્રિટિશ પાર્લમેન્ટને આધીન રહેવું પડે છે. જો કે પ્રાંતિક વહીવટનાં બધાં ખાતાં પ્રધાનોને હસ્તક સોંપવામાં આવ્યાં છે, તેમ છતાં પોલિસ ખાતાંના વહીવટ ઉપર અને સનદી નોકરીના અમલદારો પરત્વે એમની સત્તા તદ્દન મર્યાદિત કરવામાં આવી છે. નાણાવિષયક બાબતોમાં પણ ધારાસભા સંપૂર્ણ સ્વતંત્ર નથી. આ બધું જોતાં પ્રાંતિક સ્વરાજ્યમાં હજુ પણ ત્રુટીઓ અને બાહ્ય દખલગીરી તો રહી જ છે અને તેટલે અંશે પ્રાંતો સંયુક્ત રાજ્યતંત્રના સ્વતંત્ર અંગો બનવા લાયક નથી. ટૂંકમાં પ્રાંતિક સ્વરાજ્યના દેહને હાથ, પગ, આંખ બધુંય છે પણ આત્મા નથી!

બ્રિટિશ હિંદના સત્તર પ્રાંતોમાંથી અગિયાર પ્રાંતો ગવર્નરના અને છ ચિફ કમિશનરના વહીવટ હેઠળ છે. ગવર્નરની નિમણૂક શહેનશાહ સાધારણ રીતે પાંચ વર્ષ માટે કરે છે. ગવર્નરના બધાજ પ્રાંતોનો વહીવટ સામાન્યતઃ સરખીજ રીતે ચલાવવામાં આવે છે. પગાર, દરજ્જો અને બીજી અમુક બાબતોમાં મુંબઈ, મદ્રાસ અને બંગાળાના ગવર્નરો બીજા ગવર્નરો કરતાં ઉચ્ચ ગણાય છે. નીચેની બાબતોમાં ગવર્નરની ખાસ જવાબદારી ગણવામાં આવી છે—(૧) પ્રાંત અને પ્રાંતના કોઈપણ ભાગમાં સુલેહશાંતિ જાળવવી, (૨) લઘુમતિ કોમનું હિત જાળવવું, (૩) દેશી રાજાઓના હક્ક અને માનમરતબો જાળવવાં, (૪) જાહેર નોકરોના હક્ક અને હિતનું પાલન કરવું વગેરે.

**ગવર્નર અને તેની સત્તા**

ગવર્નર તેના પ્રાંતમાં શહેનશાહનો પ્રતિનિધિ ગણાય છે અને પ્રાંતનો સર્વ વહીવટ ગવર્નરના નામથી ચલાવવામાં આવે છે. શહેનશાહ તરફથી

મળેલા સૂચનાપત્રને આધારે તે પ્રધાનોની નિમણૂક કરે છે. પ્રધાનોને તે જુદાં જુદાં ખાતાં વહીવટ માટે વહેંચી આપે છે અને પ્રધાનમંડળની સભામાં તે પ્રમુખપદે બેસે છે. તેની ખાસ જવાબદારીને પહોંચી વળવા તે પોતાની ઇચ્છાનુસાર પગલાં ભરે છે. ગવર્નર-જનરલની જેમ ગવર્નર પણ ધારાસભાની બેઠક માટે ધારાસભ્યોને બોલાવે છે, બન્ને ગૃહને સંબોધે છે, મોકૂફ રાખે છે તથા લોકસભાને બરખાસ્ત પણ કરી શકે છે. કોઈ પણ ખરડો ગવર્નરની સહી વિના કાયદો બની શકે નહિ. ધારાસભા જો કોઈ ખરડો પસાર કરે અને ગવર્નરને જો તેમાં અમુક ખામીઓ દેખાય તો તે ખરડો ધારાસભા પર ફરી વિચારણા કરવા મોકલી શકે છે. ગવર્નર ધારાસભાના બન્ને ગૃહોની સંયુક્ત બેઠક બોલાવી શકે છે. અમુક બાબતોમાં કોઈ પણ ખરડો તેની પ્રથમ મંજૂરી વિના ધારાસભામાં રજૂ જ થઈ ન શકે. અણધાર્યા સંજોગોમાં તેની જવાબદારીને પહોંચી વળવા તે 'વટહુકમ' બહાર પાડી શકે; પોતાની ખાસ સત્તાથી કરવાના કામો માટે તે 'ગવર્નરનો કાયદો' ( Governor's Act ) ઘડી શકે. તે દર વર્ષે અંદાજપત્ર તૈયાર કરાવી ધારાસભા સમક્ષ રજૂ કરાવે છે. અમુક બાબતોમાં લોકસભાએ નામંજૂર કરેલી રકમની માગણી તે પોતાની ખાસ સત્તાથી મંજૂર કરી શકે. વળી, આ કાયદાથી ઘડાયલું રાજ્યતંત્ર જો કદાચ અટકી પડે તો ગવર્નર એ બાબતની જાહેરાત કરી બધી અગર અમુક સત્તા પોતાના હાથમાં લઈ અમુક સમય સુધી પ્રાંતનો વહીવટ તે ચલાવી શકે.

પ્રાંતિક સરકારનો વહીવટ ગવર્નર તેના પ્રધાનોની મદદથી કરે છે. પ્રધાનોની નિમણૂક ગવર્નર કરે છે. પ્રાંતવાર પ્રધાનોની સંખ્યા સરખી નથી.

**ગવર્નરનું પ્રધાનમંડળ**

પ્રધાનોની નિમણૂક કરતી વખતે ગવર્નરને ધારાસભામાં બહુમતિ ધરાવતા પક્ષના આગેવાનની સલાહ લેવી પડે છે, અને તે આગેવાન જો પ્રધાનમંડળ રચવાની ના પાડે તો ગવર્નર કામચલાઉ પ્રધાનમંડળ (Interim Ministry ) રચી શકે છે. દરેક પ્રધાન ધારાસભાનો સભ્ય હોવો જોઈએ; જો તે ધારાસભાનો સભ્ય ન હોય તો નિમણૂક થયા પછી છ મહિનાની અંદર તેને ધારાસભાનો સભ્ય બનવું પડે છે. પ્રધાનોને ધારાસભાએ નક્કી કરેલો પગાર આપવામાં આવે છે. હાલ કૉંગ્રેસ પ્રધાનમંડળવાળા સાત પ્રાંતોમાં તેમનો માસિક

પગાર રૂ. ૫૦૦ નો ઠેરવવામાં આવ્યો છે. એક વખત નક્કી કરેલા પ્રધાનોના પગારમાં તે પ્રધાનો જ્યાં સુધી અમલમાં રહે ત્યાં સુધી ફેરફાર કરી શકાતો નથી. પ્રધાનો પોતાના પ્રત્યેક કાર્ય માટે સંયુક્તપણે ધારાસભાને જવાબદાર છે. પ્રાંતનો વહીવટ ગવર્નર 'કામની વહેંચણી' ( Portfolio System ) ની પદ્ધતિ અનુસાર ચલાવે છે. દરેક પ્રધાનને એક એક ખાતું વહીવટ માટે વહેંચી આપવામાં આવે છે. હિંદના પ્રાંતોના મુખ્ય પ્રધાન ( Prime Minister ) ની સત્તા ઇંગ્લંડના મુખ્ય પ્રધાનની સત્તા જેટલી નથી. પ્રાંતના પ્રધાનમંડળનો પ્રમુખ મુખ્ય પ્રધાન નહિ પણ ગવર્નર હોય છે.

**પ્રાંતિક ધારામંડળ (Provincial Legislature)**

સને ૧૯૩૫ ના હિંદી કાયદાથી મુંબઈ, મદ્રાસ, બંગાળા, સંયુક્તપ્રાંત, બિહાર અને આસામના પ્રાંતિક ધારામંડળ (Provincial Legislature) ની બે સભાઓ સ્થાપવામાં આવી છે, ઉપલી અથવા વરિષ્ઠ ધારાસભા ( Legislative Council ) અને નીચલી અથવા લોકસભા ( Legislative Assembly ). બાકીના ગવર્નરોના પ્રાંતોમાં અગાઉની માફક એકજ સભા—લોકસભા—રાખવામાં આવી છે. નવા કાયદાથી પ્રાંતની ધારાસભાના સભ્યોમાં ઘણો વધારો કરવામાં આવ્યો છે. પ્રાંતિક લોકસભાના સઘળા સભ્યો લોક તરફથી ચૂંટાયલા હોય છે. એ સભાના સભાસદોની સંખ્યા પ્રાંતવાર જુદી જુદી છે. મુંબઈની લોકસભામાં ૧૭૫ સભાસદો છે, અને સિંધની લોકસભામાં ૬૦ સભાસદો છે. મુંબઈની રાજ-સભામાં ૨૯ થી ૩૦ જેટલા સભ્યો છે, તેમાંથી ૨૬ સભ્યો ચૂંટાયલા છે અને ૪ ગવર્નરે નીમેલા છે. લોકસભા પાંચ વર્ષ સુધી અસ્તિત્વમાં રહે છે. રાજસભા કાયમની છે. દર ત્રણ વર્ષે રાજસભામાંથી ત્રીજા ભાગના સભ્યો નિવૃત્ત થાય છે. લોકસભાના પ્રમુખને 'સ્પીકર' ( Speaker ) કહે છે. મુંબઈની લોકસભામાં હાલ શ્રી. માવલણકર સ્પીકરનો હોદ્દો ભોગવે છે. રાજ-સભાના પ્રમુખને 'પ્રેસિડન્ટ' ( President ) કહે છે.

ધારાસભા અગત્યના બનાવો તરફ સરકારનું ધ્યાન ખેંચવા સભામોકૂફીની દરખાસ્ત રજુ કરી શકે, સરકારના કામ તરફ નાપસંદગી અને અણગમો બતાવતી ઠપકાની દરખાસ્ત પસાર કરી ગવર્નરના પ્રધાનોને રાજીનામું આપ-

વાની ફરજ પાડી શકે, પ્રાંતના કોઈપણ ખાતાંના વહીવટ સંબંધમાં સવાલો તેમજ પેટા સવાલો પૂછી શકે અને કોઈ પણ અગત્યની બાબત પર પોતાનો મત દર્શાવતો ઠરાવ પસાર કરી શકે. કાયદા ઘડવાની બાબતમાં ધારામંડળ પહેલાંના કરતાં અત્યારે વધારે છૂટ ભોગવે છે, પણ હિંદી સરકારે નાખેલા કર, પરરાજ્યો સાથે સંબંધ, લશ્કરનું નિયમન વગેરે અમુક બાબતોમાં પ્રાંતિક ધારામંડળથી ગવર્નર-જનરલની પ્રથમ સંમતિ લીધા વિના કોઈ પણ જાતની ચર્ચા થઈ શકતી નથી અગર કાયદો ઘડી શકાતો નથી. પ્રાંતિક ગવર્નરો આવક-જાવકનું વાર્ષિક અંદાજપત્ર દર વર્ષે ધારાસભા સમક્ષ રજુ કરાવે છે; આ અંદાજપત્ર પર સામાન્ય રીતે બન્ને ગૃહો ચર્ચા કરી શકે છે પરંતુ કોઈ પણ ખર્ચ મંજુર કે નામંજુર કરવાની સત્તા તો ફક્ત પ્રાંતિક લોકસભાની જ છે. નામંજુર કરેલી રકમ ગવર્નર ધારાસભાની વિરુદ્ધ જઈ મંજુર રાખી શકે છે, પરંતુ અમુક ખાસ બાબતોમાં જ ગવર્નર એમ કરી શકે છે. ધારાસભાના બે ગૃહો વચ્ચે વિરોધ પડે ત્યારે ગવર્નર બન્ને ગૃહોની એકત્ર સભા બોલાવે છે, અને આવી એકત્ર સભામાં કોઈપણ પ્રશ્નનું બહુમતિથી નિરાકરણ થાય છે. ચિફ કમિશનરના પ્રાંતોમાં ધારાસભા નથી, તેથી તે પ્રાંતોનો વહીવટ ગવર્નર-જનરલને જવાબદાર છે; ગવર્નરના પ્રાંતોનો વહીવટ હવે મોટે ભાગે ધારાસભાને જવાબદાર છે.

**ધારાસભાનું કાર્યક્ષેત્ર**

બ્રિટિશ હિંદ ઘણું વિશાળ હોવાથી ત્યાં એકહથ્થુ વહીવટ ચલાવવો અશકય છે. તેથી વહીવટની સુગમતાને ખાતર સમસ્ત બ્રિટિશ હિંદના સત્તર રાજકીય વિભાગો પાડવામાં આવ્યા છે. તેમાંથી અગિયાર ગવર્નરને હસ્તક છે અને બાકીના ચિફ કમિશનરને હસ્તક છે. વહીવટી સગવડને ખાતર દરેક પ્રાંતના અમુક ભાગ પાડવામાં આવ્યા છે. આપણા મુંબઇ ઇલાકાના ચાર ભાગો પાડવામાં આવ્યા છે; દરેક વિભાગ ( Division ) કમિશનરના અધિકાર નીચે છે. હિંદી સનદી નોકરીના અનુભવી માણસને જ કમિશનરના હોદ્દા પર નીમવામાં આવે છે. કમિશનર જમીન મહેસુલની ઉઘરાણી ઉપર દેખરેખ રાખે છે; તેમજ જમીન અંગેની તકરારોનો નિર્ણય કરે છે. જમીન મહેસુલ અંગેના સરકારી દફતરો કમિશનરની કચેરીમાં રાખવામાં આવે છે. દરેક પ્રાંતને

**પ્રાંતિક વહીવટ**

અમુક પેટા ભાગોમાં વહેંચી નાખવામાં આવ્યો છે; તે દરેક ભાગને જીલ્લો (District) કહે છે. જીલ્લાનો વડો અમલદાર કલેકટર કહેવાય છે. કલેકટર મોટે ભાગે હિંદી સનદી નોકરીનો અમલદાર હોય છે. તેને હસ્તક સોંપાયલા જીલ્લામાં તે સરકારના પ્રતિનિધિરૂપ છે. તેનો વહીવટ ઘણો જ અગત્યનો અને જવાબદારીપૂર્ણ હોય છે અને તેથી બ્રિટિશ રાજ્યતંત્રમાં તેનું પદ અગત્યનું ગણાય છે. કલેકટર જીલ્લાના મહેસુલીખાતાંનો ઉપરી અમલદાર છે. તે મહેસુલ ભેગી કરાવે છે અને તે અંગે ઉભા થતા ઝગડા સાંભળે છે. મૅજીસ્ટ્રેટ તરીકે કલેકટર પહેલા વર્ગના મેજીસ્ટ્રેટની સત્તા ભોગવે છે અને જીલ્લાની સુલેહશાંતિ જાળવે છે. તે તેના હાથ નીચેના મૅજીસ્ટ્રેટોને કામની વહેંચણી કરી આપે છે. જીલ્લાની સરકારી જેલો ઉપર તે દેખરેખ રાખે છે. દુકાળના વખતમાં ખેડુતોને રાહત આપી દુઃખી પ્રજાને ભુખમરાથી બચાવવાની ફરજ કલેકટરની છે. કાયદા પ્રમાણે સરકારને સોંપાયલી સગીરની મિલ્કતનો વાલી કલેકટર ગણાય છે. કલેકટરને જીલ્લાની સમસ્ત પ્રજાના સમાગમમાં આવવાનું હોય છે; તેથી વર્ષનો મોટો ભાગ તે જીલ્લામાં ફરે છે. જીલ્લાના પેટાવિભાગો પાડવામાં આવે છે જેને તાલુકા કહે છે. તાલુકાનો ઉપરી અમલદાર મામલતદાર કહેવાય છે. મામલદાર પોતાને હસ્તકના તાલુકાની જમીન મહેસુલની ઉઘરાણી ઉપર દેખરેખ રાખે છે. તે પહેલા કે બીજા વર્ગના મૅજીસ્ટ્રેટની સત્તા ભોગવે છે. દરેક તાલુકામાં આસરે સાઠથી સો જેટલાં ગામડાંઓ હોય છે. દરેક ગામનો એક પટેલ હોય છે. મોટા ગામોમાં બે પટેલો હોય છે. ગામના પટેલની સાથે મળી જમીન મહેસુલ ઉઘરાવવાનું કામ તલાટી કે કુલકર્ણી કરે છે. પટેલ અને તલાટી ઉપરાંત ગામનાં રક્ષણ માટે તેમજ બીજાં પરચુરણ કામો માટે હવાલદાર, ચોકીદાર અને વેઠીઆઓ રાખવામાં આવે છે.

મધ્યવર્તિ સરકાર કે પ્રાંતિક સરકાર પ્રત્યેક શહેર, જીલ્લા કે તાલુકાના સ્થાનિક હિતની સર્વ બાબતોમાં સંપૂર્ણ રીતે પહોંચી વળે એવો સંભવ નહિ હોવાથી શહેરોમાં, જીલ્લાઓમાં અને તાલુકાઓમાં સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ સ્થાપવામાં આવી છે. સ્થાનિક સંસ્થાઓનું મુખ્ય કામ સ્થાનિક હિતના જાહેર પ્રશ્નો ઉકેલવાનું છે. એવી જાતની સંસ્થાઓ સિવાય જાહેર હિતનું કાર્ય બરાબર કરી શકે એવી બીજી સંસ્થા ભાગ્યેજ કલ્પી શકાય.

**સ્થાનિક સ્વરાજ્ય Local Self-Government**

૧૯૧૯ ના કાયદાથી સ્થાનિક સ્વરાજ્ય ખાતાંનો વહીવટ ચૂંટાયલા પ્રધાનોને હસ્તક સોંપવામાં આવ્યો છે. સ્થાનિક સ્વરાજ્ય એ જવાબદાર રાજ્યતંત્રનું પ્રથમ પગથિયું ગણાય; સંપૂર્ણ સ્વરાજ્ય માટે હિંદિઓને કેળવવા માટેની પ્રાથમિક શાળાઓની જરૂર સ્થાનિક સંસ્થાઓજ પૂરી પાડે છે. આવી સંસ્થાઓમાં કામ કરનાર વ્યક્તિઓમાં સેવાવૃત્તિ જાગૃત થાય છે અને જનતાના સમૂહગત હિતમાં આપણે પણ કંઈક ફાળો આપીએ છીએ એવો આત્મસંતોષ થાય છે. સને ૧૯૩૫ ના નવા હિંદી કાયદાની રાજ્યવ્યવસ્થા હેઠળ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ સંગીન લોકોપયોગી કાર્યો સંતોષકારક રીતે કરી શકશે એવી આશા રાખવામાં આવે છે. હાલમાં ચાર પ્રકારની સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ ચાલુ છે—મ્યુનિસિપાલિટીઓ, જીલ્લા લોકલ બોર્ડો, તાલુક લોકલ બોર્ડો અને ગ્રામ્યપંચાયતો. આ સંસ્થાઓ પૈકી કેટલીક આપણા દેશમાં પુરાતન કાળથી ચાલુ હતી, પરંતુ કેટલીક બ્રિટિશ વહીવટ હિંદમાં શરૂ થયા પછી અસ્તિત્વમાં આવી છે. સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓના બે ભાગ પાડી શકાય. શહેરોની સ્થાનિક જરૂરીઆતો પુરી પાડે એવી સંસ્થાઓ, અને ગામડાંઓની સ્થાનિક જરૂરીઆતો પુરી પાડે એવી. શહેર વિભાગની સંસ્થાઓમાં મ્યુનિસિપાલિટીઓ, પૉર્ટટ્રસ્ટ અને ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ વગેરે સંસ્થાઓનો સમાવેશ થાય છે; ગ્રામ્ય વિભાગની સંસ્થાઓમાં જીલ્લા અને તાલુકા લોકલ બોર્ડો, ગ્રામ્યપંચાયતો વગેરે સંસ્થાઓનો સમાવેશ થાય છે.

**સ્થાનિક સંસ્થાઓનાં કાર્યો**

બન્ને પ્રકારની સંસ્થાઓને કેટલાંક કાર્યો ફરજીયાત અને કેટલાંક મરજીયાત કરવાનાં હોય છે. પોતાની સરહદમાં રહેતી વ્યક્તિઓની જાહેર સુખાકારી જાળવવી, પ્રાથમિક કેળવણી માટે મદદ કરવી, પ્રાથમિક શાળાઓ સ્થાપવી અને નિભાવવી, તબીબી મદદ કરવી, પાણી અને દીવા માટેની સગવડ કરી આપવી, જાહેર રસ્તાઓ બંધાવવા અને સ્વચ્છ રખાવવા, મુડદાંને બાળવાની કે દફન કરવાની ગોઠવણ કરી આપવી, આગથી ગામ કે શહેરનું રક્ષણ કરવું, શીતળા ટંકાવવા, રોગ કે મરકી અટકાવવાં, જન્મ-મરણની નોંધ રાખવી વગેરે કામોને મ્યુનિસિપાલિટી અને બીજી

સ્થાનિક સંસ્થાઓના ફરજીયાત કામો ગણવામાં આવે છે. શહેરીઓને માટે આરામ અને વિશ્રાંતીની જગ્યાઓ સ્થાપવી, ધર્મશાળાઓ બંધાવવી, પ્રદર્શનો ભરી કલા અને ઉદ્યોગને ઉત્તેજન આપવું, બાગ, લાયબ્રેરી અને સંગ્રહ-સ્થાનોની વ્યવસ્થા કરવી, માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણને બનતું ઉત્તેજન આપવું વગેરે કામો મરજીયાત ગણવામાં આવે છે. મુંબઈ, મદ્રાસ, કલકત્તા વગેરે જે શહેરોમાં બંદરો છે ત્યાં બંદરોને લગતો વહીવટ કરવા માટે જે સ્થાનિક સંસ્થાઓ સ્થાપવામાં આવી છે તેને પૉર્ટ ટ્રસ્ટ કહે છે. જે શહેરોમાં વસ્તીનું પ્રમાણ વધારે હોય ત્યાં શહેરીઓની સગવડતા સાચવવા બની શકે તેટલા રહેવાના મકાનો પુરા પાડવાનું તથા શહેર સુધરાઇને અમુક બાબતોમાં મદદ કરવાનું કાર્ય જે સંસ્થાઓ કરે છે તેને "ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ" કહેવામાં આવે છે.

**સ્થાનિક સંસ્થાઓના આવકનાં સાધનો**

ઉપર જણાવેલાં કાર્યો કરવા માટે સ્થાનિક સંસ્થાઓને ઘણા નાણાની જરૂર પડે છે, અને તેથી તેઓને આવકના અમુક સાધનો આપવામાં આવ્યાં છે. નળવેરો, જાજરાવેરો, ઘરવેરો વગેરે કરો ઉઘરાવી મ્યુનિસિપાલિટીઓ પોતાનો ખર્ચ નિભાવે છે. ગ્રામ્ય વિભાગની સંસ્થાઓ માટે જમીન મહેસુલની રકમ ઉપર દર રૂપીએ એક આના પ્રમાણે "લોકલ સેસ" ઉઘરાવવામાં આવે છે. પ્રાંતિક સરકાર પણ બન્ને જાતની સંસ્થાને અમુક પ્રકારની નાણાની મદદ કરે છે. મોટા ખર્ચના કામો કરવા સરકાર આ સંસ્થાઓને નાણા પણ વ્યાજે આપે છે.

**સ્થાનિક સંસ્થાઓનું બંધારણ**

મોટા ભાગે આ સંસ્થાઓમાં લોકોના ચૂંટાયલા પ્રતિનિધિઓ હોય છે. અમુક સભ્યોને સરકાર નીમે છે, પણ તેમની સંખ્યાનું પ્રમાણ ઘણું જ ઓછું રાખવામાં આવે છે. હવે પછી સરકાર તરફથી નીમાયલા સભ્યોનું પ્રમાણ આના કરતાં પણ વધારે ઓછું થવાનો સંભવ છે. પોતાના વહીવટ માટે આ સંસ્થાઓ "પેટા કાયદા" ઘડી શકે છે અને અમુક અમલદારો જેવા કે ચિફ઼ ઑફીસર, ઍડમિનિસ્ટ્રેટીવ ઑફીસર વગેરેની નિમણૂક સરકારી મંજુરીથી કરે છે. આ સંસ્થાઓના વહીવટ ઉપર સરકારનો અંકુશ બને તેટલો

ઓછો રાખવો એવું સિદ્ધાંત તરીકે માન્ય કરવામાં આવ્યું છે, પણ જ્યાં સુધી સરકાર તેમને નાણાંની મદદ કરશે ત્યાં સુધી અમુક અંકુશ તો રહેવાનો જ. સરકાર દર વર્ષે આ સંસ્થાઓનો હિસાબ તપાસે છે, અને તેમાં સહેજ પણ ગોટાળાની ગંધ આવતાં જરૂરી પગલાં લે છે અગર સંસ્થાઓને બરતરફ કરી સર્વે કારભાર સ્વહસ્તક લઈ લે છે.

આ ખાતાંઓમાં ન્યાયખાતું, કેળવણી ખાતું, નાણાખાતું, લશ્કર, પોલીસ અને બીજાં જાહેર ખાતાંઓનો સમાવેશ થાય છે.

**કેટલાંક પરચુરણ ખાતાં**

બ્રિટિશ હિંદમાં ન્યાયખાતાનું કામ ઘણુંજ મુશ્કેલી ભર્યું અને ગુંચવાડા ભર્યું છે. ગુન્હાની યોગ્ય તપાસ કરી ગુન્હેગારને યોગ્ય શિક્ષા કરવી એ ન્યાય-ખાતાનું મુખ્ય કામ છે. ગુન્હા બે પ્રકારના હોય છે.

**ન્યાયખાતું**

કેટલાક ગુન્હાઓ જેવાં કે ખુન, મારામારી વગેરે ફોજ-દારી ગુન્હાઓ ગણાય છે; કેટલાક ગુન્હાઓ દિવાની ગુન્હાઓ ગણાય છે. ફોજદારી ગુન્હાનો ન્યાય કરવા માટે ફોજદારી અને દિવાની ગુન્હાનો ન્યાય કરવા માટે દિવાની અદાલતો સ્થાપવામાં આવી છે. બ્રિટિશ હિંદમાં સૌથી મોટી ફોજદારી તેમજ દિવાની અદાલત હાઇકોર્ટ છે. નીચલી અદાલતોએ આપેલા ન્યાય સામે જો કોઈ પક્ષકાર અસંતોષ જાહેર કરી હાઇકોર્ટમાં અપીલ કરે તો તે સાંભળી તે પક્ષકારને સંતોષ આપવાનું કામ હાઇકોર્ટનું છે. વળી હાઇકોર્ટને નીચલી અદાલતોના કામ પર દેખરેખ રાખવી પડે છે. હાઇકોર્ટના ચુકાદા સામે અપીલ કરવી હોય તો હિંદમાંની ફેડરલ કોર્ટનો અથવા તો ઇંગ્લંન્ડની પ્રીવી કાઉન્સિલનો આશ્રય લેવો પડે છે. દરેક જીલ્લામાં જીલ્લા કોર્ટ સ્થાપવામાં આવી છે. તે હાઈકોર્ટથી ઉતરતી અદાલત છે. આ અદાલત જ્યારે ફોજદારી ગુન્હાની તપાસ ચલાવે છે ત્યારે સેશન્સકોર્ટ કહેવાય છે. હાઇકોર્ટની માફક આ અદાલત પણ ફોજદારી કે દિવાની ગુન્હાની પ્રાથમિક તપાસ ચલાવે છે, નીચેની અદાલતના થયેલા ચુકાદા સામેની અપીલ સાંભળે છે અને નીચલી અદાલતોના વહીવટપર દેખરેખ રાખે છે. જીલ્લા કોર્ટથી ઉતરતી અદાલત બે પ્રકારની છે. ફોજદારી ગુન્હાની તપાસ ચલાવનાર

પહેલા, બીજા અને ત્રીજા વર્ગના મૅજીસ્ટ્રેટની અદાલત અને દિવાની તપાસ કરનાર પહેલા અને બીજા વર્ગના સબોર્ડિનેટ જજજની અદાલત. ઈ. સ. ૧૯૩૫ ના કાયદાથી આ બધી અદાલતો ઉપરાંત ફેડરલ કોર્ટ સ્થાપવામાં આવી છે. આ અદાલતનું મુખ્ય કામ સંયુક્ત રાજ્યતંત્રમાં દાખલ થનાર અંગો અને ફેડરલ સરકાર વચ્ચેના ઘર્ષણનો નીકાલ કરવાનું અને તેમની વચ્ચે ઉભી થતી તકરારો સાંભળી યોગ્ય ચુકાદો આપવાનું છે.

**કેળવણી ખાતું**

સરકારે પ્રાથમિક કેળવણીનો વહીવટ મોટે ભાગે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓને સોંપી દીધો છે. દરેક ઈલાકામાં કે પ્રાંતમાં એક 'ડાયરેકટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રકશન' (Director of Public Instruction) હોય છે તે કેળવણી ખાતાંનો વહીવટ ચલાવે છે. વળી ઇલાકા કે પ્રાંતના વિભાગોમાં પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ ઉપર દેખરેખ રાખવા માટે એજ્યુકેશનલ ઇન્સ્પેકટરો રાખવામાં આવ્યા છે. ઉચ્ચ શિક્ષણ માટે દરેક ઈલાકામાં યુનિવર્સિટી અને કૉલેજો હોય છે. આપણો દેશ બીજા પાશ્ચાત્ય દેશો કરતાં કેળવણીમાં ઘણો જ પાછળ છે. સૌ સુધરેલા દેશો કરતાં આપણા દેશમાં સ્ત્રી કેળવણીનું પ્રમાણ ઘણું જ ઓછું છે. આ કારણોને લઇને મહાસભાવાદી પ્રધાનો દેશમાં કેળવણીનું પ્રમાણ વધારી, કેળવણી ખાતાંના વહીવટમાં જરૂરી ફેરફારો કરી હાલ ચાલતી અસંતોષકારક સ્થિતિ દૂર કરવા માટે તનતોડ પ્રયત્નો કરી રહ્યા છે, અને ટૂંક સમયમાં પ્રાથમિક અને માધ્યમિક કેળવણીની પદ્ધતિમાં શ્રેયકારી ફેરફારો થાય એવો સંભવ છે.

**નાણા ખાતું**

નવા કાયદાથી મધ્યવર્તિ અને પ્રાંતિક સરકાર વચ્ચે આવકના જુદા જુદા સાધનો વહેંચી આપવામાં આવ્યાં છે. કેટલાંક ખાતાં જેવાં કે જમીન મહેસૂલ, નોંધણી, સ્ટેમ્પ વગેરે પ્રાંતિક સરકારની ઉપજના ખાતાં છે; તેમાંથી ઉત્પન્ન થતી આવકનો મોટો ભાગ પ્રાંતિક સરકાર પોતાના વહીવટ અંગે વાપરે છે. આ નાણાનો વહીવટ પ્રાંતિક પ્રધાનોના હાથમાં છે. પ્રાંતિક સરકાર મોટે ભાગે ધારાસભાની મંજુરીથી નાણાનો વહીવટ કરે છે. રેલવે, ટપાલ, તાર, મીઠાં વેરો, આવકવેરો, દેશી રાજ્યોની ખંડણી વગેરે મધ્યવર્તિ સરકારનાં આવકનાં સાધનો છે. આ આવકમાંથી મોટા ભાગના નાણાં મધ્યવર્તિ સરકાર સંરક્ષણ,

જાહેર દેવું તથા વહીવટી ખર્ચ અંગે વાપરે છે. મધ્યવર્તિ સરકારને આ નાણાના ખર્ચ માટે મોટે ભાગે ધારાસભાની મંજુરી લેવાની જરૂર હોતી નથી.

**સંરક્ષણ ખાતું**

પરદેશી દુશ્મનો સામે હિંદનું સંરક્ષણ કરવા સરકારને મોટાં કાયમી લશ્કરનો ખર્ચ નિભાવવો પડે છે. આ લશ્કરમાં જમીન પર લડનારૂં સૈન્ય, નૌકા સૈન્ય તથા વિમાની કાફલાનો સમાવેશ થાય છે. આ કાયમી લશ્કરના વડા અમલદારને "કમાન્ડર-ઈન્-ચિફ" કહે છે. તે ગવર્નર-જનરલની કારોબારી સભાનો સભ્ય ગણાય છે. સંયુક્ત રાજ્યતંત્ર અમલમાં આવતાં સંરક્ષણ ખાતાંનો વહીવટ ગવર્નર-જનરલને સોંપવામાં આવશે. એ વહીવટ માટે તે હિંદી વઝીર તથા બ્રિટિશ પાર્લામેન્ટને જવાબદાર રહેશે. ફેડરલ સરકારની આવકમાંથી લશ્કરી ખાતાં પાછળ મોટી રકમનો ખર્ચ કરવામાં આવશે. આ ખાતાંમાં આજ સુધી મોટી પદ્દીઓ પર ગોરા અમલદારની જ નિમણૂક થતી પણ હવે તો હિંદીઓને પણ એવી પદ્દીઓ પર નીમવાનું ઠરાવવામાં આવ્યું છે.

**પોલીસ અને જેલ**

બાહ્ય દુશ્મન સામે હિંદના સંરક્ષણ માટે સરકારને જેવી રીતે સંરક્ષણ ખાતું નિભાવવું પડે છે તેવીજ રીતે દેશની આંતરિક શાંતિ જાળવવા પોલીસ ખાતું નિભાવવું પડે છે. પોલીસ અને જેલ ખાતું પ્રાંતિક સરકારને સોંપવામાં આવ્યું છે; અને પ્રાંતિક પ્રધાન આ ખાતાંનો વહીવટ ચલાવે છે. પણ તે ખાતાંના અમલદારની નિમણૂક પગાર વગેરે બાબતોમાં પ્રાંતિક સરકારનો કંઈ પણ હિસ્સો નથી. તે અંગેની સત્તા તો હિંદી વઝીરના હાથમાં છે. આ ખાતાંનો વડો અમલદાર "ઈન્સ્પેક્ટર જનરલ ઑફ પોલીસ" કહેવાય છે. કેદીઓને રાખવા માટે જીલ્લાવાર જેલો રાખવામાં આવી છે. લાંબી મુદતની સજા પામેલા કેદીઓને સેંટ્રલ જેલમાં રાખવામાં આવે છે, દેશનિકાલ થયેલા કેદીઓને આંદામાન ટાપુમાં મોકલવામાં આવે છે અને બાળ કેદીઓને 'રેફરમેટરી'માં રાખવામાં આવે છે. જેલમાં કેદીઓને ધંધાદારી કે ઔદ્યોગિક કેળવણી આપવામાં આવે છે.

## પ્રશ્નો

(૧) નવા કાયદા પ્રમાણેનો મધ્યવર્તિ અને પ્રાંતિક સરકાર વચ્ચેનો સંબંધ સ્પષ્ટ રીતે સમજાવો.

(૨) પ્રાંતિક સ્વરાજ્ય એટલે શું? નવા કાયદા પ્રમાણેના પ્રાંતિક સ્વરાજ્યની ભાવનામાં શી શી ખામીઓ રહી ગઈ છે તે બતાવો.

(૩) નવા કાયદા મુજબનું પ્રાંતિક ધારાસભાનું બંધારણ અને તેની સત્તા પર ટૂંક નોંધ લખો.

(૪) ગવર્નરની ખાસ જવાબદારી અને તેની વિશિષ્ટ સત્તા વિષે વિવેચન કરો.

(૫) હિંદનાં નવાં બંધારણ પ્રમાણે પ્રાંતનો કારોબારી વહીવટ કેવી રીતે ચલાવવામાં આવે છે તે લખો.

(૬) સ્થાનિક સ્વરાજ્ય એટલે શું? સ્થાનિક સ્વરાજ્યની જુદી જુદી સંસ્થાઓના બંધારણનું અને કાર્યનું ટૂંક વર્ણન કરો.

(૭) કલેકટરનાં કાર્ય અને તેની સત્તા પર ટૂંક નિબંધ લખો.

(૮) સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ જાહેર જનતા માટે શા ઉપયોગની છે તે સમજાવો.

(૯) પ્રાંતિક અને મધ્યવર્તિ સરકારનાં આવક-જાવકનાં ખાતાં ગણાવો અને 'હિંદી સરકારનું સંરક્ષણ ખાતું' એ વિષય ઉપર ટૂંક નોંધ લખો.

—સમાપ્ત—

